શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળા, ગ્રં. ૫૬

# આપણા કવિઓ

## ખંડ ૧ : નરસિંહયુગની પહેલાં

લેખક

કેશવરામ કાશીરામ શાસ્ત્રી

પંડિત, સંશોધન વિભાગ
ગુજરાત વર્નાક્યુલર સોસાયટી

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી : અમદાવાદ

## શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળાનો

# ઉપોદ્‌ઘાત

સુરતના વતની અને ધંધાર્થે મુંબઈનિવાસી સ્વર્ગવાસી શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસે તા. ૧૬ મી સપ્ટેમ્બર સન ૧૮૭૭ને રોજ વિલ કર્યું હતું, તે અન્વયે પ્રથમ સન ૧૮૮૦માં રૂ. ૨૦૦૦ સોસાયટીને મળ્યા, એવી શરતે કે તેના વ્યાજમાંથી સામાજિક સુધારો થાય એવાં પુસ્તકો તૈયાર કરી છપાવવાં.

સદ્દહુ શેઠ હરિવલ્લભદાસે અમુક પ્રસંગ બન્યા પછી બાકી રહેલી પોતાની તમામ મિલ્કત પુસ્તકપ્રચારને માટે સોસાયટીને અર્પણ કરેલી છે. તે અન્વયે ૧૮૯૪માં રૂ. ૧૮૦૦૦ની સરકારી નોટો સોસાયટીને મળી છે. આ રીતે કુલ રૂ. ૨૦૦૦૦ની નોટો પુસ્તક તૈયાર કરાવવા માટે સદ્દહું વિદ્યાવિલાસી પરોપકારી ઉદાર ગૃહસ્થ તરફથી મળી છે. સદ્દહું વિલની રૂએ એમની મિલ્કતની છેવટની રકમ રૂ. ૫૦૦૦ ની સરકારી લોનો સન ૧૯૩૩માં સોસાયટીને વધુ મળી એટલે એ ફંડ વધીને રૂ. ૨૫૦૦૦ નું થયું છે. આજ પર્યંત નીચેનાં પુસ્તકો "શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળા" તરીકે પ્રસિદ્ધ થયાં છે.

૧ કયી કયી નાતો કન્યાની અછતથી નાની થતી જાય છે અને તેનાં કારણો તથા સુધારો કરવાના ઉપાય વિષે નિબંધ.
૨ માને શિખામણ
૩ નીતિમંદિર
૪ બાળલગ્નથી થતી હાનિ
૫ પુનર્વિવાહની પૂરેપૂરી સોળે સોળ આના ફજેતી
૬ ભોજન વ્યવહાર ત્યાં કન્યા-વ્યવહાર
૭ ધાર્મિક પુરુષો
૮ ઉદ્યોગી પુરુષો
૯ બેન્જામીન ફ્રેન્કલિન
૧૦ બોધક ચરિત્ર
૧૧ સદ્વર્તન
૧૨ રઘુવંશ કાવ્ય (અનુવાદ)
૧૩ જાદવજી દાદાજી ચોધરીનું જીવનચરિત્ર

૧૪ ગુજરાતનો પ્રાચીન ઈતિહાસ
૧૫ ગુજરાતનો અર્વાચીન ઈતિહાસ,
૧૬ નીતિસિદ્ધાંત
૧૭ ફ્રાન્સિસ બેકનનું જીવનચરિત્ર
૧૮ શેઠ હરગોવિંદદાસ બાળગોવિંદદાસનું જીવનચરિત્ર
૧૯ પરોપકાર
૨૦ ઢોરનું ખાતર
૨૧ જગતનો અર્વાચીન ઈતિહાસ
૨૨ કિરાતાર્જુનીય (મૂળ સાથે ગૂ. ભાષાંતર)
૨૩ વિવિધ પ્રકારના હુન્નરોપયોગી તેજાબો
૨૪ વાર્નિશ
૨૫ જીવનનો આદર્શ
૨૬ કીર્તિકૌમુદી (અનુવાદ)
૨૭ શિશુપાલવધ ( „ )
૨૮ હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો ઉદય
૨૯ રસાયન શાસ્ત્ર
૩૦ બ્રિ. હિંદુસ્તાનનો આર્થિક ઈતિહાસ. ભા. ૨ જો
૩૧ જાપાનની કેળવણીપદ્ધતિ
૩૨ શિશુપાલ વધ-ઉત્તરાર્ધ
૩૩ લેન્ડોરના કાલ્પનિક સંવાદો, ભાગ ૧
૩૪ ખગોળવિદ્યા
૩૫ લેન્ડોરના કાલ્પનિક સંવાદો, ભાગ ૨
૩૬ માનસશાસ્ત્ર
૩૭ શિક્ષિત આર્યસંતાનોનું આરોગ્ય
૩૮ સહકાર પ્રવૃત્તિ
૩૯ અંગ્રેજી રાજ્યબંધારણ
૪૦ ઉદારમત વાદ
૪૧ સચિત્ર શારીરવિદ્યા
૪૨ હિંદી તત્ત્વજ્ઞાનનો ઈતિહાસ, પૂર્વાધ
૪૩ „ ઉત્તરાર્ધ
૪૪ બંગાળી સાહિત્યનો ઇતિહાસ
૪૫ સંરક્ષણવાદ
૪૬ હિંદી સાહિત્યનો ઇતિહાસ
૪૭ ઉપનિષદ્‌વિચારણા
૪૮ હિંદુ રાજ્યવ્યવસ્થા
૪૯ સગાળશા આખ્યાન
૫૦ વહાણવટાની પરિભાષા
૫૧ અપભ્રંશપાઠાવલિ
૫૨ અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન, ભાગ ૧
૫૩ „ ભાગ ૨
૫૪ „ ભાગ ૩
૫૫ જંતુશાસ્ત્રપ્રવેશિકા
૫૬ આપણા કવિઓ, ખંડ ૧

ગુ. વ. સોસાયટી
અમદાવાદ
તા. ૨૯-૩-૪૨

**કેશવરામ કા. શાસ્ત્રી**
કા. ચ. આસિ. સેક્રેટરી

# અનુક્રમણિકા

**ઉપોદ્ઘાત** 	૯

આર્યોનું આગમન (૯), હિંદમાં આર્યોની સ્થિરતા (૧૨), આર્યેતર પ્રજાના સંપર્કના પુરાવા (૧૭), વેદની અસલ ભાષા (૧૮), આર્યભાષા (૨૦), ભારતી ભાષા (૨૫), પ્રાકૃત ભાષાઓ (૨૭), પ્રાકૃતોના પ્રાંતીય ભેદો (૩૧), અપભ્રંશ (૩૬), ઉપસંહાર (૩૮).

**ખંડ ૧ : નરસિંહયુગની પહેલાં**

| | |
|---|---|
| ઉપક્રમ : | ૩ |
| "ગૂજરાતી" નામકરણ | ૩ |
| ગૌર્જર અપભ્રંશ | ૯ |
| "અપભ્રંશ"–નામકરણ | ૧૩ |
| આચાર્ય હેમચદ્રનો અપભ્રંશ | ૧૯ |
| **નરસિંહયુગ પહેલાંનું સાહિત્ય** | ૨૩ |
| ગૌર્જર અપભ્રંશ કે પ્રાચીન ગૂજરાતી (પ્રથમ ભૂમિકા) | ૨૩ |

૧. વસુદેવહિંડી (૨૪), ૨. ઉદ્યોતનસૂરિ–કુવલયમાલા (૨૮), ૩. રુદ્રટ–કાવ્યાલંકાર (૩૧), ૪. આનંદવર્ધન–ધ્વન્યાલોક (૩૧), ૫. કાલિદાસ–વિક્રમોર્વશીય (૩૨), ૬. જોઇંદુની કૃતિઓ (૩૩), ૭. ચતુર્મુખ સ્વયંભૂ–ત્રિભુવન સ્વયંભૂની કૃતિ (૩૪), ૮. મહાકવિ પુષ્પદંતની કૃતિઓ (૩૬), કવિ ધનપાલ–ભવિસ્સત્તકહા (૩૯), ૧૦-૧૧. ધવલ (૪૨), ૧૨. ચંદ્રમુનિ (૪૨), ૧૩. કવિ ધનપાલ-સત્યપુરમંડનમહાવીરોત્સાહ (૪૪), ૧૪-૧૫. ધનંજય-ધનિક-દશરૂપક ટીકા (૪૬), ૧૬. સાગરદત્ત (૪૭), ૧૭. નયનન્દીની કૃતિઓ (૪૭), ૧૮. ભોજ–સરસ્વતીકંઠાભરણ (૪૮), ૧૯. કનકામર–કરકંડુચરિય (૫૮), ૨૦. મહેશ્વરસૂરિ–સંજમમંજરી (૬૧)

ગૌર્જર અપભ્રંશ કે પ્રાચીન ગૂજરાતી (દ્વિતીય ભૂમિકા) ૬૨

**હૈમયુગ**—૧. અભયદેવસૂરિ-જયતિહુઅણ (૬૨), ૨. સાધારણ-વિલાસવઇ-કહા (૬૩), ૩. દેવચંદ્ર-શાંતિનાથચરિત્ર (૬૩), ૪. ધાહિલ-પઉમસિરિ-ચરિઉ (૬૩), ૫. જિનદત્તસૂરિની કૃતિઓ (૬૩), ૬. પલ્હ-પટ્ટાવલી (૬૬), ૭. વાદિદેવસૂરિ-ગુરુસ્તવન (૬૭), ૮. લક્ષ્મણગણી-સુપા-સનાહ-ચરિત્ર (૬૮).

**૯. આચાર્ય હેમચંદ્ર** (૬૮), શૌરસેની-મહારાષ્ટ્રી વચ્ચે વિલક્ષણતા (૭૨), અપભ્રંશ (૭૩), ૧૦. હરિભદ્રસૂરિ-નેમિનાહચરિઉ (૮૯), ૧૧. દેવ-સેનસૂરિ-શ્રાવકાચાર (૯૩), ૧૨. વરદત્ત-વૈરસામિચરિઉ (૯૪), ૧૩. રત્નપ્રભ-અંતરંગ સંધિ (૯૫),

**હૈમયુગાનુસારી સાહિત્યકીય અપભ્રંશ** (૯૬), ૧. સોમપ્રભ-કુમારપાલ-પ્રતિબોધ (૯૬), ૨-૩. વાગ્ભટ-સિંહદેવગણી-કાવ્યાનુશાસન (૧૦૩), ૪. અમરકીર્તિ-છક્કમ્મુવએસા (૧૦૪), ૫. જયદેવગણી-ભાવનાસંધિ-પ્રકરણ (૧૦૫), ૬. જયમંગલસૂરિ-મહાવીરજન્માભિષેક (૧૦૬), ૭. જિનપ્રભસૂરિની કૃતિઓ (૧૦૭), ૮. નર્મદાસુંદરી કથા-ગૌતમસ્વામિ-ચરિત્ર (૧૦૯), ૯. મેરુતુંગ-પ્રબંધચિંતામણિ (૧૦૯), ૧૦. પ્રકીર્ણ કવિઓ (૧૧૫).

**ઇતર અપભ્રંશ કૃતિઓ** (અન્યપ્રાંતીય) ૧૧૬

૧. તિલ્લોપાદ-દોહાકોશ (૧૧૭), ૨. સરહદો-હાકોશ (૧૨૦), ૩. કણ્હ-પાદ-દોહાકોશ (૧૨૨), ૪. પ્રકીર્ણ પદ્યો (૧૨૫), ૫. ડાકાર્ણવ (૧૨૬), ૬. વિદ્યાપતિ-કીર્તિલતા (૧૨૮), ૭. પ્રાકૃતપિંગલ (૧૩૧), ૮. ત્રિવિક્રમ-વાલ્મીકિસૂત્રો (૧૩૪), ૯. માર્કંડેય-પ્રાકૃતસર્વસ્વ (૧૩૬), ૧૦. લક્ષ્મીધર-ષડ્ભાષાચન્દ્રિકા (૧૪૧), ૧૧. સિંહરાજ-પ્રાકૃતરૂપાવતાર (૧૪૨).

**રાસયુગ** ૧૪૩

રાસકાવ્યોનો ઉદ્ગમ અને વિકાસ (૧૪૩).

**રાસયુગની ભાષા** ૧૫૪

રાસયુગના કવિઓ (વિક્રમનું ૧૩ મું શતક) ૧૫૬

૧. શાલિભદ્રસૂરિની કૃતિઓ (૧૫૬), ૨. મહેન્દ્રસૂરિશિષ્ય-જંબૂસામિ-ચરિત્ર (૧૬૧), ૩. વિજયસેનસૂરિ રૈવંતગિરિરાસુ (૧૬૬).

રાસયુગના કવિઓ (ચાલુ—વિક્રમનું ૧૪ મું શતક) ૧૭૫

૪. વિનયચંદ્રસૂરિની કૃતિઓ-નેમિનાથચતુષ્પદિકા ને ઉપદેશમાલાકથાનક-છપ્પય (૧૭૫), ૫. સપ્તક્ષેત્રિરાસુ (૧૮૧), ૬. જિનેશ્વરસૂરિ-વીવાહલુ (૧૮૯), ૭. જગડુ-સમ્યક્ત્વમાઇ ચઉપઇ (૧૯૩), ૮. સંવેગમાતૃકા (૧૯૫), ૯. પેથડરાસ (૧૯૭), ૧૦. કચ્છૂલી રાસ (૨૦૭), અંબદેવસૂરિ-સમરારાસુ (૨૧૧), ૧૨. ધર્મકલશ-જિનકુશલસૂરિપટ્ટાભિષેક રાસ (૨૨૧), ૧૩. સારમૂર્તિ-જિનપદ્મસૂરિપટ્ટાભિષેક રાસ (૨૨૭), ૧૪. ધવલગીતો (૨૨૮), ૧૫. જિનપદ્મસૂરિ-સિરિથૂલિભદ્દ ફાગુ (૨૩૨), ૧૬. પદ્મની કૃતિઓ (૨૩૭), ૧૭. સોલણુ-ચર્ચરી (૨૪૧), ૧૮. રાયસિહર-નેમિનાથ ફાગુ (૨૪૪), ૧૯. સર્વાનંદસૂરિ-મંગલકલસ ચોપાઇ (૨૫૧).

૧૪ મા શતકનું ગદ્ય ૨૫૩

૧. આરાધના (૨૫૩), ૨. સંગ્રામસિંહ-બાલશિક્ષા (૨૫૬), ૩. અતિચાર (૨૬૦), ૪. સર્વતીર્થ-નમસ્કાર (૨૬૧), ૫. નવકારમંત્રવ્યાખ્યાન (૨૬૩), ૬. અતિચાર (૨૬૪).

રાસયુગના કવિઓ (ચાલુ—વિક્રમનું ૧૫ મું શતક) ૨૬૫

મધ્યકાલીના ગૂજરાતીની પ્રથમ ભૂમિકા ૨૬૬

૧. શાલિભદ્રસૂરિ-પંડવચરિત (૨૬૬), ૨. જયાનંદસૂરિ-ક્ષેત્રપ્રકાશ રાસ (૨૭૨), ૩. વિનયપ્રભ-ગૌતમ રાસ (૨૭૩), ૪. જિનોદયસૂરિ-ત્રિવિક્રમ રાસ (૨૭૯), ૫. પહરાજ-જિનોદયસૂરિસ્તુતિ-છપ્પય (૨૮૧), ૬. વિદ્ધણુ-જ્ઞાનપંચમી ચોપાઇ (૨૮૩), ૭. વિજયભદ્ર-હંસરાજ ચઉપઇ—અસાઇત-હંસાઉલી (૨૮૪), ૮. મેરુનંદન ગણી-જિનોદયસૂરિ-વિવાહલઉ (૨૮૯), ૯. દેવસુંદરસૂરિ-શિષ્ય—કાકબંધિ ચઉપઇ (૨૯૩), ૧૦. શ્રીધર વ્યાસ-રણમલ્લ છંદ વગેરે (૨૯૫), ૧૧. હંસ-શાલિભદ્ર રાસ (૩૦૩), ૧૨. જયશેખરસૂરિની કૃતિઓ (૩૦૫), ૧૩. વસ્તિગ-ચિહુગતિની વેલ-

ચોપાઇ (૩૧૮), ૧૪. ભીમ–સદયવત્સચરિત (૩૧૯), ૧૫. અબ્દુર રહેમાન–સંદેશક રાસ (૩૨૨), ૧૬. શાલિભદ્રસૂરિ–વિરાટપર્વ (૩૨૮), ૧૭. સોમસુંદરસૂરિ–રંગસાગરનેમિનાથ ફાગુ (૩૩૧), ૧૮. ખરતરગુરુ–ગુણ–વર્ણન–છપ્પય (૩૩૮), ૧૯. હીરાણંદસૂરિ–વિદ્યાવિલાસ પવાડુ (૩૪૦). ૨૦. કીર્તિમેરુની કૃતિઓ (૩૪૫), ૨૧. સોમકુંજર–ખરતરગચ્છ–પટ્ટાવલી (૩૪૭).

**૧૫ મા શતકનું ગદ્ય** ૩૪૯

૧. તરુણપ્રભાચાર્ય–પ્રકીર્ણ કથાઓ (૩૫૦), શ્રીધર–ગણિતસાર–મૂળ. ગદ્યાનુવાદ (૩૫૩), ૩. સોમપ્રભસૂરિ–ઔક્તિક (૩૫૪), ૪. તિલક–ઉક્તિસંગ્રહ (૩૫૫), ૫. કુલમંડન ગણી–મુગ્ધાવબોધ ઔક્તિક (૩૫૬), ૬. ગુણરત્નસૂરિ–ક્રિયારત્નસમુચ્ચય (૩૬૩), ૭. શ્રાવકવ્રતાદિ આચાર (૩૬૬), ૮. સોમસુંદરસૂરિ–પ્રકીર્ણ કથાઓ (૩૬૭), ૯. માણિક્યસુંદરસૂરિ–પૃથ્વીચંદ્રચરિત (૩૭૦).

**ઉપસંહાર** ૩૭૭

**પરિશિષ્ટ** ૧ : દ્વૈતીયિક પ્રાકૃતોની વર્ણમાળા ૩૮૫

,, ૨ : દ્વૈતીયિક મુખ્ય પ્રાકૃતો ૩૮૭

૧. અશોકની ભાષા (૩૮૭), ૨. પાલિ અને અર્ધમાગધી (૩૯૨), ૩. શૌરસેની–મહારાષ્ટ્રી પ્રાકૃત (૩૯૪), ૪. માગધી (૪૦૫).

,, ૩ : ભરતેશ્વરબાહુબલિ રાસ ૪૦૭

,, ૪ : ગૂજરાતી ગરબાઓનું મૂળ ૧૧૬

# ઉપોદ્‌ઘાત

**ગૂજરાતી** ભાષાનાં મૂળ કેટલા જૂના સમય સુધી જાય છે તે બતાવવાનો પ્રસ્તુત ગ્રંથનો આશય છે. તેમાં કેટલી સફળતા મળી છે, તે તેના અભ્યાસકો જ સમજી શકશે. આપણી આ ભાષાનું "ગૂજરાતી" ભાષા તરીકે નામ બહુ મોડે પ્રસિદ્ધિમાં આવ્યું છે, એ વિશે ગ્રંથમાં માહિતી આપવામાં આવી છે. આ દેશની વિજેતા ગુર્જર પ્રજાને લીધે "ગૂજરાતી" નામ પડયું, પણ તેથી તે બહારથી આવેલી નવી ભાષા–નવા કોઈ કુળની ભાષા નથી; એ તો આર્યકુળની જે ભાષાઓ છે તેમાંની જ એક છે. ગૌર્જર અપભ્રંશનો મુખ્ય સંબંધ પ્રાકૃત (standard) ભાષા—દંડીએ જેનું નામ સૌથી પ્રથમ 'મહારાષ્ટ્રી' આપ્યું છે તે—ની સાથે છે. જન્ય-જનક જેવો તે સંબંધ એના અવતારથી સ્ફુટ છે. વિદ્વાનો દ્વૈતીયિક પ્રાકૃત (Secondary Prakrits) તરીકે જે ભાષાઓને સ્વીકારે છે, તેમાં મહારાષ્ટ્રી અને તજ્જન્ય અપભ્રંશનો સ્વીકાર છે. આ આર્યકુલની ભાષાઓનાં મૂળ વેદની ભાષા અથવા તો વેદની ભાષા જેમાંથી ઊતરી આવી છે તે "ભારતી" ભાષાના પ્રભવસ્થાન તરીકે રહેલી આદિમ આર્ય ભાષામાં છે. આ આદિમ આર્ય ભાષા અને તેના બોલનારાઓના વિષયમાં કાંઈ પણ માહિતી મળતી હોય તો તે આપવાનો પ્રથમ અહીં એક અલ્પ પ્રયત્ન કરવામા આવે છે.

## આર્યોનું આગમન

ઉપર બતાવેલી આદિમ આર્ય ભાષા બોલનારા આર્યો હિંદમાં ક્યાંક અન્ય પ્રદેશમાંથી આવી વસ્યા છે, એ વિષયમાં હવે બહુ શંકાને કારણ નથી રહ્યું. સિંધમાં મોહેન્જોડારો અને પંજાબમાં હરાપ્પાના અવશેષોના ખોદકામનું કાર્ય સદ્ગત રખાલદાસ બેનરજી વગેરેએ

આદર્યું અને તેની સંપૂર્ણ માહિતી આપવાનું કાર્ય સર જહૉન માર્શલે કરી આપ્યું, તે પછી એ નિશ્ચિત થઈ ચૂક્યું છે કે મોહેન્જોડારો અને હરાપ્પાની સંસ્કૃતિ એ આર્યોની સંસ્કૃતિ નથી.[૧] ઋગ્વેદમાં મૂર્ત થતું જીવનચિત્ર નિરાળું છે. મોહેન્જોડારો અને હરાપ્પાની સંસ્કૃતિ એલમ અને મેસોપોટેમિયાની સંસ્કૃતિ સાથે સુમેળ ખાય છેઃ નાની કળાઓ, નગરરચના, ચિત્રલિપિ, સીલોનું સામ્ય એ વગેરેમાં ખૂબ મળતાપણું છે. આનો વિચાર કરતાં મેસોપોટેમિયાની સંસ્કૃતિ જેટલા ઈ. સ. પૂ. ૩૫૦૦–૩૦૦૦ વર્ષ ઉપર મોહેન્જોડારો અને હરાપ્પા હિંદના ઉત્તર ભાગમાં સમૃદ્ધ શહેરો તરીકે હતાં, એમ સ્વીકારવામાં બાધ ખાસ નથી લાગતો.

આમ આર્યો અહીં હિંદમાં ન હોય, અથવા આવવા માંડયા હોય, તે સમય ઈ. સ. પૂર્વે ૩૫૦૦–૩૦૦૦ વર્ષનો છે. આર્યો હિંદમાં ક્યારથી આવવા માંડ્યા હશે એ વિષયમાં સંશોધકોએ અનેક તર્ક વિતર્કો દોડાવ્યા છે; પણ નિશ્ચિત સમય નક્કી કરવાના બધા પ્રયત્નો સફળ થયા જણાતા નથી. પણ એટલું ખરું કે ઈ. સ. પૂર્વે ૧૪૦૦ વર્ષ પછીના કાળમાં તો ઋગ્વેદની સંસ્કૃતિ અર્પનારા આર્યો અહીં આવ્યા નથી; વચ્ચેના આશરે ૨૦૦૦ વર્ષના ગાળામાં જુદે જુદે સમયે આર્ય પ્રજાએ હિંદમાં આવી સપ્તસિંધુના પ્રદેશનો સંપૂર્ણ કબજો મેળવી લીધો હતો.[૨] ઘણું કરી ઋગ્વેદનાં સૂક્તો રચાયે જતાં હતાં તે જમાનામાં આસામથી સિંધુ સુધીમાં રાજપૂતાનાનો સમુદ્ર આવેલો હતો, અને સંભવતઃ અત્યારનો દક્ષિણનો પ્રદેશ હિંદી મહાસાગરના નાના મોટા ટાપુઓ સાથે છેક ઑસ્ટ્રેલિયા સુધી એક ખંડ રૂપે હતો, જે એશિયા

---

૧. Cambridge Shorter History by J. Allan & others (1934), p. 5

૨. Studies in Indian Antiquities by H. Raychaudhari (1932), p. 50

સાથે આસામના પ્રદેશ નજીક સંયોગીભૂમિથી જોડાતો હતો.[3] સપ્ત-સિંધુના પ્રદેશનો વેપાર વહાણો મારફત દક્ષિણના પ્રદેશ સાથે જોડાયેલો હશે. ઋગ્વેદના પણિ એ વેપારીઓ આ વેપાર ચલાવતા હોવાની સંભાવના છે. ઋગ્વેદમાં દક્ષિણના પ્રદેશનો વિસ્તૃત સ્વરૂપમાં ક્યાંય પણ નિર્દેશ નથી; વિંધ્ય સુધ્ધાંનો નિર્દેશ નથી.[4] ઋગ્વેદના બીજા મંડળમાં उर्जयन्ती (ઉર્જયન્ત–ગિરનાર પર્વત–અત્યારના કાઠિયાવાડ–સૌરાષ્ટ્રમાં આવેલા)નો નિર્દેશ છે.[5] અને તે આર્યેતર પ્રજાની સત્તા નીચે હોવાનું ત્યાં કહ્યું છે. દક્ષિણાપથનો પણ માત્ર સામાન્ય નિર્દેશ છે; વિશેષ કાંઈ પણ પરિચય મળતો નથી; એટલે તેનાથી આજનો દક્ષિણનો જ પ્રદેશ ઉદ્દિષ્ટ છે એમ ચોક્કસપણે કહી શકાય તેમ નથી.[6] રાજપૂતાનાના સમુદ્રને સ્થાને રણ ક્યારે થઈ ચૂક્યું હશે તે નક્કી કહી શકાતું નથી, પણ ઋગ્વેદમાં धन्वन् શબ્દના પ્રયોગોથી કોઈ રેતાળ પ્રદેશથી પણ ઋગ્વેદના ઋષિઓ પરિચિત હતા. એમ માની શકાય કે જેમ છેલ્લાં સો વર્ષમાં કચ્છના રણનાં પાણી ઓસરી ગયાં ને આજે રણ થઈ ચૂક્યું તેમ, ઈ. સ. પૂર્વે ૧૪૦૦ વર્ષ અને રામ-રાવણ યુદ્ધને–ઈ. સ. પૂર્વે ૨૧૦૦–૨૦૦૦ પૂર્વે સ્વીકારિયે તો તે અગાઉ ભૂસ્તરનો આ ફેરફાર થઈ ચૂક્યો હોય. આની સાથે અગસ્ત્યનું સમુદ્રપાન સરખાવી જવા જેવું છે. પૌરાણિક કાળમાં તો આપણે જોઈયે છિયે કે આર્યોનો દક્ષિણના દેશો સાથે ખૂબ સંપર્ક સધાઈ ગયો હતો. અને રામ-રાવણ યુદ્ધ એ એનો સારામાં સારો પુરાવો છે. સૂર્યવંશના પ્રતાપી રાજા રામચંદ્રે વાનરો વગેરે દક્ષિણની મૂળ પ્રજાની મદદથી આર્યેતર એવી રાક્ષસ પ્રજા ઉપર વિજય મેળવ્યો હતો. બેશક રાક્ષસોનો નેતા રાવણ અર્ધ–આર્ય એટલે કે રાક્ષસોમાં ઉત્પન્ન થયેલો હતો.[7]

---

૩. Rigvedic India by A. C. Das (1927), pp. 96–97

૪. એજન, પૃ. ૯૬ ૫. ઋ. વે. ૨–૧૩–૮

૬. Studies in Ind. Antiquities, pp. 50–53

૭. પૌરાણિક ઇતિહાસ, ડૉ. આ. બા. ધ્રુવ, પૃ. ૧૦

## હિંદમાં આર્યોની સ્થિરતા

પ્રાચીન હિંદ ભૂમિમાં જે મહાન ત્રણ યુદ્ધો થયાં તેમાંનું રામાયણનું યુદ્ધ વચ્ચેનું છે. એ સિવાયનાં બે યુદ્ધ તે ઋગ્વેદમાં દશ રાજાઓ સાથે આર્ય પ્રજાના નેતા સુદાસનું યુદ્ધ. જેમાં સુદાસે એ આર્ય અને આર્યેતર દશ રાજાઓ ઉપર વિજય મેળવી ઉત્તર ભારતમાં પોતાનું વર્ચસ્વ થાપ્યું.[૮] બીજું યુદ્ધ તે મહાભારતનું યુદ્ધ છે, ક્રમે જેને ત્રીજું સ્વીકારવામાં બાધ નથી. આ છેલ્લું યુદ્ધ આર્ય પ્રજાનો અંદર અંદરનો ઝઘડો છે, તેમાં પણ એક જ વંશના રાજાઓ વચ્ચે, કેમકે કૌરવો અને પાંડવો પિતરાઈ ભાઈઓ હતો પાંડવોના મુખ્ય રીતે મદદમાં ઊભેલા પાંચાલો પણ ઐલના વંશના જ હતા અને નિશ્ચિત રીતે તે ઉત્તર ભારતમાં જ લડાયું હતું.[૯]

ઉપર બતાવ્યું તેમ સુદાસ અને દશ રાજાઓ વચ્ચેનું યુદ્ધ ઋગ્વેદમાં ઉલ્લિખિત હોઈ ખૂબ જૂના સમયનું છે. અને મોહેન્જો-ડારોની સંસ્કૃતિ ઈ. સ. પૂર્વે ૩૫૦૦–૩૦૦૦ વર્ષ જેટલી જૂની હોવાને કારણે એ યુગસંધિ પછીના સમયમાં ક્યાંક થયેલું સંભવે.[૧૦]

રામ અને રાવણનું યુદ્ધ તો વિન્ધ્યથી દક્ષિણના પ્રદેશમાં થયું હોવા વિશે શંકા નથી. તેનો સમય હિંદની ઉત્તર ભૂમિ ઉપર આર્યો પૌરાણિક વિધાનો પ્રમાણે સારી રીતે સ્થિર થઈ ગયા પછીનો છે,

---

૮. સુદાસનો સમય અટકળે પેઢીએ ૨૦ વર્ષ ગણતાં ઈ. સ. પૂર્વે ૨૦૦૦–૨૧૦૦ લગભગ આવે છે. રામ–રાવણના યુદ્ધનો સમય પણ લગભગ એ જ આવી શકે છે; સો વર્ષ પછી આશરે.

૯. રામાયણ અને મહાભારતમાં જૂનો કયો ગ્રંથ એમાં મતભેદ છે. બંને મહાકાવ્યોની ભાષા, છંદ, પ્રયોગ, કથાનકોનાં આનુપૂર્વી ને સંસ્કાર, વગેરે જોતાં મહાભારત જૂનું છે. અને પ્રો. એચ. સી. રાયચૌધરીએ રામાયણની કથા મહાભારત વનપર્વમાંના રામોપાખ્યાન પછીની છે, તે પુરવાર કર્યું પણ છે. જુઓ Studies in Ind. His. pp. 25–34.

૧૦. જુઓ ઉપરની પાદટીપ.

જે ઈ. સ. પૂર્વે ૨૧૦૦–૨૦૦૦ નાં વર્ષોમાં સંભવી શકે. છેલ્લું યુદ્ધ મહાભારતનું થયું છે તેનો સમય નક્કી કરવાની પૌરાણિક માહિતીઓને આધારે શક્યતા છે.

આ બંને યુદ્ધો વિશે વૈદિક સાહિત્યમાં તદ્દન મૌન છે; જરા જેટલો પણ નિર્દેશ નથી. कुरून् अश्वे अभिरक्षति એવી એક ગાથા છાંદોગ્યોપનિષદ્(૪–૧૭–૯)માં મળે છે, તેવા અસ્પષ્ટ નિર્દેશથી કાંઈ ચોક્કસ મંતવ્ય બાંધી શકાય તેમ નથી; અને ઘણા બ્રાહ્મણ ગ્રંથો વેદની ઋચાઓ વગેરે નષ્ટ થઈ ચૂક્યાં છે. તેમાંનો ભવિષ્યમાં કોઈ ભાગ મળે ને કાંઈ માહિતી મળે તો જુદી વાત છે.

મહાભારતનું યુદ્ધ થઈ ગયા પછી થોડા જ મહિનાઓમાં રાજા પરીક્ષિતનો જન્મ થયો હોવાનું મહાભારત તેમ જ પુરાણો કહે છે. તેના જન્મથી માંડીને મગધમાં પહેલા નંદ રાજા મહાપદ્મનો રાજ્યાભિષેક થયો તે વચ્ચે ૧૦૫૦ (પાઠભેદે ૧૦૧૫) વર્ષનો[૧૧] ગાળો હતો. નવ નંદોએ કેટલાં વર્ષ રાજ્ય કર્યું એના વિષયમાં મતભેદ છે, પણ એ બધા મતભેદો ગાળીને પાર્જિટરે ૮૦ વર્ષ સ્વીકાર્યાં છે. તે ગણતરીએ ૧૦૫૦ (૧૦૧૫) + ૮૦ = ૧૧૩૦ (૧૦૯૫) વર્ષે ચંદ્રગુપ્ત મૌર્ય ઈ. સ. પૂર્વે ૩૨૨ માં ગાદીએ આવ્યો, જેનો સરવાળો કરતાં પરીક્ષિતનો જન્મ ઈ. સ. પૂર્વે ૧૪૫૨ (૧૦૧૫–વાળા પક્ષે ૧૪૧૭)માં લઈ શકાય, જે વર્ષમાં કે જેના આગલા વર્ષમાં મહાભારતનું યુદ્ધ થયાનું આવી રહે. પરંતુ પાર્જિટરને ૧૦૫૦ ના ગાળામાં શંકા છે અને તેથી તેઓ ઈ. સ. પૂર્વે ૯૫૦ લગભગમાં મહાભારત યુદ્ધને મૂકે છે.[૧૩]

---

૧૧. Pol. His. of Anc. India, P. 19

૧૨. એજન, પૃ. ૧૭૯

૧૩. એજન, પૃ. ૧૮૨. ત્યાં જ સદ્ગત ડૉ. જયસ્વાલે ઇ. સ. પૂર્વે ૧૪૨૪ કહ્યાનું પાર્જિટર કહે છે, જ્યારે એચ. સી. રાયચૌધરી પૌરાણિક દૃષ્ટિએ ઇ. સ. પૂર્વે ૧૪મી સદીના મધ્યમાં અને વૈદિક ગણતરીએ ૯ મી સદીના મધ્યમાં પરીક્ષિતનો જન્મ મૂકે છે. પછીના માટે જુઓ Pol. His. of Anc. India, p. 20–22.

આમ ૫૦૦ વર્ષનો ગાળો તેઓ માને છે. આ ભેદ નજીવો છે, અને છે તે માત્ર અટકળે લીધેલી ગણતરીને જ આભારી છે.

પરીક્ષિતનો સમય નક્કી થઈ જવાથી અથર્વવેદના સમયનો નિશ્ચય કરવાની સરળતા છે, કેમકે અથર્વવેદના ૨૦ મા કાંડમાં રાજા પરીક્ષિતનું વર્ણન આવે છે, જ્યાં એ કુરુ વંશનો હતો તેમ कौरव्यः पतिःથી કહેવામાં આવ્યું છે.[૧૪] પછી બ્રાહ્મણ ગ્રંથોમાં પરીક્ષિતના પુત્ર જનમેજયનો નામોલ્લેખ મળે છે,[૧૫] જ્યાં ગુરુ કાવષેયે પરીક્ષિતના પુત્ર જનમેજયનો રાજ્યાભિષેક કર્યાનું કહેવામાં આવ્યું છે. વેદત્રયીમાં અથર્વવેદનો સ્વીકાર નથી. પછીથી ચોથા વેદ તરીકે એ સ્વીકારાયો છે. એના અને જૂના બ્રાહ્મણગ્રંથોના સમયમાં બહુ ફેર નથી લાગતો; એટલે કે પરીક્ષિત અને જનમેજયના સમય ઈ. સં. પૂર્વે ૧૫મા શતક પછી આ પાછલું વૈદિક સાહિત્ય અસ્તિત્વમાં આવ્યાની સંભાવના છે. પાણિનિના સમય[૧૬] ઈ. સ. પૂર્વની છઠ્ઠી સદી પહેલાં એ પછીનું વૈદિક સાહિત્ય સિદ્ધ સ્વરૂપમાં થઈ ચૂકયાના વિષયમાં શંકાને કારણ નથી રહેતું. ઋગ્વેદના જૂના તેમ જ નવા ભાગોમાં પરીક્ષિતનું નામ નથી મળતું, પણ નવા ભાગમાં શંતનુનું નામ[૧૭] મળે છે; અને કાઠક સંહિતામાં ધૃતરાષ્ટ્ર-વૈચિત્ર વીર્યનું નામ[૧૮] મળે છે. શંતનુનું નામ દસમા મંડલમાં મળતું હોવાથી ઋગ્વેદનો જૂનો ભાગ શંતનુ પૂર્વે અસ્તિત્વમાં આવ્યાનું સંભવિત બને છે. અને પૌરાણિક ગાથા પ્રમાણે વ્યાસે વેદો વિભક્ત કર્યાનું સાચું હોય તો એ લગભગ આ સમય આવી રહે છે; પણ તેમાં અથર્વવેદને બાદ રાખવો જોઈયે. પરીક્ષિતની પૂર્વે દોઢસો વર્ષે શંતનુ થયાની શકયતા છે. એ જોતાં

૧૪. અ. વે. ૨૦-૧૨૭-૭થી૧૦

૧૫. ઐતરેય બ્રાહ્મણ, ૮-૨૧

૧૬. કોઇ પાંચમી સદી પણ કહે છે.

૧૭. ઋ. વે. ૧૦-૯-૮

૧૮. કા. સં. ૧૦૬

ઈ. સ. પૂર્વે ૧૫૦૦ વર્ષ લગભગમાં આપણને ઋગ્વેદનું અત્યારનું સ્વરૂપ મળ્યું હોવાના વિષયમાં બહુ શંકા રહેતી નથી. એ. બી. કીથે સમયની સંભાવના આપતાં ઋગ્વેદના નવા ભાગને ઈ. સ. પૂર્વે ૧૦૦૦–૮૦૦ અને જૂના ભાગને ઈ. સ. પૂર્વે ૧૨૦૦–૧૦૦૦ માં મૂકયો છે.[૧૯] આને પણ તફાવત ૫૦૦ વર્ષનો છે, જે પૌરાણિક ગણતરીને ખ્યાલમાં લેતાં ટાળી શકાય તેમ છે.

આ પ્રમાણે ઈ. સ. પૂર્વે ૩૫૦૦–૩૦૦૦ થી ઇ. સ. પૂર્વે ૧૫૦૦ ના વર્ષ સુધીમાં ઉત્તર ભારતમાં આર્યો સારી રીતે સ્થિર થઇ ગયા હતા; દક્ષિણના પ્રદેશમાં પગપેસારો સારી રીતે શરૂ થઈ ચૂકયો હતો. ઋગ્વેદના બીજા મંડળમાં ઉર્જયંતના પ્રદેશને આર્યેતર થાણું ગણાવ્યું છે, ત્યાં પણ યાદવો આવી ચૂકયા હતા.[૨૦]

એક વસ્તુ અહીં બતાવવી ઠીક થઇ પડશે કે ઋગ્વેદના જૂના બધા ભાગોનું રચન અહીં હિંદમાં આવ્યા પછી જ થયું છે એમ નથી. સપ્તસિંધુના પ્રદેશમાં આર્યોનાં થાણાંઓ સારી રીતે સ્થિર થયાનું ઋગ્વેદમાં મળે છે, તેમ છતાં તેમાંનો કેટલોક ભાગ એવો પણ છે કે જેનું રચન હિંદમાં ન પણ થયું હોય. સદ્દગત પ્રો. હર્મન

---

૧૯. Cambridge His. of India, Book I, p. 112

૨૦. અહીં યુગકલ્પનાને પણ લક્ષ્યમાં લેવા જેવી છે. યાદવો દ્વાપરના અંતમાં સ્થિર થઇ ચૂકયા હતા. મહાભારત યુદ્ધ દ્વાપરના અંતમાં થયું. ત્યાં-સુધીમાં–એટલે કે પૌરાણિક દૃષ્ટિએ સત્ય, ત્રેતા અને દ્વાપરયુગમાં ઐલથી માંડી અભિમન્યુ સુધી અને વૈવસ્વતથી માંડી બૃહત્ક્ષય સુધીમાં સરેરાશ ૯૫ પેઢી થાય છે, જેમાં ૧–૪૦ પેઢીમાં સત્યયુગમાં એટલે કે ચંદ્રવંશમાં દુષ્યંતના પૂર્વના રાજાઓ અને સૂર્યવંશમાં સગરથી પૂર્વના રાજાઓ થયા હતા; ૪૧–૬૫ ત્રેતાયુગમાં એટલે કે ચંદ્રવંશમાં ઋક્ષ સુધી અને સૂર્યવંશમાં રામચંદ્ર સુધી. જ્યારે ૬૬–૯૫ દ્વાપરમાં એટલે કે ચંદ્રવંશમાં સંવરણથી અભિમન્યુ સુધી અને સૂર્યવંશમાં કુશથી બૃહત્ક્ષય સુધીના રાજાઓ છે. જુઓ Anc. Ind. His. Trad. pp. 177 (પાદટીપ ૧૬ મે પાને ચાલુ)

જાકોબી અને સદ્દગત લોકમાન્ય બાળગંગાધર ટીળક એ ઉભય વિદ્વાનોએ જ્યૌતિષિક ગણતરીને આધારે સ્વતંત્ર રીતે એમ પુરવાર કરી આપ્યું છે કે વેદમાંનો કેટલોક ભાગ ઇ. સ. પૂર્વે ૪૫૦૦–૪૦૦૦ વર્ષની વાતોને પણ સાચવી રાખે છે. બીજા વિદ્વાનો જ્યૌતિષિક ગણતરીને પ્રમાણ તરીકે સ્વીકારવા તૈયાર નથી. પણ એક વસ્તુ આમાંથી તરી આવે છે કે ઋગ્વેદનાં કેટલાંક સૂક્તો એવાં સ્થળો અને સમયની વાતો પણ સાચવી રાખે છે કે જે આર્યાવર્ત અને આર્યાવર્તમાં આર્યો આવી સ્થિર થયા તે પૂર્વેની છે.[૨૧] તે જ રીતે પુરાણો અને જાતકોમાં આવતા ઘણા વંશો આ ભૂમિમાં ન પણ થયા હોય અને બીજે થયા હોય; વળી બધા આર્ય વંશના ન પણ હોય. આર્યો જે જે પ્રદેશોમાંથી જુદા જુદા જથ્થે ચાલ્યા

---

આ પેઢીઓ સરેરાશ ૨૦ વર્ષની ગણવામાં આવે તો ૧૯૦૦ વર્ષ અને ૩૦ વર્ષની ગણવામાં આવે તો ૨૮૫૦ વર્ષ એટલે કે ઇ. સ. પૂર્વે ૩૬૦૦ અને ૪૩૫૦ વર્ષ ઉપર ઇલ અને વૈવસ્વતના સમયને લઇ જાય. આપણે ૩૬૦૦ વર્ષવાળો પક્ષ સ્વીકારિયે તો મોહેન્જોડારોની સંસ્કૃતિની ઇ. સ. પૂર્વે ૩૫૦૦–૩૦૦૦ સુધીની માન્યતા છે, તે સાથે મેળ ખાઇ શકે અને આર્યો એ જ સમયમાં ઉત્તર ભારતમાં પ્રવેશ કરવા માંડયા હોવાનું સમજી શકાય. અને તો હિમાલયના મધ્યપ્રદેશમાંથી આવ્યાનું પાર્જિટર કહે છે, તે બંધ બેસી શકે. ત્યાંથી પશ્ચિમમાં વધતાં સો બસ્સો વર્ષ નીકળી જાય, જેને અંતે ઝઘડામાં મોહેન્જોડારો અને હરાપ્પાનો વિનાશ આર્યોને હાથે અથવા તો સંભવે કે કવેટાના છેલ્લા ધરતીકંપ જેમ કોઇ ધરતીકંપથી થવા પામ્યો હોય.

૨૧. સદ્દગત બાળગંગાધર ટીળકે એ પુરવાર કરી બતાવ્યું છે કે અથર્વ-વેદમાંના કેટલાક અનાર્ય શબ્દોનો મેળ ખાલ્ડિયાના ગ્રંથોમાંથી મળી આવે છે. જેમ ત્યાંના શબ્દો અને ગાથાઓ અથર્વવેદમાં આવી ગયાં છે તેમ અહીંના આર્ય શબ્દો પણ ત્યાં પહોંચી ગયા છે. અથર્વવેદ પાછળથી વેદ તરીકે સ્વીકારાયો અને પ્રાત્યો પણ બ્રાહ્મણમાન્ય બન્યા એ સમય ઋગ્વેદ અને અથર્વવેદ વચ્ચે સારો એવો ગાળો રાખી આપે છે.

આવ્યા હોય તે તે દેશની કથાઓ પરંપરાથી લેતા આવ્યા હોય. તે સાથે એમ પણ બન્યું હોય કે આર્યાવર્તમાં આવ્યા પછી અહીં જે જૂની પ્રજાઓ હતી તેમાંના પણ કેટલાક પ્રતાપી રાજવંશોની કથાઓ પુરાણોમાં સંકલિત થઇ ચૂકી હોય. મને એમ લાગે છે કે ભગવાન શિવે ત્રિપુરાસુરનો વધ કર્યાની જે વાત આપણે ત્યાં સચવાઈ રહી છે તે તેવી આર્યો આવ્યા પૂર્વેના કોઈ સ્થાનિક બનાવની સ્મૃતિ સાચવી રાખતી ગાથા છે. અને તેથી એમ અભિપ્રાય દીસે કે અહીંની જૂની આર્યેતર પ્રજાઓના પણ પ્રતાપી રાજવંશોની ગાથાઓ પુરાણોમાં જરૂર સંકલિત થઈ ચૂકી છે. પાર્જિટરે તો એમ પણ બતાવ્યું છે કે ઐલથી ઊતરી આવેલો ચંદ્રવંશ (ભારત વંશ) એ શુદ્ધ આર્યવંશ છે[૨૨] જ્યારે ઈક્ષ્વાકુ વંશ (માનવ વંશ) એ અહીંનો દ્રાવિડ વંશ છે. આ પાછલું વિધાન બરાબર નથી એમ ડૉ. આનંદશંકર ધ્રુવે સાબિત કર્યું છે અને એવું નિરાકરણ આપ્યું છે કે– "પુરાણોની સઘળી વિગત પ્રમાણભૂત લેતાં પણ એટલું જ નીકળે છે કે વૈશાલીના રાજાઓ દક્ષિણમાં ગયા, અને ત્યાં અનાર્ય જાતિની સ્ત્રીઓ—જેમકે કૈકેયી આદિ રાક્ષસીઓ—સાથે તેઓનો વિવાહ થઈ રાવણાદિ બ્રહ્મરાક્ષસો એટલે કે આર્ય-અનાર્ય જાતિના સંકરવાળા જનો ઉત્પન્ન થયા. રાવણના અનાર્યત્વ ઉપરથી એના દૂરના પૂર્વજ વૈશાલીના રાજવંશને અનાર્ય-દ્રાવિડ માનવો એ વિપરીત ગતિ છે."[૨૩]

## આર્યેતર પ્રજાના સંપર્કના પુરાવા

આ પુરાણોમાં જ નહિ, પણ વેદમાં પણ આર્યેતર પ્રજાના સંપર્કની સંભાવના છે. ડૉ. આનંદશંકર ધ્રુવ 'ઋગ્વેદ સંહિતાનું સમગ્ર વાતાવરણ આર્ય છે.' એમ કહે છે અને 'અનાર્ય વાતાવરણ એટલે

૨૨. Anc. Ind. His Traditions, પૃ. ૨૯૧ વગેરે

૨૩. પૌરાણિક ઇતિહાસ, પૃ. ૧૦-૧૧

શું એ બતાવનાર અથર્વવેદ છે,' એમ સ્પષ્ટ અભિપ્રાય દર્શાવે છે.[૨૪] ભાષાની દૃષ્ટિએ વિચાર કરવામાં આવે તો ખુદ ઋગ્વેદમાં પણ આર્યેતર શબ્દો મળી આવે છે; એટલે ભલે ઋગ્વેદમાં શુદ્ધ આર્ય સંસ્કૃતિ–શુદ્ધ આર્ય ભાષાસંસ્કાર જ જળવાઇ રહ્યાં હોય, પણ શબ્દોના વિષયમાં તો નજીકની ભિન્ન પ્રજાની અસર સ્વીકારવી જોઇયે. દાખલા તરીકે अणु, अरणि, कटुक, कपि, कला, काल, कितव, कुट, कुण्ड, गण, नाना, नील, नीहार, पुष्कर, पुष्प, पूजन, फल, बिल, बीज, मयूर, रात्रि, रूप, सायम्, वल्गु, એ જાણીતા શબ્દો ઋગ્વેદમાં પ્રયોજાયેલા છે.[૨૫] જેમ જેમ બ્રાહ્મણ ગ્રન્થોમાં આવતા જઇયે છિયે તેમ તેમ આવા આર્યેતર શબ્દોનું પ્રમાણ વધતું જાય છે. अटवी, अलर्क, आडम्बर, कम्बल, कुलाल, खड्ग, तण्डुल, तिल, फेण, मर्कट, व्रीहि, शव વગેરે શબ્દો તેવા છે.[૨૬]

## વેદની અસલ ભાષા

આમ ઘણા જૂના સમયમાં આર્યો ભારતવર્ષની આર્યેતર પ્રજાના સંપર્કમાં અનેક રીતે આવી ચૂકયા હતા, અને તેમની બોલીમાં પણ સ્થાનિક અંશોએ પ્રવેશ કરવા માંડ્યો હતો. એક મત એવો પણ છે કે આજે વેદ જે સ્વરૂપમાં મળી આવે છે, તે તેના અસલ સ્વરૂપમાં નથી. વેદમાં અનેક પ્રાંતિક બોલીઓના અંશો પણ મળી આવે છે. દૃષ્ટાંત તરીકે क्षील < સં. क्षीर, क्षुल्ल < સં. क्षुद्र, જેવાં રૂપો ગણાવી શકાય. ભારતવર્ષના પૂર્વ ભાગનું આ લક્ષણ છે; અને માગધીમાં रને સ્થાને ल જ અને ચૂલિકા પૈશાચીમાં તે વિકલ્પે મળે છે. આવી અસરનાં રૂપો પણ વેદમાં શુદ્ધ તરીકે સ્વીકારાઇ ગયાં છે. જેને સ્પષ્ટ રીતે પ્રાકૃત અસર જ ગણી શકાય તેવાં दूळभ, दूळभ < સં. दुर्लभ, दूणाश < સં. दुर्णाश,

૨૪. એજન, પૃ. ૧૨

૨૫. Ori. & Dev. of Bengali Lang. p. 42

૨૬. એજન, પૃ. ૪૨

गृह्णाति < સં. गृभ्नाति, हितम् < સં. धितम्, कीकट < સં. क्किृत, निकट < સં. निकृत, √ घट् < સં. प्रथ्, विकट < સં. विकृत, म्लेच्छ < સં. *म्लैक्ष, दण्ड < સં. *दन्द्र, √ पठ् < સં. प्रथ्, काट < સં. कर्त, आढय <સં. *आध्र्य, ( √ ऋध्-ઉપરથી), नापित < સં. स्नापित ( પાલિમાં नाहापित છે ), पुरोडाश < સં. पुरोदाश, प्रतिसंहाय < સં. प्रतिसंधाय, એ વગેરે રૂપો છે.[૨૭] એટલે વેદના સમયનું કે વેદનું અત્યારનું ભાષાસ્વરૂપ શુદ્ધ આર્ય સ્વરૂપમાં હોય તો એનાથી જૂના રૂપનું હોવું જોઇયે. એ જૂની ભાષામાંથી વેદની બોલીઓ અને ઇરાનની ગાથા–અવેસ્તા બોલીનો જન્મ છે. એક-માંથી બીજી થોડા જ ફેરફારથી પાલટી શકાય છે. એ બંનેનું મૂળ સ્વરૂપ જે હોઇ શકે તે આપવાનો પ્રયત્ન ડૉ. સુનીતિકુમાર ચાટુર્જ્યાએ ઋગ્વેદનો પ્રથમ મંત્ર અને પ્રસિદ્ધ ગાયત્રી મંત્ર ઉદાહૃત કરી કર્યો છે, તે આપવાથી ઉપરના વિધાનની પ્રતીતિ મેળવી શકાશે.[૨૮]

( મૂળ મન્ત્ર )

अग्निमीळे पुरोहितं यज्ञस्य देवमृत्विजम् ।
होतारं रत्नधातमम् ॥

( જૂનું ઇષ્ટ રૂપ )

अग्निम् इझ्दै पुरझ्–धितम्
यझ्नस्य दैवम् ऋत्विझम्
झ्होतारम् रत्न–धातमम् ॥

---

૨૭. આમાંનાં છેલ્લાં બે पाइअ सद्दमहण्णवोની પ્રસ્તા. પૃ. ૧૧ ઉપરથી લીધાં છે, જ્યારે બાકીનાં Ori. & Dev. of Bengali Lang. p. 44 ઉપરથી લીધાં છે. શબ્દોમાં જ્યાં * આવી નિશાની છે તે આર્યભાષાપ્રકારે શુદ્ધ રૂપો છે. *दन्द्र રૂપને મળતું ગ્રીક देन्द्रोन રૂપ જોતાં આર્ય બોલીમાં શુદ્ધ दन्द्रनी સંપૂર્ણ સંભાવના છે.

૨૮. Indo-Aryan & Hindi, p. 54 (1942)

ગાયત્રી મંત્રનું સંસ્કરણ તેમણે નીચે મુજબ બતાવ્યું છેઃ

( મૂળ મન્ત્ર )

तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि ।
धियो यो नः प्रचोदयात् ॥

( જૂનું ધ્રુ રૂપ )

तत् सवितुझ् वरेणिअम्
भर्गझ् दैवस्य धीमधि ।
धियझ् यझ् नस् प्र चौदयात् ॥

આ કે આવું કોઈ રૂપ પ્રચારમાં હોવાની સંભાવના છે.

## આર્ય ભાષા

એ તો હવે સારી રીતે સ્વીકૃત થઇ ચૂક્યું છે કે મૂળે આર્યોના પ્રાગૈતિહાસિક પૂર્વજો યુરોપ અને એશિયામાં ફેલાઇ ગયા તે પૂર્વે તેઓની એક ભાષા હતી; તે ભાષા તે એ કે જેને હાલ કૃત્રિમ નામ इन्डो-युरोपियन કે इन्डो-जर्मनिक આપવામાં આવ્યું છે. આ મૂળ આર્યો તે विरोझ ( =સં- वीर=મનુષ્ય અને आर्य=મનુષ્ય ) હતા તેવું વિદ્વાનો કહે છે. [૨૯] અને તેથી " विरोझની ભાષા " એવો શબ્દ યોજવામાં આવે તો એ વધુ શુદ્ધ અને નિર્દોષ લેખાય, એમ પી. જાઇલ્સ મત આપે છે. આ विरोझ કયા પ્રદેશમાં મૂળે રહેતા હતા તેનો હજી નિશ્ચય થઇ શક્યો નથી, એમ છતાં યુરોપ અને એશિયાની સરહદમાં ક્યાંક રહેતા હશે, તેવી સંભાવના કરવામાં આવે છે. ઘણા જ જૂના સમયમાં એઓ જથ્થાબંધ નીચે આવવા લાગ્યા. કેટલાક પશ્ચિમના પ્રદેશમાં ઊતરી યુરોપમાં સ્થિર થયા, જ્યારે કેટલાક નીચે દક્ષિણના પ્રદેશમાં વધતા ચાલ્યા. હંગેરીના પ્રદેશમાં, નીચે ઇટાલી અને ગ્રીસ અને મેસોપોટેમિયાના પ્રદેશમાં, અને એશિયામાં મધ્ય એશિયા અને મોંગોલ પ્રદેશમાં થતા થતા ઈરાન અને બાજૂના

૨૯. Cam. His. of India, Book I, p. 66

પ્રદેશોમાં આવી રહ્યા. આમાંના કેટલાક વધુ નીચે હિંદના સપ્ત-સિંધુના પ્રદેશમાં આવી રહ્યા તે આજની હિંદની આર્ય પ્રજાના પૂર્વજો. અને ચંદ્રવંશી ઐલ એવો જૂનામાં જૂનો જાણવામાં આવેલો આર્ય રાજા છે. કયે રસ્તેથી હિંદમાં આવ્યા એ નક્કી નથી; પણ એમ સર્વ રીતે સંભવે છે કે એક જ જૂથમાં નહિ પણ અનેક જૂથમાં એઓ એક જ માર્ગે નહિ પણ અનેક માર્ગે હિંદમાં અને તે પણ ખૂબ મોડા વહેલા આવ્યા હશે. હિંદમાં આવ્યા પછી પણ બધા જ અહીં જ રહી ગયા હોય તેમ પણ નથી બન્યું. અહીંથી ઉપરના પ્રદેશમાં પણ કેટલાક પાછા ગયા છે. હિંદમાં આવવાના બે માર્ગ તો પશ્ચિમ તરફના છેઃ ૧. ખૈબર વગેરે ઘાટોનો માર્ગ અને ૨. સમુદ્રમાર્ગ; ઉત્તર તરફનો માર્ગ હિમાલયના મધ્ય પ્રદેશમાં થઇને આવે છે. ટિબેટ સાથેનો સંબંધ હિંદને ઘણા જૂના સમયથી છે. એ બાજૂથી આર્યો આવ્યાનું પાર્જિટર કહે છે, તે ગેરવાજબી નથી; પણ તે સાથે પશ્ચિમના માર્ગો ઉપરથી આવ–જા થઇ હોવાની પણ પૂરી શકયતા છે. ઇરાનમાં ગાથા–અવેસ્તાની ભાષા અને ધર્મનું સ્વરૂપ જોતાં વેદમાં મળતા देव અને असुरના અર્થોથી ઊલટા અર્થો અને માન્યતા જોવામાં આવે છે. એનું સમાધાન મને તો એમ લાગે છે કે આર્યોનું એક જૂથ જે ત્યાં રહી ગયું, તેઓના મન્તવ્ય ઉપરથી પછીથી ગાથા–અવેસ્તાના સાહિત્યનો અવતાર થયો. હિંદમાં આવ્યા પછી આર્યોની પશ્ચિમ તરફના ભાઇઓ તરફ ઉપેક્ષાવૃત્તિ અને પછી ખૂબ દૂર જુદા પડી જતાં ભ્રાતૃતા ગઈ અને આખરે એ જ ભાઇઓ પાછળથી “ અસુરો ”માં ગણાઈ ગયા; જો કે મૂળે તો તે બાજૂના વતનને ઉદ્દેશીને “असुर” નામ મળેલું સંભવે છે. ટિબેટ સાથેનો આર્યોનો સંબંધ જતો કરાય તેમ નથી. त्रिविष्टप=સ્વર્ગ અને ત્યાંના વતની એ देव, એ અહીં આવેલા આર્યોના મુખ્ય જૂથનું એક સ્થાન સંભવે છે. ચંદ્રવંશી આર્યો એ માર્ગે હિંદમાં આવ્યા જેમ સંભવે છે તેમ સૂર્યવંશી આર્યો પશ્ચિમના માર્ગે હિંદમાં આવ્યા સંભવે છે. અને ઇ.

.ે. પૂર્વે ૧૪૦૦ વર્ષ લગભગના કેપેડોકિયામાં જર્મનોએ ખોદકામ રી મેળવેલા ઉત્કીર્ણ લેખોમાં इन्द्र, वरुण, मित्र અને नासत्यનાં નામો મળી આવ્યાં છે.[૩૦] મેસોપોટિયામાં મિટાનીના અવશેષોમાં આ આટલાં જૂનાં આ નામો મળી આવ્યાં છે, તે ઉપરથી કેટલાક વેદાનો તે પછી આર્યો હિંદમાં આવ્યાનું કહે છે. સદ્‌ગત બાળ ગંગાધર ટીળકે બતાવ્યું છે[૩૧] તે પ્રમાણે ખાલ્ડિયાની પ્રજા અને વેદની જા પરસ્પર સંપર્કમાં આવી હોય તો અહીંથી ગયેલા આર્યોની સંસ્કૃતિની છાંટ ત્યાં હોય, તે સાથે विरोज्ञનાં અનેક જૂથોમાંનું એક જૂથ ઇ. સ. પૂર્વે ૧૪૦૦ વર્ષથી ઘણા પૂર્વ સમયમાં ત્યાં ગયું હોય, અથવા વેદના વારાના પણિઓ દરિયામાર્ગે અહીંની સંસ્કૃતિ ત્યાં લઇ ગયા હોય, જેના સંસ્કારો પરંપરાએ ઊતરી આવ્યા હોય. થોડા જ ટુકડામાં બધું સમાઈ જવું જોઇયે એ ભ્રાંતિએ સમયનો સંકોચ કરવામાં આવે છે એ યુરોપિયનોની પદ્ધતિ બરાબર નથી લાગતી. મેસોપોટેમિયાની ઈ. સ. પૂર્વે ૩૫૦૦ વર્ષ ઉપરની સંસ્કૃતિને ખસેડી વિરોજ્ઞનાં ટોળાં ત્યાં ઊતરી આવી પોતાની સંસ્કૃતિ સ્થાપી શકયાં હોય તે ૧૬૦૦ વર્ષના ગાળામાં, એ અસંભવિત નથી; તેમ પણિ-ફિનિશિયન વેપારી)ઓએ દૂર પડેલી આર્ય ટોળીઓની સંસ્કૃતિ–માળા કેટલાક સમય સુધી જાળવી રાખી હોય તો તેના પરિણામે સામ્ય મળી આવે એ સંભવિત છે. અને એ જાણવામાં છે કે ઇ. સ. પૂર્વેના ૨ મી સદીના ઇજિપ્તના રાજાના એક લેખમાં યૌધેય વગેરે આર્ય જાતિઓનો નામોલ્લેખ મળી આવે છે. એ વગેરે જોતાં ઇ. સ. પૂ. ૧૪૦૦ પછી જ આર્યો જુદા પડી હિંદમાં આવ્યા એમ માનવું ગેરવાજબી છે. આર્ય જાતિઓ ભૃગુ, ભારત, મદ્ર, કુરુ વગેરેને મળતાં નામો ઈરાની સાહિત્યમાં તેમ ઇજિપ્તના[૩૨] ઇતિહાસમાં મળે તો તેથી તે જ

---

૩૦. Cam. His, of India, Book I, p. 72

૩૧. Vedanga Jyotish.

૩૨. Indo-Aryan & Hindi, p. 17

પ્રજા બધી જ ત્યાં થઇ અહીં આવી એમ ન માનવું જોઇયે. કેટલાંક કુળો ત્યાં રહ્યાં હોય, કેટલાંક જુદા જ કારણે જાણીતાં બન્યાં હોય અને તેથી તેમણે તે નામો સાચવી રાખ્યાં હોય, અને તેના ભાઇઓ હિંદમાં આવ્યા અને તેઓએ અહીં આવી નામો સાચવી રાખ્યાં. આર્ય પ્રજા સંરક્ષણશીલ હતી, ને બબ્બે હજાર વર્ષો સુધી પોતાનાં ગોત્રો આજે હિંદમાં ટકાવી રહી છે, તેના પૂર્વજો એવી રીતે જાતિ સાચવી ન રાખે તે માની શકાય નહિ. ભાષાસામ્ય, સંસ્કૃતિસામ્ય સેંકડાઓ સુધી રહી શકે છે, એ હિંદની પ્રજાના અભ્યાસીઓની જાણ બહાર નથી.

विरोझ પ્રજા મૂળ સ્થાનમાંથી ખસતી ચાલી અને ઉપર કહ્યું તેમ મોટા બે પ્રવાહમાં પથરાઇ. ભાષાશાસ્ત્રીઓએ આ બે પ્રજાના વિભાગ शतम् યૂથ અને केन्तम् યૂથની સંજ્ઞાથી પાડ્યા છે. પશ્ચિમમાં જઈ યુરોપમાં સ્થિર થયેલી પ્રજાએ क (કંઠ્ય ઉચ્ચાર) સાચવ્યો, તેથી केन्तम् યૂથને પાત્ર બની, ત્યારે મૂળ પ્રદેશના અંશો રાખતી રાખતી દક્ષિણમાં ઊતરતી ચાલી અને ઇરાન તેમ જ મોંગોલ પ્રદેશના પ્રવાહો દ્વારા હિંદ સુધી આવી તે બધીએ शकार (તાલવ્ય ઉચ્ચાર) સાચવ્યો, તેથી તે शतम् યૂથને પાત્ર બની. બંને શબ્દોનો અર્થ (સો) એક જ છે; મૂળ પણ એક જ છે. આ બે યૂથના વિભાગ પાડતાં અત્યારની ભાષાઓ સુધીમાં નીચે પ્રમાણે તે ઊતરી આવે છે:

विरोझनी ભાષા

| शतम्–યૂથ | केन्तम्–યૂથ |
|---|---|
| —૧ આર્ય | —૧ ગ્રીક |
| —૨ સ્લાવ | —૨ લેટિન |
| —૩ બાલ્ટિક | —૩ જર્મનિક |
| —૪ આર્મેનિયન | —૪ કેલ્ટિક |
| —૫ આલ્બેનિયન | —૫ હિટ્ટાઈટ |
| | —૬ તોખારિયન |

આમાંની જે આર્ય ભાષા, તેણે ઈરાન અને ભારતવર્ષની પ્રજાઓની ભાષાનાં ધાવણ આપ્યાં છે. આમ જોતાં આ પ્રમાણે અવતાર છેઃ




આર્યો હિંદમાં આવ્યા ત્યારે **ભારતી** ભાષા એવું નામ હું જેને આપવા ચાહું છું તેને લાવ્યા હતા. ઉપર બતાવ્યું છે તે પ્રમાણે અહીં આવ્યા પછી સ્થાનિક વિકારો અને બોલીઓના શબ્દોને આમેજ કરવાનું બની આવ્યું, જે ઋગ્વેદના જૂના ભાગની ભાષામાં પણ સ્પષ્ટ છે. આ રીતે આવતાં ભારતી ભાષા નીચેના બે પ્રકારોમાં વિભક્ત થયેલી આપણને મળે છેઃ



## ભારતી ભાષા

ઋગ્વેદનું ભાષાસ્વરૂપ એ દુનિયાના સાહિત્યમાંના સચવાયેલા સાહિત્યમાં જૂનામાં જૂનું છે. એનાથી પૂર્વનાં ભાષાસ્વરૂપો હજી મળ્યાં નથી. આ ભાષાસ્વરૂપ ઈ. સ. પૂર્વે ૨૦૦૦ વર્ષ જેટલું જૂનું હોવામાં શંકા નથી. ઋગ્વેદના ૧–૨ અને ૯–૧૦ મંડલની ભાષાનું સ્વરૂપ જૂના રૂપથી આ બાજૂનું છે; અને બ્રાહ્મણ ગ્રંથોના ભાષાસ્વરૂપના અંકોડા જેવું છે. અથર્વવેદનું ભાષાસ્વરૂપ, યજુર્વેદનું ભાષાસ્વરૂપ અને જૂના બ્રાહ્મણ ગ્રંથોનું ભાષાસ્વરૂપ એ સમસામયિક છે. આરણ્યકો અને ઉપનિષદોમાં મળતું ભાષાસ્વરૂપ તેમ જ સૂત્રગ્રંથો અને મહાભારત–રામાયણના જૂના ભાગોનું ભાષાસ્વરૂપ અચૂક પાણિનિના પૂર્વ સમયનું, એટલે કે ઈ. સ. પૂર્વે ૬ઠ્ઠા શતકનું છે. અહીં સુધીમાં ૧૫૦૦ વર્ષ જેટલો ગાળો રહે છે. ભાષા શિષ્ટ વર્ગમાં જે બોલાતી હતી તેના એ અવશેષો છે. મહર્ષિ પાણિનિએ એ નિત્યની બોલચાલની ભાષાનું વ્યાકરણ બનાવી આપ્યું છે. આ પૂર્વે પણ એ જીવંત ભાષાનાં અનેક વ્યાકરણો હતાં, તે ખુદ પાણિનિએ જુદા જુદા વૈયાકરણોના મતોનો પોતાના સૂત્રગ્રંથમાં ઉલ્લેખ કર્યો જ છે, તે ઉપરથી જાણી શકાય છે. યાસ્કનું નિરુક્ત તેમ જ કેટલાંક પ્રાતિશાખ્યો છે તે તે પૂર્વનાં છે. પાણિનિએ શિષ્ટ લોકભાષાને—તે વખતે ઉત્તર ભારતવર્ષમાં શિષ્ટ લોકોમાં સર્વમાન્ય થયેલી ભાષાને—નિયમોથી બાંધી લીધી; અને ભારતવર્ષ પાસે સાહિત્યકીય સંસ્કૃત ભાષા પાણિનિ, કાત્યાયન અને પતંજલિના પ્રયત્નોએ આવી પહોંચી. આ વૈદિક ભાષાની વાત થઈ. એ જ ગાળામાં નીચલા થરમાં પણ ભાષાપ્રકાર વ્યાપક થતો આવતો હતો. આનાં કારણો આ પૂર્વે આપવામાં આવ્યાં છે. વૈદિક ભાષાના સમયમાં જ બોલીના સ્વાભાવિક વિકારોએ આપેલા સ્વરૂપને સાચવતાં રૂપો ખુદ વેદની ભાષામાં મળે છે, તે રૂપો એ નીચલા થરની ભાષાનાં છે. ભારતી ભાષાનો એ એક મહાન ફાંટો છે. બીજા થરની (દ્વૈતીયિક) પ્રાકૃતોનાં જૂનાં સ્વરૂપો જાણવામાં નથી, પણ તેની જ દ્વિતીય ભૂમિકાનાં

સ્વરૂપો મળે છે, તેમાંની જૂનામાં જૂની પાલિ ભાષા અને અર્ધ-માગધીના અંશો આપણને ઈ. સ. પૂર્વેના ૬ઠ્ઠા શતકથી આ બાજૂના અચૂક રીતે મળે છે. એ પૂર્વેનું ભાષાસ્વરૂપ તે પહેલા થરની પ્રાથમિક અને દ્વૈતીયિક પ્રાકૃત ભાષા છે. એના બીજા થરની પ્રાકૃત ભાષાઓ જેમ અનેક પ્રાંતિક ભેદો હશે પણ ખરા, પણ કોઈ ગ્રંથ, લેખ કે સિક્કાને અભાવે તેનું સ્વતંત્ર સ્વરૂપ મેળવવાની સ્થિતિમાં આપણે નથી. માત્ર વેદ, બ્રાહ્મણ, આરણ્યક, ઉપનિષદો, સૂત્ર-ગ્રંથો અને મહાભારત-રામાયણની ભાષામાં અને છેક પાણિનિની સંસ્કૃત ભાષામાં ભારતીય લાક્ષણિકતાને છોડી દેતાં રૂપોમાંથી જ તેના અસ્તિત્વને મેળવી શકિયે છિયે. બીજા થરની પ્રાકૃત ભાષાઓનાં બુદ્ધ અને મહાવીરના સમયનાં જ રૂપો જો કે આપણે મેળવી શકતા નથી, છતાં તેઓના ઉપદેશો જે ભાષાઓમાં હતા તેના ઉપરથી તે પછીથી થયેલો સિલસિલાબંધ વિકાસ ગ્રંથસ્થ રૂપમાં મેળવી શકિયે છિયે; તેના પ્રાંતિક ભેદો પણ જાણી શકિયે છિયે.

પુરાણી માગધી ભાષાને ભગવાન બુદ્ધે પોતાના ઉપદેશોનું વાહન બનાવ્યું, જે પછીથી મધ્યદેશની પાલિ ભાષામાં સંકલિત થયું. એમનો પ્રદેશ મગધ હોવાને કારણે આ પાલિ ભાષાનું "માગધી" નામ આપવા પ્રયાસ થયેલો છે, પણ ડૉ. સુનીતિકુમાર ચાતુર્જ્યા બતાવે છે તે પ્રમાણે પાલિમાં માગધ દેશની લાક્ષણિકતા થોડી જ મળે છે, એથી ઊલટું ગંગા અને યમુનાના મધ્યપ્રદેશની લાક્ષણિકતા તેમાં ખૂબ જણાય છે, તેથી સંસ્કૃત ભાષા (આ નામ ભાષાને બહુ મોડું મળ્યું છે; છેક ઈ. સ. ની બીજી શતાબ્દી લગભગ—વાલ્મીકીય રામાયણમાં સૌથી પ્રથમ મળે છે[33]) જેમ મધ્યપ્રદેશની શિષ્ટમાન્ય લોકભાષા હતી, તે જ પ્રમાણે પાલિ એ જ મધ્યદેશની નીચલા થરની લોકભાષા હતી. ભગવાન બુદ્ધને તેના બે શિષ્યોએ છાંદસ ભાષામાં

33. Linguistic Speculations of the Hindus by. P. C. Chakravarti (1933), p. 275

(સંસ્કૃત–પાણિનીય સંસ્કૃતના પુરાવર્તી રૂપમાં) ઉપદેશ આપવાની વિજ્ઞપ્તિ કરી, ત્યારે ભગવાન બુદ્ધે "अनुजानामि भिक्खवे, सकाय निरुत्तिया बुद्धवचनं परियापुणितुं–સ્વકીય બોલીમાં બુદ્ધવચન શીખવાની હું અનુમતિ આપું છું."[૩૪] એક સામે છાંદસ ભાષા–વૈદિકીભાષા અને બીજી બાજૂ લોકભાષાઓના હોવા વિશેનું તત્ત્વ આમાંથી મળે છે.

## પ્રાકૃત ભાષાઓ

બુદ્ધની ભાષાનું અને તેથી પાલિનું નામ "માગધી" હોવા વિશે જૂનામાં જૂનો નિર્દેશ મોગ્ગલાન વ્યાકરણમાં મળે છે; જેવો કે:–

सिद्धमिद्धगुणं साधु नमस्सित्वा तथागतं ।
सधम्मसङ्घं भासिस्सं मागधं सद्दलक्खणं ॥[૩૫]

મોગલ્લાન જેવો જૂનો વૈયાકરણ પાલીને "માગધી" કહે છે એ સૂચક તો ખરું જ, પણ પ્રાકૃત વૈયાકરણોએ માગધીનું જે લક્ષણ આપ્યું છે તેની સાથે પાલિને ખાસ મેળ નથી; નહિ જેવા અંશો જ મળે છે, અને તે પાલિ સાહિત્યની ભાષા તરીકે સર્વ સ્વીકૃત થવાને કારણે, તેમાં પ્રાંતીય અંશો શિષ્ટ (standard) તરીકે આમેજ થઇ ગયા; એથી મોગલ્લાન "પાલિ"નું વ્યાકરણ રચતાં તેને "માગધી" કહે છે, તે બુદ્ધ મગધના હતા એ ખ્યાલે જ. ભગવાન મહાવીરે જૈનધર્મના ઉપદેશના વાહન તરીકે સ્વીકારેલી અર્ધમાગધીમાં માગધીના અંશો ખૂબ મળે છે. ભાષાના સ્વરૂપને જ લક્ષ્યમાં લેવામાં આવે તો "પાલિ > અર્ધમાગધી < માગધી" એટલે કે પાલિનાં લક્ષણો અને માગધીનાં લક્ષણોના સમન્વયથી થયેલી ભાષા તે અર્ધમાગધી છે. પ્રાચીન માગધીના અંશો અશોકના પૂર્વ દેશના લેખોમાં સચવાયા છે.[૩૬] બાકી આપણને મળેલી અર્ધમાગધી પણ અસલ અર્ધમાગધી

---

૩૪. પાલિ મહાવ્યાકરણ–લે. ભિક્ષુ જગદીશ કાશ્યપ (૧૯૪૦), પાલિ વ્યાકરણકી વસ્તુ કથા, પૃ. ૫

૩૫. એજન, પૃ. ૬

36. Comparative Philology, by Dr. Gune, p. 182

નથી. પ્રાકૃત વૈયાકરણોની માગધી તો મોડાની છે; તે માગધીમાં શૌરસેનીનાં લક્ષણો સ્વીકારવામાં આવ્યાં છે. આ શૌરસેની પાલિમાંથી અઘોષ વ્યંજનોને સ્થાને ઘોષ વ્યંજનના ફેરફારથી મુખ્યત્વે ઊતરી આવી છે. સાહિત્યકીય પ્રાકૃત (standard)–જેને સૌથી પ્રથમ દંડી મહારાષ્ટ્રી પ્રાકૃત[37] કહે છે તે–અને પાલિની વચ્ચે આ શૌરસેની આવેલી છે. શૂરસેન પ્રદેશ જે મથુરાનો પ્રદેશ–એટલે જ મધ્યદેશ. અને મહારાષ્ટ્રી પ્રાકૃત એ પણ અત્યારના મહારાષ્ટ્ર પ્રદેશની જ માત્ર નહિ, પણ તે વખતના દેશના મોટા ભાગની ભાષા સમજવાની છે.

દ્વૈતીયિક પ્રાકૃતોમાં વિભાગીકરણ કરવું હોય તો આ નીચે પ્રમાણે થાય:




અશોકના શિલાલેખોમાંનો ગિરનારનો લેખ પશ્ચિમ ભારતવર્ષના સંસ્કારોને સાચવી રાખે છે; અને એ કેટલાક અંશે નિરાળું સ્વરૂપ પણ આપે છે, એટલે જ એને પાલિમાં અંતર્ગત ન કરતાં ઉપર જુદી

---

૩૭. महाराष्ट्राश्रयां भाषां प्रकृष्टं प्राकृतं विदुः । કાવ્યાદર્શ, ૧–૩૪

બતાવવામાં આવી છે. આપણા ગૂજરાત દેશની ભાષાને એવું સ્વરૂપ અર્પવામાં અશોકના ગિરનારના શિલાલેખની ભાષાનો પણ ફાળો છે. જૈનાગમના સૂત્રગ્રંથોની છેલ્લી વાચના વલભીપુરમાં થઈ છે. એને લીધે આ પ્રદેશની બોલીના સંસ્કારો અર્ધમાગધીમાં જરૂર આવ્યા છે. લઘુપ્રયત્ન યકાર એ આજે પણ આપણા દેશની લાક્ષણિકતા છે. બે સ્વરોના મધ્યભાગમાં વ્યંજનના લોપે રહેતા અકારમાં યશ્રુતિનું વિધાન આચાર્ય હેમચંદ્રે કર્યું છે,[૩૮] એ લક્ષ્યમાં લેવા જેવું છે. અર્ધમાગધી, જૈન મહારાષ્ટ્રી અને આચાર્ય હેમચંદ્રે સ્વસૂત્રોમાં ગ્રથિત કરેલા અપભ્રંશમાં આ લઘુપ્રયત્ન યકાર દેખા દે છે, તે આ પ્રદેશની જ લાક્ષણિકતા છે. પૂર્ણપ્રયત્ન યકાર તો અશોકના જૂનાગઢના લેખમાં પણ પ્રાકૃતની લાક્ષણિકતા વિરુદ્ધ સચવાયો છે. શું એમ હશે કે इयं, प्रिय વગેરેમાં ઉચ્ચારણ લઘુપ્રયત્ન હશે ? આ રીતે અશોકની ધર્મલિપિ–ભાષા, અર્ધમાગધી અને જૈન મહારાષ્ટ્રીનો મહારાષ્ટ્રી (standard) પ્રાકૃત સાથેસાથ આપણા દેશની ભાષાના ઉદ્ભાવમાં કોઈ અને કોઈ અંશે ફાળો છે, એ ભાગ્યે જ નવાઈની વસ્તુ હશે.

આવા પ્રકારના મતના ઉચ્ચારણમાં એ આશય સ્પષ્ટ છે કે સાહિત્યકીય મહારાષ્ટ્રી (standard)માંથી અપભ્રંશ દ્વારા ગૂજરાતી બોલી ઊતરી આવે છે, તેનો સંબંધ સીધો જૈન મહારાષ્ટ્રી સાથે છે, એ ઉપરની યશ્રુતિના ઉદાહરણથી સ્પષ્ટ થશે. એ તો સ્પષ્ટ છે કે (standard) પ્રાકૃત=મહારાષ્ટ્રી એ નાટકાદિમાં આવતી મહારાષ્ટ્રી છે; એનાથી જૈનમહારાષ્ટ્રીનો તફાવત એટલા પૂરતો કે જૈન મહારાષ્ટ્રીમાં અર્ધમાગધીના સંસ્કારો પરંપરિત ઊતરી આવ્યા છે, જે તેવા નાટકાદિની ભાષામાં નથી. બાકી ખરું જોતાં એ બે મથાળે જુદી ભાષા ગણવાનું કાંઈ ઇષ્ટ પ્રયોજન નથી. નીચે જૈન સાધુઓએ પ્રયોજેલી મહારાષ્ટ્રીમાં જે વિશેષતા છે, તેની નોંધ આપવામાં આવે

---

૩૮. अवर्णो यश्रुतिः ॥ ૮-૧-૧૮૦

છે, જેનાથી પાર્થક્ય તેમ જ કયા અંશે ગૂજરાતી સુધી સામાન્ય છે, તેનો ખ્યાલ આવી શકશે:

(૧) क ના સ્થાનમાં ग,

(૨) લુપ્ત વ્યંજનોના સ્થાનમાં યશ્રુતિ (લઘુપ્રયત્ન),

(૩) શબ્દના આદિ અને મધ્યમાં પણ ण ને બદલે न,

(૪) ઋકારાંત ભૂતકૃદંતના પ્રત્યયમાં ड નું પ્રાબલ્ય.

આમાંનાં ત્રણ મુખ્ય લક્ષણો આજ પણ બોલાતી ગૂજરાતી સુધી પૂર્ણ પ્રચારમાં રહ્યાં છે એ એક ખરેખર આશ્ચર્ય ઉપજાવે તેવી વસ્તુ છે. જ્યાં પણ બે સ્વરોના મધ્યમાં क રહી જવા પામ્યો છે તેવા શબ્દોમાં क નો ग સામાન્ય છે. પ્રગટ, ફોગટ, સગે (=શકે), કાગ, બગ, વગેરે અનેક ઉદાહરણો છે. યશ્રુતિને માટે તો ગૂજરાત જાણીતું જ છે. આદિમાં ण ગૂજરાતીમાં જ માત્ર નહિ પણ બધી ભારતીય બોલીમાં ગયો છે; પણ મધ્યમાં સંસ્કૃતમાં જ્યાં ण હતો, અને પ્રાકૃત દ્વારા અપભ્રંશ પર્યંત બેવડા ण તરીકે હતો, ત્યાં બધે તે न તરીકે ગૂજરાતીમાં ઊતરી આવ્યો છે. कर्णः>कण्णो>कण्णु> कान, वर्णः>वण्णो>वण्णु>वान જેવાં ઘણાં ઉદાહરણો છે. આ જ સિદ્ધાંતે આપણો છઠ્ઠી વિભક્તિનો નું પ્રત્યય तणेण દ્વારા નહિ પણ कर्णक->कण्णअ->कन्नअ>°अन्नअ->*अनअ->°नअ- (नउ, नइ) એમ ઊતરી આવ્યો લાગે છે. કને=નજીક, એ શબ્દ આજે પણ સચવાઈ રહ્યો છે, જેનું "કણે" એવું રૂપ પણ પ્રાંતીયતાથી બોલાય છે.

અશોકના ગિરનારના લેખમાં પાલિ (standard midland prakrit) ની સાથેનું સામ્ય વધુ છે; અને સીધા અવતારમાં પાલિને આપણે સાહિત્યકીય ભાષા તરીકે સ્વીકારી તેમાંથી શૌરસેની> મહારાષ્ટ્રી>અપભ્રંશ>ગાર્જર અપભ્રંશ એ ક્રમ છે, તેવો અશોકના ગિરનારના લેખની બોલી ઉપરથી ઊતરી આવતો ચાલુ ક્રમ ગ્રંથસ્થ ભલે ન થયો હોય, પણ તેની શક્યતા છે જ, જે યશ્રુતિ દ્વારા તો સંભવે છે જ. આમ ગૌર્જર અપભ્રંશ સુધી આવતાં ત્રણ પ્રવાહો એકરૂપ બની ચૂકે છે.

## પ્રાકૃતોના પ્રાંતીય ભેદો

દ્વૈતીયિક પ્રાકૃતોના પ્રાંતીય ભેદોના વિષયમાં પ્રાચીન શાસ્ત્રકારો મૌન નથી સેવતા; અને નાટ્યશાસ્ત્રકારે આનો ખુલાસો આપ્યો પણ છે; જેમ કે

मागध्यवन्तिजा प्राच्या सूरसेन्यर्धमागधी ।
वाह्लिकी दाक्षिणात्या च सप्त भाषाः प्रकीर्तिताः ॥[૩૯]

માગધી, આવંત્યા, પ્રાચ્યા, શૌરસેની, અર્ધમાગધી, બાહ્લિકી અને દાક્ષિણાત્યા એ સાત પ્રાકૃત ભાષા નાટકોમાં પ્રયોજાય છે. આમાંની દાક્ષિણાત્યા એ મહારાષ્ટ્રી પ્રાકૃત (standard) છે, એવું મેં અન્યત્ર બતાવ્યું છે.[૪૦] એ દ્રાવિડી હોવાની તો કોઇ રીતે સંભાવના નથી, કેમકે નાટકોમાં કયાંય પણ દ્રાવિડીનો પ્રયોગ નથી. નાટ્ય-શાસ્ત્રકારના ખ્યાલમાં महाराष्ट्र એ દક્ષિણનો પ્રદેશ, વસ્તુસ્થિતિએ વિંધ્યથી નીચેનો બધો પ્રદેશ હશે. નાટકોમાં એ બધી લાગનાં વળગતાં પાત્રોના મુખમાં કૃત્રિમ રીતે મૂકવાની હોય છે. અને નાટકોમાં પ્રયોજાયેલી ભાષાઓમાં પાલિ અને અર્ધમાગધી એના શુદ્ધ સ્વરૂપમાં કદી પ્રયોજાયેલી મળતી નથી, એટલે ઉપરના ભેદ દેશજ નામ પૂરતા જ ઉપયોગી છે, એમ મારું માનવું છે. આ પછી નાટ્ય-શાસ્ત્રકારે તેવી પણ નીચલા થરની પ્રજાની વિભાષા પણ આપી છે. તે પણ ઉપરના પ્રયોજન પૂરતી છે; જેવી કે

शबराभीरचण्डालसचरद्रविडोद्रजाः ।
हीना वनेचराणां च विभाषा नाटके स्मृता: ॥[૪૧]

આ હીન પ્રજાના સ્વાંગવાળાં પાત્રોના મુખમાં અનુક્રમે શબરી, આહીરી, ચાંડાલી, સચરી, દ્રવિડી, ઓઢિયા, એ વિભાષા=ભાષા નહિ પણ બોલી, મૂકવાનું વિધાન છે. નાટ્યશાસ્ત્રકારના સમયમાં

૩૯. भ. ना. १७-४८

૪૦. ફાર્બસ-ત્રૈમાસિક, વર્ષ ૩ જું, પૃ. ૨૩૪

૪૧. भ. ना. १७-५१

તે તે ભાષાનું કે વિભાષાનું શાસ્ત્ર માટે નક્કી કરેલું સ્વરૂપ જે હશે તે પ્રયોજવાનું હોય : એ સંભવતઃ જીવંત તત્ત્વ ભાગ્યે જ સાચવતું હશે, એમ મને નાટકોની કૃત્રિમ ભાષા જોતાં જણાય છે. અને વ્યાકરણોમાં પણ એ સ્થિર સ્વરૂપ જ આપણને મળે છે. આના ખૂબ ખૂબ ભેદો જોઇતા હોય તો તે પણ નોંધાયેલા છેઃ

**भाषा**—महाराष्ट्री तथावन्ती शौरसेन्यर्धमागधी ।
बाल्हीकी मागधी प्राच्येत्यष्टौ **ता** दाक्षिणात्यया ॥

**विभाषा**—शकाराभीरचाण्डालशबरद्राविडोड्रजा ।
हीना वनेचराणां च **विभाषा** नाटकाश्रया ॥

**अपभ्रंश**—व्राचडो लाटवैदर्भावुपनागरनागरौ ।
वार्बरावन्त्यपाञ्चालटाक्कमालवकैकयाः ।
गौडोड्रवैवपाश्चात्यपाण्ड्यकौन्तलसैंहलाः ।
कालिङ्ग्यप्राच्यकार्णाटकाञ्च्यद्राविडगौर्जराः ।
आभीरो मध्यदेशीयः सूक्ष्मभेदव्यवस्थिताः ।
सप्तविंशत्यपभ्रंशा वैतालादिप्रभेदतः ॥

**पैशाच**—काञ्चीदेशीयपाण्ड्ये च पाञ्चालं गौडमागधम् ।
व्राचडं दाक्षिणात्यं च शौरसेनं च कैकयम् ।
शाबरं द्राविडं चैव एकादश **पिशाचजाः** ॥[૪૨]

**ભાષા**–મહારાષ્ટ્રી, આવંતી, શૌરસેની, અર્ધમાગધી, બાલ્હીકી, માગધી, પ્રાચ્યભાષા, અને દાક્ષિણાત્યા. (આમાં મહારાષ્ટ્રી (standard) સ્વતંત્ર સ્વીકારાયા પછી દાક્ષિણાત્યા જુદી જ ગણી આઠ ભાષા કહી છે.)

**વિભાષા**–શકારી (=સચરી), આભીરી, ચાંડાલી, શબરી, દ્રાવિડી, અને ઓઢિયાની, એ છ વિભાષા છે. (આ નાટ્યશાસ્ત્રમાં છે તેની તે છ છે.)

**અપભ્રંશ**–વ્રાચડ, લાટ, વૈદર્ભ, ઉપનાગર, નાગર, બર્બર, આવંત્ય, પાંચાલ, ટાક્ક, માલવ, કૈકય, ગૌડ, ઓઢિયાનો, વૈવ, પશ્ચિમ-

૪૨. પ્રાકૃતસર્વસ્વ, પૃ. ૨

નો, પાંડ્ય, કૌંતલ, સૈંહલ, કલિંગ, પૂર્વનો, કર્ણાટકનો, કાંચીનો દ્રાવિડ, ગૌર્જર, મધ્યદેશનો આભીર, અને વૈતાલ વગેરે પ્રભેદે ૨૭ ભેદ અપભ્રંશના (પ્રાંતીય) છે. (આ વિષયમાં નાટ્યશાસ્ત્રકાર મૌન સેવે છે.)

**પિશાચ ભેદ**–કાંચીદેશીય, પાંડ્ય, પાંચાલ, ગૌડ, માગધ, વ્રાચડ, દાક્ષિણાત્ય, શૌરસેન, કૈકય, શાબર, દ્રાવિડ એ ૧૧ ભેદ પિશાચના છે. (આ વિશે પણ નાટ્યશાસ્ત્રકાર મૌન સેવે છે.)

પણ આ બધા ભેદોમાંના કેટલાક પરસ્પર મેળ જ નહિ ખાતા હોય એ દીવા જેવું છે. દાખલા તરીકે દ્રાવિડ એવો પ્રકાર વિભાષા, અપભ્રંશ અને પિશાચમાં છે. એનો મેળ કોઇપણ બીજા પ્રકાર સાથે શક્ય નથી. તે તે જમાનામાંનાં જુદાં જુદાં ભાષાસ્વરૂપો દેશ પરત્વે જુદી જુદી બોલનારાઓની કોટિ પ્રમાણે સંજ્ઞા પામ્યાં છે, એવું માત્ર મને સમાધાન લાગે છે; એટલે એના ઉપરથી તાત્ત્વિક રીતે બહુ કદાચ કાંઇ ન પણ મળી શકે.

આ બધા ભેદો–ઉપભેદો ઉપરથી ત્રિવિક્રમ સુધીના વૈયાકરણોએ તો પ્રાકૃત (standard), શૌરસેની, માગધી, પૈશાચી, ચૂલિકા પૈશાચી, અપભ્રંશ એવા છ ભેદ આપ્યા; પણ માર્કંડેયને એમ લાગ્યું કે તે પૂરતું નથી, એટલે પેલા નાટકીય ભેદોને લક્ષ્યમાં રાખી ભેદો–ઉપભેદો ૧૬ માં જ સાચવી લીધાઃ

**भाषा**—महाराष्ट्री शौरसेनी प्राच्याऽवन्ती च मागधी ।
इति पञ्चविधा **भाषा** युक्ता न पुनरष्टधा ॥
**विभाषा**—शाकारी चैव चाण्डाली शबर्याभीरिका तथा ।
टाक्कीति युक्ताः पञ्चैव **विभाषा** न तु षड्विधाः ॥
**अपभ्रंश**—नागरो व्राचडश्चोपनागरश्चेति ते त्रयः ।
**अपभ्रंशाः** परे सूक्ष्मभेदत्वान्न पृथङ्मताः ॥
**पैशाच**—कैकेयं शौरसेनं च पाञ्चालमिति च त्रिधा ।
**पैशाच्यो** नागरा यस्मात्तेनाप्यन्या न लक्षिताः ॥[૪૩]

---

૪૩. પ્રાકૃતસર્વસ્વ, પૃ. ૨–૩

**ભાષા**–મહારાષ્ટ્રી, શૌરસેની, પ્રાચ્યા, આવન્તી, અને માગધી.

**વિભાષા**–શાકારી, ચાંડાલી, શાબરી, આભીરી અને ટાક્કી.

**અપભ્રંશ**–નાગર, વ્રાચડ અને ઉપનાગર.

**પૈશાચ**–કૈકેય, શૌરસેન અને પાંચાલ.

આમ ૧૬ ભાષાભેદ માર્કંડેયે તારવી કાઢ્યા છે. એણે તો એ બધીનાં લક્ષણો ઉપરાંત જે મૂકી દેવામાં આવ્યા છે–सूक्ष्मभेदत्वात् તેનાં પણ સ્વલ્પ લક્ષણો વ્યાકરણમાં નોંધ્યાં છે. આ બધાનો આશય એ કે જાતિઓ પરત્વે તેમ જ દેશ પરત્વે જુદી જુદી બોલીઓ હિંદમાં હતી, જેમાંની કોઈ એકને તો કોઈ બીજીને કેટલાક અંશોમાં મળતી આવતી હતી. અર્વાચીન વિદ્વાનોએ તો એ પછી પ્રાચ્ય અને પ્રતીચ્ય એવા બે મુખ્ય ભેદ સ્વીકારી વરરુચિ–ચંડ–હેમચંદ્ર–ત્રિવિક્રમ પ્રતીચ્ય વૈયાકરણો અને સામી બાજૂ માર્કંડેયાદિ પ્રાચ્ય વૈયાકરણો હોવાનું સ્વીકાર્યું છે. એ નવી જ રીતે સ્વીકારાયેલી પદ્ધતિ એ રીતે ઉપયોગી તો નથી જ; તેમ હતું, પણ તે બીજી રીતે, જે **પાલિ**>**અર્ધમાગધી**<**માગધી** એ ક્રમે **પ્રતીચ્ય**>**સંકીર્ણ**<**પ્રાચ્ય** એમ વધુ બંધ બેસતી આવી રહે છે. માર્કંડેયની દૃષ્ટિએ આમ સામ્ય વૈષમ્ય મળી આવે છે:

(૧) મહારાષ્ટ્રી સ્વતંત્ર.

(૨) શૌરસેની–જ્યાં કાંઈ ખાસ લક્ષણ ન હોય ત્યાં મહારાષ્ટ્રી જેવી.

(૩) પ્રાચ્યા—તેની ઉત્પત્તિ-સિદ્ધિ શૌરસેનીમાંથી છે.

(૪) આવન્તી—મહારાષ્ટ્રી અને શૌરસેનીના સાંકર્યથી થાય છે.

(૫) માગધી—શૌરસેનીથી સિદ્ધ થાય છે. અર્ધમાગધી–શૌરસેની-થી અદૂર હોવાથી માગધી એ જ અર્ધમાગધી.

(૬) શાકારી—માગધીમાંથી આવી છે.

(૭) ચાંડાલી—માગધી-શૌરસેનીમાંથી પ્રાયઃ થાય છે.

(૮) શાબરી—ચાંડાલીમાંથી શાબરી સિદ્ધ થાય છે. ઔઢ્રી–તે

તે દેશનાં ઔઢ્રદેશીય પદો અને શૌરસેની પદોના સાંકર્યથી શાબરી-માંથી ઔઢ્રી થાય.

(૯) આભીરી—એમ જ થાય.

(૧૦) ટાક્કી-સંસ્કૃત અને શૌરસેનીના અન્યોન્ય મિશ્રણથી થાય છે. હરિશ્ચંદ્ર (?) આ જ ભાષાને **અપભ્રંશ** કહે છે.

[આનાં લક્ષણ લક્ષ્યમાં લેવાં જેવાં માર્કંડેયે આપ્યાં છે; જેવાં કે

(૧) પદને અંતે राजा>राउ; मल्लः>मल्लु (એટલે કે પ્રથમા એકવચનનો પ્રત્યય उ થયો.)

(૨) ત્રીજી વિભક્તિમાં ण ઉપરાંત ए પ્રત્યય;

(૩) પાંચમી બહુવચનમાં हं અને हुं પ્રત્યય પણ થાય;

(૪) છઠ્ઠી બહુવચનમાં વિકલ્પે हं અને हुं પ્રત્યય પણ થાય;

(૫) किम् વગેરેને છઠ્ઠી બ. વ. માં हं વિકલ્પે થાય, જે પહેલાં अ દીર્ઘ થાય. काहं, जाहं ताह, एदाहं વગેરે;

(૬) त्वम् ના અર્થમાં तुज्झ थाय;

(૭) अहम् ના અર્થમાં अम्मि, हुं, मम થાય;

(૮) मम ને સ્થાને महुं પણ થાય;

(૯) यथा નો जिध પણ થાય; તેમ तथानुं तिध પણ.

ગૌર્જરીનું લક્ષણ આપતાં માર્કંડેયે संस्कृताढया च गौर्जरी । चकाराद टक्कभाषाग्रहणम्[44] એમ કહ્યું છે, તે લક્ષ્યમાં લેવા જેવું છે.]

(૧૧) નાગર અપભ્રંશ-મહારાષ્ટ્રી અને શૌરસેનીમાંથી સિદ્ધ થાય છે. (standard) સાહિત્યકીય અપભ્રંશ આ હોય તેમ માર્કંડેયનું લક્ષ્ય છે.

(૧૨) વ્રાચડ અપભ્રંશ—નાગરમાંથી સિદ્ધ થાય છે.

(૧૩) ઉપનાગર—નાગર અને વ્રાચડની સંકીર્ણતા.

અહીં સૂક્ષ્મ ભેદથી સરવાળે ૨૭ અપભ્રંશ માર્કંડેયે બતાવ્યા છે.[45]

---

૪૪. એજન, પૃ. ૧૨૨ ૪૫. એજન, પૃ. ૧૨૨

(૧૪) **કૈકેય પૈશાચી**—સંસ્કૃત-શૌરસેનીમાંથી ઊતરી આવેલ છે.

(૧૫) **શૌરસેન પૈશાચી**—કૈકેય પૈશાચીમાંથી આની સિદ્ધિ છે.

(૧૬) **પાંચાલી પૈશાચી**—ર અને લના વિપર્યયથી પાંચાલી પૈશાચી છે.

આનો અર્થ એ છે કે મુખ્ય લક્ષણો તે તેનાં સ્વતંત્ર ખરાં, પણ બંધારણ ત્યાં ત્યાં જેમાંથી એ સિદ્ધ થતી હોય તેનાં છે.

આ બધી વાતોનો મેળ એ છે કે દેશમાં ખૂબ ખૂબ પ્રાંતિક ભેદો હતા, જેનાં નામો લોકમાં આજની જેમ જ પૂર્ણ પ્રચારમાં હતાં, જેનાં ખરાં સ્વરૂપોમાંથી આજની ત્યાંત્યાંની બોલીઓ ઊતરી આવેલી છે.

## અપભ્રંશ

દસમા શતક સુધીમાં તો હિંદની બધી આર્ય બોલીઓ **અપભ્રંશ** એવા એક નામ નીચે આવી ચૂકી હતી, જે બંગાળમાં અને નેપાળમાં પણ તે કાળ આસપાસમાં રચાયેલી અપભ્રંશ કૃતિઓથી જાણવા મળે છે. તેમાં સર્વત્ર પ્રાંતીયતા સ્પષ્ટ છે. આથી કહેવાનો આશય એ છે કે દ્વૈતીયિક પ્રાકૃતોના અવશેષ રૂપે રાષ્ટ્રભાષા (lingua franca) તરીકે દસમા શતકમાં અપભ્રંશ ભાષા હિંદમાં વ્યાપક હતી, જે પ્રાંતીય બોલીઓમાં વિભક્ત હતી. ૨૭ જેટલા અપભ્રંશના ભેદો વૈયાકરણોએ નોંધ્યા છે, તે આનું પ્રમાણ છે. માર્કંડેય ભલે તે બધાને દૂર કરી નાગર, વ્રાચડ, ઉપનાગરની જ વાત કરે. જોકે માર્કંડેયના આ અપભ્રંશ તેણે પોતાના સમયના ગ્રંથસ્થ સાહિત્યથી નોંધ્યા છે, પણ જૂના સમયમાં જ્યારે તે વ્યાપક હતા, ત્યારે તેવા એક ભેદનું સ્વરૂપ આચાર્ય હેમચંદ્રે પોતાના વ્યાકરણમાં સાચવી લીધું. અને હવે તો અપભ્રંશ(standard)નું પુષ્કળ સાહિત્ય દિગંબરોએ રચી આપ્યું છે, તેવી સાબિતી તેમના महापुराण વગેરે અનેક ગ્રંથોથી સ્પષ્ટ છે. આ પ્રકાર સાહિત્યકીય હતો, અને તે જ સમયે લોકમાં પણ પ્રાંતીય ભેદો હતા. તેવો એક ભેદ તે આ. હેમચંદ્રનો. એ ભેદ સર્વાંશે

વ્યાપક હતો. એમ હવે કહી શકાય તેમ નથી. એની વિશિષ્ટ લાક્ષણિકતા જે છે, તે લક્ષ્યમાં લેતાં તે તેના દેશનો એક પ્રકાર હોવાની સંભાવના મેં ચાલુ ગ્રંથમાં કરી છે. ભોજે સરસ્વતીકંઠાભરણમાં **अपभ्रंशेन** तुष्यन्ति **स्वेन**, नान्येन गौर्जराः એ ટકોર કરી છે, તે આવા જ કોઈ હેતુએ થઈ છે, એમાં શંકાનું કારણ ભાગ્યે જ હશે.

આમ આપણી સામે અનેક ભાષાભેદોમાંથી એક આપણા દેશનો ભાષાભેદ આવી રહે છે, "જે ગૌર્જર અપભ્રંશ" છે, એ વાત ચાલુ ગ્રંથમાં બતાવવાનો મારો પ્રયત્ન છે.

આ. હેમચંદ્રનો અપભ્રંશ એમાં સાહિત્યકીય (standard) અપભ્રંશ કરતાં જે કાંઈ વિશેષ છે તે આ દેશનું છે; પણ તે સાથે જે કેટલુંક એવું છે કે જે વિકલ્પથી રહેલું છે, તે અપભ્રંશની વિશાળ વ્યાપકતાનું સૂચક છે, એ વાતને આપણે કદી જતી ન કરી શકિયે.

भल्ला हुआ जु मारिआ बहिणि महारा कन्तु ।
लज्जेज्जं तु वयंसिअहु जइ भग्गा घरु एन्तु ॥

આ એક જ ઉદાહરણ લઇયે. અપભ્રંશની પ્રકૃતિ પ્રમાણે भल्लउ, हुउ, मारिउ, महारउ, भग्गउ એવાં રૂપો થાય, છતાં અહીં भल्ला, हुआ, मारिआ, महारा, भग्गा એવાં જે રૂપો પ્રયોજાયેલાં છે, તેણે આ ભાષાની વિશાળતા આપણી પાસે અવશ્ય રજૂ કરી છે. હિંદની ભાષાઓમાં आ–યૂથ અને ओ–યૂથની ભાષાઓ છે. ગૂજરાતી–મારવાડી–પંજાબી–વ્રજ વગેરે ओ–યૂથની ભાષાઓ છે, જ્યારે પૂર્વ હિંદી–બંગાળી–મરાઠી વગેરે आ–યૂથની ભાષાઓ છે. આમ મૂળ વ્યાપક ભાષામાંથી વધઘટ અને સંકોચ થતાં એક રૂપ એક દેશમાં સંકુચિત બન્યું તો બીજું રૂપ બીજા દેશમાં સંકુચિત બન્યું, ને તાર્તીયિક પ્રાકૃતોનો ઉદ્‌ભવ થયો. વર્તમાન દેશભાષાઓ એ આનું પરિણામ છે.

એટલે આ. હેમચંદ્રના અપભ્રંશને તેની પ્રાંતીય લાક્ષણિકતાએ "ગૌર્જર અપભ્રંશ" કહેવામાં મને બાધ જણાતો નથી. વ્રજ ભાષાનો

સંબંધ આપણને વધુ નિકટ હોવામાં આભીર અને ગુર્જર પ્રજાઓ ફેલાવો કારણભૂત છે, એમ મને લાગે છે, જેનો સંબંધ ઠક્ક=પંજાબ સાથે જૂનો છે. વ્રજ ભાષા શૂરસેન=માથુર પ્રદેશની ભાષા હોઈ જેને શૌરસેન અપભ્રંશ કોઈ હતો તેમાંથી ઊતરી આવેલી સ્વીકારવામાં આવી છે. વસ્તુસ્થિતિએ મધ્યદેશ–શૂરસેન જેમ એક કાળે સંસ્કૃત ભાષાના સામ્રાજ્યમાં હતો, તેમ પછી પાલિના સામ્રાજ્યમાં આવ્યો, જે પછીથી શૌરસેની>મહારાષ્ટ્રીદ્વારા અપભ્રંશના સામ્રાજ્યમાં આવ્યો. આ અપભ્રંશનું નામ પાડવું હોય તો શૌરસેન તેમ જ મહારાષ્ટ્ર એમ બંને નામ આપી શકાય. નાગર અપભ્રંશ એને કહેવો હોય તો કેવી રીતે કહેવો એ કહેવું મુશ્કેલ છે. માર્કંડેય સિવાય આપણી પાસે બીજો કોઈ પુરાવારૂપે નથી. બેશક શૌરસેનીના બધા સંસ્કારો માર્કંડેયના નાગર અપભ્રંશમાં છે, તો મહારાષ્ટ્રીના બધા સંસ્કારો દિગંબરોનાં મહાપુરાણ વગેરે કાવ્યોની ભાષામાં છે. વસ્તુસ્થિતિએ અપભ્રંશનાં શૌરસેન કે મહારાષ્ટ્ર એવાં નામ નથી. તેવાં ક્યાંય અદ્યાપિ પર્યંત નોંધાયાં પણ નથી. વ્રજ ભાષા જેમાંથી ઊતરી આવી છે, એને કોઈ પણ નામ આપવું હોય તો મને એમ લાગે છે કે "આભીર અપભ્રંશ" નામ આપવું જોઈએ. ઉપર બતાવ્યા મુજબ ટાક્કી સાથે આભીરી વિભાષાનો ઘનિષ્ઠ સંબંધ છે. અને "આભીર અપભ્રંશ" મધ્ય દેશનો હતો એમ જૂના વૈયાકરણો કહે જ છે, જે ઉપર નોંધાયું જ છે; એટલે અનેક પ્રાંતિક ભેદમાં મધ્ય દેશનો "આભીર અપભ્રંશ" હતો, જેમાંથી વ્રજ ભાષા ઊતરી આવી, જેમ ગુર્જર પ્રદેશનો "ગૌર્જર અપભ્રંશ" હતો તેમાંથી ગૂજરાતી ઊતરી આવી. આ રીતે વિચાર કરતાં જુદા જુદા અપભ્રંશોદ્વારા હિંદની જુદી જુદી અર્વાચીન આર્યબોલીઓ ઊતરી આવી છે, એ સ્વાભાવિક વસ્તુ સ્પષ્ટ થશે.

## ઉપસંહાર

"ગૂજરાતનો પ્રદેશ અને પ્રજા" એ વિષયમાં મેં અન્યત્ર લખ્યું છેઃ[૪૬] ત્યાં જ ગૂજરાતી ભાષાસાહિત્યનાં ઘાવણનો નિર્દેશ[૪૭] કર્યો છે, તેથી અહીં એ વિશે વિશેષ કહેવા માગતો નથી. વાચકો અહીં એ અનુસંધિત કરી શકશે.

આ પ્રમાણે આપણી ભાષાની સાંકળ આપણે સાંધી શકિયે છિયે. આપણી પાસે આપણું સાહિત્ય કેટલું વિપુલ છે, એ બતાવવાનો પ્રાપ્ય સામગ્રીથી આ ગ્રંથમાં પ્રયત્ન કરવામાં આવ્યો છે. એ કેટલો સફળ થયો છે, તે કહેવાનું કામ મારું નથી. વિદ્વાનો તેને તપાસી એનો આંક કાઢશે અને તેઓને સંતોષ થશે તો મારો પ્રયત્ન સફળ છે.

એક વસ્તુ જણાવવી જોઇયે અને તે એ કે ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીના ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગના વિદ્યાર્થીઓની સામે વ્યાખ્યાન માટે કરવામાં આવેલી નોંધોનું આ ગ્રંથસ્થ સ્વરૂપ છે, એટલે એમાં કદાચ કેટલીક ખામીઓ પણ જાણ્યે-અજાણ્યે રહી જવા પામી હશે; એ તરફ યોગ્ય વિદ્વાનો ધ્યાન દોરશે તો ભવિષ્યના પ્રયત્નમાં એ ખામીઓ દૂર કરી લેવામાં આવશે. આ તો ભવિષ્યના ગૂજરાતી સાહિત્યના લખવાના ઇતિહાસની આછી રૂપરેખા જ છે. એમાં પૂર્ણતાનો દાવો લેશ માત્ર પણ નથી. આમાં સામાજિક તત્ત્વ અસ્પૃષ્ટ જ રહ્યું છે, જે વિના "ઇતિહાસ" થઈ ન શકે. જેઓને માટે આ પ્રયત્ન થયો છે તેઓ તેનો લાભ ઉઠાવે એટલાથી જ લેખકને સંતોષ થશે.

છેલ્લાં ત્રણ વર્ષથી આ ગ્રંથની તૈયારીમાં જે જે મિત્રો અને સ્નેહીઓનાં સલાહ, સૂચના અને દોરવણી મળ્યાં છે, તેની નોંધ લેતાં

૪૬. ગૂજરાત સાહિત્ય સભા-અમદાવાદની કાર્યવહી : સને ૧૯૪૦-૪૧ : વિભાગ ૨ જો—પૃ. ૨૪-૩૨

૪૭. એજન, પૃ. ૩૧-૪૦

મને આનંદ થાય છે. ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગના અધ્યક્ષ શ્રી. રસિકલાલ પરીખ, મુનિશ્રી જિનવિજયજી, ભાઈ શ્રી. મધુસૂદન મોદી, ઉમાશંકર જોશી અને ભોગીલાલ સાંડેસરા, એ વિદ્વાનોના સહકારનું સાભાર સૂચન કરીને જ સંતોષ લઉં છું. મારા આવા બધા પ્રયત્નોને પ્રેરણાનાં ધાવણ ધવડાવનાર સદ્ગત હીરાલાલ પારેખ, સદ્ગત અંબાલાલ બુ. જાની અને વિદ્યમાન નટવરલાલ ઈ. દેસાઈનું ઋણ તો મારા ઉપર છે જ, જેને વિશે હું કશું લખી શકતો નથી. આ ગ્રંથ પ્રસિદ્ધિ પામે તેને આગલે જ દિવસે મારા પરમ મિત્ર અંબાલાલ જાની સદ્ગત થયાનું વર્તમાનપત્રોમાં વાંચતાં અફસોસ રહી જાય છે કે મારા પ્રયત્નને જોઈ અંતરથી ઉમળકાભેર સત્કારનાર એક બીજા સુહૃદથી હું વંચિત બન્યો છું. तथैव तस्य लीला ॥इति शम्॥

અમદાવાદ, તા. ૨૯-૩-૪૨ કેશવરામ કા. શાસ્ત્રી

# ખંડ ૧ : નરસિંહયુગની પહેલાં

## ઉપક્રમ

### "ગૂજરાતી"-નામકરણ

અત્યારે આપણે સિદ્ધ સ્વરૂપમાં સ્વીકારી ચૂક્યા છિયે કે આપણે જે ભાષા બોલિયે છિયે તે "ગૂજરાતી" છે. એનું અત્યારે પ્રાપ્ત થતું સ્વરૂપ એ જ સ્વરૂપમાં કાંઈ પ્રાચીન કાળથી હોઈ શકે નહિ. દુનિયાભરની ભાષાઓનો ઇતિહાસ તપાસીશું તો આપણે સારી રીતે સમજી શકીશું કે ભાષાઓ ક્રમિક વિકાસ સાધતી સાધતી ચાલી આવે છે. આપણે એક સૈકાની જ વાત કરિયે, આપણી જ ગૂજરાતી ભાષાની. કવિ નર્મદાશંકરથી આપણા અર્વાચીન યુગનો આરંભ થાય છે. તેની જ ભાષા જુઓ. જોવાથી જ સ્પષ્ટ પ્રતીત થશે કે એક સૈકામાં જ ભાષા એક સ્વરૂપમાંથી આગળ વધી વધુ ઉન્નત દશાને, આપણી દૃષ્ટિએ, પામેલી આપણે જોઇયે છિયે. માત્ર એક જ સૈકામાં આ સ્થિતિ જ્યાં મળે છે, ત્યાં સૈકાંઓનો વિચાર કરવામાં આવે તો કેટલો ફેરફાર અને સંકોચ-વિકાસ ભાષાસ્વરૂપમાં થયો હશે, તેનો કાંઈક ખ્યાલ આપણે મેળવી શકીશું.

આપણી ભાષાનું નામ "ગૂજરાતી" ક્યારથી પડ્યું? સ્વ. નરસિંહરાવ દીવેટિયા જણાવે છે તે પ્રમાણે ઇ. સ. ૧૭૩૧ (વિ. સં. ૧૭૮૭)માં જર્મનીના મુખ્ય શહેર બર્લિનની એક લાયબ્રેરીના લાયબ્રેરિઅન લા ક્રોઝે પોતાના એક લખાણમાં "ગૂજરાતી" ભાષાના નામનો ઉલ્લેખ કર્યો છે. પણ આ પૂર્વે જ આપણા મહાકવિ પ્રેમાનંદે દશમસ્કંધમાંના "નાગદમણ"માં "ગૂજરાતી" નામ પ્રયોજ્યું છે; જેવું કે

"રુદે ઉપની માહારે અભિલાષા
બાંધું નાગદમણ ગુજરાતી ભાષા." ૧૬—૫૪[1]

આથી પૂર્વે ભાષાના નામ તરીકે આપણે "ગૂજરાતી" શબ્દ મેળવી નથી શકતા. આપણા કવિઓ આપણી ભાષામાં કાવ્યો લખતા, તેને સંસ્કૃતથી જુદું પાડવા "પ્રાકૃત" એવા નામથીજ સંબોધતા; ક્વચિત્ "અપભ્રષ્ટ ગિરા" એ શબ્દ પણ આપણી ભાષા માટે પ્રયોજાયો છે. આ પાછલું નામ નરસિંહ મહેતાએ પોતાની ભાષાને માટે આપ્યું છેઃ

"અપભ્રષ્ટ ગિરા વિષે, કાવ્ય કેવું દિસે,
ગાય હીસે ને જ્યમ તીર લાગે." (સુરતસંગ્રામ—૭૨-૨)

નરસિંહના જ સમયનો પદ્મનાભ કાન્હડદેપ્રબંધમાં "પ્રાકૃતબંધ કવિતમતિ કરી" (૪-૩૫૦) એ રીતે સં. ૧૫૧૨માં સામાન્ય "પ્રાકૃત" નામ પ્રયોજે છે, જે પછી કાદંબરીમાં "ભાષાઈ કીધું આખ્યાન" (પૃ. ૧૬૯) એમ કહેતો ભાલણ સૌથી પ્રથમ "અપભ્રંશ" નામની સાથોસાથ "ગુર્જરભાષા" નામ પ્રયોજે છેઃ

"ગુરૂ પદપંકજને પ્રણમું, બ્રહ્મસુતાને ધ્યાંઊં
ગુર્જર ભાષાએ નલરાના ગુણ મનોહર ગાઊં." (૧લું નળા.—૧-૧)

છતાં ૧લા કડવાની ૧૦મી કડીમાં "કથામાત્ર એ નૈષધરાની અપભ્રંશ એ દાખી" એમ કહે છે. એણે દશમસ્કંધ ૩૨૬—૧, ૩૩૬—૧૫ અને ૩૪૭—૧માં તો "ગુર્જરભાષાએ" એવો સ્પષ્ટ પ્રયોગ કર્યો છે. સ્વ. નરસિંહરાવભાઈએ ભાલણની ભાષાને આ ઉલ્લેખો ઉપરથી 'ગુર્જર (=ગૌર્જર) અપભ્રંશ' તરીકે ગણી છે.[2] ભાલણના પૂર્વના કોઈ

---

૧. Guj. Lang. & Lit. Vol. II, પૃ. ૧૮૯ ૨. એજન, પૃ. ૯

પણ લેખકે ભાષાના નામ તરીકે "ગુર્જર" કે એવો કોઈ શબ્દ પ્રયોજ્યો અદ્યાપિ જાણવામાં આવ્યો નથી, એમ સામાન્ય માનવું છે.

ઉપરના ઉલ્લેખોથી આપણે એટલું સમઝવા સમર્થ થઇયે છિયે કે ભાલણે જે ભાષામાં કાવ્યો લખ્યાં એ ભાષા "ગુર્જર" હતી અને તે નામ આપવાનું પ્રયોજન, ગુર્જરદેશમાં જે ભાષા બોલાતી હતી તેનું તેવું નામ હોવું શક્ય છે, તે હતું. આ પ્રદેશનું નામ "ગૂજરાત" હતું, તેવો સૌથી જૂનો ઉલ્લેખ સ્વ. નરસિંહરાવે નોંધ્યો છે અને તે વસ્તુપાલ તેજપાલ રાસમાંથી.[1] આ રાસ ક્યારે રચાયો તે જોકે નિશ્ચિત નથી, છતાં સ્વરૂપ ઉપરથી એમ સ્વીકારવામાં બાધ નથી કે એ વિ. ના ૧૪મા સૈકાનો છે. આ પ્રદેશનું નામ પદ્મનાભના સમયમાં (વિ. સં. ૧૫૧૨માં) "ગૂજરાત" હતું તે તો ચોક્કસ જ છે; કેમકે "ગૂજરાતિનું ભોજન કરું" (૧–૧૪) અને "ગૂજરાતિ તે કહીઇ કિસી" (૧–૨૪) "એ પ્રમાણે કાન્હડદેપ્રબંધમાં તેણે નિર્દેશ કર્યો જ છે. આથી પૂર્વના ઉલ્લેખોમાં દેશના નામ તરીકે "**गुरजरधर**" (રેવંતરાસુ ૧–૭), "**गुज्जरदेश**" (એજન ૪–૧), **गुर्जरत्रामंडल** (ઇ. સ. ની ૮મી સદીના કાલંજરના શિલાલેખમાં), **गुर्जरत्राभूमिः** (વિ. સં. ૯૦૦ના એક ભોજદેવના દૌલતપુરાના તામ્રપત્રમાં), **गुज्जरत्ता:** (વિ. સં. ૯૧૮ના રાજા કુક્કકના ઘટયાળના લેખમાં), **गूर्जरत्राः** (પ્રભાસપાટણમાંની શ્રીધરની વિ. સં. ૧૨૭૩ની પ્રશસ્તિમાં) અને **गुजरात** (સમરારાસુ–વિ. સં. ૧૪૭૧માં રચાયેલામાં તથા રાજશેખરસૂરિએ રચેલા "પ્રબન્ધકોશ" વિ. સં. ૧૪૦૪માં) પ્રયોજાયેલાં છે.

સૌથી મજબૂત અને તટસ્થ પુરાવો અરબ મુસાફર અલ્બેરૂની[3]

---

૧. "વસ્તુપાલ તેજિગ તણુઉ, અમ્હે બોલિસુ રાસો।
ભરતષેત્ર ધુરિ ગુજરાત અનહિલપુર વાસો."
એજન, પૃ. ૧૯૩—પાદટીપ

૨. એજન, પૃ. ૧૯૫—૧૯૬

૩. અલ્બેરૂની (હિ. સ. ૪૩૨)ની પૂર્વે ૨૦૦ વર્ષમાં ૧. સુલેમાન બસરી (હિ. સ. ૨૫૦), ૨. અબુ ઝયદ (હિ. સ. ૩૦૦), ૩. બુઝુર્ગ બિન શેહેરિયાર

(ઈ. સ. ૯૭૦–૧૦૩૦માં) આવે છે, જેનું તેવા જ બીજા એક વિદેશી મુસાફર માર્કો પોલો (ઇ. સ. ૧૨૫૪–૧૩૨૪માં)ના ઉલ્લેખથી સમર્થન થાય છે. અલ્બેરૂનીનું "ગૂજરાત" કેટલું હતું, તે વિષયમાં સ્વ. નરસિંહરાવભાઈએ જણાવ્યું છે કે:

"But this Gujarat included a portion of Rajputana, for the capital of Gujarat mentioned by Al Biruni was Bazan or Narayan, near Jaipur, and it did not include our present-day Gujarat, which was Lardes ie. Lata in those times."[૧]

સ્વ. નરસિંહરાવભાઈ ઉપરના વિધાનમાં આધુનિક ગૂજરાતને લાટદેશમાં ગણી લે છે. વસ્તુસ્થિતિએ લાટદેશ નર્મદા અને ખંભાત વચ્ચેના પ્રદેશને માટે જ પ્રસિદ્ધ હતો.[૨] અત્યારનો ઉત્તર ગૂજરાત પ્રદેશ જૂના વખતથી આનર્ત કહેવાતો હતો. ઇ. સ. ૭૦૦માં આનર્ત પ્રદેશ गुर्जरत्रा રાજ્યમાં સંમિલિત હતો કે જે પ્રદેશની રાજધાની તરીકે ભિન્નમાલ કે શ્રીમાલ હતું. આ પછી 'ગુર્જરત્રા' પછીથી ઉપર બતાવ્યાં તે गुर्जरभूमि, गुर्जरमंडल કે गुर्जरदेश દક્ષિણમાં વધુ અને વધુ આગળ વધતાં ઇ. સ. ૧૧૪૧ સુધીમાં દોહદ સુધી લંબાયો. ઇ. સ. ૧૧૯૧માં ગોધરા પણ એમાં આવી ગયું. પાછળથી માત્ર આનર્તનો પ્રદેશ જ "ગૂજરાત" એ નામે થઈ ગયો, જે અત્યારે પણ ઉત્તર ગૂજરાતના લોકો પોતાને માટે જ પ્રયોજવા ઇંતેજાર હોય છે.

---

(હિ. સ. ૩૦૦), ૪. મસ્ઉદી (હિ. સ. ૩૦૩), ૫. ઈબ્નેહોકલ બગદાદી (હિ. સ. ૩૬૦) અને બશ્શારી મુકદ્દસી (હિ. સ. ૩૭૫) એ છ અરબ મુસાફરો ખંભાત બંદરે આવેલા, તેઓ એ પ્રદેશનું નામ "લાર" અને લોકોનું નામ "ઝુર્ઝ" લખે છે. આ "ઝુર્ઝ" તે ગુર્જરો છે. આ જોતાં ગુર્જરો તે સમયે વ્યાપી ગયેલા, તે સમજી શકાય તેવું છે. આ માહિતી માટે મૌ. સૈયદ અબુઝફર નદવીનો ઋણી છું.

૧. Guj. Lang. & Lit. Vol. II. પૃ. ૧૯૩

૨. શ્રી. મુનશી: Guj. & its Lit. પૃ. ૨

ગૂજરાતનો વિશાળ પ્રદેશ હું સમઝું છું ત્યાંસુધી અલ્બેરૂનીના સમયમાં જ રાજપૂતાનાના પશ્ચિમ ભાગ અને શ્રી મુનશી જણાવે છે તે આનર્ત પ્રદેશને સમાવી લેતો હતો. લાટ માત્ર જુદો જે ખંભાત-નર્મદા વચ્ચેનો પ્રદેશ. આમ થતાં સ્વ. દીવેટિયાને જે મૂંઝવણ નડેલી, તે નહિ રહે. આમ આ આખો પ્રદેશ ઇ. સ. ના દસમા સૈકામાં જ "ગૂજરાત" તરીકે વિદેશી મુસાફરોને મતે પણ હતો જ, જે તે આખા પ્રદેશની એક ભાષા હોવાના વિધાનને પણ સારી રીતે પુષ્ટ કરતો હોય તેમ લાગે છે.

ગૂજરાતનો મૂળ ઉત્તર પ્રદેશ તેમાંથી નીકળી ગયો અને નીચે દક્ષિણમાં દમણગંગા સુધીનો પ્રદેશ તેમાં સમાઈ ગયો તે ઇ. સ. ૧૪૦૦ આસપાસ બની ગયું છે. અમદાવાદના સુલતાનો ઉત્તરનો પ્રદેશ કબજે ન કરી શકયા, તે કારણે પશ્ચિમ રાજસ્થાનનો રાજકીય સંબંધ તૂટચો; અને તેથી જ પાછળથી અત્યારના ગૂજરાતને જ ગૂજરાતનું નામ મળ્યું.[1] આ ગૂજરાતમાં કાઠિયાવાડ (પ્રાચીન સૌરાષ્ટ્ર) અને કચ્છનો પ્રદેશ જૂના કાળથી સામેલ છે. ચૌલુક્યોના વખતમાં **ગુર્જર-સૌરાષ્ટ્રાદિ** એમ પૃથક્ ઉલ્લેખ મળે છે, જેને અમદાવાદના સુલતાનોના સમયમાં એકરૂપ મળવા લાગ્યું અને અકબરના સમયમાં સિદ્ધરૂપે એકદેશત્વ પ્રાપ્ત થઈ ચૂક્યું.

અહીં એક વસ્તુ નોંધવા જેવી છેઃ સમગ્ર દેશનું "ગૂજરાત" નામ પડ્યું તે પૂર્વે ભિન્નમાલના પ્રદેશનું નામ જ "ગુર્જરત્રા" હતું. હ્યુએન-સંગ નામના ચીના મુસાફરે ભિન્નમાલના રાજ્ય વિશે પોતાની પ્રવાસ-નોંધમાં નોંધ લીધી છે (ઇ. સ. ૬૪૧).[2] લગભગ એ જ અરસામાં ભરૂચની આસપાસના પ્રદેશમાં ઇ. સ. ૫૮૯-૮૦૮ વચ્ચે એક નાનું "ગુર્જર-રાજ્ય" પણ હતું.[3] વિ. સં. ૯૦૦-૯૧૮ વચ્ચેના ગુર્જર

---

૧. એજન પૃ. ૩

૨. કાવ્યાનુશાસનઃ અં. પ્રસ્તાવના, પૃ. ૮૩

૩. બૉમ્બે ગેઝેટિયર, પૃ. ૧૧૩

પ્રતીહાર ભોજ ૧ લાના લેખોમાં ભિન્નમાલના ફરતા પ્રદેશનું નામ "ગુર્જરત્રાભૂમિ" મળે જ છે.[1] આ ઉપરથી શ્રી રસિકલાલ પરીખે એવું અનુમાન કર્યું છે કે જૂનું ભરૂચનું ગુર્જર રાજ્ય ગુર્જર સામ્રાજ્યનો પૂર્વકાલીન એક ભાગ હોય તો એમ માની શકાય કે દક્ષિણમાં નર્મદા સુધીના પ્રદેશમાં ગુર્જરો ફેલાઈ ચૂકયા હશે, જેની ઉત્તરની સીમા જોધપુરને સ્પર્શી કરતી હતી.

આમ રાજકીય દૃષ્ટિએ વિચાર કરતાં પ્રાચીન સૌરાષ્ટ્ર, કચ્છ, ઉત્તર ગૂજરાત (આનર્ત), શ્વભ્ર (સાબરકાંઠો), મારવાડ, મેવાડ, માળવા અને લાટના પ્રદેશ એક દિવસ એક હતા, જે સિદ્ધરાજના સમયમાં તો સ્પષ્ટ હતું. કુમારપાળના સમયમાં તો એ સીમા ખૂબ ખૂબ વિસ્તરેલી હતી જ. વ્યાવહારિક દૃષ્ટિએ જોતાં આ બધા પ્રદેશ પ્રાચીન ગુર્જર પ્રદેશમાં જ સમાયેલા છે. ભાષાની દૃષ્ટિએ વિચાર કરવાથી તો આ વાતનું સમર્થન મેળવવામાં જરા પણ તકલીફ નથી. એ તો આપણે સારી રીતે જાણિયે છિયે કે ડૉ. ટેસ્સિટોરીએ રાજસ્થાની એવા એણે આપેલા ભાષા નામના બે વિભાગ ગણ્યા છેઃ પૂર્વ રાજસ્થાની અને પશ્ચિમ રાજસ્થાની. પશ્ચિમ રાજસ્થાનમાં આખો પશ્ચિમ રાજપૂતાના અને અર્વાચીન ગૂજરાત-કાઠિયાવાડ તે સમાવે છે. આમ કરવામાં તેને જે કારણ મળ્યું છે તે ભાષાનું અત્યંત સામ્ય એ સમગ્ર પ્રદેશની ભાષામાં છે, તે છે. આની પાછળ ધાર્મિક અને વ્યાવહારિક કારણોય રહેલાં છે, એનો ભાગ્યે જ કોઈને વિચાર આવ્યો હશે. હિંદુ ધર્મની વાત કરિયે તો તે આખા હિંદમાં વ્યાપક છતાં તેને લગતા ભાષાસાહિત્યને અભાવે તે આપણા સમર્થનમાં નહિ ઊભી શકે, પરંતુ જૈનધર્મને લેવામાં આવે તો જરાયે મૂંઝવણ નહિ નડે. બીજા દેશોમાં વ્યાપક છતાં, પશ્ચિમ રાજપૂતાના અને ગૂજરાતમાં એક સરખી રીતે જૈનધર્મવ્યાપક હતો; જૈન સાધુઓ આ આખા પ્રદેશમાં પર્યટન કરી

---

૧. કાવ્યાનુશાસનઃ અં. પ્રસ્તાવના, પૃ. ૮૪—૮૫

ઉપદેશ આપતા; તે ઉપદેશના વાહન તરીકે રહેલી ભાષા આ સમગ્ર પ્રદેશની એક જ હોવાનું, પ્રાપ્ત થતા ગ્રંથસાહિત્યથી આપણે જાણિયે છિયે. એમાં વ્યવહારે પણ પુષ્કળ મદદ કરી છે. એ વસ્તુ જરાય અજાણી નથી કે અર્વાચીન ગૂજરાતનાં બધાં જ ગામોમાં આવી વસેલાં વણિક કુટુંબો એ મૂળ આ ભૂમિનાં નહોતાં, મુખ્યત્વે મારવાડ અને માળવામાંથી જ ઊતરી આવેલાં છે. એને પણ સૈકાંઓ વીતી ગયાં છે. જેમ રાજકીય દૃષ્ટિએ આ પ્રદેશોમાંના ઘણાખરાની એકતા હતી, તે જ રીતે ઉપર બતાવ્યા પ્રમાણે ધર્મ અને વ્યવહારથી પણ એકતા હતી; અને તેણે જ આ સમગ્ર પ્રદેશની ભાષામાં એકતા આપી છે; એ વાત ૧ હજાર વર્ષ થયાં તો અત્યંત નિશ્ચિત સ્વરૂપે આપણને આવી મળી છે.

આમ હવે આપણે માત્ર ગૂજરાતની જ નહિ, પણ આ સમગ્ર પ્રદેશની ભાષાને એક કહેવામાં જરા પણ સાહસ કરતા હોઇયે, એમ હું નથી માનતો. આ પ્રદેશનું નામ પણ "ગુર્જર" હોવાને કારણે તેથી જ આ સમગ્ર પ્રદેશની ભાષા પણ "ગૌર્જરી" (અત્યારનું નામ આપતાં "ગૂજરાતી") હોય એમાં ભાગ્યે જ કોઈને શંકા રહેશે.

## ગૌર્જર અપભ્રંશ

જે સમયની આપણે હવે વાત કરવા ચાહિયે છિયે તે સમય તે એક એવી ભાષાનો છે કે જેની સાથે આપણી અર્વાચીન ગૂજરાતી ભાષાનો સીધો સંબંધ છે. "ગૌર્જરી" નામને મળતા "ગૌર્જર અપભ્રંશ" નામનો ઉપર પરિચય નહિ જેવો આપ્યો છે. સ્વ. નરસિંહરાવભાઈ ભાલણના સમયની (ભાલણે 'ગુર્જરભાષા' કહી છે તે) ભાષાને "ગુર્જર (=ગૌર્જર) અપભ્રંશ" હોવાની વાત સ્વીકારે છે જ. આ નામસામ્ય આપણને આપણી ગૂજરાતી ભાષાના નામ નજીક લઈ આવે છે. "ગૌર્જર અપભ્રંશ" અર્વાચીન ગૂજરાતીનું જન્મસ્થાન છે, એમાં તો જરા જેટલી પણ આશંકા નથી; પણ તે સાથે સ્વ. દીવેટિયા "ગૌર્જર

અપભ્રંશ"ને જો સ્વીકારતા હોય તો સ્વરૂપની સરખામણી ભાષાશાસ્ત્રીય દૃષ્ટિએ જોતાં "ગૌર્જર અપભ્રંશ"ને "ગૂજરાતી" નામધારી ભાષાથી આપણે જરા પણ જુદી પાડી શકવાની સ્થિતિમાં નથી. વસ્તુસ્થિતિએ એ કોઈ જુદી ભાષા જ નથી, પણ ક્રમિક ભૂમિકાઓ છે. સરસ્વતીકંઠાભરણકાર ભોજ (ઈ. સ. ૧૦૧૪) જો એમ કહેતો હોય કે "अपभ्रंशेन तुष्यन्ति स्वेन नान्येन गुर्जराः—ગુર્જરો પોતાના એટલે કે "ગૌર્જર" અપભ્રંશથી જ ખુશ રહે છે, બીજાના અપભ્રંશથી નહિ," તો પછી આપણે કઈ રીતે, જેને આપણે અત્યારે "ગૂજરાતી" ભાષા કહિયે છિયે, તેને જુદી પાડી શકિયે? "ગૌર્જર અપભ્રંશ" એ બોલાતી ભાષા ઇ. સ. ની ૧૧મી સદીના પૂર્વાર્ધમાં હતી, તે જેમ ઉપરના ભોજના શબ્દોથી જાણવામાં આવે છે, તે જ પ્રમાણે ઉત્તરાર્ધમાં હતી, તે વિક્રમાંકદેવચરિતકાર બિલ્હણના ગુર્જર ભાષાભાષીઓની ઉચ્ચારણવિકૃતિ ઉપર કરેલા કટાક્ષથી જાણી શકાય છે. तद् भाषन्ते किमपि भजते यद् जुगुप्सास्पदत्वम्[1] આવા પ્રકારની બિલ્હણને જુગુપ્સાનું સ્થાન બનેલી ભાષા કઈ? આ પ્રશ્ન પૂછતાં સ્વ. નરસિંહરાવભાઈએ જણાવ્યું છે કે:

"We know the language then spoken was certainly not our modern Gujarati, nor the early Gujarati known between Bhalana's and Premananda's times. The language disclosed by the Mugdhavabodha Auktika (V. S. 1450) had not developed then yet. Was it the Apabhramsa treated by Hemchandra in the last pada of his Prakrit Grammar? I should think not. Dr. Tessitory is of the opinion that the Apabhramsa treated by Hemchandra had ceased to be spoken language by the end of the tenth century A. D."[2]

૧. Guj. Lang. & Lit. Vol. II, પૃ. ૨

૨. એજન. પૃ. ૨

સ્વ. નરસિંહરાવભાઈએ ડૉ. ટેસ્સિટોરીના મતનું અવલંબન કરી ઉપર એમ જણાવ્યું છે કે ભોજ અને બિલ્હણનો જણાવેલો ભાષા-પ્રકાર તે આ. હેમચંદ્રના સમયમાં બોલાતો બંધ થઈ ચૂક્યો હતો. તેથી જ કેટલીક દલીલો બાદ સ્વ. નરસિંહરાવભાઈએ બિલ્હણના નિર્દિષ્ટ અપભ્રંશને–ભાષાભેદને અપભ્રંશ પછીની ભાષા–Post–Apabhramsa માન્યો છે; જેને તેમણે આ. હેમચંદ્રના અપભ્રંશ અને મુગ્ધાવબોધ ઔક્તિકની ભાષાની વચ્ચેની ભૂમિકા તરીકે મૂક્યો છે.

સ્વ. નરસિંહરાવભાઈ આ રીતે નીચેની ભૂમિકાઓ અર્વાચીન ગૂજરાતી સુધી પહોંચવા માનતા લાગે છે:

૧. હેમચંદ્રગ્રથિત અપભ્રંશ (ઇ. સ. ની ૧૦ મી સદી સુધી);

૨. હેમચંદ્રગ્રથિત અપભ્રંશ અને મુગ્ધાવબોધ ઔક્તિક વચ્ચેની અપભ્રંશ પછીની ભાષા–Post–Apabhramsa (ઇ. સ. ની ૧૧ મીથી ૧૪ મી એ ચાર સદી);

૩. જૂની ગૂજરાતી–ભાલણ અને પ્રેમાનંદના સમય વચ્ચેની (ઇ. સ. ની ૧૫ મી અને ૧૬ મી સદી તથા ૧૭ મી અર્ધી);

૪. અર્વાચીન ગૂજરાતી (ઇ. સ. ની ૧૭ મીના ઉત્તરાર્ધથી અત્યાર સુધીની).

આમ સ્વ. નરસિંહરાવભાઈ વિભાગ ઇચ્છે છે, જેમાં મુખ્ય **અપભ્રંશ** અને **ગૂજરાતી** એ ભાગ પડે છે, જેના ૧. અપભ્રંશ, ૨. અપભ્રંશ પછીની ભાષા–Post–Apabhramsa અને ૧. જૂની ગૂજરાતી, ૨. અર્વાચીન ગૂજરાતી, એવી ચાર ભૂમિકાઓ વ્યક્ત થાય છે.

અપભ્રંશ પછીની ભાષા–Post–Apabhramsaને માટે તેમણે **अन्तिम अपभ्रंश** એવું નામ સ્વીકારેલું, પણ પછીથી તેમણે એને **गुर्जर (=गौर्जर) अपभ्रंश**[1] એવું નામ આપ્યું છે; તેથી ૧. અપભ્રંશ, ૨. ગૌર્જર

---

૧. આ નામ તેમણે ૧૫મી સદીના **प्राकृतसर्वस्वकार** માર્કંડેયે ગણાવેલા "ગૌર્જરી" નામના અપભ્રંશ-પ્રકારને અનુલક્ષી બાંધ્યું જણાય છે.

અપભ્રંશ, ૩. જૂની ગૂજરાતી અને ૪. અર્વાચીન ગૂજરાતી, એવો ક્રમ તેમને મતે આપણી સમક્ષ રજૂ થાય છે.

માત્ર દેખાતાં સ્વરૂપ ઉપરથી જો ભેદ માનિયે તો અપભ્રંશ અને ગૂજરાતી એવા બે મોટા ભાષાભેદ સ્વ. નરસિંહરાવભાઈ બતાવે છે, તેવા જરૂર લાગે; પણ તેવી રીતે ભેદ માનવા બહુ વિચારપૂર્ણ નથી. આપણા બીજા સમર્થ ભાષાશાસ્ત્રી સ્વ. દી. બ. કેશવલાલ હ. ધ્રુવે આ વિષયમાં જે નિર્ણય આપ્યો છે, તે ઉપયોગી હોવાથી અહીં નોંધું છું:

"વાસ્તવિક રીતે ગુજરાતી ભાષાના ત્રણ યુગ છે. ઈસવી સનના દસમા અગિયારમા શતકથી ચૌદમા શતક સુધીનો પહેલો યુગ; પંદરમા શતકથી સત્તરમા શતક સુધીનો બીજો અને તે પછીનાં શતકોનો ત્રીજો. પહેલા યુગની ભાષાને अपभ्रंश કે પ્રાચીન ગુજરાતી નામ આપવું ઘટે છે. બીજા યુગની ગુજરાતી જે સામાન્ય રીતે હાલમાં જુની "ગુજરાતીના નામથી ઓળખાય છે, તેને મધ્યકાલીન ગુજરાતી કહેવી યોગ્ય છે. ત્રીજા યુગની ગુજરાતીને અર્વાચીન ગુજરાતી સંજ્ઞા આપવામાં મતભેદ હોય જ નહિ."[૧]

તેમણે આ વિષયના સમર્થનમાં ઉદાહરણો રજૂ કર્યા પછી ગૂજરાતી ભાષાના યુગની હજાર–બારસો વર્ષની કાળમર્યાદા આંકી છે.[૨] આ વિષયમાં મારા તરફથી અન્યત્ર પ્રયત્ન થયો છે.[૩] એ વિષયમાં વધુ વિચાર કરતાં પેટાવિભાગો સહિત નીચેની સીમાઓ રજૂ થશે:

**૧. ગૌર્જર અપભ્રંશ કે પ્રાચીન ગૂજરાતી**

(ઇ. સ. ની ૬ ઠ્ઠીથી ૧૪ મી સદીના પૂર્વાર્ધ સુધી)

અ. પ્રથમ ભૂમિકા (૧૧મી સદી સુધી)

બ. દ્વિતીય ભૂમિકા (૧૪મી સદીના પૂર્વાર્ધ સુધી)

**૨. ગુર્જરભાષા કે મધ્યકાલીન ગૂજરાતી**

(ઇ. સ. ની ૧૪ મીના ઉત્તરાર્ધથી ૧૭મીનો પૂર્વાર્ધ)

અ. પ્રથમ ભૂમિકા (શુદ્ધ) (૭૫ વર્ષ)

---

૧. બીજી ગૂજ. સા. પ. રીપોર્ટ, પ્રમુખનું ભાષણ પૃ. ૪

૨. એજન પૃ. ૭ ૩. મહાભારત—પદબંધઃ ભાગ રજોઃ પ્રસ્તાવના

ब. દ્વિતીય ભૂમિકા (મિશ્ર) (૭૫ ,, )
क. તૃતીય ભૂમિકા (શુદ્ધ) (૭૫ ,, )
ड. ચતુર્થ ભૂમિકા (મિશ્ર) (૭૪ ,, )

૩. **અર્વાચીન ગૂજરાતી** (ઇ. સ. ની ૧૭ મીના ઉત્તરાર્ધથી)

अ. પ્રથમ ભૂમિકા (૧૯મીની ૧લી પચીશી સુધી)
ब. દ્વિતીય ભૂમિકા (અત્યારે ચાલુ)

### "અપભ્રંશ"–નામકરણ

અહીં આપવામાં આવેલી **પ્રાચીન ગૂજરાતી ભાષાનો** આરંભ છઠ્ઠી સદીમાંથી થયો છે, એ વસ્તુ ક્ષણભર સૌને આશ્ચર્યમાં ડુબાવી દે તેવી લાગશે; પણ વસ્તુસ્થિતિએ તેવું જ છે, એ નીચે આપેલી વીગતોને નિષ્પક્ષપાતપણે તપાસવામાં આવશે તો તરત જ સમઝવામાં આવશે. એટલું તો ચોક્કસ કે લગભગ ઇસ્વી ચૌદમી સદીના પૂર્વાર્ધ સુધીમાં જે ભાષાસ્વરૂપ વ્યાપક હતું તે **અપભ્રંશ** ભાષાથી વ્યવહૃત થતું હતું. આપણે ત્યાં આપણું પ્રાંતીય રૂપ કોઈ પ્રચારમાં હતું કે નહિ તેના નિર્ણય ઉપર આવતાં પૂર્વે આપણે "અપભ્રંશ" એના ઉદ્‌ગમના વિષયમાં ટૂંકમાં કાંઈ મેળવી શકતા હોઇયે તો મેળવવાનો પ્રયત્ન કરિયે:

૧. "અપભ્રંશ" એ શબ્દનો સૌથી પ્રથમ વ્યવહાર આપણને પાણિનિના વ્યાકરણ ઉપરના મહર્ષિ પતંજલિકૃત મહાભાષ્યમાં થયેલો જોવામાં આવે છે. पश्पश આહ્નિકમાં શબ્દશુદ્ધિના વિષયમાં લખતાં મહર્ષિ પતંજલિ જણાવે છે કે:

भूयांसोऽपशब्दाः अल्पीयांसः शब्दा इति। एकैकस्य हि शब्दस्य बहवोऽपभ्रंशाः। तद्यथा गौरित्यस्य शब्दस्य गावी गोणी गोता गोपोतलिकेत्यादयो बहवोऽपभ्रंशाः ॥[१]

---

૧. નિર્ણયસાગર આવૃત્તિ પૃ. ૩૧

ઇ. સ. પૂર્વે ૨જી શતાબ્દીમાં થયેલા મહર્ષિ પતંજલિ, ભાષામાં ઘણા અપશબ્દો હોવાનું નોંધે છે; એવા અપશબ્દોનો ત્યાગ કરી શુદ્ધ શબ્દોનો પ્રયોગ ભાષામાં ઇચ્છે છે. આ પ્રમાણે માત્ર એક गो શબ્દના ચાર અપભ્રષ્ટ શબ્દો તેમણે નોંધ્યા છે. આમ સંસ્કૃત શબ્દથી ઇતર જે કોઈ બગડેલા શબ્દો એ સૌ "અપભ્રંશ" છે, એવો એમનો સામાન્ય નિર્દેશ છે.

૨. પરંતુ નાટયશાસ્ત્રકાર ભરતનો સમય ઇ. સ. ની ૨–૩ શતાબ્દી આવતાં એ ચારસો વર્ષના ગાળામાં "અપભ્રંશ" સ્વતંત્ર ભાષા હોય તેવું પ્રાપ્ત થાય છે. બેશક ભરતના સમયમાં એવી સ્વતંત્ર ભાષાનું નામ "અપભ્રંશ" પડી ચૂકયું હતું તેવું પ્રાપ્ત થતું નથી. અવતરણોથી એમ કલ્પના કરી શકાય છે કે જે એક ભાષાસ્વરૂપ તે નોંધે છે, તે "અપભ્રંશ" છે. તેણે જે વિભાષાઓ ગણાવી છે, તેમાંઃ

शबराभीरचण्डालसचरद्रविडोड्रजाः ।
हीना वनेचराणां च विभाषा नाटके स्मृताः ॥[1]

"શાબરી, આભીરી, ચાંડાલી, સચરી, દ્રાવિડી અને ઓડ્રી, આ વનમાં ફરનારી જાતોની ૭ વિભાષા નાટકમાં કહી છે."

આમાંની આભીરી એ "અપભ્રંશ" છે, એમ પાછળથી મળતાં પ્રમાણોથી સિદ્ધ થયું છે. ભરત જણાવે છે કે "હિમાલય, સિંધુ અને સૌવીર અને તેઓની આસપાસના પ્રદેશમાં રહેતા લોકોનો પાત્રપ્રવેશ કરાવતી વેળા નિષ્ણાતે જેમાં उ બહુ આવે છે, તેવી ભાષા પ્રયોજવી."[2] ભરતે સુરાષ્ટ્ર—અવન્તી અને વેત્રવતીના ઉત્તરના પ્રદેશમાં च બહુ આવે તેવી ભાષા કહી છે. उ બહુ આવે તેવી ભાષા અપભ્રંશ જ છે. તેમાં अकारांत શબ્દો બધા જ હ્રસ્વ उकारांत પ્રયોજાય છે. અપભ્રંશના સ્વરૂપને પકડવાને માટે આ સરલમાં સરલ માર્ગ છે.

---

૧. નાટયશાસ્ત્ર (નિર્ણયસાગર–આવૃત્તિ) ૧૭—૪૯

૨. हिमवत्सिन्धुसौवीरान्ये च देशाः समाश्रिताः ।
उकारबहुलां तज्ज्ञस्तेषु भाषां प्रयोजयेत् ॥ १७—६१

નાટ્યશાસ્ત્રમાં એવાં उકારવાળાં કેટલાંક રૂપો મળે છે; જેવાં કે मोकल्लउ नचन्तउ, चंदउ વગેરે, જે અપભ્રંશકાલીન રૂપો છે. બેશક એ વસ્તુ અહીં સ્પષ્ટ સ્વરૂપે સ્વીકારવી જોઇયે કે આવા પ્રકારનાં જ રૂપો ભરતે પ્રયોજ્યાં હશે કે નહિ તે શંકાનો વિષય છે; કેમકે બીજી પ્રતોમાં એવાં રૂપો નથી પણ મળતાં. (ઉપરનાં રૂપો નિર્ણયસાગરની આવૃત્તિમાં છે, જ્યારે ચૌખમ્ભાની આવૃત્તિમાં નથી.)

૩. ભરતના સમયની નજીકમાં જ આમ છતાં અપભ્રંશકાલીન उકારવાળાં રૂપો એક જૂના ગ્રંથ "લલિતવિસ્તર"માં વપરાયેલાં મળે છે:

प्रत्येक बुद्धभि च अर्हभि पूर्णलोको
निवार्यमाणु न बलं मम दुर्बलं स्यात् ।
सो भूयु एकु जिनु भेष्यति धर्मराजो
गणनातिवृत्तु जिनवंशु न जातु छियेत् ॥ (पृ. ३०३)[1]

આવાં તો અનેક ઉદાહરણો એ ગ્રંથમાં મળે છે. આ ઉદાહરણો બરોબર છે, એ છંદનું માપ જોતાં જ સમઝાશે. છંદ અક્ષરમેળ વસંતતિલકાવૃત્ત છે; એટલે उકારાંતરૂપો જ્યાં આવ્યાં છે, ત્યાં હ્રસ્વ જ છે, તે ખાસ લક્ષ્યમાં લેવા જેવી વસ્તુ છે. આ ગ્રંથનો સમય ઇ. સ. ૪થી–૫મી સદી મનાય છે.

૪. અપભ્રંશ સ્વતંત્ર ભાષા હોવાનો વલભીના ધરસેન બીજાના તામ્રપત્રથી સારો પુરાવો મળે છે. પહેલા તામ્રપત્રમાં ધરસેન પોતાના પિતા ગુહસેનને संस्कृतप्राकृतापभ्रंशभाषात्रयप्रतिबद्धप्रबन्धरचना-निपुणतरान्तःकरणः એવું વિશેષણ યોજે છે.[2] ગુહસેનનો સમય ઇ. સ. ૫૫૯–૫૬૯ નક્કી છે; એટલે આ સમયમાં "અપભ્રંશ" ત્રીજા નંબરમાં ભાષા તરીકે આવી ગઈ જણાય છે.

૫. વચ્ચે છઠ્ઠી સદીનો ચંડ તેના વ્યાકરણમાં પ્રાકૃત, શૌરસેની, અપભ્રંશ અને માગધી એ ચાર નામ નોંધે છે.

---

૧. આ અવતરણ માટે પં. બેચરદાસ જી. દોશીનો ઋણી છું.
૨. જુઓ ગૂજ. ઐતિ. લેખો: ભાગ ૧ લો, વલભી: પૃ. ૧૦૭

૬. કાવ્યાલંકારકાર ભામહ ઇ. સ. ની ૬ઠ્ઠી સદીના અંતમાં ગુહસેનવાળા ત્રણુ ભેદો પોતાના ગ્રંથમાં જણાવે છે:

शब्दार्थौ सहितौ काव्यं गद्यं पद्यं च तद् द्विधा ।

संस्कृतं प्राकृतं चान्यदपभ्रंश इति त्रिधा ॥ १—३६

૭. આ ભાષા કોણ બોલતા હતા, તે વિશે સ્પષ્ટ નિર્દેશ તો સાતમી સદીના દંડીએ કર્યો છે:

तदेतद्वाङ्मयं भूयः संस्कृतं प्राकृतं तथा ।

अपभ्रंशश्च मिश्रं चेत्याहुरार्याश्चतुर्विधम् ॥

संस्कृतं नाम दैवी वागन्वाख्याता महर्षिभिः ।

तद्भवस्तत्समो देशीत्यनेकः प्राकृतक्रमः ॥

आभीरादिगिरः काव्येष्वपभ्रंश इति स्मृताः ।

शास्त्रे तु संस्कृतादन्यदपभ्रंशतयोदितम् ॥ १–३२, ३३, ३६

"સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને મિશ્ર એ ચાર પ્રકારનું સાહિત્ય છે. તેમાં દૈવી વાણી તે સંસ્કૃત, તેમાંથી થયેલું પ્રાકૃત, કાવ્યોમાં આભીર વગેરેની ભાષાઓ તે અપભ્રંશ. શાસ્ત્રમાં સંસ્કૃત સિવાયની બીજી ભાષા તે બધી અપભ્રંશ." દંડીએ અહીં મહર્ષિ પતંજલિના મતનો પણ અનુવાદ કરી લીધો છે, જે "સંસ્કૃતથી અન્ય તે અપભ્રંશ" એ વૈકલ્પિક નિર્દેશમાં સ્પષ્ટ છે. સાથોસાથ આભીર વગેરેની ભાષા તેના સમયમાં અપભ્રંશ બોલીઓ તરીકે વિખ્યાત થઈ ચૂકી હતી. સૌથી પ્રથમ દંડી જ અપભ્રંશ ઘણાઓની બોલી હોવાનો નિર્દેશ કરે છે. "આભીરાદિ"થી નાટ્યશાસ્ત્રમાં જણાવેલી ૭ વિભાષાઓનો સ્વીકાર તેને મન ઉદ્દિષ્ટ હોવાની પૂરતી સંભાવના છે. આમ "અપભ્રંશ" એ ભાષાવિશેષ હોવાનું નાટ્યશાસ્ત્રકાર અને દંડીના સમય વચ્ચે નક્કી થઈ ગયું જણાય છે.

૮. ઇસ્વી સનની નવમી સદીમાં આવતાં તો હવે પ્રધાન પ્રાકૃત ભાષાઓમાં તેની સરખી હરોળે ગણના થવા લાગી હાથ લાગે છે; જુઓ રુદ્રટનો કાવ્યાલંકાર. બેશક તેના કાળમાં તેના અનેક પ્રાંતીય ભેદો હતા જ, જે તેને પણ સંમત છે:

प्राकृतसंस्कृतमागधपिशाचभाषाश्च शौरसेनी च ।
षष्ठोऽत्र भूरिभेदो देशविशेषादपभ्रंशः ॥ २—१२

૯. કાવ્યમીમાંસાકાર રાજશેખરના સમયમાં (ઇ. સ. ની ૯–૧૦મી સદીમાં) અપભ્રંશ સ્વતંત્ર ભાષા હતી. રાજાના પરિચારકોએ अपभ्रंशप्रवण થવાની આવશ્યકતા તેણે સ્વીકારી છે.[1] કવિઓએ દેશની બધી ભાષામાં પ્રાવીણ્ય મેળવવાના તે મતનો હતો. તેના સમયમાં સુરાષ્ટ્ર અને ત્રવણ (?) દેશના વતનીઓ સંસ્કૃત વચનો સુંદરતાપૂર્વક બોલતા, તેમ તે જણાવે છે, પણ તેમાં અપભ્રંશના સંસ્કારો આવવાનું તે લખે છે.[2]

૧૦. આચાર્ય હેમચંદ્ર આગમચ સં. ૧૧૨૫માં રુદ્રટના કાવ્યાલંકાર ઉપર ટીકા લખનારા નમી સાધુએ ઉપર આપેલી રુદ્રટની આર્યાની ટીકામાં "प्राकृतमेवापभ्रंशः । स चान्यैरुपनागराभीरग्राम्यावभेदेन त्रिधोक्तस्तन्निरासार्थमुक्तं 'भूरिभेद' इति । कुतो देशविशेषात् । तस्य च लक्षणं लोकादेव सम्यगवसेयम् । પ્રાકૃત જ અપભ્રંશ છે. બીજાઓએ તેના ઉપનાગર, આભીર, ગ્રામ્ય એવા ભેદે ત્રણ પ્રકાર કહ્યા છે, તેનો ખુલાસો કરવા અપભ્રંશને રુદ્રટે ઘણા ભેદવાળો કહ્યો છે; શા માટે? જુદા જુદા દેશમાં હોવાથી. તેનું લક્ષણ જનસમૂહમાંથી જ જાણી લેવું," એમ કહે છે. પ્રાકૃત ભાષાઓમાં અપભ્રંશ નમી સાધુને મતે--એટલે કે તેના સમયમાં, સ્વીકાર્ય હતો જ. એના ઘણા પ્રાંતીય ભેદો હતા. એ લક્ષણો નમી સાધુ તેતે દેશવાસીઓ પાસેથી જાણી લેવાનું કહે છે. આ. હેમચંદ્રે અપભ્રંશને વિશિષ્ટલક્ષણબદ્ધ કર્યો, તે ક્રિયા નમી સાધુ લોકો પાસેથી સમઝી લેવા કહે છે; બાકી शेषं प्राकृतवत् જ તેના હૃદયમાં જણાય છે; કેમકે નહિતર "અપભ્રંશ પ્રાકૃતભાષા જ છે" એવું કહેવાની તેને જરૂર ઊભી ન જ થઈ હોત.

---

૧. ગા. ઓ. શિ. કાવ્યમીમાંસા, પૃ. ૫૦

૨. सुराष्ट्रत्रवणाद्या ये पठन्त्यर्पितसौष्ठवम् ।
अपभ्रंशवदंशानि ते संस्कृतवचांस्यपि ॥
એજન પૃ. ૩૪

૧૧. ઉપર આપણે જોયું છે કે ભોજ "ગુર્જરોને માટે પોતાના અપભ્રંશનો આગ્રહ" ધરાવે છે. ભોજનો સમય ઇ. સ. ની ૧૧મી સદીનો પૂર્વાધ સ્વીકૃત જ છે. આભીરી ભાષાનો અપભ્રંશમાં જ સ્વીકાર હતો, તેવું રાજશેખરે જણાવ્યું છે. તેને જ ૧૦મી સદીનો દશરૂપકાર ધનંજય ટેકો આપે છે; ટેકો આપે છે એટલે કે તેવા જ પ્રકારનું વિધાન કરે છે. આ આભીરી ક્વચિત્ માગધીમાં પ્રયોજાતી એમ તે બંને સ્વીકારે છે. આ ઉપરથી એક સારી વસ્તુ એ મળે છે કે માગધ અપભ્રંશ પણ એક પ્રાંતીય ભેદ પ્રચારમાં હતો. આવા ૨૭ ભેદ પ્રાકૃતસર્વસ્વકાર માર્કંડેય નોંધે છે-વ્રાચડ, લાટ, વૈદર્ભ, ઉપનાગર, નાગર, બાર્બર, આવંત્ય, પાંચાલ, ટાક્ક, માલવ, કૈકય, ગૌડ, ઓડ્ર, વૈવ, પાશ્ચાત્ત્ય, પાંડ્ય, કૌંતલ, સૈંહલ, કાલિંગ્ય, પ્રાચ્ય, કાર્ણાટક, કાંચ્ય, દ્રાવિડ, ગૌર્જર, આભીર વગેરે. આ ઝીણા ભેદને જતા કરી તેણે નાગર, ઉપનાગર અને વ્રાચડ એ ત્રણ જ ભેદ સ્વીકાર્યા છે.[1] માર્કંડેય છેક ૧૫મી સદીનો છે. એના વ્યાકરણમાં એણે નાટકોમાંથી ભાષાભેદ નક્કી કર્યા જણાય છે, એટલે એનાં સ્વતંત્ર વિધાન શાસ્ત્રીય દૃષ્ટિએ બહુ મહત્ત્વનાં નથી દેખાતાં.

આચાર્ય હેમચંદ્રે અપભ્રંશનું વ્યાકરણ બાંધતાં આવા ભેદો નોંધવા કારણ નથી જોયું. એમણે જે કેટલાક અપવાદો--વિકલ્પો નોંધ્યા છે, એની ગોઠવણ કરવામાં આવે તો તેમાંથી પ્રાંતીય ભેદો તરી આવે. એવું પણ બન્યું છે કે આ. હેમચંદ્રે કેટલાક વિકલ્પો નથી નોંધ્યા,[2] જે પ્રાપ્ત થતા કેટલાક અપભ્રંશ સાહિત્યમાં મળે છે, જે આવી પ્રાંતીયતા બતાવવામાં મદદગાર થાય તેમ છે. સૌથી પ્રથમ આપણા આ. હેમચંદ્રે અપભ્રંશ ભાષાનું સ્વરૂપ શાસ્ત્રીય સ્વરૂપે રજૂ કર્યું

૧. પ્રાકૃતસર્વસ્વ ૧—૭

૨. આ માટે ભવિસ્સત્તકહા, જસહરચરિઉ, પરમાત્મપ્રકાશ, મહાપુરાણ, ણાયકુમારચરિઉ, પાહુડદોહા, સાવયધમ્મદોહા વગેરે પ્રસિદ્ધ અપભ્રંશ સાહિત્યગ્રંથોના ઉપોદ્‌ઘાતોમાંથી પુષ્કળ વીગત મળી શકશે.

છે. પ્રાકૃત દ્વયાશ્રયમાં ઉદાહરણો રચી પોતાના ઇષ્ટ અપભ્રંશનું સ્વરૂપ રજૂ કર્યું છે. આ પૂર્વનું પણ અપભ્રંશ સાહિત્ય હાલ મળ્યું છે, જેમાંથી કેટલુંક છપાઇ પ્રસિદ્ધ થયું છે.

## આચાર્ય હેમચંદ્રનો અપભ્રંશ

અહીં એક સ્વાભાવિક પ્રશ્ન ત્યારે ઉપસ્થિત એ થાય છે કે આ. હેમચંદ્રનો અપભ્રંશ બીજા અપભ્રંશોથી કેટલીક વાતે જુદો પડતો હોવાથી અથવા એ જો "શિષ્ટ અપભ્રંશ" હોય તો તે શિષ્ટ અપભ્રંશ કોઈ વિશિષ્ટ નામવાળો હોઈ શકે કે નહિ? આ પ્રશ્નનો જવાબ આપવાનો આ પૂર્વે પ્રયત્ન થયો છે. માર્કંડેયે પાડેલાં નાગર ઉપનાગર અને વ્રાચડ એ નામોને લક્ષ્યમાં લઈ ડૉ. જેકોબી, સર જ્યોર્જ ગ્રિઅર્સન વગેરે વિદ્વાનો આ. હેમચંદ્રનો અપભ્રંશ "નાગર અપભ્રંશ" હોવાનું માને છે. સર જ્યોર્જ ગ્રિઅર્સને "લિંગ્વિસ્ટિક સર્વે ઑફ ઇન્ડિઆ"ના પ્રથમ ભાગમાં આ વિષય ઉપર ચર્ચા કરી નીચેની મતલબનો નિર્ણય આપ્યો છેઃ—

૧. સિંધના નીચેના પ્રદેશની આજુબાજુનો વ્રાચડ અપભ્રંશ, જેમાંથી અર્વાચીન સિંધી અને લહન્ડ ભાષા થઈ.

૨. નર્મદાની દક્ષિણે વરાળ સહિત ઓરિસ્સાની સીમા સુધી વૈદર્ભ કે દાક્ષિણત્ય અપભ્રંશ, તેમાંથી અર્વાચીન મરાઠી થઇ.

૩. દાક્ષિણાત્ય પ્રદેશની પૂર્વમાં બંગાળાના અખાત સુધી ઔડ્ર કે ઔત્કલ અપભ્રંશ, જેમાંથી અર્વાચીન ઉડિયા થઈ.

૪. ઔડ્રની ઉત્તરે છોટા નાગપુર અને બિહાર સહિતનો પ્રદેશ કાશી પર્યંતમાં માગધ અપભ્રંશ; જેમાંથી અર્વાચીન બિહારી થઈ (એની એક પ્રાંતીય બોલી "માહી" હજી વિદ્યમાન છે.) આ માગધ અપભ્રંશમાં જૂની પૂર્વ પ્રાકૃત, ઔડ્ર અને ગૌડનો સંબંધ હતો. આ માગધ અપભ્રંશનો વિસ્તાર થતાં છેક પૂર્વમાં પ્રસાર થયો, જેમાંથી અર્વાચીન બંગાળી થઇ. ગૌડ અપભ્રંશનો દક્ષિણ બાજુ પ્રસાર થતાં તેમાંથી ઉત્તર બંગાળી થઈ, અને આસામમાં જતાં આસામી થઇ.

૫. દક્ષિણ પ્રદેશની ઉત્તરે આવેલા આખા પશ્ચિમ હિંદમાં "નાગર અપભ્રંશ" એ નામે પ્રસિદ્ધ એવો મુખ્ય અપભ્રંશ હતો, જેને પ્રાંતીય ભેદો હતા કે જે અત્યારની તે પ્રદેશની પ્રાંતીય બોલીઓ ઉપરથી જાણી શકાય છે. આમાનો જ એક શૌરસેન અપભ્રંશ હતો, જેમાંથી પશ્ચિમ હિંદીનો ઉદ્‌ગમ થયેલો.

૬. આ નાગર અપભ્રંશની સાથે સંબંધ ધરાવતો ઉત્તર મધ્ય પંજાબનો ટાક્ક અપભ્રંશ અને દક્ષિણ પંજાબનો ઉપનાગર અપભ્રંશ હતો. આમાંથી પંજાબીની પ્રાંતીય બોલીઓ થઇ છે.

૭. આ જ અપભ્રંશનો એક પ્રાંતીય ભેદ આવંત્ય હતો કે જે ઉજ્જૈનના આસપાસના પ્રદેશમાં હતો. આમાંથી રાજસ્થાનીનો ઉદ્‌ભવ થયો.

૮. અને બીજો અર્વાચીન ગૂજરાતનો ગૌર્જર અપભ્રંશ હતો. આ છેલ્લા બંને "નાગર અપભ્રંશ" સાથે ગાઢ સંબંધ ધરાવતા હતા.

આમ વ્રાચડ, વૈદર્ભ, ઔદ્ર, માગધ, નાગર, ટાક્ક, ઉપનાગર, આવંત્ય અને ગૌર્જર અપભ્રંશ આવા ભેદ સર જ્યોર્જ ગ્રિઅર્સને સ્વીકાર્યા છે. આ. હેમચંદ્રાચાર્યે જે અપભ્રંશનું વ્યાકરણ લખ્યું છે, તે નાગર અપભ્રંશનું છે અને માર્કંડેય પણ તેજ અપભ્રંશને "નાગર" કહે છે, આ મત વ્યાજબી છે કે નહિ, એનો વિચાર કરવામાં આવે તો સમઝાય તેવી વસ્તુ છે કે બીજા અપભ્રંશો જેમ તેતે દેશવિશેષે સંજ્ઞા પામ્યા છે, તે પ્રમાણે "નાગર" સંજ્ઞા નથી. એથી ઊલટું આવંત્ય અને ગૌર્જર અપભ્રંશ સર જ્યોર્જ ગ્રિઅર્સન વગેરેને સ્વીકાર્ય છે; અને આ. હેમચંદ્રના વ્યાકરણમાં સિદ્ધ સ્વરૂપે વ્યક્ત થતા અપભ્રંશમાંથી આવંત્ય અને ગૌર્જર પ્રદેશના અપભ્રંશની બીજા કોઈ પણ અપભ્રંશ કરતાં સમાનતા હોવાની સંપૂર્ણ સંભાવના હોવાથી આ. હેમચંદ્રના અપભ્રંશને–એ વૈયાકરણ પાટણમાં રહીને લખનાર ગુર્જરદેશવાસી હોવાથી સ્વાભાવિક રીતે સ્વકીય બોલીને જ પ્રાધાન્ય આપે એમ શક્ય હોવાથી "ગૌર્જર અપભ્રંશ" માનીને જ વ્યાકરણસ્થ કરે એ વધુ યોગ્ય હોવાથી "ગૌર્જર અપભ્રંશ" કહેવામાં કોઈ બાધ નથી. આવંત્ય પ્રાંતીય બોલી સંભવે છે. ખુદ અવન્તીનાથ ભોજ સમકાલીન એક અપભ્રંશનો "ગૌર્જર" હોવાનો–ગૌર્જરો પોતાના

અપભ્રંશને જ બોલવું પસંદ કરે છે તે રીતે–સ્વીકાર કરતો હોવાથી આ આખા પ્રદેશનો અપભ્રંશ "ગૌર્જર અપભ્રંશ" જ હોવો વધુ વ્યાજબી અને બંધબેસતો છે.

ઇ. સ. ૧૧૫૯માં અણુહિલવાડમાં હરિભદ્રસૂરિએ "નેમીનાથચરિઉ" નામક અપભ્રંશ કાવ્ય રચેલું છે, તેની ભાષા આ. હેમચંદ્રના અપભ્રંશથી સહેજ જુદી પડતી હોવાથી જેકોબીએ એને "ગૌર્જર અપભ્રંશ" માન્યો છે; જ્યારે ધનપાલના ભવિસ્સત્તકહાની ભાષાને જેકોબીએ 'ઉત્તર તરફનો નાગર અપભ્રંશ" કહેલ છે.[૧]

આ. હેમચંદ્રનો અપભ્રંશ તત્કાલીન બીજા અપભ્રંશગ્રંથોમાંની ભાષાથી જુદો પડે છે, એ વસ્તુ આ. હેમચંદ્રે જે "પરમાત્મપ્રકાશ" નામક ગ્રંથમાંથી કેટલાક દોહા અપભ્રંશના ઉદાહરણોમાં લીધા છે, તે ગ્રંથના સંપાદક શ્રીઆદિનાથ ને. ઉપાધ્યાયે પ્રસ્તાવનામાં નીચે આપેલ શબ્દોમાં બતાવી છે કે "**स्वर और विभक्ति सम्बन्धी** छोटे मोटे **भेदोंको भुलाकर** भी परमात्मप्रकाश और **हेमचन्द्रके व्याकरणकी** अपभ्रंशोंमें काफी **मौलिक** अन्तर पाया जाता है । **हेमचन्द्रकी** अपभ्रंशका आधार **शौरसेनीका** परमात्मप्रकाशमें पत्ता भी नहीं मिलता । इसके सिवा **हेमचन्द्रकी** अपभ्रंशकी और भी बहुतसी बातें परमात्मप्रकाशमें नहीं पाइ जाती[૨] ।

શ્રી. ઉપાધ્યાયે અંગ્રેજી ઉપોદ્ઘાતમાં વિસ્તારથી ભેદો સમઝાવ્યા છે, તે અહીં વિસ્તારભયે આપ્યા નથી.[૩]

આ ઉપરથી આપણે તારવણી કરિયે તો એ નીકળી આવે કે પ્રાચીન મહારાષ્ટ્ર બાજૂના અપભ્રંશ સાહિત્યમાં શૌરસેનીની છાંટ નથી, જ્યારે આ. હેમચંદ્રના અપભ્રંશમાં શૌરસેનીની છાંટ જેવું છે. એ એક જાણવા જેવી વાત છે કે મહાસિદ્ધ સરહ નામના કવિએ આસામમાં રહી "દોહાકોશ" એ કાવ્યની અપભ્રંશમાં રચના કરી છે; તેમ જ કૃષ્ણપાદ નામના લેખકે "દોહાકોશ" નામક કાવ્યની બંગાળામાં

૧. તુલનાર : Introduction to Prakrit, પૃ. ૭૯

૨. પરમાત્મપ્રકાશ-પ્રસ્તાવના, પૃ. ૧૦૮. ૩. એજન પૃ. ૪૭-૫૩

રહી રચના કરી છે[1]. આ ગ્રંથોમાં પણ ભાષાભેદ તો મળે છે જ. આ પણ આ. હેમચંદ્રનો અપભ્રંશ ખૂબ વ્યાપક છતાં એક બાજૂના પ્રદેશમાંનો હોવાના મતને ટેકો આપે છે.

શ્રી. ઉપાધ્યાયે શૌરસેનીની છાંટ આ. હેમચંદ્રના અપભ્રંશમાં જોઈ છે. ડૉ. જેકોબી, પીશલ, સર જ્યોર્જ ગ્રિઅર્સન, ડૉ. સુનીતિકુમાર ચેટરજી, ડૉ. ગુણે વગેરે વિદ્વાનો પણ એ જોઈ આ. હેમચંદ્રના અપભ્રંશને "શૌરસેની અપભ્રંશ" કહેવા લલચાય છે[2]. અપભ્રંશની સ્વર-પ્રક્રિયા જોતાં સ્પષ્ટ થાય તેમ છે કે એનું વલણ મહારાષ્ટ્રીય પ્રાકૃત તરફ છે; માત્ર त નો द વગેરે થોડો વ્યંજનવિકાર શૌરસેની જેવો છે. વળી આ. હેમચંદ્રે અંતે शौरसेनीवत् (૪-૪૪૬)કહ્યું છે, એથી એમ માનવા દિલ લલચાય; પણ શૌરસેનીને અંતે शेषं प्राकृतवत् (૪-૨૮૬) અને ખુદ અપભ્રંશને शौरसेनीवत् અને પછી शेषं संस्कृतवत् सिद्धम् (૪-૪૪૮) કહી દીધું છે. આનો વિચાર કરવામાં આવે તો એ જ છે કે આ. હેમચંદ્ર અપભ્રંશનું વધુ શિષ્ટ રૂપ ઇચ્છે છે: દાખલા તરીકે ऋ અપભ્રંશમાં, માત્ર તેના જ અપભ્રંશમાં છે. તે શિષ્ટતાનો જ સમર્થક છે. એ જોતાં પાલી પછી બીજે નંબરે સંસ્કૃતને નિકટ થતી શૌરસેનીની જેમ સંસ્કૃતને નિકટ થતાં શિષ્ટ રૂપો વાપરવા તરફ આ. હેમચંદ્રનું વલણ હોય. બાકી મોટા ભાગનું ઘડતર અપભ્રંશનું મહારાષ્ટ્રીવત્ છે. એથી જ આ. હેમચંદ્રના અપભ્રંશને "શૌરસેની અપભ્રંશ" ન કહી શકાય. આ વિષયમાં કેટલીક ઉપયોગી માહિતી શ્રી. મધુસૂદન મોદીએ અપભ્રંશ પાઠાવલીમાં આપી છે, તે જરૂર લક્ષ્યમાં લેવા જેવી છે[3].

જેઓને "નાગર અપભ્રંશ" એવો ભેદ ઇષ્ટ જ છે, તેઓને તે જોઈતો જ હોય તો છઠ્ઠી સદી સુધી જવાની જરૂર છે. તે સમયથી પ્રાંતીય ભેદો—રુદ્રટ બતાવે છે તેવા ભૂરિ ભેદો—શરૂ થઈ ચૂક્યા હતા. તેવો એક ભેદ ગૌર્જર પ્રદેશમાં વ્યાપક હતો; અને તે જ આ. હેમચંદ્રના વ્યાકરણમાં સૂત્રબદ્ધ થયો. એ જ સમયમાં એ નવું સ્વરૂપ પામવાની તૈયારીમાં હતો, જે હરિભદ્રસૂરિના "નેમીનાથચરિઉ"માં વધુ આ

૧. અપભ્રંશપાઠાવલી : પ્રસ્તાવના, પૃ. ૧૫

૨. એજન પૃ. ૧૬-૧૭ ૩. એજન પૃ. ૧૬-૧૭-૧૮-૧૯.

બાજૂનો બનવા લાગ્યો કે જેને ડૉ. જેકોબી "ગૌર્જર અપભ્રંશ" કહેવામાં સંકોચ નથી જોતા. એ પછીનું તો આજે પુષ્કળ સાહિત્ય આ પ્રદેશનું મળ્યું છે, જેમાં આ. હેમચંદ્ર સુધીની "ગૌર્જર અપભ્રંશ"ની પૂર્વભૂમિકા પછીની બીજી refined-polished ભૂમિકા પ્રચારમાં આવી ચૂકી, જે ઇ. સ. ની ૧૪ મી સદીમાં વધૂ અર્વાચીનતા તરફ આવતાં મધ્યકાલીન ગૂજરાતીના સ્વરૂપમાં અને બીજી બાજૂ મધ્યકાલીન મારવાડીના સ્વરૂપમાં વિભક્ત થઈ પ્રાંતીય બે સ્વરૂપમાં આવી ચૂકી.

---

## નરસિંહયુગ પહેલાનું સાહિત્ય

### ૧. ગૌર્જર અપભ્રંશ કે પ્રાચીન ગૂજરાતી

#### (પ્રથમભૂમિકા)

પ્રાકૃતલક્ષણકાર ચંડે પોતાના વ્યાકરણમાં અપભ્રંશ ભાષાનો એક સ્થળે ઉલ્લેખ કર્યો છે, જેવા કે "न लोपोऽपभ्रंशेऽधो रेफस्य (૩-૩૭)–અપભ્રંશ ભાષામાં પછીના રેફનો લોપ થતો નથી." ત્યાં તેણે ઉપયોગી થાય તેવા શબ્દ ग्रामो, वाघ्रो, આપ્યા છે, તે ધ્યાન ખેંચે છે. આ એ કાળના શબ્દો છે કે જ્યારે હજી આવા રેફનો લોપ નહોતો થતો. પછી તો લોપ વૈકલ્પિક બન્યો છે.[1] અપભ્રંશમાં गामु અને वग्घु જ થવાનું. બેશક એવા શબ્દો પછી મળે છે, જેમાં રકારનો व्यासनुं व्रासु વગેરેની જેમ પ્રક્ષેપ થવાનો રિવાજ ઉપસ્થિત થયો હતો.[2] ચંડના વ્યાકરણમાં એવાં બીજાં બે સ્થળો મળે છે કે જે સામાન્ય પ્રાકૃતના પ્રસંગમાં યોજ્યાં છે, છતાં અપભ્રંશના જ પ્રયોગ છે. છઠ્ઠી વિભક્તિના પ્રત્યય તરીકે ચંડ सागमस्याप्यामो णो हो वा (૧-૫) એમ ण ની સાથે વૈકલ્પિક ह ઉમેરે છે, જે સ્પષ્ટ અપભ્રંશનો જ પ્રત્યય છે.[3] એવો બીજો પુરાવો "तु त्ता त्था ट त्तुं तूण

---

૧. वाघो रो लुक् (सि. है. ૮-૪-૩૯૮)

૨. अभूतोऽपि क्वचित् ( એજન ૮-૪-૩૯૯)

૩. आमो हं ( એજન ૮-૪-૩૩૯ )

ओ प्पि पूर्वकालार्थे (प्रा. ल. २–१९) સંબંધક ભૂતકૃદંતના પ્રત્યય તરીકે तु, त्ता, त्त्चा, ट्ट, तुं, तूण, ओ અને प्पि પ્રત્યય થાય છે," તે છે. એવી રીતે અપભ્રંશમાં જ આવતો प्पि[1] પ્રત્યય ચંડથી અપાઈ ગયો છે. ઉદાહરણ તરીકે તેણે "कप्पि=કરીને" રૂપ પ્રયોજ્યું છે. આ ચંડનો સમય હોર્નલ ઈ. સ. પૂર્વે ૩જી સદી માને છે, પરંતુ એ કાળમાં હજી અપભ્રંશ સ્વતંત્ર ભાષા નહોતી, જે નાટ્યશાસ્ત્રકારના સમયથી થવા પામેલી. આ જોતાં ચંડનો સમય છઠ્ઠી સદીથી જૂનો હોવાનો સંભવ નથી.[2] (જો હોર્નલનો મત સ્વીકારવામાં આવે તો કાલિદાસના ઈ. સ. પૂર્વની ૧ લી સદીના કે બીજા મતે ચોથી સદીના સમયમાં અપભ્રંશ પ્રયુક્ત કરે, તો વિક્રમોર્વશીયમાંનો અપભ્રંશવિભાગ કાલિદાસનો જ હોવામાં બાધ ન નડે.)

૧. આ प्पि પ્રત્યય આપણને ઇ. સ. ૫૮૯ પૂર્વેના ભદ્રબાહુ સ્વામીએ રચ્યા ગણાતા "વસુદેવહિંડી"[3] નામક ગ્રંથમાં અપભ્રંશના એક શ્લોકમાં कप्पि શબ્દમાં જ જળવાયેલો મળે છે અને એજ જૂના સાહિત્યમાં મળતો અપભ્રંશ ભાષાનો જૂનામાં જૂનો નમૂનો મનાય છે:

પાસિં **કપ્પિ** ચઉરંસિય રેવા–પય–પુણ્ણિયં
સેડિયં ચ **ગેણ્હેપ્પિ** સસિ–પ્પભ–વણ્ણિયં ।
મઇં સુયં પિ એક્કલિયં **સયણિ** નિવણ્ણિયં
સવ્વ–રત્તિ ઘોસેઇ સમાણુ–સવણ્ણિયં ॥[4]

---

૧. આ. હેમચંદ્રે एप्पि પ્રત્યય આપ્યો છે, તે આને મળતો છે. एप्प्येप्पिण्वेव्येविणवः (૮–૪–૪૪૦)–પાઠાંતરથી શરૂઆતમાં अप्पि પ્રત્યય છે. એથી अप्पि કે प्पि, एप्पि, एप्पिणु એ પ્રત્યય પણ પ્રયુક્ત હતા.

૨. સદ્‌ગત ડૉ. ગુણેએ છઠ્ઠી સદી સ્વીકારી છે. જુઓ: ભ. દ. કથા, અં. પ્રસ્તાવના પૃ. ૬૩.

૩. સ્વ. સી. ડી. દલાલનો નિબંધ, પૃ. ૯ (ગૂ. સા. પ.નો ૫મો રિપોર્ટ)

૪. વસુદેવહિંડી, પ્રથમ અંશ: પૃ. ૨૮. શ્રીમધુસૂદન મોદીએ कप्पिની છાયા આપતાં कल्पयित्वा આપ્યું છે; (જુઓ: અપભ્રંશ પાઠાવલી પૃ. ૧૫૫); પણ ચંડનું પ્રા. લ. જોતાં कृत्वा સંભવે છે. અર્થ બન્નેનો 'કરીને' જ થાય છે.

આમાં कप्पि એ ચંડવાળું ઉદાહરણ છે. गेण्हेप्पि એ આ. હેમચંદ્રે સ્વીકારેલા एप्पिवाળું વૈકલ્પિક રૂપ છે. "पासिं < સં. पार्श्वे–ગૂ. પાસેં, પાસે," એ સાતમી વિભક્તિ એકવચનનું રૂપ છે. આ. હેમચંદ્રે સાનુનાસિક રૂપ નથી સ્વીકાર્યું, પણ વૈકલ્પિક રૂપ પછીના સાહિત્યમાં થોકબંધ મળે છે. છેક આજે પણ કાઠિયાવાડમાં સાતમી વિભક્તિમાં એ સાનુનાસિક ए પ્રત્યયમાં છે. सयणिं < સં. शयने માટે શંકા જ નથી.

આ અવતરણમાં चउरंसिय < સં. चतुरस्त्रिका એ વિભક્તિપ્રત્યય વિનાના અપભ્રંશકાલીનરૂપ સિવાયનાં બાકીનાં રૂપો મહારાષ્ટ્રી પ્રાકૃતનાં છે, આમાં લઘુ પ્રયત્ન यકારવાળાં રૂપો ખાસ લક્ષ્યમાં લેવા જેવાં છે. આ. હેમચંદ્રે अवर्णो यश्रुतिः (सि. है. ८–१–१८०) એ સૂત્રમાં વ્યંજનલોપથી अકારમાં यश्रुतिः જોઈ છે. મૂળ આર્ષપ્રાકૃતની આ આજે પણ ગૂજરાત–કાઠિયાવાડની વિશેષતા છે. આ જોતાં આ. હેમચંદ્રે સ્વીકારેલી અને બીજા પ્રાકૃત વ્યાકરણકારોને ન સૂઝેલી यश्रुति ગૂજરાતી-કંડનીજ વિશેષતા છે, એમ કહેવામાં જરા પણ સાહસ નથી. આ यश्रुति પણ આપણને અપભ્રંશોથી "ગૌર્જર અપભ્રંશ"ને જુદો પાડવામાં સહાયભૂત થાય તેવી છે; જો કે બીજા અપભ્રંશોમાં એ વપરાયેલી મળે છે ખરી.

[ નોંધ—વસુદેવહિંડીથી પૂર્વેના મહાકવિ કાલિદાસના વિક્રમોર્વશીય નાટકમાં ચોથા અંકમાં ધ્રુવાઓ પડદા પાછળ ગાવાની

ઉપરના શ્લોકની સં. છાયાઃ—

पार्श्वे कृत्वा चतुरस्त्रिकां रेवापयःपूर्णिकां
सेटिकां च गृहीत्वा शशिप्रभवर्णिकाम् ।
मां सुप्तां एकाकिनीं शयने निर्विण्णां
सर्वरात्रिं घोषयति समानसवर्णिकाम् ॥

[ ધમ્મિલ નામનો માણસ પાટીને પાસે કરી=લઇ, રેવાના પાણીથી ભરેલી, ચંદ્રની કાંતિ જેવી ઊજળી ખડી લઈ, શયનમાં દિલગીર થઈ સૂતેલી મને એકલી (મૂકી) 'સમાન-સવર્ણ' એ વ્યાકરણભાગ આખી રાત ગોખે છે. ]

પ્રયોજાયેલી છે, તેમાંની ઘણી ખરી અપભ્રંશ ભાષામાં મળે છે; જેમ કે–

મઈ જાણિઅં મિઅલોઅણીં ણિસિઅરુ કોઇ હરેઇ ।
જાવં ણુ ણવ-તલિં સામલો ધારાહરુ વરિસેઇ ॥[1]

વગેરે ૧૬ પદ્યોમાં.

આ વિભાગ કાલિદાસનો છે કે નહિ, તેને માટે સ્વ. શંકર પાંડુરંગ પંડિત વગેરે શંકા ધરાવે છે. એક દલીલ એ છે કે કાલિદાસના સમયમાં અપભ્રંશભાષા ગ્રંથસ્થ નહોતી થઇ. કાલિદાસનો સમય ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યના સમયથી એક છે. ડૉ. ફ્લીટની "થીયરી"ને અનુસરી ગુપ્તકાળ ઇ. સ. ૩૧૯ થી શરૂ થયો માનવામાં આવે છે. એ રીતે કાલિદાસ ચોથી સદીમાં આવે છે. એ પછી લગભગ બસો વર્ષમાં વલભીના તામ્રપત્રમાં ગુહસેન સંસ્કૃત–પ્રાકૃત–અપભ્રંશ ભાષામાં પ્રબંધ રચનારો ખ્યાત છે. તે જ કાળમાં "વસુદેવહિંડી"માં અપભ્રંશ પ્રયોજાયેલ છે. અને એ જ સદીના જોઇંદુએ પરમાત્મપ્રકાશ અને યોગસાર ગ્રંથ અપભ્રંશ ભાષામાં રચ્યા છે. એમ એ બસો વર્ષના ગાળામાં જનસમૂહમાં એ ભાષા વ્યાપક સ્વરૂપમાં હોય તો કાલિદાસે જ એ અપભ્રંશ ધ્રુવાઓ રચી હોય, તેમ માનવામાં બાધ નથી. આ એક બાધ તૂટતાં બીજા બાધ વિદ્વાનોએ ગણાવ્યા છે, તે તો તૂટી જાય તેવા છે.[2] છતાં પણ એને પ્રમાણ ગણવામાં વાંધો હોય, તેમ જ ભાષામાં પાછળના લહિયાઓએ કદાચ ફેરફાર કર્યો હોય, એમ માની અહીં આ સ્થળે એ વિશે સ્વતંત્ર ચર્ચા કે અવતરણ આપ્યાં નથી.

---

૧. પીશલની વાચના, પૃ. ૫૭

છાયાઃ—मया ज्ञातं मृगलोचनीं निशाचरः कोपि हरति ।
यावन्नु नवतडित् श्यामलो धाराधरो वर्षति ॥

[ જ્યાં સુધી નવીન વીજળીવાળો કાળો મેઘ વરસે છે, ત્યાં સુધીમાં, મેં જાણ્યું કે કોઈ રાક્ષસ મૃગનેત્રી ઉર્વશીને ઉડાવી જાય છે. ]

૨. વિશેષ માટે જુઓઃ પરમાત્મપ્રકાશઃ અં. પ્રસ્તા. પૃ. ૫૬ની પાદટીપ

એવી જ સ્થિતિ "પરમાત્મપ્રકાશ" અને "યોગસાર" માટે કોઈને ગણવાનું કારણ રહે. એ બંને ગ્રંથનો રચયિતા જોઇંદુ ઇસ્વીસનની ૬ ઠ્ઠી સદીમાં થયો છે, એ તો સિદ્ધ જેવું છે.[1] એને માટે પણ લહિયાઓના હસ્તક્ષેપની કોઈને શંકા જાય, એ માટે એ બંને ગ્રંથમાંથી પણ આ સ્થાને ઉતારા લીધા નથી. આમ છતાં અપભ્રંશ સાહિત્યના વિકાસમાં આ બંને કવિઓનો ફાળો છે, એ તો સ્વીકારવું જ જોઇએ. બીજા કોઈની કૃતિ ન હોય તો **અપભ્રંશ સાહિત્યના આદિ કવિ તરીકે કાલિદાસને સ્વીકારવામાં આનાકાની કરવાનું ન હોઈ શકે.** કાલિદાસનો સમય ઇસ્વીસન પૂર્વે ૧ લી સદી માનવામાં આવે તોયે "વિક્રમોર્વશીય"માં અપભ્રંશનો પ્રયોગ છૂટો થયેલો હોવાથી; તેમ જ ગદ્ય તરીકે શૌરસેની જ વપરાયેલી હોવાથી લોકભાષામાં—ખાસ કરી માળવાના પ્રદેશમાં એટલી જૂની પણ એ આભીરાદિમાં પ્રચલિત હોય તો ગાંડા પૂરુરવાના મોઢામાં એ ભાષા મૂકવામાં ઔચિત્યભંગ ન ગણાય. પણ આ વાત ઉપર વજન એ માટે નથી આપતો કે કાલિદાસના તે સમયમાં થયાના વિષયમાં ઐકમત્ય હજી નથી.[2] છતાં ચોથી સદીમાં તો અપભ્રંશ માળવામાં પ્રચારમાં હોવાનો અને જોઇંદુના સમયમાં સાહિત્યની ભાષા તરીકે સ્વીકાર થયો હોવાનો સંભવ ધુત્કારવા જેવો નથી, એવું મારું મંતવ્ય છે. જોઇંદુનો અપભ્રંશમાં વિશિષ્ટ ફાળો છે. તેનું એક ત્રીજું કાવ્ય "નવકાર શ્રાવકાચાર" છે. "પાહુડ દોહા" અને "સાવયધમ્મ દોહા" પણ એને નામે ચઢેલ છે;

---

૧. એજન, પૃ. ૫૭–૬૭. અપભ્રંશપાઠાવલીમાં શ્રી. મધુસૂદન મોદી જોઈંદુને ૧૦–૧૧મી સદીમાં માને છે, એ એ ગ્રંથની ભાષાને કારણે જણાય છે. આવાં આવાં કારણે મેં અહીં જોઇંદુને મહત્ત્વ આપ્યું નથી.

૨. સ્વ. દી. બ. ધ્રુવ અને ડૉ. ભાંડારકર વિક્રમોર્વશીયના અપભ્રંશને પ્રક્ષિપ્ત માને છે; શ્રી. મધુસૂદન મોદી પણ એવું મંતવ્ય ધરાવે છે, મુખ્યત્વે ભાષાને ખ્યાલમાં લઇને; તે ભાષાવિષયક હેતુ પણ મને અહીં કાલિદાસના અપભ્રંશ માટે વિશેષ મૌન સૂચવવા પ્રેરે છે.

પણ "પાહુડ દોહા" કોઇ રામસિંહની કૃતિ છે, એમ પણ એક મત છે.[1] પરમાત્મપ્રકાશ વગેરે આ ગ્રંથો દક્ષિણના દિગંબર સંપ્રદાયના છે, અને તેમાં મહારાષ્ટ્રી પ્રાકૃતને જ અનુસરતો અપભ્રંશ હોવાથી એને "ગૌર્જર અપભ્રંશ"ના ક્ષેત્રમાંથી બહાર ગણવાનું દિલ થાય એ સ્વાભાવિક છે. આ જ રીતે પઉમચરિય અને હરિવંશના કર્તા ચતુર્મુખ સ્વયંભૂ અને ત્રિભુવન સ્વયંભૂ (૯ મી સદી), મહાપુરાણકાર–જસહર-ચરિઉ–ણાયકુમારચરિઉ વગેરેનો કર્તા પુષ્પદંત (૧૦ મી સદી), એ બંને પણ દક્ષિણના દિગંબર સંપ્રદાયના છે. ૧૦ મા શતકનો ધનપાલ પણ દિગંબર સંપ્રદાયનો છે. આ. હેમચંદ્રથી આ કવિઓની ભાષામાં તાત્ત્વિક ફેર છે, એટલે "ગૌર્જર અપભ્રંશ"ની બહાર આ કવિઓ જાય છે. છતાં અપભ્રંશ ભાષાના મહત્ત્વના કવિઓ તરીકે તેઓના તરફ દુર્લક્ષ્ય કરાય તેમ નથી. એટલે ભાષાની દૃષ્ટિ નજર સમક્ષ રાખી યથાક્રમ એને સ્થાન આપવું ઉચિત ધાર્યું છું, જે યથાસ્થાને અપાશે.]

૨. અપભ્રંશના ક્ષેત્રમાં નિરપવાદ મહત્ત્વનું સ્થાન ભોગવના ઉદ્યોતનસૂરિએ ભિન્નમાળમાં રહી વિ. સં. ૮૩૫ (ઇ. સ. ૭૭૯)માં "કુવલયમાલા" નામનો આર્ષમિશ્રિત પ્રાકૃત ભાષામાં ગ્રંથ રચ્યો છે. આ ગ્રંથમાં અનેક સ્થળે "અપભ્રંશ" ભાષામાં પદ્યો મુકાયેલાં છે, તે સાથે કેટલીક ગદ્યોક્તિઓ પણ અપભ્રંશમાં છે. જુદી જુદી કોમોની ભાષાના સંબંધમાં તેણે રમૂજ ભરેલો ઉલ્લેખ કર્યો છે. આપણી સાથે સંબંધ ધરાવનારા મરુ, ગુર્જર, લાટ અને માલવ દેશના વણિકોની ભાષા આપતાં તે જણાવે છેઃ

વંકે જડે ય જડ્ડે બહુભોઇ કઢિણપીણથૂણંગે ।
'અપ્પા તુપ્પા' ભણિરે અહ પેચ્છઇ **મારુએ** તત્તો ॥
ઘયલાલિયપુટ્ઠંગે ધમ્મપરે સંધિવિગ્ગહં ણિઉણે ।
'ણઉ રે ભલ્લઉ' ભણિરે અહ પેચ્છઇ **ગુજ્જરે** અવરે ॥

---

૧. પરમાત્મપ્રકાશ અં. પ્રસ્તા. પૃ. ૬૨ અને "પાહુડદોહા"ની ભૂમિકા પૃ. ૨૫–૨૮

ણ્હાહલિત્ત-વિલિત્તે કયસીમંતે સુસોહિયસુગત્તે ।
'**આ હમ્હ કાઇં તુમ્હ મિત્તુ**' ભણિરે પેચ્છએ **લાડે** ॥
તણુ-સામ-મડહદેહે કોવણએ માણજીવિણો રોદ્દે ।
'**ભાઉઅ ભઇણી તુમ્હે**' ભણિરે અહ **માલવે** દિટ્ઠે ॥[1]

[ ત્યાંથી આગળ ચાલતાં વાંકાં અને જડ, જડતામાં બહુ ખાનાર, કઠણ અને જાડા ભરાઉ અંગવાળા, 'अप्पा तुप्पा' એમ કહેતા **મારવાડી**-ઓને જુએ છે. ત્યાંથી આગળ ચાલતાં ઘીથી લડાવેલાં પુષ્ટ અંગવાળા, ધર્મપરાયણ અને સંધિવિગ્રહમાં નિપુણ, 'णउ रे भल्लउं' એમ કહેતા **ગુર્જરો**ને જુએ છે. પછી નાહેલા-ધોયેલા-ચંદનાદિ લેપ કરેલા, માથામાં સેંથાવાળા, સુશોભિત અંગવાળા, 'आहम्ह काइं तुम्ह मित्तु' એમ કહેતા **લાટવાસીઓ**ને જુએ છે. પછી પતલા કાળા અને ટૂંકા દેહવાળા, કોપીલા, માની, રુદ્ર સ્વભાવના, 'भाउअ भइणी तुम्हे' એમ કહેતા **માલવીઓ**ને જુએ છે. ]

આ ચાર પ્રદેશના વણિકો આવા અને આવાં વચન કહેનારા છે. ગુર્જરો 'भल्लउं=ભલું' શબ્દથી વાત કરે છે; લાટદેશવાસીઓ 'आ हम्ह काइं तुम्ह मित्तु=આ હું કાંઈ તારો મિત્ર' એમ કહે છે. "ભલ્લઉ" અને "મિત્તુ"માંનો उકાર ગુર્જરો અને લાટવાસીઓની ભાષાનું આમાંથી લક્ષણ તારવી આપે છે. ઉદ્યોતનસૂરિના સમયમાં આ બંને પ્રદેશની ભાષામાં આ રીતે તફાવત નથી દેખાતો. બાકીના શબ્દોમાં કોઈ વિશિષ્ટતા નથી.

અપભ્રંશ સ્વતંત્ર ભાષા હતી, તે વસ્તુ ઉદ્યોતનસૂરિએ આપી છે. કુવલયમાલામાં તેણે સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને પૈશાચીને ભાષા લેખે સ્વીકારેલ છે.[2] અપભ્રંશનાં કેટલાંક સુંદર અવતરણો એણે આપ્યાં છે. એમાંનાં આ સુંદર છે:

---

૧. અપભ્રંશકાવ્યત્રયી, પ્રસ્તાવના: પૃ. ૯૨-૯૩

૨. અપભ્રંશ કાવ્યત્રયી: સં. પ્રસ્તા. પૃ. ૯૭-૯૮ અને અપભ્રંશપાઠાવલી: ટીકા પૃ. ૮૬. રાજશેખરે-બાલરામાયણમાં આ ચાર ભાષાનો ઉલ્લેખ કર્યો છે. (૧-૧૧)

જો જસુ માણુસુ વલ્લહઉ તં જઇ અણ્ણુ રમેઇ ।
જઇ સો જાણઇ જીવઇ વિ તો તસુ પાણુ લએઇ ॥[1]

[ એક "ગુર્જરપથિક"ના મુખમાંનું નીચેનું ગીતઃ ]

જો ણવિ વિહુરે વિભજ્જણ્ણઉ ધવલઉ કડ્ઢઇ ભારુ ।
સો ગોટ્ઠંગણમણ્ડણુઉ સેસઉ તુટ્ટિય-સારુ ॥[2]

ઉપરનાં બંને અવતરણમાં પ્રાકૃત તદ્ભવરૂપો બાદ કરતાં વિભક્તિપ્રત્યયો તેમ જ પ્રત્યય રહિત રૂપો અપભ્રંશનાં જ છે. પાણમાંથી બીજનો પ્રત્યય લુપ્ત થયો છે, જ્યાર પ્રથમાંત રૂપમાં ઉકાર સ્પષ્ટ જણાય છે.

ઉદ્યોતનસૂરિએ પુષ્કળ દેશી શબ્દો કુવલયમાલામાં આપેલા છે. એનું સંશોધન થાય તો અર્વાચીન ગૂજરાતી શબ્દકોશને માટે ઘણી સારી સામગ્રી મળે.

ઉદ્યોતનસૂરિનું બીજું નામ દાક્ષિણ્યચિહ્ન હતું. તેના પિતાનું નામ વડેસર હતું. વડેસરના શિષ્ય તત્ત્વાચાર્ય ઉદ્યોતનના ગુરુ થાય, જ્યારે આચાર્ય વીરભદ્ર અને સમરાઇચ્ચકહાના કર્તા આચાર્ય હરિભદ્ર પાસે ઉદ્યોતને વિદ્યાધ્યયન કર્યું હતું. ઉદ્યોતનના ગુરુનું અને તેમની પરંપરાનું મુખ્ય નિવાસસ્થાન ભિન્નમાલ હતું. ઉદ્યોતને જણાવેલું છે કે મારા સમયમાં જૈન મુનિઓએ ગુર્જરદેશને દેવમંદિરોથી શણગાર્યો

---

૧. છાયા :—यो यस्य मानुषो वल्लभस्तं यदन्यो रमते ।
यदि स जानाति जीवति अपि तर्हि तस्य प्राणान् लभते ॥
[ જે માણસ કોઇને વહાલું હોય, તેને બીજો પસંદ કરે, તે વાત તે જાણે અને તે બીજો જીવતો હોય તો તે બીજાના પ્રાણ લે.] અપ. પા. વ. પૃ. ૧૫મું

૨. છાયાઃ—यो नावि विधुरे विभग्नको धवलः कर्षति भारम् ।
स गोष्ठाङ्गणमण्डनः शेषः त्रुटितसारः ॥
[ ધોંસરીથી દૂર થયેલો પૂંછલેલો જે બળદ ભાર ન ખેંચે, તે ગમાણ ને આંગણાની શોભારૂપ છે. તે નકામો અને નિર્બળ છે. (અન્યોક્તિ) ]

છે. ઝાલોર (સં. जाबालिपुर)માં વીરભદ્રે બંધાવેલા જિનમંદિરમાં રહી શાકે ૭૦૦ (વિ. સં. ૮૩૫)ના ચૈત્ર કૃષ્ણ ૧૪ ના દિને તેણે કુવલયમાલા કથાની રચના કરી હતી.

૩. ઈ. સ. ૮૦૦ થી ૮૫૦ સુધીમાં થયો મનાતો કાવ્યાલંકારકાર રુદ્રટ જોકે કાશ્મીરક હતો, છતાં ભાષાસમના ઉદાહરણમાં અપભ્રંશને પણ સ્થાન આપતો હોવાથી અને તે ઉદાહરણ આ. હેમચંદ્રના અપભ્રંશને અનુરૂપ હોવાથી તેને અહીં સ્વતંત્રરૂપે સ્થાન આપવું વ્યાજબી છે:

ધીરા ગચ્છદુ મેહતમુ દુદ્ધર-વારિસ-દસ્સુ ।
અબ્ભમદપ્પસરા હરણુ રવિકિરણા તે જસ્સુ ॥[1]

રુદ્રટે અપભ્રંશનો લાક્ષણિક દોહરો આપ્યો છે. અપભ્રંશને દોહરો અનુકૂળમાં અનકૂળ છંદ સ્વીકારાયો છે. આ ઉદાહરણમાં गच्छदु એ શૌરસેનીનું રૂપ છે, બાકીનાં મહારાષ્ટ્રી પ્રાકૃતનાં, સંસ્કૃત તત્સમ અને અપભ્રંશનાં છે.

૪. આ પછી તેના નિકટના ઉત્તરકાલીન તેવા જ કાશ્મીરક આનંદવર્ધને પોતાના ધ્વન્યાલોક નામક સાહિત્યગ્રંથના ચોથા ઉચ્છ્વાસમાં અપભ્રંશનું ઉદાહરણ આપ્યું છે. એના પાઠ ભ્રષ્ટ હોવાથી પીશલે કેટલીએક હાથપ્રતો જોઈ નીચેનું સ્વરૂપ આપણી સમક્ષ મૂક્યું છે:

મહુ મહુ ત્તિ ભણંતિયહો વજ્જઇ કાલુ જણસ્સુ ।
તો વિ ણ દેઉ જણદ્દણઉ ગોઅરિહોઇ મણસ્સુ ॥[2]

---

૧. છાયાઃ—धीरा गच्छतु मेघतमो दुर्धरवार्षिकदस्यु ।
अभ्रमदप्रसरा हरणं रविकिरणास्ते यस्य ॥ (૪–૧૫)

[ હે ધીર પુરુષો, જેમાં વરસાદ સમયના ચોર લોકોને વાળવાનું મુશ્કેલ છે તેવા મેઘ-અંધારને તરી જાઓ. નિશ્ચિત પ્રચારવાળાં રવિનાં કિરણો તે મેઘને હરણ કરનારાં છે.]

૨. છાયાઃ—मम ममेति भणतः व्रजति कालः जनस्य ।
तथापि न देवः जनार्दनः गोचरीभवति मनसः ॥
(અપ. પાઠા. પૃ. ૧૫૬)

[ 'મારું, મારું' એમ બોલતાં બોલતાં મનુષ્યનો સમય પસાર થઈ જાય છે, છતાં માયાનું છેદન કરનાર પ્રભુ મનને દર્શન આપતા નથી. ]

આમાં વપરાયેલાં અપભ્રંશરૂપો તરત પકડી શકાય છે.

૫. કાલિદાસના વિક્રમોર્વશીયને હવે આપણે ભૂલી ન શકિયે. કુવલયમાલા પછીનાં ઉદાહરણોનું માધુર્ય અને સારલ્ય હવે લોકભોગ્ય પૂરેપૂરું બન્યું હોય તેવો આ યુગ આરંભાય છે. વિક્રમની ૧૦ મી શતાબ્દીમાં અપભ્રંશ ભાષાની ઉજ્જવલમાં ઉજ્જવલ કાંતિ પ્રસરેલી પ્રાપ્ત થાય છે. આ જ સમયને અનુરૂપ એવી કવિતા "વિક્રમોર્વશીય"-માંથી આપણે મેળવી શકિયે છિયે:

જલહર **સંહરુ એહુ કોપુ** આઢત્તઓ
પવિરલધારાસારદિસામુખકન્તઓ ।
એમઇં **પુહવિ** ભમન્તો જઇ **પિઅ** પેક્ખીહિમિ
તવ્વે જં **જુ કરીહિસિ** તં તુ સહીહિમિ ॥

× × ×

કરિણીવિરહ**સંતાવિઅઉ** કાણણે ગંધુદ્ધઅ**મહુઅરુ** ॥

× × ×

હઉં પઇં પુચ્છિમિ **અક્ખહિ ગઅવરુ** લલિઅપહારેં ણાસિઅ **તરુવરુ** ॥[1]

સમાસબહુલ છતાં એકંદરે સ્વાભાવિક અપભ્રંશ સ્વરૂપને આ

---

૧ છાયા:—जलधर संहर एतं कोपं आरब्धं
प्रविरलधारासारदिशामुखकान्तः ।
एवं पृथिव्यां भ्रमन् यदि प्रियां प्रेक्षिष्ये
तदा यद् यत् करिष्यसि तत् तत् सहिष्ये ॥
करिणीविरहसंतापितकः कानने गन्धोद्धतमधुकरः ॥
अहं त्वां पृच्छामि आख्याहि गजवर
ललितप्रहारेण नाशिततरुवर ॥

[ હે મેઘ, ઓછામાં ઓછી ધારાના પાતથી દિશામુખને આક્રાંત કર્યું છે તેવો તું, શરૂ કરેલા આ કોપને ઉતાર. આમ પૃથ્વીમાં ભટકતો હું મારી પ્રિયાને જોઇશ, ત્યારે તું જે જે કરીશ, તે હું સહીશ. વનમાં મદગંધથી ભમરા ખેંચાઇ આવે છે, તેવો આ હાથી કરિણીના વિરહવાળો છે. સુંદર પ્રહારથી ઝાડ ભાગ્યાં છે, એવા હે હાથી, તને હું પૂછું છું. કહે. ]

અવતરણો વ્યક્ત કરે છે; આ. હેમચંદ્રના અપભ્રંશથી વિરુદ્ધ ન જાય તેવું રૂપ હોવાથી "ગૌર્જર અપભ્રંશ"ને દિપાવે તેવાં છે. સ્વ. દી. બ. કેશવલાલ હ. ધ્રુવ વગેરે આ અપભ્રંશ પદ્યોને ૧૦–૧૧ શતાબ્દીની પેદાશ માને છે,[1] પણ તેને જોઇંદુના "પરમાત્મપ્રકાશ" લગભગમાં મૂકવામાં બાધ નથી જણાતો. પાહુડદોહા, સાવયધમ્મદોહા વગેરે આ જ કાળની કૃતિઓ છે.

૬. અહીં ૧૦મા શતકની ભાષા સાંચવતી જોઇંદુની કૃતિઓ લક્ષ્યમાં લેવા જેવી છે. પૂર્વે જણાવ્યું છે, તે પ્રમાણે આ. હેમચંદ્રથી તેની ભાષામાં તારતમ્ય છે, બંનેમાં સાધારણ હોય તેવાં પદ્યો ભાષાની વિશાલતાનાં દ્યોતક હોઇ અત્રે સ્થાનાર્હ છે:

**સંતા વિષય જુ** પરિહરઇ બલિ કિજ્જઉં હઉં **તાસુ** ।
સો દઇવેણ જિ **મુંડિયઉ સીસુ ખડિલ્લઉ જાસુ** ॥[2]

જોઇંદુ જ્ઞાની કવિ છે. તેના કાવ્યમાં જ્ઞાન અને વૈરાગ્યનાં ઢેર ઢેર ઝરણાં ઝરે છે. સંસારની અસારતા જણાવતાં એ કહે છે:

**દેઉલુ દેઉ** વિ **સત્થુ ગુરુ તિત્થુ** વિ **વેઉ** વિ **કવ્વુ** ।
**વચ્છુ જુ** દીસઇ **કુસુમિયઉ** ઈંધણુ હોસઇ **સવ્વુ** ॥[3]

તેનું યોગસાર ૧૯૮ દોહલાનું નાનું કાવ્ય છે. એમાં પણ આત્મજ્ઞાન ભારેલું છે. કવિ જણાવે છે:

---

૧. વિક્રમોર્વશીય અનુવાદની પ્રસ્તાવના, પૃ. ૪૦–૨

૨. છાયા: सतः विषयान् यः परिहरति बलिं करोमि अहं तस्य ।
स दैवेन एव मुण्डितकः शीर्षं खल्वाटकं यस्य ॥

[ જે કોઇ વિદ્યમાન વિષયોનો ત્યાગ કરે છે, તેની હું પૂજા કરું છું. જેણે માથું મૂંડાવ્યું છે, તેને તો દૈવે જ મૂંડયો છે.] પરમાત્મપ્રકાશ, પૃ. ૨૮૩

૩. છાયા:–देवकुलं देवोऽपि शास्त्रं गुरुः तीर्थमपि वेदोऽपि काव्यम् ।
वृक्षः यद् दृश्यते कुसुमितः इन्धनं भविष्यति सर्वम् ।

[ દેવાલય, દેવ, શાસ્ત્ર, ગુરુ, તીર્થ, વેદ, કાવ્ય અને જે વૃક્ષ ફૂલેલું દેખાય છે, તે બધું જ રાખ થવાનું છે. ] એજન, પૃ. ૨૭૩

**ણિમ્મલુ ણિક્કલુ સુદ્ધુ જિણુ વિણ્હુ બુદ્ધુ સિવ સંતુ ।**
**સો પરમપ્પા જિણ-ભણિઉ એહઉ જાણિ ણિભંતુ ॥**[1]

જોઈંદુએ સાવયધમ્મદોહા અને પાહુડદોહા રચ્યાનું કહેવાય છે; જોકે એ કૃતિઓના જુદાજુદા બીજા કર્તા હોવાનું એક મંતવ્ય છે. જેમ "પરમાત્મપ્રકાશ"માંથી આ. હેમચંદ્રે અવતરણો લીધાં છે (જેવું કે ઉપરનું संता भोग जु परहरइ વગેરે પાઠથી) તેમ પાહુડ-દોહામાંથી પણ લીધાં છે. (સરખાવો સિ. હૈ. ૪૬૬, ૪૨૨-૩, ૪૧૪-૩, ૪૧૮-૫, ૩૯૬-૪ની સાથે પા. દો. ૮૮, ૧૫૧, ૧૬૯, ૧૬૭, ૧૭૭.) પાહુડદોહા વગેરે સાહિત્ય આ. હેમચંદ્રના સમયમાં સારી રીતે વ્યાપક હોય તેમ લાગે છે. આ દોહાઓનું સ્વરૂપ સુભાષિતોનું છે, એટલે એ લોકમાં સારી રીતે વ્યાપક હશે જ. અત્યારનું પણ સોરઠી વગેરે લોકસાહિત્ય છેક તે દોહાઓ સાથે સંબદ્ધ હોવાની પણ પૂરી સંભાવના છે; આ વિષયમાં વ્યવસ્થિત પ્રયત્ન માત્ર અપેક્ષિત છે.

૭. આ જ શતકનો દિગંબર કવિ ચતુર્મુખ સ્વયંભૂ આ પછી આપણી સમક્ષ આવે છે. હરિવંશ અને પઉમચરિય એ બે કાવ્યો તેનાં મળ્યાં છે, જે બંને તેણે અધૂરાં રાખેલાં તે તેના પુત્ર ત્રિભુવન સ્વયંભૂએ પૂર્ણ કર્યાં છે.[2] ચતુર્મુખ સ્વયંભૂએ પોતાના કાવ્યમાં ભામહ અને દંડીનો ઉલ્લેખ કર્યો છે, ત્યારે ૧૧ મી સદીના પુષ્પદંતે ચતુર્મુખનો ઉલ્લેખ કર્યો છે, એટલે વચ્ચેના ગાળાનો તે છે. આમ એ નવમા-દશમા શતકમાં આવે છે.

આ કવિથી આપણને નવો કાવ્યબંધ મળે છે. પ્રાયઃ ચાર

---

૧. છાયાઃ-निर्मलः निष्कलः शुद्धः जिनः विष्णुः बुद्धः शिवः शान्तः ।
स परमात्मा जिनभणितः एतद् जानीहि निर्भ्रान्तम् ॥

[નિર્મળ, નિષ્કલ, શુદ્ધ જિન, વિષ્ણુ, બુદ્ધ, શાંત શિવ, તેને જિન ભગવાને પરમાત્મા કહ્યા છે. ભ્રાંતિ વિના તે જાણ.] એજન. પૃ. ૩૭૩

૨. અપભ્રંશ પાઠાવલી, ટીકા. પૃ. ૩૫

કડી અને ક્વચિત્ પાંચ કડી ચરણાકુલની અને છેલ્લે "ધત્તા" = દ્વિપદીની બે લીટી આવે છે. આ બંધ દિગંબર કવિઓમાં વ્યાપક છે, એ પછીના પુષ્પદંત, ધનપાલ, કનકામર વગેરે કવિઓની કૃતિથી જાણવામાં આવે છે. આ કવિઓની ભાષા આ. હેમચંદ્રના અપભ્રંશથી બહુ જુદી પડે છે. આ. હેમચંદ્રના અપભ્રંશમાં શૌરસેની જેવું લાગતું તત્ત્વ છે, તે આ કવિઓની ભાષામાં જરા પણ મળતું નથી. ઉપર જોઇંદુનાં ઉદાહરણોમાં પણ એ વસ્તુ સ્પષ્ટ છે; છતાં એ ભાષા આ. હેમચંદ્રને વધુ નિકટતર છે, ત્યારે આ દૂર જાય તેવી છે; અર્થાત્ કે તેમાં અપભ્રંશકાલીન મૃદુતાને બદલે પ્રાકૃતકાલીન કઠોરતા હજી દૂર થઇ નથી. તેમ છતાં ભાષામાં સરલતા વધતી આવો છે જ:

સાણુ ણ કેણ વિ જણેણ ગણિજ્જઇ ગંગા–ણઇહે તં જિ ણ્હાઇજ્જઇ ।
સસિ સ–કલંકુ તહિ જિ પહ ણિમ્મલ કાલઉ મેહુ તહિ જિ તહિ ઉજ્જલ ।
ઉવલુ અ–પુજ્જુ ણ કેણ વિ છિપ્પઇ તહિ પડિમ ચંદણેણ વિલિપ્પઇ ।
ધુજ્જઈ પાઉ પંકુ જઇ લગ્ગઇ કમલ–માલ પુણુ જિણહો વલગ્ગઇ ।
દીવઉ હોઇ **સ–હાવેં** કાલઉ વટ્ટિ–સિહએ મંડિજ્જઇ આલઉ ।
ણર–ણારિહિં **એવડુઉ** અંતરુ મરણે વિ વેલ્લિ ણ મેલ્લઇ તરુવરુ ।[1]

---

૧ છાયા:—

**श्वा** न केनापि जनेन गण्यते गङ्गानद्या स एव स्नाप्यते ।
शशी **सकलङ्कः** तस्य एव प्रभा निर्मला श्यामः मेघः तस्य एव तडित् उज्ज्वला ।
उपलः अपूज्यः न केनापि स्पृश्यते तस्य प्रतिमा चंदनेन अपि लिप्यते।
ग्रस्यते पादः पङ्कः यदि लगति कमलमाला पुनः जिनं विलगति ।
दीपकः भवति स्वभावेन श्यामः वर्तिशिखया मण्ड्यते आलयम् ।
नरनार्योः एतावदन्तरं मरणे अपि वल्ली न मुञ्चति तरुवरम् ।

અપ. પાઠા. પૃ. ૨૪

[ શ્વાનને કોઇ પણ ગણકારતું નથી; ગંગા નદી તેને પણ નવડાવે છે. ચંદ્રમા ડાઘવાળો છે; તેની જ કાંતિ નિર્મલ છે. મેઘ શ્યામ છે; તેની જ વીજળી ઊજળી છે. અપૂજનીય પથ્થરને કોઇ અડકતું નથી; તેની મૂર્તિને

પ્રાકૃત પ્રયોગોની બહુલતા આ અવતરણમાં અત્યંત સ્પષ્ટ છે. નામ અને ધાતુના પ્રત્યયોમાં અપભ્રંશતા–सहावें, व्हाइज्जइ, एवड्डुउ વગેરેમાં સ્પષ્ટ છે. केण–जणेण વગેરેમાં પ્રાકૃતપ્રક્રિયા આ. હેમચંદ્રે વિકલ્પે સ્વીકારી છે, પણ सहावें માં જે અપભ્રંશતા છે, તે "ગૌર્જર અપભ્રંશ"ની ખાસ વિશિષ્ટતા માંહેની એક અવશ્ય છે.

૮. ચતુર્ભુજ સ્વયંભૂ અને ત્રિભુવન સ્વયંભૂ પછી ખાસ ધ્યાન ખેંચનારો મહાકવિ પુષ્પદંત છે. તેની ત્રણ કૃતિઓ મહાપુરાણ કે तिसट्ठिमहापुरिसगुणालंकार, ણાયકુમરચરિઉ અને જસહરચરિઉ પ્રાપ્ત થાય છે. મહાપુરાણ તેણે ઇ. સ. ૯૫૯માં શરૂ કરેલું અને ૯૬૫માં પૂર્ણ કરેલું. એ પછી તેણે પછીનાં બે કાવ્યો રચ્યાં છે. એ ક્યાંનો વતની હતો ? તેના મૂળ આશ્રયદાતા વીરરાજ કાંચિપતિ કે કાંચિપતિ ઉર્ફે શૂદ્રકના નામનિર્દેશ મુજબ કાંચીનો વતની જણાય છે. આ રાજાના દરબારમાં તેનું અપમાન થવાથી તેણે તેનો ત્યાગ કરેલો અને માન્યખેટના કૃષ્ણરાજ ૩જાના મંત્રી ભરતને લીધે માન્યખેટમાં આવી રહ્યો. એણે પૂર્વ આશ્રયદાતા વીરરાજની પ્રશસ્તિનું કાવ્ય રચેલું, જે અત્યારે પ્રાપ્ત થતું નથી. પણ પોતે પૂર્વ આશ્રયદાતાની સ્તુતિ ગાઈ તે ખોટું કર્યું તેમ તો તે કબૂલે છે જ:

> પઇં મણ્ણિઉ વીરરાઉ ઉપ્પણ્ણઉ જો મિચ્છત્તભાઉ ।
> પચ્છિત્તુ તાસુ જઇ કરહિ અજ્જુ તા ઘડઇ તુજ્ઝ પર લોયકજ્જુ ॥

મંત્રી ભરતની સૂચનાથી જ તેણે "મહાપુરાણ"ની રચનાનો આરંભ કરેલો. આ કાવ્ય કવિએ વીરરાજની મિથ્યા સ્તુતિ કર્યાના પ્રાયશ્ચિત્ત તરીકે લખી નાખ્યું.

આ પુષ્પદંત મૂળ તો કાશ્યપગોત્રી બ્રાહ્મણ હતો અને તેનાં

---

ચંદન લેપાય છે. પગે કાદવ અડે તો પગ ખરડાય છે, જ્યારે કમળની માળા જિનને સ્પર્શ કરે છે. દીવો સ્વભાવે કાળો હોય છે; પણ વાટથી મકાન શોભે છે. સુકાઇ જાય તોપણ વેલ વૃક્ષને નથી મૂકતી. માનવ પુરુષ સ્ત્રીમાં આ જ તફાવત છે.]

માતાપિતાનાં નામ મુગ્ધાદેવી અને કેશવભટ્ટ હતાં. પાછળથી આ કવિએ બ્રાહ્મણધર્મનો ત્યાગ કરી જૈનસંપ્રદાયનો સ્વીકાર કર્યો. એ દિગંબર જૈન છતાં તેની વિદ્વત્તાને લીધે માન્યખેટના રાજ્યમાં સન્માન પામેલો. ઉપર બતાવેલો ભરત કૌંડિન્ય ગોત્રનો બ્રાહ્મણ હતો. એણે જ એને મહાપુરાણ રચવાની પ્રેરણા કરેલી, એ જોતાં રાષ્ટ્રકૂટવંશી કૃષ્ણરાજ ૩જાના રાજ્યમાં ધર્મવિષયક સમભાવ સમઝી શકાય છે. ભરતના પુત્ર નન્ને પણ પિતાની માફક જ પુષ્પદંતને સન્માની રાખેલો. મહાપુરાણમાં કવિએ કેટલીક ઐતિહાસિક વીગત પણ આપી છે, એ રીતે એ કાવ્ય મહત્ત્વનું છે.[1]

આ. હેમચંદ્રે દેશીનામમાળામાં એક "અભિધાનચિહ્ન"નામના ગ્રંથનો નિર્દેશ કર્યો છે. (૧–૧૪૪, ૬–૯૩, ૭–૧, ૮–૧૨, ૧૭) પુષ્પદંતે ઉપરનાં ત્રણ કાવ્ય ઉપરાંત એક "અભિધાનમેરુ"નામક ગ્રંથ રચ્યો છે. આ અને આ. હેમચંદ્રે નિર્દિષ્ટ કરેલ ગ્રંથ એક હોય તો પુષ્પદંતનું મહત્ત્વ વધે છે. પુષ્પદંત આ. હેમચંદ્રની પૂર્વનો છે; અને જોઇંદુ વગેરેના ગ્રંથો આ. હેમચંદ્રે જોયા જણાય છે, તો આના ગ્રંથો પણ કદાચ જોયા સંભવે.

આ કવિની કવિતા સરલ છતાં બોધક છે; એક નમૂનો આ છે:

ભણઇ ભડારઉ મોહુ ણ કિજ્જઇ મોહેં ણાણુ હુંતુ ઢંકિજ્જઇ ।
મોહેં પસરઇ મિચ્છાદંસણુ જગુ ણિદ્દિટ્ઠિઉ ખણુવિદ્ધંસણુ ।
ઇક્કેં વાસણ તાસુ ણ ણાસઇ સો કિં જીઉ જિણાગમુ વિલસઇ ।
ભંતિએ ભંતિ કેમ સહિજ્જઇ દુવિયડ્ઢેં મહુ હાસઉ દિજ્જઇ ।
અંબરુ પરિહઇ ભોયણુ ભુંજઇ ભુયણણાણુ પભણંતુ ણ લજ્જઇ।[2]

---

૧. આ કૃતિ ગૂજરાત બહારની હોતાં, એ વિશે અહીં લબાણ કર્યું નથી.

૨. છાયા:—

भणति भट्टारकः मोहः न क्रियते मोहेन ज्ञानं भवत् आव्रियते ।
मोहेन प्रसरति मिथ्यादर्शनं जगत् निर्दिष्टकं क्षणविध्वंसनम् ।
एकेन वासना तस्य न नश्यति स किं जीवः जिनागमे विलसति ।

શ્રીરત્નના વિષયમાં લખતાં કવિ કહે છેઃ—

સોહઇ જલહરુ સુરધણુછાયએ સોહઇ ણરવરુ સચ્ચએ વાયએ ।
સોહઇ કઇયણુ કહએ સુબદ્ધએ સોહઇ સાહઉ વિજ્જએ સિદ્ધએ ।
સોહઇ મુણિવરિંદુ મણસુદ્ધિએ સોહઇ મહિવઇ ણિમ્મલ બુદ્ધિએ ।
સોહઇ મંતિ મંતવિહિદિટ્ઠિએ સોહઇ કિંકરુ અસિવરલટ્ઠિએ ।
સોહઇ પાઉસુ સાસસમિદ્ધિએ સોહઇ વિહઉ સપરિયણરિદ્ધિએ ।
સોહઇ માણુસુ ગુણસંપત્તિએ સોહઇ કજ્જરંભુ સમત્તિએ ।
સોહઇ મહિરુહુ કુસુમિયસાહએ સોહઇ સુહુડુ સુપોરિસરાહએ ।
સોહઇ માહઉ ઉરયલલચ્છિએ સોહઇ વરુ વહુયએ ધવલચ્છિએ ।[1]

---

भ्रान्त्या भ्रान्तिः कथ साध्यते दुर्विदग्धेन मुहुः हास्यं दीयते ।
अम्बरं परिदधाति भोजनं भुङ्क्ते भुवनज्ञानं प्रभणन् न लज्जते ।

[ ભટ્ટારક કહે છેઃ મોહ ન કરવો. મોહથી, જ્ઞાન થતું હોય તે ઢંકાઇ જાય છે. મોહથી મિથ્યા જ્ઞાન ફેલાય છે. જગતને ક્ષણધ્વંસી કહ્યું છે. એક મોહથી તે (જન)ની વાસના નથી નાશ પામતી. તેવો જીવ શું જિનધર્મમાં રહે છે ખરો? ભ્રમથી ભ્રમ કેમ સધાય? આવો મૂર્ખ માણસ વારંવાર હાસ્યને પાત્ર થાય છે. લૂગડું પહેરે છે (ને) ભોજન ખાય છે. (અને) બધા બ્રહ્માંડનું જ્ઞાન કહેતાં લજાતો નથી. (બુદ્ધના ક્ષણિકવાદની આમાં ટકોર છે.)

ણાયકુમારચરિઉ, ૯-૫

१. शोभते जलधरः सुरधनुश्छायया शोभते नरवरः सत्यया वाचया ।
शोभते कविजनः कथया सुबद्धया शोभते साधकः विद्यया सिद्धया ।
शोभते मुनिवरेन्द्रः मनःशुद्धया शोभते महीपतिः निर्मलबुद्धया ।
शोभते मन्त्री मन्त्रविधिदृष्ट्या शोभते किंकरः असिवरयष्ट्या ।
शोभते प्रावृट् सस्यसमृद्धया शोभते विभवः सपरिजन-ऋद्धया ।
शोभते मानुषः गुणसम्पत्त्या शोभते कार्यारम्भः समाप्त्या ।
शोभते महीरुहः कुसुमितशाखया शोभते सुभटः सुपौरुषराहया (शोभया)
शोभते माधवः उरस्तललक्ष्म्या शोभते वरः वधूकया धवलश्रिया ।

[ મેઘ સુરધનુષની છાયાથી, શ્રેષ્ઠ નર સત્ય વાણીથી, કવિજન સુબદ્ધ કથાથી, સાધક સિદ્ધ વિદ્યાથી, મુનિવર મનની શુદ્ધિથી, મંત્રી મંત્રવિધિની

ઉપરના અવતરણમાં અર્વાચીન તત્ત્વની સાંકળ આપે એવાં 'માણુસુ,' 'માહઉ' રૂપ ધ્યાન ખેંચે છે. 'સોહઇ=સોહે' રૂપ આજે ૨૦૦૦ વર્ષ થયાં જાણે કે આપણું પરિચિત જ છે; જ્યારે પ્રથમના અવતરણમાંના 'પરિહઇ,' 'ણાસઇ' રૂપો જૂનાં પણ, 'કેમ' રૂપ આજે પણ તદ્દત જ છે.

૯. આ કવિ પછી બીજો મહત્ત્વનો કવિ ધનપાલ છે. તેનું એક માત્ર भविस्सत्तकहा કે पंचमी कहा નામનું ૨૨ સંધિનું અપભ્રંશ કાવ્ય મળે છે. આ કવિ ક્યારે થયો તે જોકે નક્કી નથી કહી શકાતું, પરંતુ ભાષાનું સ્વરૂપ જોતાં ડૉ. જેકોબી વગેરે એવા મત ઉપર આવ્યા છે કે એ કવિ આ. હેમચંદ્ર પૂર્વે બે સદી ઉપર લગભગ થયો હોવો જોઇએ. આ કવિએ પોતાના વિષયમાં છેલ્લી સંધિના નવમા કડવામાં આટલી હકીકત નોંધી છેઃ—

ધક્કડવણિવંસે માએસરહો સમુબ્ભવિણ ।
ધણસિરિદેવિ-સુએણ વિરઇઉ સરસઇસંભવિણ[1] ॥

એટલે કે તે ધક્કડ નામના વણિક્ કુટુંબમાં પિતા માહેશ્વર અને માતા ધનશ્રીથી જન્મ્યો હતો. વધુમાં એ દિગંબર જૈન હતો. પાંચમા સંધિમાં તેણે भंजिवि जेण दियंबरि लाइउ[2] એવો ઉલ્લેખ કર્યો છે. એ

---

નજરથી, કિંકર ઉત્તમ તલવારરૂપી લાકડીથી, ચોમાસું લીલા મોલની સમૃદ્ધિથી, વૈભવ નોકર ચાકર વગેરેની ઋદ્ધિથી, મનુષ્ય ગુણરૂપી સંપત્તિથી, કાર્યનો આરંભ તેની સમાપ્તિથી, વૃક્ષ ફૂલેલી શાખાથી, યોદ્ધો સુંદર પરાક્રમની શોભાથી, ( राह्य દેશ્ય શબ્દ છે ), વિષ્ણુ છાતી ઉપર રહેલી લક્ષ્મીથી અને વર ઉજ્જવલ કાંતિ (ગુણાદિ)વાળી વહુથી શોભે છે. ]

એજન, પૃ. ૯-૩

૧. છાયાઃ- धक्कडवणिग्वंशे माहेश्वरतः समुद्भूतेन ।
धनश्रीदेव्या सुतेन विरचितः सरस्वतीसंभवेन ॥

[ ધક્કડ વાણિયાના વંશમાં માહેશ્વર પિતાથી થયેલા, માતા ધનશ્રીના પુત્રે સરસ્વતીપુત્રે (આ ગ્રંથ) રચ્યો. ] ભ. ક. પૃ. ૧૪૮

૨. भङ्क्त्वा येन दिगम्बरे लातः ।
ભાંગીને જેણે દિગંબરમાં આણ્યો. એજન પૃ. ૩૮

શ્વેતાંબર નથી, તે હકીકત તરફ ડૉ. ગુણેએ ધ્યાન બરાબર દોર્યું છે કે ધનપાલે અચ્યુત સ્વર્ગને ૧૬મું સ્વર્ગ ગણાવ્યું છે, ત્યારે શ્વેતાંબરો તેને ૧૨મું ગણે છે. ધક્કડ નામનું વણિક્ કુટુંબ હોવાની ખાત્રી ઇ. સ. ૧૨૩૦ના આબુ ઉપરના તેજપાળના શિલાલેખથી સમઝાય છે.

આ. હેમચંદ્ર અને ધનપાલના કાવ્યની ભાષાની તુલના કરી ડૉ. જેકોબીએ એવો મત બતાવ્યો છે કે ધનપાલની ભાષા જે સમયમાં બોલાતી હતી, તે સમયની છે, જ્યારે આ. હેમચંદ્રનો અપભ્રંશ આ. હેમચંદ્રના સમયમાં બોલાતો બંધ થઈ ગયો હતો. આમ કહેવાનું પ્રયોજન ડૉ. જેકોબીને એ થયું છે કે ધનપાલની ભાષામાં વિકલ્પો ઓછા છે અને તેમાં જૂનવાણી તત્ત્વ છે. આપણે ઉપર જોયું છે કે દિગંબરોની ભાષામાં એકધારાપણું છે; તેથી વિકલ્પો ભાગ્યે જ મળે છે; વિશેષમાં દિગંબરોનો અપભ્રંશ મહારાષ્ટ્રી પ્રાકૃતનો સીધો અવતાર છે. તેનું એક જ કાવ્ય લભ્યું મળ્યું છે; પણ તે ઉત્તમ છે. અહીં આ અવતરણ થોડો ખ્યાલ આપશેઃ—

"પુણુ હિમસંખસરયસસિધવલિં થિરમંથરપવાહપહધવલિં ।
કિન્નરગીયગેયગંભીરિં ન્હાવિઉ જિણિંદુ સુરહિવરખીરિં ।
પુણુ કુંદુજ્જલકંતિવયંસિં રિદ્ધિસમિદ્ધિમણોહરપ્રંસિં ।
જિણુ અહિસિંચિઉ સુરસભ્ભહિએં દડવડરવડ પડંતિ દહિએં ।
પુણુ ગંધોવએણ સુપવિત્તિં ઘણઘુસિણુજ્જલકંતિવિચિત્તિં ।
પુણુ સમલદ્ધએણ આમોએં પુણુ પક્ખાલિઉ નિમ્મલતોએં
પુણુ મણિકંચણકંતિકયત્થહિં નિમ્મલપુન્નપવિત્તપસત્થહિં ।
જલકલસિહિં અહિસિત્તુ નરિંદિં ણં કલ્લાણુકાલિ અમરિંદિં ।
પુણુ તણુ લુહિવિ પોત્તસંચારિં સઇં સમલહુ ઘુસિણુઘણસારિં ।
× × ×
ઘત્તા । અહિસિંચિવિ જગનાહુ ખણુ અચ્છઇ નરવઇ જામ ।
મુણિવરચારણ બિણ્ણિ સંપાઇય જિણહરિ તામ ॥[1]

૧. છાયાઃ—
पुनः हिमशङ्खशारदशशिधवलेन स्थिरमन्थरप्रवाहप्रभाधवलेन ।
किन्नरगीतगेयगम्भीरेण स्नापितः जिनेन्द्रः सुरभिवरक्षीरेण ।

ધનપાલની ભાષાને ડૉ. જેકોબીએ ઉત્તર તરફનો નાગર અપભ્રંશ કહ્યો છે, એ આપણે ઉપર જોયું છે. એ ધક્કડવંશનો છે. આ ધક્કડકુલનો ઉલ્લેખ ઉપર બતાવ્યું તેમ દેલવાડાના ઇ. સ. ૧૨૩૦ના શિલાલેખમાં આવતો હોવાથી એ કુળ ગૂજરાતમાં આવી વસ્યું જણાય છે. ધનપાલ ક્યાંનો વતની છે, તે સ્પષ્ટ નથી. તે મહારાષ્ટ્રી અપભ્રંશને ચુસ્તપણે વળગી રહે છે, છતાં તેના અપભ્રંશમાં ઉપરનું અવતરણ જોતાં આ. હેમચંદ્રનાં અપભ્રંશનાં વૈકલ્પિક રૂપો દર્શન દે છે. ત્રીજી

---

पुनः कुन्दोज्ज्वलकान्तिवयस्येन ऋद्धिसमृद्धिमनोहरस्पर्शेन ।
जिनः अभिषिक्तः सुरसभ्यैः दडवडरवड पतता दध्ना ।
पुनः गन्धोदकेन सुपवित्रेण घनघुसृणोज्ज्वलकान्तिविचित्रेण ।
पुनः समालब्धेन आमोदेन पुनः प्रक्षालितः निर्मलतोयेन ।
पुनः मणिकाञ्चनकान्तिकृतार्थैः निर्मलपुण्यपवित्रप्रशस्तैः ।
जलकलशैः अभिषिक्तः नरेन्द्रेण ननु कल्याणकाले अमरेन्द्रेण ।
पुनः तनुं मृष्ट्वा पोत्रसंचारेण स्वयं समालब्धघुसृणघनसारेण ।

× × ×

घत्ता । अभिषिच्य जगन्नाथं क्षणं आस्ते नरपतिः यावत् ।
मुनिवरचारणौ द्वौ संपादितौ जिनगृहे तावत् ।

[ ફરી બરફ શંખ અને શરદ ઋતુના ચંદ્ર જેવા ધોળા, સ્થિર હલતા પ્રવાહની કાંતિ જેવા ઊજળા, કિન્નરોનાં ગીતોના જેવા ગંભીર, શ્રેષ્ઠ ગાયના દૂધથી જિનેંદ્રને સ્નાન કરાવ્યું. ફરી દેવતાઓએ મોગરાના ફૂલના જેવી ઉજ્જવલ કાંતિવાળા, ઋદ્ધિ અને સમૃદ્ધિના મનોહર સ્પર્શવાળા ખડખડ પડતા દહીંથી જિનનો અભિષેક કર્યો. ફરી કપૂર અને કેસરની ઉજ્જવલ કાંતિથી વિચિત્ર પવિત્ર સુગંધી જલથી, ફરી મેળવેલા આમોદથી, ફરી નિર્મલ જલથી પ્રક્ષાલન કર્યું. ફરી મણિ અને સોનાની કાંતિવાળા, નિર્મલ પુણ્ય પવિત્ર વખણાયેલા જલકલશોથી ઇંદ્ર જેમ રાજાએ પવિત્ર સમયે અભિષેક કર્યો. ફરી જાતે જ મેળવેલા કેસર અને કપૂરવાળા વસ્ત્રના સંચારથી દેહ લૂઈને × × × જગન્નાથ જિનેંદ્રનો અભિષેક કરી રાજા ક્ષણવાર થોભ્યો છે, ત્યાં બે મુનિવર જિનાલયમાં આવી પહોંચ્યા.] ભવિસ્સત્તકહા, ૧૬–૯, પૃ. ૧૧૬–૧૭

વિભક્તિના એકવચનમાં 'ઇ' અને 'એ' શુદ્ધ "ગૌર્જર અપભ્રંશ"ની સ્પષ્ટ વિશિષ્ટતા છે. આમ એ આપણી તરફ વધુ સંબદ્ધ છે, એમ મને જણાય છે.

૧૧. ધનપાલ પછી એ જ સમયનો ધવલ નામનો કવિ જાણવામાં આવ્યો છે. તેણે ૧૮૦૦૦ કડીનું હરિવંશપુરાણ રચ્યું છે.[1] આ કવિના ગુરુનું નામ અંબસેન અને પિતાનું નામ સુર હતું. એ જ્ઞાતિએ બ્રાહ્મણ હતો. એની એક પણ કૃતિ અદ્યાપિ પ્રસિદ્ધ નથી. શ્રી. મોહનલાલ દ. દેશાઇએ જૈન ગૂર્જર કવિઓ: ભાગ ૧લાની શરૂઆતમાં લખેલા 'ગૂજરાતી ભાષાના સંક્ષિપ્ત ઇતિહાસ'માં તેના કાવ્યમાંથી એક અવતરણ આપ્યું છે. તેના કાવ્યમાં પણ નાનાં કડવાંવાળી સંધિઓ ધનપાલ વગેરે જેમ સ્વીકારી છે. મહાવીરના જન્મપ્રસંગના કડવાની છેલ્લી ઘત્તા આ છે:

બહુધણુ બહુગુણુ બહુસુય-જુત્તઉ
તહિં ણિવસઇ જિણબક્ખમભત્તઉ ।
ણિચ્ચ પસાહિય તહ ણરણારિઉ
ણં સુરલોય મહિહિ અવતારિઓ[2]

એની કવિતામાં ચમક છે, એ આ જ ઘત્તાનું છેલ્લું ચરણ જોવા માત્રથી સમઝાય તેમ છે. આ કવિ પણ મહારાષ્ટ્રી અપભ્રંશનો પ્રયોગ કરતો જણાય છે; આમાં અપભ્રંશ પ્રત્યય લુપ્ત થતો સરળ બનતો જાય છે.

૧૨. ઘણું કરી મૂળરાજ ૧લાના સમય (વિ. સં. ૯૯૮–૧૦૪૩)માં

---

૧. જૈન ગૂર્જર કવિઓ: ગૂ. ભા. સંક્ષિપ્ત ઇતિ., પૃ. ૩૯–૪૦

૨. એજન. પૃ. ૪૦

છાયા:–बहुधन: बहुगुण: बहुश्रुतयुक्त: तस्मिन् निवसति जिनवक्तव्यभक्त: ।
नित्यं प्रसन्ना: तथा नरनार्य: ननु सुरलोक: महीं अवतारित: ॥

[ તે શહેરમાં ઘણા ધનવાળો, બહુ ગુણવાળો, ઘણી વિદ્વત્તાથી યુક્ત, જિનના વચનમાં ભક્તિવાળો માનવસમુદાય રહે છે. હમેશાં નરનારીઓ પ્રસન્ન છે, જાણે કે પૃથ્વી ઉપર સુરલોક ઊતરી ન આવ્યો હોય.]

શ્રીચંદ્રમુનિ નામનો એક જૈન કવિ થઈ ગયો છે, જેનું એક "કથાકોશ" નામનું કાવ્ય મળે છે.[1] કાવ્યાંતે આપેલી પ્રશસ્તિમાં તેણે પોતા વિશે માહિતી આપતાં લખ્યું છે કે-કુંદકુંદાચાર્યના ગણની પરંપરામાં શ્રી કીર્તિશિષ્ય શ્રુતકીર્તિ, તેનો શિષ્ય ગુણાકરકીર્તિ, તેનો શિષ્ય વીરચંદ્ર, તેનો શિષ્ય આ ચંદ્રમુનિ. તેણે મૂલરાજ રાજાના ગોષ્ઠિક અને અણહિલપુરના વતની પ્રાગ્વાટ સજ્જનના પુત્ર કૃષ્ણના કુટુંબ માટે ઉક્ત ગ્રંથની રચના કરી હતી. આ કવિએ ૫૩ સંધિમાં એ કાવ્ય રચ્યું છે. આ કવિ સંધિઓ ધનપાલ વગેરેની જેમ આપે છે, પણ છંદ જુદો પ્રયોજે છે. ૧૬ માત્રાનો એ પદ્ધડી છંદ છે. પાદાકુલ નથી. આ ઉપરાંત અક્ષરમેળ વૃત્તો વંશસ્થ, માલિની વગેરે પ્રયોજાયેલાં મળે છે:—

મગહામંડલિ પય સુહય રમ્મિ, પયપાલુ રાઉ પાડલિપુરમ્મિ ।
તત્થેવ એક્કુ કોસિઉ ઉયારિ, નિવસઇ મયાવિ ગોઉરદુવારિ ।
સ કયાઇ રાય હંસહ સમીવુ, ગઉ વિહરમાણુ સુરસરિહે દીવુ ।
એક્કેણ તત્થ કય-સાગએણ, પુચ્છિઉ હંસે વયસાગએણ ।
ભોમિત્ત તં સિ કો કહસુ એત્થુ, આઉમિ પએસહો કહો કિમત્થુ ।
ધયરટ્ઠહો વયણુ સુણેવિ ઘૂઉ, ભાસઇ હઉં ઉત્તમ કૂલપસૂઉ[2] ।

---

૧. જૈન ગૂર્જર કવિઓ: ગૂજ. સા. સં. ઇતિ., પૃ. ૫૦-૫૧

૨. છાયા:—

मगधमण्डले पदे सुखदे रम्ये प्रतिपालराजः पाटलीपुरे ।
तत्रैव एकः कौशिकः जाग्रत् निवसति मायावी गोपुरद्वारे ।
स कदापि राजहंसस्य समीपं गतः विहरमाणः सुरसदृशद्वीपम् ।
एकेन तत्र कृतस्वागतेन पृष्टः हंसेन वयसा गतेन ।
भो मित्र त्वं असि कः कथयिष्यसि अत्र आगतः प्रदेशतः कुतः किमर्थम् ।
धृतराष्ट्रस्य वचनं श्रुत्वा घूकः भाषते अहं उत्तमकुलप्रसूतः ।

[ સુખદ અને રમ્ય મગધ દેશમાં પાટલીપુર નગરમાં પ્રતિપાલ નામનો રાજા રાજ્ય કરતો હતો. તે નગરના દરવાજા ઉપર એક જાગતો માયાવી ઘૂડ રહેતો હતો. તે એકવાર ફરતો ફરતો સ્વર્ગના જેવા એક બેટમાં રાજહંસની

૧૩. આ જ સમયનો બીજો કવિ ધનપાલ છે, જેની પાઇયલચ્છી-માલા (ર. સં. ૧૦૨૯) સુપ્રસિદ્ધ છે. મૂળે એ બ્રાહ્મણ હતો અને પછીથી જૈનધર્મ સ્વીકાર્યો હતો. તે કવિ માલવપતિ મુંજ સિંધુરાજ અને ભોજની વિદ્વત્સભામાં અગ્રણી હતો. આ કવિએ ૧૫ ગાથાનું "સત્યપુર-મંડન મહાવીરોત્સાહ"નામનું અપભ્રંશ કાવ્ય લખ્યું છે. ૧૫મી ગાથા જોતાં તેણે એ રોળાછંદમાં કાવ્ય રચ્યું હોય તેમ જણાય છે:—

> રક્ખિ સામિ પસરંતુ મોહુ નેહુડુય તોડહિ
> સુમ્મદંસણિ નાણચરણ ભડુ કોહુ વિહોડહિ ।
> કરિ પસાઉ સચ્ચઉરિ વીરુ જઇ તુહું મણિ ભાવઇ
> તઇ લુક્કઇ ધણપાલુ જાઉ જહિ ગયઉ ન આવઇ ॥[1]

[ નોંધ:—આ કાવ્ય મહત્ત્વનું બીજી દૃષ્ટિએ પણ છે. આ નાના કાવ્યમાં એક ઉપયોગી ઐતિહાસિક વીગત સચવાઇ રહી છે. સત્યપુર= સાંચોર નામના મારવાડના ગામમાં આવેલા મહાવીરના મંદિરનો મ્લેચ્છો ભંગ કરી નહોતા શકયા, એમ કહેવા જતાં ધનપાલે ઇતિહાસના એક જબરદસ્ત કોયડાને ઉકેલ્યો છે:

> ભંજેવિ ણુ સિરિમાલદેસુ અનુ અણહિલવાડઉં,
> ચડ્ડાવલ્લિ સોરટ્ઠુ ભગ્ગુ પુણુ દેઉલવાડઉં;

---

નિકટ ગયો. તેનો સત્કાર કર્યો છે, તેવા એક વૃદ્ધ હંસે તેને પૂછ્યું: હે મિત્ર, તું કોણ છે? આ પ્રદેશમાં કયાંથી આવ્યો છે, તે તું કહીશ? હંસનું વચન સાંભળી ધ્રૂડ કહે છે: હું ઉત્તમ કુલમાં જન્મ્યો છું. ]        એજન, પૃ. ૫૧

૧. છાયા:–रक्ष हे स्वामिन् प्रसरन्तं मोहं, स्नेहं त्रोटय
दर्शनेन ज्ञानचरणाभ्यां भटं क्रोधं विस्फोटय ।
कुरु प्रसादं सत्यपुरवीर, यदि त्वं मनसि भावयसि
तस्मिन् लोके धनपालः यातु यत्र गतः न आगच्छति ॥

[ હે સ્વામી, પ્રસરતા મોહમાંથી બચાવ; સ્નેહને તોડ; સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચરણ એ ત્રણ રત્નથી ક્રોધરૂપી યોદ્ધાને તોડી નાખ. હે સત્યપુરના વીર, તારા મનમાં જો આવે તો કૃપા કર. ધનપાલ તે લોકમાં જાઓ કે જ્યાં ગયો પાછો આવતો નથી. ]        એજન, પૃ. ૬૨

સોમેસરુ સો તેહિ ભગ્ગુ જણમણઆણંદણુ,
ભગ્ગુ ન સિરિ સચ્ચઉરિ વીરુ સિદ્ધત્થહ નંદણુ. ૩
બહુએહિ વિ તારાયણેહિ રવિપસરુ કિં ભિજ્જઇ,
બહુએહિ વિ વિસહરેહિ મિલિ વિ કિં ગુરુડુ ગિલિજ્જઇ;
બહુ કુરંગ આરુટ્ઠ કરહિ કિરિ કાઇ મયંદહ,
પૂણિહિ બહુય તુરુક્ક કાંઇ સચ્ચઉરિ-જિણંદહ. ૪[1]

**સારઃ**—તુર્કલોકોએ શ્રીપાલદેશ, અણહિલવાડપાટણ, ચંદ્રાવતી, સોરઠ, દેલવાડા અને જનોના મનને આનંદ આપનારા સોમેશ્વર મહાદેવને ભાંગ્યા; પરંતુ સત્યપુર=સાંચોરમાં આવેલા સિદ્ધાર્થપુત્ર મહાવીરને ભાંગી શકાયા નહિ.

કવિ ધનપાલે પાઇઅલચ્છીમાલા સં. ૧૦૨૯=ઇ. સ. ૯૭૩માં રચેલી છે. તિલકમંજરી એ પછી ધારાનરેશ ભોજના સંતોષ માટે રચેલી છે. ઉપરના તેના કાવ્યમાં તુર્કોના આગમનની અને સોમનાથ વગેરે સ્થાનો ભાંગ્યાની વાત આપણને મહમદ ગઝનવીની ચઢાઈની સ્મૃતિ આપે છે. બેશક એ સવારી ઇ. સ. ૧૦૨૪–વિ. સં. ૧૦૮૧માં થયેલી છે. આ માટે તેને આપણે સં. ૧૦૮૧ સુધી જીવતો માનવો પડે છે. ભોજનો સમય નિશ્ચિત રીતે ઇ. સ. ૧૦૦૫–૧૦૫૪=વિ. સં. ૧૦૬૧–૧૧૧૦ છે. આમ મહમદ ગઝનવીની ચઢાઇનો સમય ભોજના સમયમાં પડે છે. પાઇલચ્છીમાલાની રચના પછી ૩૨ વર્ષે ભોજ ગાદીએ આવે છે, અને તિલકમંજરી એણે ભોજના કહેવાથી રચી છે, એટલે ભોજના શાસનકાળમાં તે જીવતો હતો. પાઇઅલચ્છીમાલા વખતે તે વીસેક વર્ષનો હોય તો ઇ. સ. ૧૦૨૪માં તે ૭૧ વર્ષનો હોય. એટલી આવરદા હોઈ શકે, એ કોઈ શંકાનો વિષય નથી. એ પછી એણે ઉપરનું કાવ્ય લખ્યું હોય[2] તો તે મહમદની સ્વારીથી વાકેફ હોય એ કોઈ નવાઈ

૧. જૈન સાહિત્ય સંશોધક સં. ૧૯૮૪, પૃ. ૨૪૨–૩

૨. પ્રભાવકચરિતમાં એવું સૂચન મળે જ છે કે આ ધનપાલે સાચોરના મહાવીરજિનની સ્તુતિ રચી હતી.

ઉપજાવે તેવી વાત નથી. આમ હોતાં ઉપર નોંધાયેલા તુર્કો તે મહમદ ગઝનવી વગેરે છે, એ સમઝાય તેવું છે.]

૧૪. ધનપાલની સાથોસાથ આપણને ધનંજયના દશરૂપક ઉપર ટીકા લખનારો તેનો નાનો ભાઈ વિષ્ણુસુત ધનિક યાદ આવે છે. આ બંને ભાઇઓ માલવપતિ મુંજના દરબારમાં હતા. મુંજનો સમય ઇ. સ. ૯૭૪–૯૭ છે; કેમકે ઇ. સ. ૯૯૭ થી ભોજનો પિતા સિન્ધુરાજ માલવપતિ હતો. ઇ. સ. ૯૭૯ નું ધનિકના પુત્ર વસંતાચાર્યને આપેલું એક દાનપત્ર મુંજનું મળે છે. એટલે એ પૂર્વે જ આ ધનિકનો સમય સિદ્ધ થાય છે.[1] એણે સંસ્કૃત પ્રાકૃત અનેક સાહિત્યગ્રંથોમાંથી દશરૂપ–ટીકામાં અવતરણો લીધાં છે એમાં થોડાંક પોતાનાં પણ છે. એ અવતરણોમાં બે એવાં અવતરણો મળે છે કે જે સ્વરૂપ ઉપરથી અપભ્રંશ ભાષાનાં છે, જો કે પાઠ ભ્રષ્ટ જણાય છેઃ

વેવઇ સેઅદવદની રોમંચિઅ ગત્તિએ વવઇ (? વવેઇ)।
**વિલલુલ્લુ** તુ **વલઅ** (? અઉ) લહુ બાહોઅલ્લીએ રણેત્તિ (? રણેઇ) ॥
મુહઉ સામલિ (? લુ) હોઇ ખણે વિમુચ્છઇ વિઅગ્ઘેણ ।
મુદ્ધા મુહ[અ]લ્લી **તુઅ** પેમ્મેણ સાવિ ણ ધિજ્જઇ (? ધિજ્જેણ) ॥[2]

આ બંને દોહા જ હશે; પણ પાઠની ભ્રષ્ટતાને લીધે છન્દ

---

૧. એફ. ઈ. હોલ ઈ. સ. ૯૫૦ સ્વીકારે છે. જુઓ દશરૂપઃ અં. પ્રસ્તા. પૃ. ૩, પાદટીપ (બિબ્લિઓથિકા ઇન્ડિકા સિરીઝ).

૨. એજન પૃ. ૧૩૯

છાયાઃ–वेपते स्वेदवदना रोमाञ्चं गात्रे वपति ।
विलोलस्ततो वलयो लघु बाहुवल्लयां रणति ॥
मुखं श्यामलं भवति क्षणं विमूर्च्छते विदग्धेन ।
मुग्धा मुखवल्ली तव प्रेम्णा सावि न धैर्यं करोति ॥

[ દેહમાં પસીનાવાળી નાયિકા ધ્રૂજે છે. અંગમાં રૂવાડાં ઊભાં થાય છે. ચપળ થતી ચૂડી ધીમી બાહુમાં રણકાર કરે છે. મુખ કાળું પડે છે. ચતુરને કારણે ક્ષણવાર તે મૂર્ચ્છા પામે છે. મુખ તારા પ્રેમે મુગ્ધ છે; પણ તે ધીરજ ધરતું નથી, [ એક દૂતી નાયિકાને કહે છે. ]

પકડવો મુશ્કેલ થઈ પડે છે. આ બંને અવતરણ તેનાં છે કે બીજાનાં એ કહેવું મુશ્કેલ છે. એટલું સંભવે કે તે વખતના કોઈ પ્રચલિત ગ્રંથમાંથી તેણે લીધાં હોય. અપભ્રંશકાલીન રૂપો પકડાય તેવાં છે.

૧૬. આ અરસામાં સં. ૧૦૭૬માં સાગરદત્ત નામના કવિએ જંબુસ્વામિચરિત્ર ૨૫૯૦ કડીનું રચ્યું છે. એ લગભગમાં પદ્મકીર્તિ નામના સાધુએ ૧૮ સંધિનું પાર્શ્વપુરાણ નામનું કાવ્ય રચ્યું છે.

૧૭. આ વખતે નયનન્દી નામના જૈન કવિનું ૧૨ સંધિનું 'સુદર્શનચરિત' પ્રાપ્ત થાય છે. આ કવિએ આ કાવ્ય સં. ૧૧૦૦માં જ્યારે ધારાનગરીમાં ભોજદેવ રાજ્ય કરતો હતો ત્યારે રચ્યું છે.[1] આ જ કવિએ આરાધના નામનું કાવ્ય રચ્યું છે. એ ગ્રંથ બે ભાગમાં છે, જેમાં પ્રથમ ભાગમાં ૫૬ અને બીજા ભાગમાં ૫૮ સંધિ હોવાનું કહેવાય છે. સ્વ. દલાલને મળેલી પ્રતમાં ૩૦-૨૭ સંધિઓ મળેલ છે. આ નયનન્દી દિગંબર હોવાનું સ્વ. દલાલ માને છે.[2] આ કવિએ આરાધનાને અંતે એક માલિની આપી છેઃ

મુણિવરણયનંદીસણ્ણિબદ્ધે પસિદ્ધે
સયલવિહિણિહાણે એત્થ કવ્વે સુભવ્વે ।
અરિહપમુહસુત્તં વુત્તમારાહણાએ
પભણિઉં ફુડુ સંધી અટ્ઠવણ્ણં સમિત્તિ ॥[3]

માલિનીમાં તેણે પ્રાકૃતમિશ્ર અપભ્રંશ રૂપો વાપર્યાં છે. આ બધી પ્રસિદ્ધ કૃતિઓ પ્રકાશમાં આવી નથી. દોહા, ચોપાઈ વગેરે ઉપરાંત

---

૧. એજન. પૃ, ૫૩

૨. પાંચમી ગૂજ. સા. પ. નિબંધ પૃ. ૧૨

૩. છાયાઃ—

मुनिवरनयनन्दिसंनिबद्धे प्रसिद्धे सकलविधिनिधाने अत्र काव्ये सुभव्ये ।
अर्हत्प्रमुखसूक्तं वृत्तं आराधनायाः प्रभणितं स्फुटं सन्धिअष्टपञ्चाशत्सम्-
माप्नोति ॥

[ મુનિવર નયનંદીએ બાંધેલા, પ્રસિદ્ધ, બધી વિધિઓના સ્થાનરૂપ આ ભવ્ય કાવ્યમાં અરિહંત જેમાં મુખ્ય છે, તેવાઓના કહેલા વૃત્તની અઠ્ઠાવન સંધિ આરાધના–વિષયક કહી છે. ] એજન પૃ. ૧૨

અપભ્રંશમાં અક્ષરમેળ વૃત્તોના વપરાશના ઇતિહાસમાં આ કૃતિઓ મદદગાર થાય તેવી છે.

૧૮. ૧૧ મી સદીના પૂર્વાર્ધમાં આ સાથે જ ધારાનરેશ ભોજ ધ્યાન ખેંચે છે. એને નામે સંસ્કૃત ભાષામાં અનેક કૃતિઓ પ્રાપ્ત થાય છે. તેમાંની સુપ્રસિદ્ધ કૃતિ "સરસ્વતીકંઠાભરણ" આપણને એ માટે ઉપયોગી છે કે તેમાંથી અપભ્રંશનાં અવતરણો આપણને મળી શકે છે. એણે આપેલાં અવતરણો પોતાનાં જ છે કે અન્યનાં એ આપણે ચોક્કસ કહી શકતા નથી.

શિલાલેખોની આનુપૂર્વી ઉપરથી વાક્પતિ મુંજ (ઇ. સ. ૯૭૬-૯૭) પછી સિંધુરાજ (ઇ. સ. ૯૯૭-૧૦૦૫) અને તેના પછી ભોજ ગાદીએ આવેલો છે (ઇ. સ. ૧૦૦૫-૧૦૫૫). માળવાના પરમાર રાજાઓ સંસ્કૃતવિદ્યા તરફ બહુ આદર ધરાવતા હતા. ભોજનો કાકો મુંજ પણ વિદ્વાનોને સંભાળતો હતો, તે આપણે દશરૂપકાર ધનંજયે સ્વગ્રંથાંતે આપેલા ઉલ્લેખથી જાણિયે છિયે.[1] ભોજની સભામાં અનેક પંડિતો સમ્માનિત થયેલા હતા; એ વસ્તુ લઈ અનેક સંસ્કૃત પ્રાકૃત પ્રબંધો રચાયા છે; જેમાં અતિશયોક્તિ તેમ જ કાલવ્યત્યયના અનૈતિહાસિક અનેક પ્રસંગો મળે છે. એટલું એ ઉપરથી સિદ્ધવત્ છે કે ભોજના સમયમાં વિદ્વાનોનો મોટો સમાદાર હતો. ભોજે 'સરસ્વતીકંઠાભરણ" નામનું વ્યાકરણ પણ રચ્યું હતું. તે સાંભળી પરમારોનો પરાજય કર્યા પછી સિદ્ધરાજની પ્રેરણાથી આ. હેમચંદ્રે "સિદ્ધહૈમ શબ્દાનુશાસન"નું પ્રણયન કર્યું કહેવાય છે. ભોજના દરબારમાં જેવી પંડિત સભા સિદ્ધરાજે પણ ઊભી કરી હતી, જેમાં સૂર્યની જેમ આ. હેમચંદ્ર તરી આવેલા ગૂજરાતને સદ્ભાગ્યે આપણે મેળવ્યા. શુકલયજુર્વેદનો ભાષ્યકાર પં. ઉવટ ભોજનો સમકાલીન હતો, તેવું તેના ગ્રંથાંતથી સમઝાય છે. ધનપાલ, ધનંજય, ધનિકને માટે તો શંકાનું કારણ જ નથી.

---

૧. દશરૂપક—૪થાનો છેલ્લો શ્લોક

૨. વડનગરનો વતની વજ્રટનો પુત્ર ઉવટ ભોજરાજાના સમયમાં અવંતીમાં વસેલો. (શ. ભા. નિર્ણયસાગરઃ પૃ. ૬૧૦)

ભોજ પ્રતાપી રાજા હતો. ચૌલુક્ય ભીમ પહેલાએ તેની સાથે સંધિ કરી પોતાના દામોદર કે ડામર નામના મંત્રીને ભોજની સભામાં એલચી તરીકે રાખેલો.[1] ભોજે ઘણા રાજાઓને પણ હરાવેલા જેમાં સાંભરના વીર્યરામ, ચૌલુક્ય ભીમ અને કર્ણાટકનરેશ મુખ્ય છે.[2] તેના સમયમાં મહમદ ગઝનવી આવેલો. ઉદયપુરના પ્રશસ્તિલેખમાં ભોજે તુરુષ્કો પર વિજય મેળવ્યાનું લખ્યું છે. આ તુરુષ્કો એ મહમદ ગઝનવી વગેરે દીસે છે. ઇ. સ. ૧૦૨૪માં મહમદ ગઝનવી આવેલો. તેને માળવામાંથી હાંકી કાઢ્યો જણાય છે.

તેણે અપભ્રંશ ભાષામાં કોઈ કૃતિ કરી જાણવામાં નથી; પણ તેના "સરસ્વતીકંઠાભરણ"નામક સાહિત્યગ્રંથમાં તેણે અત્રતત્ર અપભ્રંશ ભાષાનાં કેટલાંક ઉદાહરણો આપ્યાં છે. ભાષાભેદના વિષયમાં લખતાં તેણે કેટલીક ઉપયોગી માહિતી આપી છે:

संस्कृतेनैव कोऽप्यर्थः प्राकृतेनैव वापरः ।
शक्यो रचयितुं कश्चिदपभ्रंशेन जायते ॥
पैशाच्या शौरसेन्यान्यो मागध्यान्यो निबध्यते ।
द्वित्रापिः कोऽपि माषाभिः सर्वाभिरपि कश्चन ॥
नात्यन्तं संस्कृतेनैव नात्यन्तं देशभाषया ।
कथां गोष्ठीषु कथयंल्लोके बहुमतो भवेत् ॥
शृण्वन्ति लटभं लाटाः प्राकृतं संस्कृतद्विषः ।
अपभ्रंशेन तुष्यन्ति स्वेन नान्येन गुर्जराः ॥

× × ×

---

૧. કાવ્યાનુશાસનઃ અં. પ્રસ્તા. પૃ. ૧૩૮–૩૯

૨. चेदीश्वरेन्द्ररथतोग्गलभीममुख्यान् कर्णाटलाटपतिगुर्जरराट्तुरुष्कान् ।
यद्भृत्यमात्रविजितानवलोक्य मौला दोष्णां बलानि कलयन्ति न
योद्धृलोकान् ॥
( ઉદયપુર–પ્રશસ્તિ લેખ )સ. કં. પ્રસ્તા. પૃ. ૧૦

गिरः श्रव्या दिव्याः प्रकृतमधुराः प्राकृतधुराः
सुभव्योऽपभ्रंशः सरसवचनं भूतवचनम् ।
विदग्धानामिष्टे मगधमथुरावासिभणिति-
निंबद्धा यस्तेषां स इह कविराजो विजयते ॥[1]

ભોજદેવ, કવિ સંસ્કૃતાદિ ભાષાઓમાં નિપુણ હોવો જોઈયે, એમ ઉપર કહે છે. તેણે અહીં રુદ્રટોક્ત સંસ્કૃત, પ્રાકૃત, શૌરસેની, માગધી, પૈશાચી અને અપભ્રંશ=દેશભાષાનો વિવેકપુરઃસરનો કાવ્યાદિમાં ઉપયોગ કરવાનું સૂચન કર્યું છે. સંસ્કૃતદ્વેષી લાટવાસીઓ અને પોતાના જ અપભ્રંશ="ગૌર્જરઅપભ્રંશ"માં પ્રેમવાળા ગુર્જરોને "દેશૌચિતિ" તરીકે યોગ્ય ગણે છે, પણ સાર્વત્રિકતામાં તે યોગ્ય ન ગણાય તેમ ઇચ્છતો જણાય છે. "સંસ્કૃતના દ્વેષી લાટવાસીઓ મનોજ્ઞ પ્રાકૃત સાંભળે છે; જ્યારે ગુર્જરો પોતાના જ અપભ્રંશથી ખુશ રહે છે, બીજાના નહિ," આ ભોજનું કથન લાટવાસી અને ગુર્જરો તરફ કટાક્ષવાળું તદ્દન હોય તેમ નથી લાગતું; કેમકે ટીકાકાર એને દેશૌચિતિ ગણે છે. આ શ્લોક પછીના એક શ્લોકમાં 'ગૌડો સંસ્કૃત જ પસંદ કરે છે' એમ કહ્યું છે.

અહીં ભોજદેવ જે દેશભેદે લાટ-ગુર્જર પ્રયોજે છે, તે સાબરમતીના ઉત્તર દક્ષિણ પ્રદેશને સાંચવી લેતા છેક પ્રાચીન શ્રીમાળના ગુર્જરપ્રદેશને ઉદ્દેશી હોય તેમ સમજાય છે. માળવા એમાં અંતર્ગત છે કે નહિ, તે અહીં નક્કી થઈ શકતું નથી, પણ તેને सुभव्य अपभ्रंश તો ગમે જ છે; કેમકે "કવિરાજ" થવામાં "અપભ્રંશ"નું જ્ઞાન અપેક્ષિત હોવાનું તે સ્વીકારે જ છે.

આમ ભોજદેવ પાસેથી અપભ્રંશ સાથેસાથ આપણને "ગૌર્જર અપભ્રંશ" મળ્યો છે, જે આ. હેમચંદ્રે વ્યાકરણબદ્ધ પાછળથી કરી આપણને વારસામાં આપ્યો છે.

અહીં ઉપયોગી થશે એમ માની ભોજદેવના "સરસ્વતીકંઠાભરણ"માં

---

૧. સર. કંઠા. ૨—૧૦, ૧૧, ૧૨, ૧૩, ૧૬

ઉદાહરણો તરીકે મુકાયેલાં અપભ્રંશ પદ્યો પીશલે અનેક હાથપ્રતો તપાસી નક્કી કરેલી વાચના સાંચવતાં આપવામાં આવે છે, જેનાથી ભોજદેવનો ઇષ્ટ અપભ્રંશ આપણે મેળવી શકવા સમર્થ થઇયે:

(૧) મોરુ કલાવે જં વહઇ તહુ ણામહુ સરિણાઉ।
ઉસ્સીસા પાઅન્તિ ગઉ અણુણેન્તિહિં જણુ ણાઉ ॥

(૨) લઇ બપ્પુલ પિઉ દુદ્ધલા કઉ અમ્હાણું છાસિ।
પુત્તહુ મત્થેં સવઉં જઇ દહિ જમ્મે વિ જણિઅ આસિ ॥

(૩) મુદ્ધે ગહણઉં ગેણ્હ તુહું ધરિ મુદ્દં ણિઅહત્થિ।
ણિચ્છઉ સુન્દરિ તુહં ઉવરિ મમ સુરઅપિપહ અત્થિ ॥

(૪) જન્તી મણુરુન્ધું રુચુકુહુન્તું ઉઉણ્ણુ ઉકે। વિહંસણુ હોમિ।
મહોસિ ણુરું ચુલે મેલ્લાસિતો વિકિણ્ણુ કુ વાણુઉં
ઉજ્જુ અક્ખુ કહાઇ ॥

---

(१) मयूर: कलापेन यं वहति तस्य नाम्नः सदृशनामा ।
उच्छीर्षात् पादान्ते गतः अनुनीयमानायाः जनः ज्ञातः ॥१–१३४॥
[મોર મયૂરપિચ્છમાં જેને વહે છે, તેના સરખાં નામવાળો (એટલે કે ચંદ્ર નામનો નાયક) જન ઓસીસેથી જેનો કોપ શાંત કરવામાં આવેલો છે, તેના પગને છેડે ગયેલો જણાયો.]

(२) लाहि दीन पिब दुग्धं कुतः अस्माकं तक्रम् ।
पुत्रस्य मस्तकेन शपे यदि दधि जन्मनि अपि जातं आसीत् ॥२–६॥
[હે બાપડા, લે, દૂધ પી. અમારે છાશ ક્યાંથી હોય? પુત્રના માથાના સોગન ખાઉં છું કે કોઈ જન્મે પણ દહીં થયેલું (જોયેલું) હોય તો.]

(३) मुग्धे ग्रहणकं गृहाण त्वं धारय मुद्रां निजहस्ते ।
निश्चयः सुन्दरि तव उपरि मम सुरतस्पृहा अस्ति ॥२–१२॥
[હે મુગ્ધા, તું મૂલ્ય લે; તારા હાથમાં નાણું રાખ; હે સુંદરી, એ ચોક્કસ છે કે તારા ઉપર મને સુરતક્રીડાવિષયક ઝંખના છે.]

(૪) આ દોહલાઓનો સ્ફુટ અર્થ નીકળી નથી શકતો, એટલે અહીં પ્રયત્ન કર્યો નથી. સ. ક. ૨–૩૪૫, ૩૪૬

વાણુઉ ઉજ્જુમાઇ ગહિલ્લઉ ઉલ્લુણુવિ
કો મલ્હણુઉ વારિજ્જન્તુ રમત્થાઇ ।
કરઇ વલિવંડઉ ચ વક્કરુ મંચ્છલુ અહિમુહં
હિ તરુણિહિં અચ્છાસઇ ઉક્કરુ ॥

(૫) પઅપીડિઅમહિસાસુરદેહિહિં
ભુઅણભઅન્ધઆરસસિલેહિહિં ।
સુરસુહદેન્તવલિઅધવલચ્છિહિં
જઅઇ સહાસુ વઅણુ મહલચ્છિહિં ॥

(૬) ઉચ્ચિઉ વાલિ પિઅ પન્થહિં જન્તઉં ।
પેક્ખમિ હોઇ જઇ લોઅણુવન્તઉં ॥

(૭) સુઅવહવઇઅરણિસુણિઉ દારુણરોસવિસટ્ઠપહરરુહિરારુણુ
જલિઉ જણઇ ણરુ રિઉસન્તાવણુ અણલસરિચ્છુ જો
હોઇ મહારણુ ॥

---

(૫) पदर्पीडितमहिषासुरदेहैः भुवनभयान्धकारशशिलेखैः ।
सुरसुखदातृवलितधवलाक्षैः जयति सहासं वदनं महालक्ष्म्याः ॥२–३८८॥
[પદથી જેણે મહિષાસુરના દેહને પીડા કરી છે, જે ભુવનોના ભયરૂપી અંધકાર વિશે બીજના ચંદ્ર જેવાં છે, સુરને સુખ દેવાવાળાં વળેલાં ઉજ્જવલ તે નેત્રોથી મહાલક્ષ્મીનું હાસ્યવાળું વદન વિજય પામે છે.]

(૬) उच्चा पालिः प्रियं पथा यान्तम् प्रेक्षे भवति यदि लोचनवन्तम् ॥२–३९०॥
[પાળ ઊંચી છે. તો બને તો માર્ગે જતા નેત્રવાળા પ્રિયને હું જોઉં.]

(૭) सुतवधव्यतिकरं निशम्य दारुणरोषविसृष्टप्रहाररुधिरारुणः ।
ज्वलितो जायते नरः रिपुसंतापनः अनलसदृशः यः भवति महारणः ॥२–३९१॥
[ સુતના વધનો ઉત્પાત સાંભળીને ભયાનક ક્રોધથી કરેલા પ્રહારથી લોહી જેવો રાતો થઇ સળગી ઊઠેલો મનુષ્ય દુશ્મનને સંતાપ આપનારો થાય છે, જે વખતનું યુદ્ધ આગ જેવું થાય છે.]

(૮) ણિસુણિઉ પચ્છા તુરઅરઉ ભુંડિ હિંસિ હસન્તી।
ણિઅકન્તુ દાઢજુઅલેહિં પુણુ પુણુ ણુઅ ડસન્તી ॥

(૯) બીહેમિ હરિમુહિ અઉહો હિ મં ગલે લેહિ સઇં।
કન્દઇ રિટ્ઠાસુરુમારિઉ કણ્ઠુ વલિઉ ણુ પઇં ॥

(૧૦) હિઅઇ તિરિચ્છી પઇ સંમુહ પચ્છા ગહિઅકડચ્છ।
પહિઅ એક્ક જ્જિ ગોરડી ણું ચઉપ્પહઇ વચ્ચ ॥

(૧૧) અણ્ણોણ્ણહિં સુચરિઅસઅહિં અણુદિણુ વડ્ઢિઅમાણુ।
અપ્પણુ વિણુ ણુ હુ મહુ પિઅહુ અપ્પા ણેણુ સમાણુ ॥

---

(૮) निशम्य पश्चात् तुरगरवं सूकरी हिंस्रे हसति ।
निजकान्तं दंष्ट्रायुगलेन पुनःपुनः न च दशति ॥२--३९२॥

[ પછી ઘોડાનો અવાજ સાંભળીને ભૂંડણી શિકાર પ્રતિ હસે છે; અને પોતાના કાંતને બંને દાંતથી વારંવાર નથી દંશ દેતી.]

(९) बिभेमि हरिमुखि अतः हि मां गले लाहि स्वयम् ।
क्रन्दति अरिष्टासुर–मारितः कण्ठः वलितः न त्वया ॥२–३९३॥

[ હે હરિમુખી, હું બીહું છું; માટે તું જાતે જ મને ગળામાં લગાવ. તેં નથી વાળ્યો તેથી જ અરિષ્ટાસુરે પીડેલો કંઠભાગ દુઃખિત થાય છે.]

(१०) हृदये तिर्यग्भूता पथि संमुखा पश्चात् गृहीतकटाक्षा ।
प्राप्ता एका एव गौरिका ननु चतुष्पथेषु मध्ये ॥३–१४२॥

[ હૃદયમાં ત્રાંસી, માર્ગમાં અનુકૂળ, અને પછી જેણે કટાક્ષ કર્યો છે તેવી એક ગૌરાંગના ચોવટાની વચ્ચે મળી.]

(११) अन्योन्यैः सुचरितशतैः अनुदिनं वर्धमानः ।
आत्मानं विना न खलु मम प्रियस्य आत्मा अन्येन समानः ॥३–९१॥

[ પરસ્પરનાં સેંકડો સારાં આચરણથી દરરોજ વધતો મારા પ્રિયનો આત્મા મારા આત્મા સિવાય બીજાના આત્મા સમાન નથી.]

(૧૨) ગોરંગઉ તરુણીઅણુ જોણ્હહિં અહિસરઇ
સિઅણેવચ્છ પડિચ્છવિ વલ્લહબદ્ધરઇ ।
તચ્છાહહિં પુણુ ચલ્લિઉ સામલગત્તિઅહિં
ણીલવેસુ વહન્તિઅહિં મઅણુમ્મત્તિઅહિં ॥

(૧૩) એક્કોણ્ણામિઅભુઅભંગે વિમલકવોલે
વઅણમ્મિ તુજ્ઝુ મઅચ્છિ તિરિચ્છણઅણંગે ।
એહુ સસિબિમ્બઉ કલંકગારઉ પંડરઉ
ખિત્તઉ ઉપ્પરે ભમઇ અણિમંછણખપ્પરઉ ॥

(૧૪) બાલી ભુમ્ભરુભોલિ ઉલ્લસિઅણિઅંસણી
ગહણુ સુણિવિ ણિક્કન્તા ણિદ્દાએ ભેંભલી ।

---

(१२) गौराङ्गः तरुणीजनः ज्योत्स्नायां अभिसरति ।
स्थितनेपथ्यः प्रतीक्ष्य वल्लभबद्धरतिः ।
तच्छायाभिः पुनः चलितं श्यामलगात्राभिः
नीलवेशं वहन्तीभिः मदनोन्मत्ताभिः ॥३-१३०॥

[ગૌર અંગવાળી, છુપાઈ છુપાઈ ચાલતી, વહાલામાં બાંધેલ પ્રેમવાળી તરુણ સ્ત્રી રાહ જોતી ચાલી. ત્યાં શ્યામ વેશ ધારણ કરનારી, મદનને લીધે ઉન્મત્ત થયેલી, શ્યામ અંગવાળી છાયા પણ (પાછળ પાછળ) ચાલી.]

(१३) एकोन्नामितभ्रूभङ्गे विमलकपोले
वदने तव मृगाक्षि तिर्यग्नयनाङ्के ।
एतद् शशिबिम्बं कलङ्कपङ्कं पाण्डरकं
क्षिप्तं उपरि भ्रमति अनिर्मञ्छनकर्परकम् ॥४-७०॥

[હે મૃગનેત્રી, એક ભ્રૂભંગ જેમાં ઊંચો લીધો છે. નિર્મલ છે કપોલ જેના, અને વાંકાં છે નયન જેનાં એવા તારા વદન ઉપર કલંકરૂપ કાદવવાળું, સફેદ, દ્રવ્ય વિના ખપ્પર જેવું આ શશિબિંબ (કોઇ વિટ) ભમે છે.]

(१४) बाला निष्कपटा उल्लसितनिवसना
ग्रहणं श्रुत्वा निष्क्रान्ता निद्रया व्याकुला ।

રાહુ વિ તીઅ મુહુ જોઅઇ પુણુ જોઅઇ ગઅણુ
ભુલ્લલ્લિઓ ણુ હુ આણુઇ દોણ્હ વિ ચન્દુ કવણુ ॥

(૧૫) મુહે મઅખલિઉલ્લાવે ણ્હાણોલ્લે ચિઉરે
વિણિઅંસણસારે સમોત્તિઅહારે ઉરે ।
કાલન્તરે તરલચ્છિહું મઅણુ સમુલ્લસઇ
માહહિં પુણુ થણગુડરે ણુ મુણઇ કહિં વસઇ ॥

(૧૬) વલ્લહે લહુ બોલન્તઇ એન્તઇ પુણુ બહુ
બલિ કિજ્જમિ તામરસિણિ તજ્જુ રોસહ થિરહુ ।

---

राहुः अपि तस्याः मुखं पश्यति पुनः पश्यति गगनं
भ्रान्तिमान् न खलु आनयति द्वयोः अपि चन्द्रः कः ॥४–७५॥

[નિષ્કપટ એવી, ખસેલા વસ્ત્રવાળી, નિદ્રાથી વ્યાકુળ એક બાલા ગ્રહણ સાંભળીને બહાર નીકળી આવી. રાહુ (રૂપ કોઇ વિટ) તેનું મુખ જુએ છે અને આકાશ જુએ છે. ભ્રાંતિમાં પડેલો તે બેમાં કોણ ચંદ્ર છે, તે જાણી શકતો નથી.]

(૧૫) मुखे मदस्खलितोल्लापे स्नानार्द्रेषु चिकुरेषु
विनिवसनसारे समौक्तिकहारे उरसि ।
कालान्तरे तरलाक्ष्णोः मदनः समुल्लसति
माघे पुनः स्तनकुड्मले न ज्ञायते क्व वसति ॥८–७९॥

[મદને લીધે ભાંગતી વાણીવાળા મુખમાં, સ્નાનથી ભીના કેશમાં, ચોળી સહિત રહેલા મોતીના હારવાળા ઉરોભાગમાં અને વળી ચપળ નેત્રોમાં જુદે જુદે સમયે કામદેવ ખીલે છે; પણ માઘ માસમાં સ્તનભાગમાં ક્યાં રહે છે, તેની અટકળ નથી થતી.]

(૧૬) वल्लभे लघु वदति आयति पुनः बहु
बलि क्रिये तामरसिनि तव रोषस्य स्थिरस्य ।
येन निर्गलं जल्पति किमपि न यावद् जनः
तावद् हिमेन प्रविश्य झटिति प्लुष्टतनुः ॥४–८७॥

જેણુ ણિગ્ગલુ જમ્પઇ કિં પિ ણુ જાવં જણુ
તાવં હિમેણુ વિસિત્તિ ઝત્તિ પુલુત્થતણુ ॥

(૧૭) પંકઆ પંકિ વહેલિઅ કુવલઅ ખિત્તઅ દહહિં
વલ્લિહિં બિમ્બ વિવિહ્લિઅ પત્તિઓ ચન્દુ ણહહિં ।
કરણઅણાહરવઅણેહિં તં ઇહ લીલાવઇહિં
ણિઅસિદ્ધી વિઉવ્વિટ્ટી ણાવઇ પઆવઇહિં ॥

(૧૮) ણુ વિજ્જઇ દુગ્ગેજ્જિઅ દિટ્ઠિમ્મિ જમ્મિ ભિઉડિઆ
જેટ્ઠુ ણ અબ્વાહારઓ ઘેપ્પઇ આહસન્તએ ।

---

[હે પદ્મની ! વહાલો થોડું બોલે છે ત્યારે અને આવે છે ત્યારે તારા સ્થિર રોષને કારણે હું કુરબાન થાઉં છું. તેથી જ્યાંસુધીમાં તે જન કાંઈ પણ સ્ફુટથી નથી બોલતો ત્યાંસુધી જાણે કે હિમે મારા શરીરમાં પ્રવેશ કરીને દેહને બાળી નાખ્યો છે.]

(૧૭) पङ्कजं पङ्के अवहेल्य कुवलयं क्षिप्तं हृदे
वल्ल्यां बिम्बं अवहेल्य प्राप्तः चन्द्रः नभसि ।
करनयनाधरवदनैः तं इह लीलावतीभिः
निजसिद्धिः व्युद्वृत्ता इव प्रजापतिना ॥४–२११॥

[કમળને કાદવમાં નાખી, કુવલયને ધૂનામાં નાખ્યું. બિંબફળને વેલમાં નાખી ચંદ્રને આકાશમાં રવાના કર્યો. લીલાવતી સ્ત્રીઓદ્વારા કર, નયન, હોઠ અને વદનોથી તે તેને અહીં પ્રજાપતિએ જાણે કે નિજસિદ્ધિ પમાડી.]

(૧૮) न विद्यते दुर्ग्राह्या दृष्टे यस्मिन् भ्रुकुटिका
यत्र न अभ्याहारकः गृह्यते आहसति ।
विक्षुभ्यते अनभिज्ञाय यत्र न सः वयस्यां
तं मे कथय मानवं यदि मे इच्छसि जीवितम् ॥४–२३२॥

[જેનાં દર્શન થતાં ભ્રુકુટી દુઃખેથી પકડી શકાય તેવી નથી રહેતી; જે હસવા માંડતાં જ્યાં અબોલા લેવામાં નથી આવતા; સખીને જાણ્યા વિના

વિઙ્ણુહીઅઇ અણુહિજ્જએ જેટ્ઠું ણુ સો વઅંસિઆ
તં મે કહહુ માણુઅં જઇ મે ઇચ્છ જીઅં ।।

આ બધા જ દોહલાઓ શૃંગારરસાંતર્ગત નાયક—નાયિકાભેદ વ્યક્ત કરનારા છે. આ. હેમચંદ્રે પણ લીધેલા કેટલાક આ જ પદ્ધતિના છે. પ્રકીર્ણ અપભ્રંશ સાહિત્ય આવા પ્રકારનું તે કાળમાં પ્રચલિત લાગે છે; કેમકે નહિતર ભોજ અને આ. હેમચંદ્રને આવા શ્લોકો ઉદ્દૃત કરવાનું કારણ ન રહત.

ભાષાચિત્રના વિષયમાં લખતાં ભોજે એક અવતરણ ઉતાર્યું છે:

"हा तो जो ज्वलदेउ" नैव मदनः साक्षादयं भूतले
तत्किं "दीसइ सच्चमा" हतवपुः कामः किलः श्रूयते ।
"ऐ वूए किअलेउ" भूतपतिना गौरीविवाहोत्सवे
"ऐसें सच्च जि बोल्लु" हस्तकटकः किं दर्पणेनेक्ष्यते ॥

[સ. કં. ભ. ૧–૧૫૮]

આ શ્લોકમાં ભોજદેવ તત્કાલીન ભાષાનાં રૂપ સાંચવી આપતો જણાય છે. એ મિશ્રભાષાનું ઉદાહરણ છે. પ્રાકૃત અને અપભ્રંશ સાથે સંસ્કૃત આમાં પ્રયોજાયેલું છે. ज्वलदेउ=उज्ज्वलदेवः સંભવે છે. किअलेउ=कृतलेपः છે. આ બંને અપભ્રંશકાલીન રૂપો છે; પણ છેલ્લા ચરણમાં ऐसें सच्च जि बोल्लु=एवं सत्यं एव ब्रूयाः=આમ સાચું જ બોલો (બીજો પુરુષ છે). આ "બોલ્લુ"માંથી "બોલો" સીધું અત્યારે આપણી પાસે છે. ભોજદેવના સમયમાં "ऐसें सच्च जि बोल्लु=એમ સાચ જ બોલો," એ એક ભૂમિકા પૂર્વનું જ રૂપ એટલું વહેલું પ્રચારમાં આવી ચૂકયું હશે ? ऐसें માત્ર ગૂજરાતીમાં નથી બાકી રહ્યો, જે હિંદીમાં ચાલ્યો ગયો છે. આમ ભોજના સમયની બોલાતી ભાષા, પછી તે ગ્રામીણોની હોય, પણ પોતાના દેશમાં વ્યાપક જણાય છે. "ગૌર્જર

---

જ્યાં તે ખળભળતો નથી; જો મારું જીવતર ઈચ્છતી હો તો તે માણસની મને વાત કહે.]

અપભ્રંશ"ની પ્રાચીનતાનો આ એક ઠીકઠીક પુરાવો ગણાય.

[આ. હેમચંદ્રે સિ. હૈ. ૮-૪-૩૫૭માં આપેલું નીચેનું ઉદાહરણ સરસ્વતીકંઠાભરણમાં પાઠભેદથી મળે છે:—

એક્કિહિં અચ્છિહિં સાવણુ અણ્ણહિં ભદ્દવઉ
માહઉ મહિઅલસત્થરિ ગણ્ડત્થલ સરઉ ।
અઙ્ગમિં ગિમ્હ સુહચ્છિઇ-તિલવણ મગ્ગસિરુ
મુદ્ધિહિં મુહપઙ્કઅસરિ આવાસિઉ સિસિરુ ॥[1]]

૧૯. ચોક્કસ સમયનો જોકે નિર્ધાર નથી કરી શકાયો, છતાં ૧૧મી સદીના પૂર્વાર્ધથી મોડો તો ન જ થયેલો એવો કનકામર એના 'કરકંડુચરિઉ' નામક ૧૦ સંધિના અપભ્રંશ કાવ્યથી અપભ્રંશ સાહિત્યમાં એક સારા કાવ્યનો ઉમેરો કરનારો આપણને મળે છે. પ્રથમ સંધિના ૩જા કડવામાં એણે સિદ્ધસેન દિવાકર, સુમંતભદ્ર, અકલંકદેવ, જયદેવ, સ્વયંભૂ અને શ્રીપુષ્પદંતનો ઉલ્લેખ કર્યો છે.[2] એટલે મહાપુરાણકાર પુષ્પદંત પછી એ થયેલો છે. એણે છેલ્લા સંધિનાં છેલ્લાં બે કડવાંમાં

---

૧. સ. કં. ભ. ૨—૭૬મું ઉદાહરણ: હેમ. ના પાઠ: એક્કહિં, પક્ખિહિં, અઙ્ગહિં, સુઅચ્છી-તિલ-વણિ, તેહં મુદ્ધહે, મુહપઙ્કઇ.

છાયા:—एकस्मिन् अक्षिण श्रावणः अन्यस्मिन् भाद्रपदः
माधवः महीतलस्रस्तरे गण्डस्थले शरद् ।
अङ्गे ग्रीष्मः सुखासिकातिलवने मार्गशिराः
मुग्धायाः मुखपङ्कजसरसि आवासितः शिशिरः ॥

[એક આંખમાં શ્રાવણ અને બીજી આંખમાં ભાદરવો (એવા વિરહને લીધે આંસુપ્રવાહ) છે. પૃથ્વીતલના સાથરા ઉપર વસંત ઋતુ, લમણામાં શરદ્ ઋતુ છે. અંગમાં ઉનાળો છે. સુખે બેસવાના તલના વનમાં માગશર માસ છે. મુગ્ધાના મુખકમલના સરોવરમાં શિશિર ઋતુ છે.]

૨. તો સિદ્ધસેણ સુસમંતભદ્દ અકલંકદેવ સુઅજલસમુદ્દ
જયએવ સયંભુ વિસાલચિત્તુ વાએસરિઘરુ સિરિપુપ્ફયંતુ. (પૃ. ૪)

વિજયપાલ, ભૂપાલ અને કર્ણ નામના ત્રણ રાજાનો ઉલ્લેખ કરી "આસય" નામના ગામમાં આ કાવ્ય રચ્યાનું કહ્યું છે. આ ત્રણે રાજાઓના સમયના એક મંત્રીને તેણે આશીર્વાદ કાવ્યાંતે આપ્યો છે. એ મંત્રીના આહુલ, રલ્હો અને રાહુલ નામના ત્રણ પુત્રો હતા, જે કનકામરના શિષ્ય હતા. ભાષા, કવિતા અને ઇતિહાસ એ ત્રણે દૃષ્ટિએ ઉપયોગી થાય, તે માટે પ્રથમ છેલ્લું કડવું અહીં ઉતારું છું:—

જો ણવજોવ્વણે દિવસહિં ચડિયઉ અમરવિમાણહો ણં સુરુ પડિયઉ ।
કણયવણ્ણુ અઇમણહરગત્તઉ જસુ **વિજવાલુ** ણરાહિઉ રત્તઉ ।
ધમ્મમહાતરુ સિંચિય અપ્પુણુ જો વિજવાલહો ણં મુહદપ્પણુ ।
જો અરિ ણિહણઇ દુસ્સહ લીલઇ જસુ મણુ રંજિઉ કુંજરકીલઇ ।
બંધવઇટ્ઠમિત્તજણરોહણુ **ણિવભૂવાલઓ** જો મણમોહણુ ।
દીણાણાહહો જો દુહભંજણુ કણ્ણણરિંદહો આસયરંજણુ ।

× × × ×

તહો સુય **આહુલ રલ્હો રાહુલ** મુણિકણયામરપયઉવ્વાહુલ ।
ઘત્તા—તહો અણુરાએં ઇઉ ચરિઉ મઇં જણવઇં પયડિઉ મણહરઉ ।
તેં બંધવપુત્તકલત્તસહુ ચિરુ ણંદહુ જા રવિસસિ હરઈ ।[૧]

---

૧. છાયા:–यः नवयौवने दिवसेषु चटितकः अमरविमानाद् ननु सुरः पतितकः ।
कनकवर्णः अतिमनोहरगात्रः यस्य विजयपालः नराधिपः रक्तकः ।
धर्ममहातरुः सिक्तः आत्मनः यः विजयपालस्य ननु मुखदर्पणः ।
यः अरीन् निहन्ति दुःसहान् लीलया यस्य मनः रक्तकं कुञ्जरलीलया ।
बान्धवेष्टमित्रजनरोहणः नृपभूपालस्य यः मनोमोहनः ।
दीनानाथानां यः दुःखभञ्जनः कर्णनरेन्द्रस्य आशयरञ्जनः ।

× × × ×

तस्य सुताः आहुल–रल्हो–राहुलाः मुनिकनकामरपदोद्वाहकाः ।
घत्ता–तस्य अनुरागेन इदं चरितं मया जनपदे प्रकटितं मनोहरम् ।
तावत् बान्धवपुत्रकलत्रसहितः चिरं नन्दतु यावत् रविशशिनौ [ वि ] हरतः ॥

આ કનકામર આમ ત્રણ રાજાનાં નામ આપે છે. આ કડવા પહેલાના કડવામાં તેણે પોતાની ઓળખ આપતાં લખ્યું છે કેઃ—

ચિરુ દિયવરવંસુપ્પણ્ણએણ ચંદારિસિગોત્તેં વિમલએણ ।
વઇરાયઇં હુયઇં દિયંબરેણ સુપસિદ્ધણામકણયામરેણ ।
બુહમંગલએવહો સીસએણ ઉપ્પાઇયજણમણતોસએણ ।
આસાઇયણયરિ સંપત્તએણ જિણચરણસરોરુહભત્તએણ ।
અચ્છંતઈં તહિં મઇ ચરિઉ એહ ધર પયડિઉ... ... ...[1]

---

[દિવસે દિવસે જે નવીન યૌવનમાં આવ્યો છે, જાણે કે અમરના વિમાનમાંથી દેવ પડી આવ્યો હોય! જે કંચનવર્ણો અને અતિ મનોહર અંગવાળો છે, જેને વિશે **વિજયપાલ** રાજાનો પ્રેમ છે, જેણે પોતાનું ધર્મરૂપી મહાવૃક્ષ છાંટ્યું અને જે **વિજયપાલ** રાજાના મુખની આરસી જેવો છે, જે રમત માત્રમાં દુઃસહ દુશ્મનોને મારે છે, અને જેનું મન હાથીની રમતમાં લાગેલું છે, સગાં, વહાલાં અને મિત્રોને જે વધારનારો અને જે રાજા **ભૂપાલ**ને મનગમતો છે, ગરીબ અને અનાથોનાં દુઃખને જે ભાંગે છે અને જે **કર્ણરાજા**ના હૃદયને ખુશ રાખનારો છે; તેના **આહુલ**, **રલ્હો**, અને **રાહુલ** નામના ત્રણ પુત્રો **મુનિ કનકામર**ના ચરણમાં રહેવા ઉત્સુક છે, તેના પ્રેમે કરી આ મનોહર ચરિત્ર મેં દેશમાં પ્રકટ કર્યું છે. જ્યાંસુધી સૂર્ય અને ચંદ્રમા રહે ત્યાંસુધી સગા, પુત્ર, સ્ત્રીઓ સહિત તે ચિરકાળ આનંદમાં રહો.] એજન, પૃ. ૧૦૭

૧. છાયાઃ—चिरं द्विजवरवंशोत्पन्नेन चन्द्रऋषिगोत्रेण विमलकेन ।
वैराग्ये भवति दिगम्बरेण सुप्रसिद्धनामकनकामरेण ।
बुधमङ्गलदेवस्य शिष्येण उत्पादितजनमनस्तोषकेण ।
'आसाइय' नगरी संप्राप्तकेन जिनचरणसरोरुहभक्तकेन ।
सता तत्र मया चरितं एतद् धरायां प्रकटितम्...... ।

[બ્રાહ્મણના વંશમાં થયેલા, વિમલ ચંદ્રઋષિના ગોત્રના, અને વૈરાગ્ય થતાં દિગંબર થયેલા, વળી **બુધમંગલ**ના શિષ્ય, જેણે મનુષ્યોના મનમાં સંતોષ ઉપજાવ્યો છે અને જે જિનના ચરણકમળનો ભક્ત છે તે સુપ્રસિદ્ધ **કનકામરે** **'આસાઈય'** નગરમાં રહી પૃથ્વી વિશે આ ચરિત પ્રકટાવ્યું.] એજન; પૃ. ૧૦૬

તેણે આ કાવ્યમાં તેરાપુર ગુફાનાં સુંદર વર્ણનો આપ્યાં છે, એ ઉપરથી તેના નિકટમાં એ ક્યાંય રહેલો હશે. આ ગુફાઓની નજીક એક 'અસ્સાયે'નામનું ગામ ભોકદન તાલુકામાં આવ્યું છે, જ્યાં ઈ. સ. ૧૮૦૩માં મરાઠાઓને સર આર્થરવેલ્સ્લીએ હરાવ્યા હતા.[૧] મહાપુરાણકાર પુષ્પદંત જે કણ્હ વિશે લખે છે, તે રાષ્ટ્રકૂટવંશનો માન્યખેટનો ત્રીજો કૃષ્ણ જ આ હોય તો વિજયપાલ અને નૃપ ભૂપાલ "આસાઇય"માં તેના ખંડિયા સંભવી શકે. પુષ્પદંત પછીના દિગંબર કવિઓનું કનકામર નામ નથી આપતો એ જોતાં આ માન્યતાની સંભવિતતા છે, તો આ પુષ્પદંતની વૃદ્ધાવસ્થા નજીકનો ઠરતાં ઇ. સ. ૧૦૦૦ આસપાસ થયો સંભવે.

આ કવિ પણ મહારાષ્ટ્રી અપભ્રંશ પ્રયોજે છે. અપભ્રંશ કાવ્યોમાં "કરકંડુચરિઉ" પણ એક સારા કાવ્યનો ઉમેરો કરે છે, જેવાં પછીના સમયમાં ભાગ્યે જ દેખાય છે.

૨૦. આ જ સમયનો એક બીજો શ્વેતાંબર મહેશ્વરસૂરિ તેના સંજમમંજરી નામક ૩૫ દોહાના નાના કાવ્યથી જાણવામાં આવ્યો છે.[૨] આ કવિ પણ ૧૧મી સદીના આરંભનો જ જણાય છે;કેમકે કોઈ મહેશ્વરની "પંચમીકહા"ની સં. ૧૧૦૯ની હાથપ્રત જેસલમેરના ભંડારમાં છે, આ બે કાવ્યનો કર્તા એક હોય તો મહેશ્વર આટલો જૂનો સંભવી શકે. આ સંજમમંજરી ઉપર એક ટીકા પણ મળે છે, જેની સં. ૧૫૦૫ની હાથપ્રત મળે છે.[૩] આ ટીકા ઉદાહરણોથી ભરચક હોઈ અતિ ઉપયોગી છે.[૪]

સંજમમંજરી આચાર અને નીતિને લગતાં સુભાષિતોનો ગ્રંથ છે:

જઇ પાણઇં સંસઇ પડઇ જઇ નિવ્વાહુ ન અત્થિ ।
તહિવિ અદિન્નુ મ સેગહસિ જં દૂસિઉ જિણુસત્થિ ॥

---

૧. કરકંડુચરિઉ, અં. પ્રસ્તા. પૃ. ૪૦

2. Annals of B. R. I. Poona, Vol. II pp. 157–66

૩. જૈન ગુ. ક. જૂ ગૂ. ઇતિ. પૃ. ૪૩

૪. Annals of B. I. R. Vol. II, પૃ. ૧૫૮

જઇ નિવ્વિન્નઉ દુહપચુરિ નિવસંતુ સંસારિ
મેહુણસુહિ સુમિણંતરિ મન પસરતુ નિવારિ ॥૧

પંચમીકહા પ્રસિદ્ધિમાં નથી આવી. તે પણ જ્ઞાનવિષયક જ કથા છે. આ. હેમચંદ્રે આપેલા અપભ્રંશને આ કવિ સાંચવી રાખે છે; એવો ડૉ. ગુણેનો પણ અભિપ્રાય છે.[2] એ જોતાં "ગૌર્જર અપભ્રંશ"નું સ્વરૂપ મેળવવામાં આ કાવ્યથી સુવિધા મળે છે. આમાં જ તસ્સની સાથે તાસુ રૂપ પણ મળે છે, જે આપણને અર્વાચીનતા તરફ દોરે છે.

---

## ૧. ગૌર્જર અપભ્રંશ કે પ્રાચીન ગૂજરાતી (ચાલુ)

### (દ્વિતીય ભૂમિકા)

### હૈમયુગ

૧. ઇસુની અગિયારમી સદીના અંત ભાગમાં **હૈમયુગ** શરૂ થાય છે. આ. હેમચંદ્રનો જન્મ સં. ૧૧૪૫, ઇ. સ. ૧૦૮૯માં થયો હતો, અને દેહાવસાન સં. ૧૨૨૯, ઇ. સ. ૧૧૭૩માં થયું હતું. આમ ૮૪ વર્ષનો ગાળો આ. હેમચંદ્રના જીવનનો છે. પૂર્વના થોડાં વર્ષો લેતાં અગિયારમીની છેલ્લી પચીશી અને બારમી સદી આખી એ ૧૨૫ વર્ષનો ગાળો ભાષાની દૃષ્ટિએ આચાર્ય હેમચંદ્રના નામથી વિભૂષિત કરવામાં સાહસ નથી. આ. હેમચંદ્રના જન્મપૂર્વે અભયદેવસૂરિ કરી એક સાધુ થઈ ગયા છે, જેમનું નિધન સં. ૧૧૩૩–૩૫ લગભગમાં થયું છે. તેમનું 'જયતિહુઅણ" નામનું ૩૩ ગાથાનું કાવ્ય ખંભાતના પાર્શ્વનાથના સ્તવનરૂપે છે.

---

૧. છાયાઃ—यदि प्राणाः संशये पतन्ति यदि निर्वाहो नास्ति ।
तथापि अदत्तं मा संगृहाण यद् दूषितं जिनशास्त्रे ॥
यदि निर्विण्णो दुःखप्रचुरे निवसन् संसारे ।
मैथुनसुखे स्वप्नान्तरे मनः प्रसरत् निवारय ॥ એજન પૃ. ૧૬૦

[પ્રાણ જવાની શંકા હોય, નિર્વાહ ચાલતો ન હોય, તોપણ જિનશાસ્ત્રમાં જેમાં દોષ બતાવ્યો છે, તે પ્રમાણે ન દીધેલું ન લે. દુઃખમય સંસારમાં રહેતા તને વૈરાગ્ય થયો હોય તો સ્વપ્નમાં પણ સંસારસુખમાંથી મન વારી લે.]

૨. એજન, પૃ. ૧૬૪–૧૬૬

૨. એ જ સમયમાં "સાધારણ" નામના કવિએ હરિભદ્રની પ્રાચીન "સમરાઇચ્ચ-કહા"ને આધારે અપભ્રંશમાં "વિલાસવઇ-કહા" સં. ૧૧૨૩માં રચી છે. પાછળથી તેણે બપ્પભટ્ટસૂરિ પાસે દીક્ષા લઈ "સિદ્ધસેનસૂરિ" નામ ધારણ કરેલું.[૧]

૩. આ. હેમચંદ્રના ગુરુ દેવચંદ્રે સં. ૧૧૬૦માં "શાંતિનાથચરિત્ર" નામનું ૧૬૦૦૦ શ્લોકપુરનું અપભ્રંશ કાવ્ય રચ્યું છે. કવિએ વસુદેવ-હિંડીકાર ભદ્રબાહુ, સમરાઇચ્ચકહાના કર્તા હરિભદ્રસૂરિ, કુવલયમાલાના કર્તા દાક્ષિણ્યચિહ્ન, અને ઉપમિતિભવપ્રપંચના કર્તા સિદ્ધસૂરિને નમસ્કાર કર્યા છે. આ જ આચાર્યે સુલસાખ્યાન નામનું ૧૭ કડવાનું નાનું અપભ્રંશ કાવ્ય પણ રચેલું છે.[૨] આ કાવ્યો અદ્યાપિ અપ્રસિદ્ધ હોવાથી સારાં અવતરણો મેળવી શકાયાં નથી.

૪. સ્વ. ચીમનલાલ દલાલે સં. ૧૧૯૧ની હાથપ્રતમાં સચવાયેલા "પઉમસિરિચરિઉ"નામક કાવ્યનો પાટણના ભંડારમાં હોવાનો ઉલ્લેખ કર્યો છે. આ કાવ્યનો કર્તા કોઈ પાર્શ્વનંદન "ધાહિલ" જણાય છે. આ ક્યારે થયો તે અદ્યાપિ નક્કી કરી શકાયું નથી. એ ધાહિલ પોતાને "સસિપાલકુલસંભવ" કહે છે. એ જ હાથપ્રતમાં "અંજનાસુંદરી કથા" અને "જન્માભિષેક"નામનાં બે અપભ્રંશ કાવ્યો છે એ કોનાં છે, તે જાણવામાં આવ્યું નથી.

૫. પં. લાલચંદ્ર ભ. ગાંધીએ સંપાદિત ચર્ચરિ, ઉપદેશરસાયન રાસ અને કાલસ્વરૂપકુલક એ "અપભ્રંશ કાવ્યત્રયી"ના કર્તા જિનદત્તસૂરિ આ જ યુગના એક સારા કવિ થઈ ગયા છે. વાચ્છિગ નામના શ્રાવકથી બાહડ નામની પત્નીમાં સં. ૧૧૩૨માં આ સૂરિનો ધોળકામાં જન્મ થયો હતો; અને તેને સં. ૧૧૪૧માં સોમચંદ્ર નામ આપી ધર્મદેવોપાધ્યાયે દીક્ષા

---

૧. ગા. ઓ. સિ. જેસલમેર ભંડારની સૂચી પૃ. ૧૪ મીને સં. પ્રસ્તાઃ પૃ. ૧૪૫.

૨. ગા. ઓ. સિ. પાટણ ભંડાર સૂચી, પૃ. ૧૮૨

આપી. એ વખતના સુપ્રસિદ્ધ જૈનાચાર્ય જિનવલ્લભસૂરિના દેહાવસાન પછી ચિત્રકૂટમાં એ સ્થાન ઉપર જિનદત્તસૂરિને નક્કી કરવામાં આવ્યા. એમણે વાગડદેશમાં વિહાર કરતી વેળાએ "ચર્ચરી"નામનું આચાર્ય જિનવલ્લભસૂરિની સ્તુતિરૂપે ૪૭ કડીનું ૨૧ માત્રાવાળા કુંદછંદમાં કાવ્ય રચ્યું. ખાસ કરીને ચૈત્યવાસીઓના જોરને હઠાવવા માટે કવિએ જિનવલ્લભસૂરિની પુષ્કળ સ્તુતિ કરી છે. એનું બીજું કાવ્ય "ઉપદેશધર્મરસાયન રાસ" ૭૦ ચોપાઈમાં પ્રાપ્ત થાય છે. ઉપદેશાત્મક આ કાવ્ય ખાસ મહત્ત્વનું છે. તેમાં મુખ્યત્વે ગુરુનાં અને શ્રાવકનાં લક્ષણો પર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે. ત્રીજું "કાલસ્વરૂપકુલક" પણ ઉપદેશાત્મક કાવ્ય છે :

બહુય લોય લુંચિયસિર દીસહિં પર રાગ–દોસિહિં સહું વિલસહિં ।
પઢહિં ગુણહિ સત્થઇ વક્ખાણહિ પરિ પરમત્થુ તિત્થુ સુ ન જાણહિ ॥
તિણિ વેસિણિ તે ચોર રિહિલ્લિઉ મુસહિ લોઉ ઉમ્મગ્ગિણ ઘલ્લિઉ ।
તાહં પમત્તઉ કિવઇ ન છુટ્ટઇ જો જગ્ગઇ સદ્ધમ્મિ સુ વટ્ટઇ ॥

× × × ×

દુદ્ધ હોઇ ગો–ચક્કિહિ ધવલઉ પર પેજ્જંતઇ અતરુ બહુલઉ ।
એક્કુ સરીરિ સુક્ખુ સંપાડઇ અવરુ પિયઉ પુણુ મંસુ વિ સાડઇ ॥
કુગુરુ સુગુરુ સમ દીસહિં બાહિરિ પરિ જો કુગુરુ સુ અંતરુ વાહિરિ ।
જો તસુ અંતરુ કરઇ વિયક્ખણુ સો પરમપ્પઉ લહઇ સુલક્ખણુ ॥[૧]

---

૧. છાયા:—

बहवो लोकाः लुञ्चितशिरसो दृश्यन्ते परं रागद्वेषाभ्यां सह विलसन्ति ।
पठन्ति गुणयन्ति शास्त्राणि व्याख्यानयन्ति परं परमार्थस्तत्र तं न जानन्ति ॥
तेन वेषेण ते चौराः स्थिताः मुष्णन्ति लोकमुन्मार्गे क्षिप्त्वा ।
तेभ्यः प्रमत्तः कथमपि न मुच्यते यो जागर्ति सद्धर्मे स वर्तते ॥

× × × ×

दुग्धं भवति गो–अर्कयोः धवलं परं पीयमाने अन्तरं बहु ।
एकं शरीरे सौख्यं संपादयति अपरं पीतं पुनर्मांसं शातयति ॥

કવિએ આ પાછલા કાવ્યના આરંભમાં મબ્ભમ એક ઐતિહાસિક વીગત આપી છેઃ

મીણુ સણિચ્છરંમિ સંકંતઇ મેસિ જંતિ પુણુ વક્કુ કરંતઇ ।
દેસ ભગ્ગ પરચક્ક પઇટ્ઠા વડ વડ પટ્ટણુ તે પબ્ભટ્ઠા ॥[૨]

મીન રાશિના શનિ થયા, પછી મેષ રાશિમાં જતાં જ્યારે વક્રી થયા ત્યારે બહારનાં લશ્કરો આવ્યાં અને દેશને ભાંગ્યો; મોટાં મોટાં શહેરોનો નાશ કર્યો.

આ પછીની જ ચોપાઈમાં કવિએ "**विक्रम संवच्छरि सय बारह हुयइ पणट्ठउ सहु घर बारह**"[૩] વિક્રમ સંવત્સર ૧૨૦૦નું વર્ષ થતાં ઘરબાર નાશ પામ્યું, એમ લખ્યું છે. વિ. સં. ૧૨૦૦ એટલે ઈ. સ. ૧૧૪૪. આ સમયમાં એમણે ગૃહત્યાગ સંપૂર્ણ રીતે કર્યો જણાય છે, આ વર્ષમાં ધોળકા વગેરેમાં પરચક્ર કર્યું હશે ? રાજા કુમારપાળ આ સમયે ગૂજરાતનો અધિપતિ હતો. આરંભના સમયમાં રાજ્યની થોડી

---

कुगुरुसुगुरू समौ दृश्येते बहिः परं यः कुगुरुः स आन्तरः व्याधिः ।
यः तयोः अन्तरं करोति विचक्षणः सः परमपदं लभते सलक्षणः॥
[ અપ. કા.. ત્ર., કા. સ્વ. ૭–૮, ૧૦–૧૧ ]

[ માથેથી કેશ ચૂંટાવ્યા છે તેવા ઘણા માણસો દેખવામાં આવે છે, પણ તેઓ રાગદ્વેષવાળા હોય છે. ભણે છે, ગણે છે અને શાસ્ત્રોનાં વ્યાખ્યાન કરે છે, પણ તેમાં પરમાર્થ છે તેને જાણતા નથી. તેવા વેશે તેઓ ચોરો છે; લોકોને ઊંધે માર્ગે વાળી ચોરી કરે છે. ફસાયેલો માણસ તેઓ પાસેથી કોઇ રીતે છૂટતો નથી. જે સદ્ધર્મમાં જાગ્રત છે, તે જ પાછો ફરે છે. ×××× ગાયનું અને આંકડાનું દૂધ ધોળું છે, પણ પિવાતાં મોટો તફાવત છે. એક દૂધ શરીરમાં સુખ આપે છે, જ્યારે બીજું પીધેલું માંસને સડવી નાખે છે. (એમ) કુગુરુ અને સુગુરુ બહારથી સરખા દેખાય છે; પણ કુગુરુ છે તે અંદરનો વ્યાધિ છે. બુદ્ધિશાળી જન તે બંને વચ્ચેના તફાવતને જાણે છે, સુલક્ષણી તે જ પરમપદ પામે છે.

૨. એજન, પૃ. ૨ ૩. એજન, પૃ. ૩

અવ્યવસ્થાનો કોઇ લુટારુ ધાડાંઓએ દુરુપયોગ કર્યો સંભવે છે. આ કવિએ પ્રાકૃતમાં પણ એ કાવ્યો લખ્યાં છે.

૬. મુનિ જિનદત્તસૂરિની સ્તુતિરૂપે કોઈ પલ્હે એક પટ્ટાવલી લખી છે, જેની એક નકલ સૂરિના શિષ્ય જિનરક્ષિતે ધારાનગરીમાં સં. ૧૧૭૦માં કરી છે, બીજી નકલ બીજા શિષ્ય બ્રહ્મચંદ્રે સિદ્ધરાજના રાજ્યકાલમાં પાટણમાં સં. ૧૧૭૧માં કરી છે.[1]

હૈમયુગના આરંભ અને આગલાં વર્ષોમાં ભાષામાં ક્રમશઃ સ્થિરપણું અને નિયમબદ્ધતા પ્રવેશ કરે છે. શ્રી જિનદત્તસૂરિ, પલ્હ વગેરેની કૃતિઓમાં એ દેખાય છે. સંપૂર્ણ રીતે સાહિત્યની ભાષા તરીકે આ પ્રદેશમાં "ગૌર્જર અપભ્રંશ" સ્વીકારાયા પછી હવે તેમાં વધુ અર્વાચીનતા તરફ ઢળવાનું વલણ આવવા લાગે છે; જેમાં પ્રસંગ પ્રાપ્ત સંસ્કૃત–પ્રાકૃત તત્સમ રૂપોનો પ્રૌઢિ ખાતર પ્રયોગ કાંઈક વધે છેઃ

**વક્ખાણિયઇ** ત પરમતત્તુ જિણ પાઉ પણાસઇ ।
**આરાહિયઇ** ત વીરનાહુ કઇપલ્હુ પયાસઇ ।
ધંમુ ત દયસંજુત્તુ જેણ વરગઇ **પાવિજ્જઇ** ।
ચાઉ ત અણખંડિયઉ જુ બંદિણ **સલહિજ્જઇ** ॥[2]

કાળા અક્ષરોનાં રૂપો જુઓ; એ સાથે તેમાં તત્સમ સંસ્કૃત પ્રાકૃત શબ્દો જુઓ; સાથે 'પણાસઇ' વગેરે રૂપમાં જોડાક્ષરનો અભાવ જુઓ.

---

૧. એજન, પૃ. ૧૧૨

૨. છાયાઃ— व्याख्यायते तत् परमतत्त्वं येन पापं प्रणश्यति ।
आराध्यते सः वीरनाथः कविपल्हः प्रकाशयति ॥
धर्मः स दयासंयुक्तः येन वरगतिः प्राप्यते ।
चापः स अखण्डितकः यः वंन्दित्वा सुलभ्यते ॥

[ જેનાથી પાપ નાશ પામે છે, તે પરમતત્ત્વનું વ્યાખ્યાન થાય છે. કવિ પલ્હ કહે છેઃ તે વીરનાથની આરાધના થાય છે. જેનાથી ઉત્તમ ગતિ પમાય છે, તે દયાયુક્ત ધર્મ પ્રચારમાં છે. જેને નમસ્કાર મેળવાય છે, તે ધનુષ પણ અખંડિત છે. (એટલે નથી હિંસા કે નથી ખૂનામરકી.) ]

૭. આ. હેમચંદ્રના સમકાલીન વાદિદેવસૂરિ નામક જૈનાચાર્યે એક "ગુરુસ્તવન" રચ્યું છે, જેમાં તેણે પોતાના ગુરુ "મુનિચંદ્રસૂરિ"ની સ્તુતિ કરી છે. મુનિચંદ્રસૂરિનું સં. ૧૧૭૮માં દેહાવસાન થયું છે, એટલે એ :નિકટનું આ કાવ્ય છે, એમાં શંકા નથી. પ્રભાવકચરિતમાં શ્રીમુનિચંદ્રસૂરિના શિષ્ય તરીકે દેવસૂરિનો નિર્દેશ છે.[૧] તેઓ ગુરુના દેહાવસાન પૂર્વે ધોળકા, આબુ, નાગોર વગેરેમાં વિહાર કરતા હતા, ત્યાંથી ફરતા ફરતા અણહિલ્લવાડમાં આવી પહોંચ્યાં કે જ્યાં સાં. ૧૧૭૮ માં ગુરુનું દેહાવસાન થયું. આ સૂરિએ અણહિલ્લવાડમાં આ કાવ્ય આ જ વર્ષમાં લખ્યું હોય એ સંભવિત છે. તત્કાલીન ભાષા ઉપર એમની કૃતિથી થોડો પણ ઠીક પ્રકાશ પડે છેઃ

**વક્ખાણંતઓ** જિણવયણુ **સિરિમુણિચંદમુણિંદ** ।
**ચઉદિસિ** મુણિપરિવારિયઓ નાવઇ **પુન્નિમચંદુ** ॥

× × × ×

**જિમ્વ** મેહાગમ તોસિયહિ **મોરહ તણા** નિકાય ।
**તિમ્વ** મુણિસૂરિહિં **આગમણિ** ભવિયાણં સમુદાય ॥[૨]

આ બંને દોહામાં અર્વાચીનતાને નિકટ થતાં રૂપો તરત પકડાય તેવાં છે. છેલ્લો દોહો જુઓઃ—

---

૧. જૈ. શ્વે. હે. ૧૯૧૭, પૃ. ૩૨૯-૩૦ (પં. બેચરદાસ દોશી)

૨. છાયાઃ— व्याख्यान् जिनवचनं श्रीमुनिचन्द्रमुनीन्द्रः ।
चतुर्दिशि मुनिपरिवारितः इव पूर्णिमाचन्द्रः ॥
यथा मेघागमे तोष्यते मयूराणां निकायः ।
तथा मुनिसूरेः आगमने भव्यानां समुदायः ॥

[ શ્રીમુનિચંદ્ર મુનિ જિનવચનનાં વ્યાખ્યાન કરતા હોય ત્યારે જાણે કે મુનિએ પૂર્ણિમાનો ચંદ્ર ન ફેલાવ્યો હોય ! ××× વરસાદ આવવાને સમયે જેમ મયૂરસમૂહ પ્રસન્ન થાય છે, તે પ્રમાણે મુનિસૂરિના આવવા સમયે જૈનોનો સમુદાય પ્રસન્ન થાય છે. ]

દૂસમ રયણિહિં સૂર જિમ્વ તુહ ઉટ્ઠિઉ મુણિનાહ ।
સિરિ મુણિચંદ મુણિંદ પરમહુ ફેડઇ કુગ્ગાહ ॥[1]

૮. આ જ સમયના એક લક્ષ્મણગણીએ "સુપાસનાહ–ચરિત્ર" નામક, પ્રાકૃત ભાષામાં કાવ્ય સં. ૧૧૯૯માં કુમારપાલના રાજ્યકાળમાં મંડલીપુરીમાં રચ્યું છે, તેમાં તેણે વચ્ચે અપભ્રંશમાં પણ કવિતા રચી છે:

જહિં ઉપજ્જઇ જલણુ તં નિશ્ચિયં તા ડહઇ
પાસટ્ઠિઉં ફુલિંગિહિં ડહઇ નવા ડહઇ ।
જસુ પુણુ કોહ સુ અપ્પઉં જણુ ડહિઉ
હાણિ કરેઇ પરત્તહ જિણવરિ ઇહ કહિઉ ॥[2]

## આચાર્ય હેમચંદ્ર

૯. હૈમયુગના ઉજ્જવલ ચંદ્ર તરીકે અલગ તરી આવતા આ. હેમચંદ્ર "ગૌર્જર અપભ્રંશ"ની પ્રથમ અને દ્વિતીય ભૂમિકાના અંકોડાની કડી તરીકે રહી ભાષાસ્વરૂપને અતિ સ્ફુટ સ્વરૂપમાં આપણી સમક્ષ મૂકે છે. એમણે પ્રાકૃત વ્યાકરણને અંતે "અપભ્રંશ"ની સ્વતંત્રાથી પ્રક્રિયા ન આપી હોત તો "અપભ્રંશ"નું શાસ્ત્રીય રૂપ મેળવવાને ફાંફાં મારવાં પડ્યાં હોત. "પ્રાકૃત વ્યાકરણ"માં જેમ "મહારાષ્ટ્રી

---

૧. છાયાઃ— दुःषमरजन्यां सूर्य इव त्वं उत्थितः मुनिनाथ ।
श्रीमुनिचन्द्रमुनीन्द्रः परमं नाशयति कुग्राहम् ॥

[ હે મુનિનાથ, આકરી રાત્રિમાં સૂર્યની જેમ તમે ઊઠ્યા છો. મુનિચંદ્રમુનિ પરમ કુગ્રાહને ફેડે છે. ]

૨. છાયાઃ— यत्र उत्पद्यते ज्वलनः तद् निश्चितं तावद् दहति
पार्श्वस्थितं स्फुलिङ्गैः दहति नवा दहति ।
यस्य पुनः क्रोधः सः आत्मानं जनः दहति
हानिं करोति परत्र जिनवरेण इह कथितम् ॥

[ જેમાં અગ્નિ ઉત્પન્ન થાય છે, તેને ચોક્કસ તે બાળે છે, બાજુમાં રહેલાને ટાંડાથી બાળે કે ન બાળે, પણ જેને ક્રોધ હોય છે, તે માણસ પોતાને બાળે છે અને બીજાને હાણ કરે છે, એમ જિનવરે અહીં કહ્યું છે. ]

પ્રાકૃત" ને માત્ર "પ્રાકૃત" તરીકે આ. હેમચંદ્રે જણાવ્યું છે, તે જ રીતે "ગૌર્જર અપભ્રંશ"ને પણ સાદા "અપભ્રંશ" નામથી જ આપેલો છે. આ વિષયમાં ચર્ચા કરવા પૂર્વે એમના જીવનની થોડી હકીકત જાણવી ઉપયોગી થઈ પડશે.

આ. હેમચંદ્રનું મૂળ નામ ચાંગદેવ. એ જ્ઞાતિએ મોઢ વણિક અને ધંધુકાના વતની. એમનો જન્મ સં. ૧૧૪૫માં. એમનાં માતા પિતાનું નામ ચચ્ચ અને ચાહિની. પિતા માહેશ્વરી હતા, જ્યારે માતા જૈન હતાં. એકવાર પ્રસિદ્ધ દેવચંદ્રસૂરિ ફરતા ફરતા ધંધુકા આવ્યા. ત્યાં એક દિવસ વ્યાખ્યાન બાદ એક બાળક તેમની પાસે આવ્યો, અને સંસારની અસારતા વિશે પૂછવા લાગ્યો. આચાર્યે એ છોકરાના વિષયમાં સાથે રહેલા તેના મામા નેમીને પ્રશ્ન કર્યો. નેમીએ ભાણેજ ચાંગદેવને વિશે માહિતી આપી, અને છોકરાની હોશિયારી જોઇ દેવચંદ્રસૂરિએ બાળકને સાધુ કરવા માગી લીધો. પિતાની અનિચ્છા છતાં પોતાની ઇચ્છાથી બાળક ચાંગદેવ મામાની અનુમતિથી ઘર છોડી આચાર્ય સાથે ચાલી નીકળ્યો. ત્યાંથી ખંભાતમાં આવી સં. ૧૧૫૦માં આચાર્ય પાસે જૈન દીક્ષા લીધી, જે વખતે ઉદા મહેતો ખંભાતનો સૂબો હતો. અહીં આ બાળકનું નામ "સોમચંદ્ર" પાડવામાં આવ્યું. વિદ્યાભ્યાસને અંતે શિષ્યની અતુલિત શક્તિ જોઈ ગુરુએ તેને નાગોરમાં ગણધર બનાવ્યો, આ ક્રિયા ૧૧૬૬માં બની; અને "સોમચંદ્ર" હેમચંદ્રસૂરિ થયા. આ. હેમચંદ્રસૂરિ હવે દેશવિદેશ ઉપદેશાર્થે ફરવા લાગ્યા. અનેક પ્રકારના લોકોના સંપર્કમાં આવ્યાથી તેમની પ્રજ્ઞા અત્યંત તેજસ્વિની બની ચૂકી.

આ. હેમચંદ્ર અણહિલ્લવાડમાં કયારે આવ્યા, તે આપણે ચોક્કસ જાણી નથી શકતા; પરંતુ સંભવતઃ અધ્યયનકાલમાં જ ઉદા મહેતાને કારણે જ એ અણહિલ્લવાડમાં આવ્યા હશે.[1] સંસ્કૃત ભાષાનાં અનેક-

---

૧. ઉદા મહેતાના પુત્ર બાહડે કુમારપાલ સાથે આ. હેમચંદ્રનો પરિચય કરાવ્યો હતો, તેવી વીગત કુમા. પ્રતિ. માં મળે છે જ. ( જુઓ કાવ્યાનુશાસન અં. પ્ર. પૃ. ૨૬૪–૬૭)

વિધ શાસ્ત્રોના સંપર્કમાં આવવાની સુવિધા અણહિલ્લવાડમાં હોવાનું જાણવામાં છે. કાશ્મીરથી પંડિતો ગૂજરાતમાં આવતા. ઉત્સાહ નામનો એક મહાન વ્યાકરણશાસ્ત્રી કાશ્મીરથી સિદ્ધરાજના દરબારમાં આવી વસેલો. સિદ્ધરાજ સાથેના ગાઢ પરિચયમાં આવ્યા પછી આ. હેમચંદ્રની સૂચનાથી આ જ ઉત્સાહ પંડિતને કાશ્મીરમાંથી આઠ વ્યાકરણગ્રંથો લાવવા મોકલવામાં આવ્યો હતો. કાશ્મીરીઓનો વિદ્યાસંબંધ ગૂજરાતીઓ સાથેનો મમ્મટના કાવ્યપ્રકાશથી પણ સમઝાય છે. આ. હેમચંદ્રે "કાવ્યાનુશાસન"માં મોટે ભાગે મમ્મટના કાવ્યપ્રકાશનું અનુસરણ કરેલું પ્રાપ્ત થાય છે,[1] એટલું જ નહિ, આ. હેમચંદ્રે "કાવ્યાનુશાસન"માં કેટલેક સ્થળે આ. અભિનવગુપ્તનો નામોલ્લેખ પણ કર્યો છે.

"પ્રભાવકચરિત"માંના નિર્દેશ પ્રમાણે આ. હેમચંદ્રની સિદ્ધરાજ સાથે સં. ૧૧૮૧માં મુલાકાત થઇ. એ પછી માળવા ઉપરના સિદ્ધ-રાજના વિજય બાદ બંને વચ્ચે વધુ અને વધુ નિકટનો સંબંધ બંધાતો ચાલ્યો. માળવાનો વિજય સં. ૧૧૯૧માં થયેલો.

આ. હેમચંદ્રે સંસ્કૃત ભાષાની પ્રત્યેક શાખામાં ગ્રંથો લખ્યા છે. આમાં સૌથી પ્રથમ એમણે વ્યાકરણ લખ્યું એમ કહેવાય છે. "પ્રભાવક ચરિત"માં જણાવ્યા પ્રમાણે એકવાર અવંતીમાંથી લાવેલો ગ્રંથભંડાર જોવાને સિદ્ધરાજ ગયેલો ત્યારે તેની નજર એક "લક્ષણપ્રકાશ"[2] નામક ગ્રંથ ઉપર પડી. ત્યારે તેણે આ. હેમચંદ્રને પૂછ્યું કે આ શું

---

૧. એ જાણવા જેવી વાત છે કે મમ્મટના "કાવ્યપ્રકાશ"ની જૂનામાં જૂની ટીકા પણ એક ગૂજરાતી જૈન મુનિ માણિક્યચંદ્રે રચી છે. (કાવ્યાનુ-શાસન; અં. પ્રસ્તા. પૃ. ૨૭૩)

૨. ભોજદેવે "શબ્દાનુશાસન" રચ્યું છે, એનું નામ પણ "સરસ્વતી-કંઠાભરણ" છે. ત્રિવેન્દ્રમ્ સંસ્કૃત ગ્રંથમાળામાં તેના ચાર અધ્યાય છપાયા છે. એના સાત અધ્યાય મળે છે, એમ સંપાદક જણાવે છે. શું આઠમો અધ્યાય "પ્રાકૃત ભાષાઓ" વિશે લખાયો હશે? (સ. કં. ભ. પ્ર.)

છે ? આચાર્યે જણાવ્યું કે એ "રાજા ભોજદેવકૃત વ્યાકરણ" છે. એ ઉપરાંત આચાર્યે વધુ વાત કહેતાં ભોજદેવના ગ્રંથો ગણાવ્યા. રાજાએ પોતાના ગ્રંથભંડારમાં આવા ગ્રંથો હોવા વિશે તેમ જ પોતાને ત્યાં સારા વિદ્વાન હોવા વિશે પ્રશ્ન કર્યો. સૌ આચાર્ય તરફ જોઇ રહ્યા. આથી સિદ્ધરાજે આ. હેમચંદ્રને જ પ્રથમ સારું સ્વતંત્ર વ્યાકરણ રચવા વિનતી કરી. આ. હેમચંદ્રની સૂચનાથી પં. ઉત્સાહદ્વારા કાશ્મીરથી વ્યાકરણો મગાવવામાં આવ્યાં. અને રાજાનું નામ અમર રાખવા આ. હેમચંદ્રે એ વ્યાકરણનું "સિદ્ધહૈમશબ્દાનુશાસન" નામ રાખ્યું.

અહીં એટલું સમઝવું આવશ્યક છે: બધા જ ગ્રંથો આ. હેમચંદ્રે સં. ૧૧૯૨ પછી લખ્યા નહિ હોય. બંને દ્વયાશ્રય કાવ્યો, સિદ્ધહૈમ-શબ્દાનુશાસન અને તેની બંને પ્રકારની વૃત્તિઓ એ આ સમય પછીની કૃતિઓ સંભવે છે. બાકીની કૃતિઓ વહેલી પણ કરી હોય.

સિદ્ધરાજના અવસાન પછી કુમારપાલના સમયમાં તો આ. હેમચંદ્રનું માન અત્યંત ઉચ્ચ પ્રકારનું હતું. કુમારપાલને આચાર્ય તરફ પૂર્ણ ભક્તિભાવ હતો. તેમ કુમારપાલે જૈનધર્મને પણ સિદ્ધરાજના સમયની અપેક્ષાએ ખૂબ મહત્ત્વનું સ્થાન પોતાના સમયમાં આપેલું એ નિર્વિવાદ છે. આ. હેમચંદ્રના વિષયમાં કેટલીએ ચમત્કારિક વાતો પ્રબંધાદિમાં મળે છે. એ બધીને લક્ષ્યમાં ન લેતાં યે એક મહાન વિભૂતિ તરીકે આ. હેમચંદ્રનું હિંદના સાહિત્યકીય ઇતિહાસમાં અમેય સ્થાન છે જ.

સં. ૧૨૨૯માં દેહાવસાનપૂર્વે એમણે અનેક ગ્રંથો રચી સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશને સમૃદ્ધ કરેલ છે. એમનો ધાર્મિક સમભાવ પણ આશ્ચર્ય ઉપજાવે તેવો છે. એમના સાહિત્યકીય ગ્રંથોમાં તે ડગલે પગલે જણાય છે.

ગૂજરાતી ભાષાની દૃષ્ટિએ, ગૂજરાતના ઇતિહાસની દૃષ્ટિએ આ. હેમચંદ્ર સં. પ્રા. દ્વયાશ્રય, છંદોનુશાસન અને પ્રાકૃત વ્યાકરણથી આપણી સમક્ષ વિદ્યમાન છે. ચૌલુક્યોનો કુમારપાલ સુધીનો સિલસિલાબંધ ઇતિહાસ જેમ દ્વયાશ્રયે સાંચવી રાખ્યો છે, તે રીતે હિંદની ઘણીખરી

અર્વાચીન બોલીઓની માતા "અપભ્રંશ ભાષા"ના મૂલભૂત સ્વરૂપને છંદોનુશાસન અને પ્રાકૃત વ્યાકરણદ્વારા સાંચવી રાખ્યું છે.

આ. હેમચંદ્રનો "અપભ્રંશ" તત્કાલીન બીજા અપભ્રંશોનાં લક્ષણોમાંનાં ગૂજરાત દેશમાં વ્યાપક લક્ષણોને સાંચવી રાખવા સાથે પોતાના દેશના અપભ્રંશના સ્વરૂપને રજૂ કરે છે. આ. હેમચંદ્રે બાંધેલા અપભ્રંશમાં "શૌરસેની"નાં બેએક લક્ષણો આવતાં હોવાથી કેટલાક વિદ્વાનો તેને "શૌરસેન અપભ્રંશ" કહેવા લલચાય છે, તે વસ્તુ આ પૂર્વે સૂચવવામાં આવી છે. અહીં હવે એ વિષયમાં કાંઈક ચર્ચા કરવામાં આવે તો તે ઉપકારક થઈ પડશે, એમ ધારી તે અહીં આપવા પ્રયત્ન કરવામાં આવે છે.

આ. હેમચંદ્રે બતાવેલી શૌરસેની ભાષાની મહારાષ્ટ્રી-પ્રાકૃતથી વિલક્ષણતા આટલી છેઃ

૧. સંસ્કૃત ભાષામાંના અનાદિ त નો द અને थ નો વિકલ્પે ध. પ્રાકૃતમાં તેવો त લોપાય છે અને તેવા थનો ह થાય છે. સં. कृतं= પ્રા. किअं, શૌ. किदं; तथा=પ્રા. तहा, શૌ. तधा-तहा (જુઓ સિ. હૈ. ૪-૨૬૦, ૬૧, ૬૨, ૬૭, ૬૮, ૭૩, ૭૪, ૭૬)

૨. સંસ્કૃતમાંના र्यને સ્થાને વિકલ્પે य्य. સં. आर्यपुत्र=પ્રા. अज्जउत्त, શૌ. अय्यउत्त-अज्जउत्त (જુઓ એજન ૨૬૬).

૩. भू ધાતુનો भ વિકલ્પે કાયમ રહે છે. સં. भवति=પ્રા. होइ, શૌ. भोदि, होदि, भुवदि, हुवदि, भवदि, हवदि. (જુઓ એજન ૨૬૯)

૪. આમંત્રણમાં इन्नन्त શબ્દોમાં વિકલ્પે ननो आ; જેમકે સં. कञ्चुकिन् નું कञ्चुइआ-कञ्चुइ; अन्नन्तना न्ને સ્થાને વિકલ્પે મકાર; જેમકે સં. राजन् નું रायं કે राय; भवत् અને भगवत्ના પ્રથમા વિભક્તિના न्નો મકાર; જેમકે સં. भवान्-भगवान् નું भवं-भगवं. (જુઓ એજન ૨૬૩-૬૪-૬૫)

૫. पूर्व શબ્દનો વિકલ્પે पुरव; જેમકે अपुरवं કે अपुव्वं. (જુઓ એજન ૨૭૦)

૬. સંબંધક ભૂતકૃદંતના त्वा પ્રત્યયને સ્થાને પ્રાકૃતના પ્રત્યયો ઉપરાંત इय[1] અને दूण પ્રત્યય પણ; જેમકે સં. भूत्वा, શૌ. भविय, भोदूण, हविय, होदूण, ઉપરાંત भोत्ता વગેરે. (જુઓ એજન, ૨૭૧). વધારામાં कृ અને गम्‌ને વિકલ્પે अडुअ પ્રત્યય; સં. कृत्वा–गत्वाનું શૌ. कडुअ, गडुअ, ચાલુ करिय–करिदूण, गच्छिय–गच्छिदूण પણ (જુઓ ૨૭૨).

૭. ભવિષ્યકાળમાં स्यને સ્થાને ચોક્કસ स्सि થાય છે. સં. भविष्यति= શૌ. भविस्सिदि, જ્યારે પ્રા. होहइ, होस्सइ, होहिइ (જુઓ એજન ૨૭૩).

૮. इदानीम्, तस्मात्, एव, ननुને સ્થાને दाणिं, ता, य्येव, અને णं. (જુઓ એજન ૨૭૭, ૭૮, ૮૦, ૮૩)

આટલાં રૂપો શૌરસેનીમાં વિશેષતાનાં સમર્પક છે. અપભ્રંશમાં આ રૂપો જ માત્ર વપરાતાં હોય તો તેને "શૌરસેન અપભ્રંશ" કહેવામાં બાધ ન હોય. ડૉ. ગુણેએ એક પ્રશ્ન રજૂ કર્યો છે કે તેના જ સમય લગભગનો નમી સાધુ અપભ્રંશના ભેદ આપે છે અને આ. હેમચંદ્ર એક પણ ભેદ કેમ નથી નોંધતા ?[2] તેમણે આ વિષયમાં વિચાર કરી પછી એવો અભિપ્રાય વ્યક્ત કર્યો છે કે આ. હેમચંદ્ર પોતાનાં સૂત્રોમાં ઓછામાં ઓછા બે અપભ્રંશભેદ નોંધે છે; જેવાકે:

૧. સિ. હે. ૮–૪–૩૨૯માં तणु અને सुकिउ સાથોસાથ तृणु અને सुकृदु; ૩૪૧ અને ૩૯૪મા સૂત્રનાં ઉદાહરણોમાં गृहंति અને गृण्हेप्पिणु, જ્યાં ૩૯૪મા સૂત્રમાં જ શાસન गृण्ह વિશે નોંધ્યું છે, અને ૩૭૦મામાં क्रदन्तहो.

૨. સ્વરસંયુક્ત અનાદિ क–ख–त–थ–प–फના પ્રાકૃતપ્રક્રિયાની વિરુદ્ધ ग–घ–द–ध–ब–भ થવાની પ્રક્રિયા; જેવાં કે विच्छोहगरु (સં. विक्षोभकरः), सुघ (સં. सुख), कधिदु (સં. कथितम्), सवधु (સં. शपथः) અને सभलउ (સં. सफलम्). આની સાથે સરખાવો: શૌરસેનીના સૂ. ૨૬૭માંનાં नाधो (સં. नाथः) અને कधं (સં. कथम्).

૧. પ્રાકૃતમાં अ પ્રત્યય છે. (સિ. હૈ. ૮–૨–૧૪૬). अ પૂર્વે इ લાગે છે: भमिअ, रमिअ. તે જ રૂપ यश्रुतિથી આ છે. એમ इय પ્રાકૃતની જ માલેકીનો છે.

૨. ભવિસ્સત્તકહા: અં. પ્રસ્તા., પૃ. ૬૪

૩. અનાદિ મકારને સ્થાને સાનુનાસિક वँ; कवँलु (સં. कमलम्), भवँरु (સં. भ्रमरः). (જુઓ એજન ૩૯૭).

૪. સંયુક્તાક્ષરમાંના બીજા રકારને રાખી મૂકવામાં આવે છે (આ વૈકલ્પિક છે); प्रियेण (સં. તત્સમ જ રૂપ છે), (જુઓ એજન ૩૯૮); प्रस्सदि (સં. पश्यति), (જુઓ એજન ૩૯૩); ध्रुवु (સં. ध्रुवम्), (જુઓ ૪૧૮); द्रेहि (સં. दृष्टिः), (જુઓ ૪૨૩); ध्रु, त्रं (સં. यद्–तद्), (જુઓ ૩૬૦); द्रम्मु–द्रवक्कु (સં. द्रम्म અને બીજો દેશ્ય શબ્દ), (જુઓ ૪૨૨); प्रयावदी (સં. प्रजापतिः), (જુઓ ૪૦૪) વગેરે (અનેક શબ્દો રકારવાળા મળે છે).

૫. વર્તમાનકાળ ૧લા પુરુષ એકવચન અને બહુવચનનાં उं અને हुंવાળાં વૈકલ્પિક રૂપો; कड्ढउं, कड्ढामि (સં. कर्षामि) તેમજ लहहुं અને लहिमु (સં. लभामहे), (જુઓ ૩૮૫–૬).

૬. વર્તમાન ત્રીજાપુરુષ એકવચનમાં दिવાળાં અને हिंવાળાં રૂપો વિકલ્પે, प्रस्सदि (શૌરસેનીરૂપ, સં. पश्यति–[સાથે प्रस्सइ પણ]), (જુઓ ૩૯૩); घरहिं, करहिं (સં. घरन्ति, कुर्वन्ति, [સાથોસાથ घरन्ति, करन्ति પણ]) (જુઓ ૩૮૨).

૭. આજ્ઞાર્થ બીજાપુરુષ એકવચનમાં इ, उ અને एવાળાં રૂપો. सुमरि (સં. स्मर), करु (સં. कुरु), करे (સં. कुरु), (ત્રણે માટે જુઓ ૩૮૭મું સૂત્ર). (આ ઉપરાંત हि તો ખરો જ; सुमरहि (સં. स्मर) વગેરે.)

૮. ભવિષ્યકાળમાં हने બદલે सનો પણ નિવેશ (શૌરસેનીના લક્ષણ જેવું); होसइ (સં. भविष्यति). (જુઓ ૩૮૮) होहिइ (પણ ખરું).

૯. કર્મણિપ્રયોગનાં વર્તમાનકાળમાં વૈકલ્પિક રૂપો, कीसु (અને किज्जउं પણ), (જુઓ ૩૮૯).

૧૦. जामहिं, तामहिं, વગેરે રૂપો (જુઓ ૪૦૬).

આમ વૈકલ્પિક રૂપો મળતાં હોવાથી ડૉ. ગુણે અભિપ્રાય દર્શાવે છે કેઃ—

"Thus side by side with Maharastra (?) Apabhramsa, he may be said to be treating partially of Saurasena Apabhramsa."[૧]

ઉપર શૌરસેનીનાં લક્ષણો આપ્યાં છે, તેની સાથે સરખાવતાં આ પાછળ આપેલાં વૈકલ્પિક રૂપોમાં ખુદ ડૉ. ગુણે ઉપર બતાવે છે તેમ—

૧. त–थનો વૈકલ્પિક द–ध, જેમાં શૌરસેનીમાં પણ थનો તો ફરી વિકલ્પે જ ध થાય છે,

૨. ભવિષ્યકાળમાં स અવશિષ્ટ રહ્યો છે તે,

૩. (સંબંધક ભૂતકૃદંતમાં પ્રાકૃતોત્થ इय પ્રત્યય.)[૨]

એ સિવાય णं સં. ननु જેવાં કોઈ કોઇ રૂપો. (આ णं માગધીમાં પણ પ્રયોજાય છે, એટલે શૌરસેનીની માલીકીનું જ નથી.)

હવે જો નિષ્પક્ષપાત દૃષ્ટિએ વિચાર કરવામાં આવે તો આમાંથી એ સ્પષ્ટ થશે કે શૌરસેનીની સ્વતંત્ર ભાસતી એવી માત્ર ત્રણ પ્રક્રિયા,[૩] અને તેમાંની तના दવાલી એક માત્ર વિકલ્પે જ અપભ્રંશમાં પ્રચલિત છે. બીજી બેઃ સંબંધક ભૂતકૃદંતનો इय અપભ્રંશમાં વિકલ્પે इउરૂપે આવ્યો છે; આ પ્રત્યય इउ પછી ई થઇ છેક આજે પણ ગૂજરાતીમાં સચવાયો છે; અને ભવિષ્યકાળનો स પ્રત્યય છે,[૪] જે પણ આજે તાલવ્યતા પામી આપણે ત્યાં ઊતરી આવ્યો છે. પ્રાકૃતને મળતી આ બે પ્રક્રિયા આ. હેમચંદ્રના અપભ્રંશમાં શૌરસેની જેવી છે; જ્યારે બાકીની અનેકાનેક

---

૧. એજન પૃ. ૬૪

૨. આ વિષયમાં ડૉ. ગુણેએ મૌન સેવ્યું છે. તે મારા તરફથી અત્રે ઉમેરવામાં આવે છે. માર્કંડેયે પ્રાકૃતસર્વસ્વમાં "આભીરી"ના લક્ષણમાં त्वा પ્રત્યયને સ્થાને इअ નોંધ્યો છે. (જુઓ. ૧૫–૧૦)

૩. શૌરસેનીની બધી જ વિશેષતા માગધીમાં વૈકલ્પિક હોવાનું આ. હેમચંદ્રે કહ્યું છે (જુઓ સિ. હૈ. ૮–૪–૩૯૨).

૪. પરામાત્મપ્રકાશમાં होसइ રૂપ વપરાયેલું છે. (જુઓ ૨–૧૩૦, ૧૬૮ વગેરે) એટલે એને પણ શૌરસેનીની જ વિશિષ્ટતા માનવા કારણ ન રહેવું જોઇયે. ભવિસ્સત્તકહામાં કેટલેયે સ્થળે આ રૂપ પ્રયોજાયેલ છે (જુઓ. અં. પ્ર. પૃ. ૨૫).

પ્રક્રિયા મહારાષ્ટ્રી પ્રાકૃતની જ છે. ઉપર મહારાષ્ટ્રીમાં નથી, એવી ડૉ. ગુણેએ બતાવેલી ૧૦ પ્રક્રિયામાં શુદ્ધ શૌરસેનીની બે ૧લી અને ૮ મીને બાદ કરતાં બાકીની આઠ પ્રક્રિયા આ. હેમચંદ્રના અપભ્રંશમાં વૈકલ્પિક સ્વરૂપે દેખા દે છે. એ આઠે પ્રક્રિયાઓમાંની નીચેની પાંચ જેને આપણે શુદ્ધ મહારાષ્ટ્રી અપભ્રંશનાં કહી શકિયે તેવાં પરમાત્મ-પ્રકાશ, યોગસાર, ભવિસ્સત્તકહા, પાહુડદોહા, સાવયધમ્મદોહા, કરકંડુચરિઉ વગેરે કાવ્યોમાં ખાસ દેખા નથી દેતી:

૧. ऋકારને સાચવી રાખતાં રૂપો;

૨. क–ख–त–थ–प–फ ને સ્થાને ग–घ–द–ध–ब–भ થયા હોય તેવાં રૂપો;

૩. સંયુક્તાક્ષરના બીજા વર્ણ તરીકે રકારનું રહેવાપણું તેમ જ ન હોય ત્યાં પણ રકારનું ઉમેરાવું;

૪. વર્તમાન ૧લા પુરુષમાં हु–हुंનો પ્રયોગ;

૫. કર્મણિનાં कीसु વગેરે જાતનાં રૂપો.[1]

त નો द થવાનાં ક્રિયાપદનાં રૂપોને અહીં જુદી ગણતરીમાં નથી લીધાં; સબબ કે ૧માં જ તેનો સમાવેશ છે.

આ રૂપો આ. હેમચંદ્રના અપભ્રંશમાં કયાંથી આવ્યાં ? આ પ્રશ્નનો જવાબ જ આપણને આ. હેમચંદ્રનો અપભ્રંશ કયો હોઇ શકે, તેનો ખ્યાલ આપે તેમ છે.

મહારાષ્ટ્રી પ્રાકૃત તો ભાષા–વિભાષાઓમાં સર્વત્ર ઓતપ્રોત પડ્યું છે. શૌરસેની ઉપરનાં કારણે અસર ઉપજાવી નથી શકતી; એટલે જ એ કોઈ સ્થાનિક ફેરફારો જ આ. હેમચંદ્રના અપભ્રંશમાં કામ કરતા હશે, એમ માનવામાં બાધ નથી.

---

૧. આમાં અપભ્રંશના यद्–तद्‌ને સ્થાને ध्रुं–त्रं વગેરે અને तुज्ज ને સ્થાને तुघ्र વગેરેમાં વૈકલ્પિક રૂપો પણ ઉમેરી શકાય. આ આ. હેમચંદ્રના અપભ્રંશની વિશેષતા છે. तुज्झनું વૈકલ્પિક એક રૂપ तुद्ध ભવિસ્સત્તકહામાં મળે પણ છે. ( જુઓ એજન, પ્રસ્તા. પૃ. ૨૨ )

[ નોંધઃ—આ આખા ઝઘડાના મૂળમાં માર્કંડેયનું વિધાન પણ નડતરરૂપ જણાય છે. એણે "નાગર અપભ્રંશ"ની વ્યાખ્યા આપતાં નીચેનું વિધાન કર્યું છેઃ

"नागरं तु महाराष्ट्रीशौरसेन्योः प्रतिष्ठितम् ।

केचिन्महाराष्ट्रयां केचिच्छौरसेन्यामुक्ता विधयो यथादर्शनं प्राह्या इत्यर्थः ।[1]

નાગર અપભ્રંશ મહારાષ્ટ્રી અને શૌરસેનીમાં રહેલો છે (એટલે કે) કેટલાક ફેરફાર મહારાષ્ટ્રીમાંના અને કેટલાક શૌરસેનીના શાસ્ત્ર મુજબ સ્વીકારવા.[2] (જુઓ ૧૭–૨)"

આ પછી માર્કંડેયે પ્રાયઃ આ. હેમચંદ્રને અનુસરીને જ અન્યાન્ય વિકારો નોંધ્યા છે, જેમાં ऋ, અને रનો પ્રક્ષેપ એ બંને પણ આપવામાં આવેલ છે.

માર્કંડેયે ટાક્કી નામક વિભાષા આપી છે. એને માટે જે વિધાનો કર્યા છેઃ तुज्ज (સં. त्वम्=તું), अम्मि (સં. अहम्–હું ને સ્થાને વિકલ્પે), जिध–तिध (સં. यथा–तथाने સ્થાને વિકલ્પે), એ ત્રણ સિવાયનાં બીજાં પદાંતે વિકલ્પે उકાર, ત્રીજી વિભક્તિ એકવચનમાં ए પ્રત્યય, પાંચમી બહુવચનમાં વિકલ્પે हं–हु પ્રત્યય, છઠ્ઠીમાં પણ વિકલ્પે हं–हु પ્રત્યય અને ममને સ્થાને સાનુનાસિક महुंનો વૈકલ્પિક પ્રયોગ, આ કોઈ અપભ્રંશથી જુદી વસ્તુ નથી. એ વસ્તુ માર્કંડેયના ખ્યાલ બહાર પણ નથી. એટલે જ તેણે કહ્યું છે કેઃ

"हरिश्चन्द्रस्त्विमां भाषामपभ्रंश इतीच्छति ।

હરિશ્ચંદ્ર નામનો વૈયાકરણ આને અપભ્રંશ જ ગણે છે."

આ નામ હરિશ્ચન્દ્ર છે કે હેમચંદ્ર છે, તે નક્કી કરવું મુશ્કેલ છે. સંભવ છે કે આ. હેમચંદ્રે અપભ્રંશમાંથી ઉપરના વિધાનવાળી "ટાક્કી"

૧. જુઓ પ્રા. સ. ૧૯મો પાદ.

૨. સરખાવો સિ. હૈ. ૮–૪–૩૨૯ ની વૃત્તિમાંનું આ. હેમચંદ્રનું વિધાન.

વિભાષાને જુદી ન પાડી હોવાથી માર્કંડેય "હેમચંદ્ર" નામ આપતો હોય, જેનો પાઠ ભ્રષ્ટ થતાં કોઇએ "હરિશ્ચંદ્ર" કરી નાખ્યું હોય.]

ઉપર આપણે જોયું કે શૌરસેનીનો અલ્પ જ અંશ અને સંભવતઃ પ્રાંતીયતા ખાતર આ. હેમચંદ્રના અપભ્રંશમાં પ્રવિષ્ટ છે; એટલાથી આ. હેમચંદ્રનો સમગ્ર અપભ્રંશ "શૌરસેન અપભ્રંશ" ન હોઇ શકે. આ. હેમચંદ્રના અપભ્રંશને માર્કંડેયની પરિભાષા પ્રમાણે "નાગર" એકવાર કહિયે તોપણ તેથી કોઇ અર્થ નથી સરતો. સાથે ડો. ગુણે જેવા વિદ્વાનો આ. હેમચંદ્રમાં કોઇ પ્રાંતીયતાના અંશ જુએ જ છે;[1] એટલે એવી પ્રાંતીયતા ઇષ્ટ હોય તો તે વિશેષતઃ આ. હેમચંદ્રના પ્રદેશની જ હોઈ શકે, જે "ગૌર્જર" સિવાય ન જ હોઇ શકે. માર્કંડેયે "ગૌર્જરી"નું લક્ષણ આપતાં "**संस्कृताढ्या च गौर्जरी**–સંસ્કૃત શબ્દોથી સમૃદ્ધ ગૌર્જરી" એવું વિધાન કર્યું છે.[2] આ. હેમચંદ્રના અપભ્રંશમાં સંસ્કૃતાઢ્યતા નથી એમ કહી શકાય તેમ નથી; ખુદ તેમણે જ **शौरसेनीवत्** કહી, **शेषं संस्कृतवत् सिद्धम्** । કહ્યું છે. એકલા અપભ્રંશમાં જ નહિ, પણ બધી પ્રાકૃત ભાષાઓમાં સંસ્કૃતાઢ્યતા તેમને ઇષ્ટ છે. પ્રાકૃત દ્વયાશ્રય કાવ્ય જોવાથી આપણે આવો અભિપ્રાય વિના સંકોચ બાંધી શકિયે છિયે.

"ગૌર્જર અપભ્રંશ"ને પકડવાની સરળતા થાય, એ ખાતર અહીં નામ, ક્રિયાપદ, કૃદંતો વગેરેનાં રૂપાખ્યાનો આ. હેમચંદ્રના મત મુજબ પ્રાપ્ત થતાં આપવાનો પ્રયત્ન કરવામાં આવે છે, જે અભ્યાસીઓને ઉપયોગી થઈ પડશેઃ

**નામઃ**

અકારાન્ત નરજાતિઃ **સામલ** (સં. श्यामल)

| વિભક્તિ | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧લી–૨જી | સામલ, સામલા સામલુ,[3] સામલો | સામલ, સામલા |

૧. જુઓ. ભ. દ. ક. અં. પ્રસ્તા. પૃ.

૨. પ્રા. સ. ૧૮–૧૨

૩. સ્વાર્થે क આવતાં અપભ્રંશના પ્રત્યય જુદા રહે તેવાં, વિભક્તિઓ પરત્વે "સામલઉ," "સામલઇ" વગેરે રૂપો થાય.

| | | |
|---|---|---|
| ૩જી | સામલે, સામલેં, સામલેણ–લિણ | સામલહિં,સામલેહિં |
| ૪થી–છઠ્ઠી | સામલ, સામલસુ–સ્સુ, સામલહો | સામલ, સામલહં[1] |
| ૫મી | સામલહે, સામલહુ | સામલહું |
| ૭મી | સામલે, સામલિ | સામલહિં |
| સંબોધન | સામલ, સામલા, સામલુ, સામલો | સામલ, સામલો, સામલહો |

અકારાંત નાન્યતર જાતિ: કવઁલ ( સં. कमल )

| | | |
|---|---|---|
| ૧લી–બીજી | કવઁલ, કવઁલા, કવઁલુ[2] | કવઁલઇં, કવઁલાઇં |

બાકીનાં ઉપર પ્રમાણે

ઇકારાંત નરજાતિ: ગિરિ ( સં. )

| | | |
|---|---|---|
| ૧લી–૨જી | ગિરી, ગિરી | ગિરિ, ગિરી |
| ૩જી | ગિરિએં, ગિરિણ, ગિરિં | ગિરિહિં[3] |
| ૪થી–૬ઠ્ઠી | ગિરિ | ગિરિ, ગિરિહિં, ગિરિહું |
| ૫મી | ગિરિહે | ગિરિહું |
| ૭મી | ગિરિહિ | ગિરિહિં |
| સંબો૦ | ગિરિ, ગિરી, | ગિરિ, ગિરી, ગિરિહો |

ઉકારાંત નરજાતિ: ઉપર પ્રમાણે જ.

ઇકારાંત નાન્યતરજાતિ : વારિ ( સં. )

| | | |
|---|---|---|
| ૧લી–૨જી | વારિ, વારી | વારિ, વારી, વારિઇં, વારીઇં |

બાકીનાં ઉપર પ્રમાણે.

ઉકારાંત નાન્યતર જાતિનાં પણ ઉપર પ્રમાણે.

આકારાંત નારીજાતિ : સાલા ( સં. शाला )

| | | |
|---|---|---|
| ૧ લી–૨જી | સાલ, સાલા | સાલાઉ, સાલાઓ |
| ૩ જી | સાલએ | સાલહિં |

૧. સામાન્ય રીતે હ્રસ્વના દીર્ઘ અને દીર્ઘના હ્રસ્વ થતા હોવાથી "સામલાહં" જેવાં પણ રૂપો બધી વિભક્તિઓમાં સંભવી શકે છે.

૨. સ્વાર્થે क આવતાં "કવઁલઉં", "કવઁલઇ", વગેરે રૂપો પણ.

૩. દીર્ઘતા પણ ઇષ્ટ; એટલે કે "ગિરીહિં" વગેરે પણ થઈ શકે.

| | | |
|---|---|---|
| ૪ થી-૫ મી-૬ ઠ્ઠી | સાલહે | સાલહુ |
| ૭ મી | સાલહિ | સાલહિં |
| સંબોધન | સાલ, સાલા | સાલ, સાલા, સાલહો, સાલાહો |

ઇ-ઈ-ઉ-ઊકારાંત નારીજાતિનાં નામો ઉપર મુજબ.

## સર્વનામ:

| | યુષ્મદ્ | | અસ્મદ્ | |
|---|---|---|---|---|
| વિ૦ | એ. વ. | બ. વ. | એ. વ. | બ. વ. |
| ૧ લી | તુહું | તુમ્હે, તુમ્હઇં | હઉં | અમ્હે, અમ્હઇં |
| ૨ જી | પઇં, તઇં | ,, ,, | મઇં | ,, ,, |
| ૩ જી | ,, ,, | તુમ્હેહિં | ,, | અમ્હેહિં |
| ૪ થી-૫ મી-૬ ઠ્ઠી | તઉ, તુજ્ઝ, તુધ્ર[1] | તુમ્હહં[1] | મહુ, મજ્ઝુ[1] | અમ્હહં[1] |
| ૭ મી | પઇં, તઇં | તુમ્હાસુ | મઇં | અમ્હાસુ |

અકારાંત સર્વનામોને પાંચમી વિભક્તિ એકવચનમાં સવ્વહાં, જહાં, તહાં, કહાં વગેરે રૂપો થાય; જેમાં કહાં ને સ્થાને કિહે પણ રૂપ થાય.

સાતમી વિભક્તિમાં એકવચનમાં સવ્વહિં, જહિં, તહિં, કહિં વગેરે.

પાંચમી-છઠ્ઠી વિભક્તિમાં યદ્, તદ્ ને કિમ્ ને જાસુ, તાસુ, કાસુ, રૂપ પણ ચાલુ રૂપ ઉપરાંત થાય. પણ નારીજાતિમાં ત્યાં જહે, તહે, કહે એવાં રૂપો પણ ચાલુ રૂપ ઉપરાંત થાય.

યદ્-તદ્ ને ૧ લી-૨ જી વિભક્તિમાં વિકલ્પે ધ્રું-ત્રં રૂપ થાય. બાકી જુ-જા, સુ-સો થાય.

એતદ્ ની એહ પ્રકૃતિ, ઇદમ્ ની આય પ્રકૃતિ થાય છે; જ્યારે સર્વની સાહ, કિમનું કાઇ-કવણ ૧ લી વિભક્તિમાં થાય છે.

## ક્રિયાપદ:

### વર્તમાનકાળ-કર્તરિ

| પુરુષ | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧ લો | કરઉં[2] | કરહું |

૧. "તહાર, તમ્હાર, મહાર, અમ્હાર" રૂપો પણ પ્રચલિત છે.

૨. વૈકલ્પિક પ્રાકૃત ભાષાનાં રૂપો સાથે સાથે બધામાં થાય. ત્રીજા પુરુષ એકવચનમાં શૌરસેની જેવું "કરદિ" રૂપ પણ થઇ શકે.

| | | |
|---|---|---|
| ૨ જો | કરહિ | કરહુ |
| ૩ જો | ( કરઇ, કરેઇ ) | કરહિં |

### વર્તમાનકાળ-કર્મણિ

| | | |
|---|---|---|
| ૧ લો | કરિજ્જઉં, કિજ્જઉં | કરિજ્જહું, કિજ્જહું |
| ૨ જો | કરિજ્જહિ, કિજ્જહિ | કરિજ્જહુ, કિજ્જહુ |
| ૩ જો | કરિજ્જઇ, કિજ્જઇ (કરિઅઇ-કરિયઇ) કરીઅઇ-કરીયઇ) | કરિજ્જહિં, કિજ્જહિં |

### આજ્ઞાર્થ-કર્તરિ

| | | |
|---|---|---|
| ૨ જો | કરિ, કરુ, કરે, ( કરહિ ) | કરહુ |
| ૩ જો | (કરઉ) | ... |

### ભવિષ્યકાળ-કર્તરિ

| | | |
|---|---|---|
| ૧ લો | કરિસઉં, કરિહઉં | કરિસહું, કરિહહું |
| ૨ જો | કરિસહિ, કરિહહિ | કરિસહુ-કરિહહુ |
| ૩ જો | કરિસઇ-કરિહઇ | કરિસહિં-કરિહહિં |

### કૃદંતઃ

વર્તમાન કૃદંત-પ્રત્યયઃ **અન્ત**, કરંત, પઇસંત વગેરે. રૂપાખ્યાન **અ**કારાંત નામ જેવાં. નારીજાતિમાં ઈ લાગે.

ભૂત કૃદંત-પ્રત્યયઃ **અ-ય**, કિય, ગય, દિણ્ણ ('દા'નું અનિયમિત). રૂપાખ્યાન **અ**કારાંત નામ જેવાં.

વિધ્યર્થ કૃદંત-પ્રત્યયઃ **ઇએવ્વઉં, એવ્વઉં, એવા**, કરિએવ્વઉં, કરેવ્વઉં, કરેવા.

હેત્વર્થ કૃદંત-પ્રત્યયઃ **એવં, અણ, અણહં, અણહિં, એપ્પિ, એપ્પિણુ એવિ, એવિણુ**, કરેવં, કરણ, કરણહં, કરણહિં, કરેપ્પિ, કરેપ્પિણુ, કરેવિ, કરેવિણુ.

સંબંધક ભૂત કૃદંત-પ્રત્યયઃ **ઇ, ઇઉ, ઇવિ, અવિ, એપ્પિ, એપ્પિણુ, એવિ, એવિણુ**, કરિ, કરિઉ, કરિવિ, કરવિ, કરેપ્પિ, કરેપ્પિણુ, કરેવિ, કરેવિણુ.

કર્તૃવાચક કૃદંત-પ્રત્યયઃ **અણઅ**, મારણઉ (=મારનાર).

હેમયુગથી "ગૌર્જર અપભ્રંશ"ની દ્વિતીય ભૂમિકાનો આરંભ થાય છે. આ. હેમચંદ્રના સમયમાં અપભ્રંશ એના જુદા જુદા પ્રાંતીય સૂક્ષ્મભેદો સાથે આખા હિંદુસ્તાનમાં સામાન્યવ્યવહારની ભાષા તરીકે સ્વીકારાયેલો હતો. આ જ યુગથી પ્રાંતીય ભેદો વધુ રૂઢ થવા લાગ્યા હતા. તેવું જ એક સ્વરૂપ આ. હેમચંદ્રે આપણને સોંપ્યું છે. આ. હેમચંદ્રે તેમના સમયના મારવાડ, માળવા સહિતના ગૂજરાતમાં સાહિત્યની ભાષા તરીકે સ્વીકારાયેલા વિશિષ્ટ અપભ્રંશનું લક્ષણ જળવાઈ રહે તે માટે પ્રાકૃત દ્વયાશ્રય કાવ્યમાં ઉદાહરણો પણ રચી દાખલ કર્યાં છે. દેશમાંના લોકસાહિત્યની વાનગી સંમૃદ્ધ સ્વરૂપમાં તેમના વ્યાકરણમાં ઉદાહૃત પદ્યોમાં આપણને મળી છે. એ ઉદાહરણોની ભાષા સાથે જ ભાષાસ્વરૂપ વધુ સુકોમળ બનતું જતું, જેમ આ બાજૂ આવતા જઇયે છિયે, તેમ આપણે મેળવતા થઇયે છિયે.

આ. હેમચંદ્રે એમની અપભ્રંશ કવિતા દ્વારા આપણને એમની કવિત્વશક્તિનો પણ પરિચય આપ્યો છે. તેમના સમયમાં જૈનાચાર્યો કોઈ પણ એક ધાર્મિક વિષય કે ધર્મપુરુષને લઈ લોકભોગ્ય કાવ્યો લોકભાષામાં રચતા હતા, રચ્યે જતા હતા, પૂર્વે પણ એ જ પ્રકારે રચના થઇ હતી; પણ આ. હેમચંદ્રે દ્વયાશ્રયમાં નવી પ્રણાલી દાખલ કરી: તેમાં ઐતિહાસિક તત્ત્વ અપનાવ્યું અને આપણી સમક્ષ એક સદ્ધર અને સારા ઐતિહાસિક કાવ્યને રજૂ કર્યું; અને સાથે સાથે એ એવું કાવ્ય રજૂ કર્યું કે જેમાં સંસ્કૃત કાવ્યશાસ્ત્રના નિયમો સંપૂર્ણ સચવાઇ રહ્યા હોય. જેમાં અપભ્રંશ વિભાગ આવે છે, એ આખો આઠમો સર્ગ શ્રુતદેવી કુમારપાળની પ્રાર્થનાથી ખુશ થઈ તેને જ્ઞાનોપદેશ કરે છે, તે હકીકતને સાંચવે છે. "ગૌર્જર અપભ્રંશ"માં બોલતાં દેવી શરૂઆત કરે છે કે:—

ઉબ્ભિયબાહુ અસારઉ સવ્વુ વિ
સ ભમિ કુ-તિત્થિઅ-પટ્ટે મુહિઆ ।

પરિહરિ તૃણુ જિમ્વઁ સવ્વુ વિ ભવસુહુ
પુત્તા તુહ મઇ એઉ કહિઆ ॥
ગઙ્ગહે જમ્વુઁણહે ભીતરુ મેલ્લઇ
સરસઇ-મજ્ઝિ હંસુ જઇ ઝિલ્લઇ ।
તય સો કેત્થુ વિ રમઇ પહુત્તઉ
જિત્થુ ઠાઇ સો મોક્ખુ નિરુત્તઉ ॥૧

નિષ્કપટ અને સમયાચારનો નિર્દેશ કરતાં કહે છે:

જઇ હિમગિરિહિ ચડેવિણુ નિવડઇ
અહ પયાય-તરુહિ વિ ઇક્કમણુ ।
નિક્કઇઅવેં વિણુ સમયાચારેણ
વિણુ મણ-સુદ્ધિએ લહઇ ન સિવુ જણુ ॥૨

વિષયની નિંદા કરતાં જણાવે છે કે:

વિણસઇ માણુસુ વિસયાસત્તિ
ડજ્ઝઇ તરુ-ગણુ જિમ્વઁ દાવગ્ગિણ ।

---

૧. સરળતા ખાતર સીધો ગૂજરાતી પદ્યાનુવાદ છાયાત્મક જ આપું છું:—
ઊભી બાંહે અસાર સર્વ પણ
મ ભમ કુતીર્થપૃષ્ઠે મુધા ।
પરહર તૃણ જેમ સર્વ વિભવસુખ
પુત્ર, તને મેં એ કહ્યું ॥૧૪॥
ગંગાની જમનાની ભીતર મેલે છે
સરસ્વતી-મધ્યે હંસ જો ઝીલે છે ।
તો તે ક્યાં પણ રમે પહોંચ્યો
જ્યાં ઠામે તે મોક્ષ નક્કી ॥૧૫॥

૨. જો હિમગિરિએ ચઢી પડે છે
અથ પ્રયાગતરુએ પણ એકમના ।
નિષ્કૈતવ, વિણ સમયાચાર,
વિણ મનશુદ્ધિ, લહે ન શિવ જન ॥૨૦॥

વિસુ જિમ્વઁ વિસય પમિલ્લિઙ દૂરેં
અચ્છહુ ચિત્તેં જોઅ—વિલગ્ગેણ્ ॥[1]

કવિ દેવીના મુખમાં આગળ કહેવડાવે છે કે:

તં બોલ્લિઅઇ જુ સચ્ચુ પર ઇયુ ધમ્મક્ખરુ જાણિ ।
ઓહો પરમત્થા એહુ સિવુ એહ સુહરયણહં ખાણિ ॥[2]

તત્કાલીન અપભ્રંશમાં ભાષાની દૃષ્ટિએ કેટલું સારલ્ય આવી ગયું છે, તે નીચેના દોહાથી સમઝાશેઃ

ચંચલ સંપય ધ્રુવુ મરણુ સવ્વુ વિ એમ્વ ભણેઇ ।
મિલિવિ સમાણુ મહામુણિહિં પર સંજમુ ન કરેઇ ॥[3]

છેલ્લે દેવી જાય છે, તે વિશે કહેતાં કવિ લખે છેઃ

ઇઅ સવ્વભાસ-વિનિમય-પરિહિં
પરમ તત્તુ સવ્વુ વિ કહિવિ ।
નિઅ-કણ્ઠ-માલ ઠવિ નૃવ-ઉરસિ
ગઇઅ દેવિ મઙ્ગલુ ભણિવિ ॥[4]

---

૧. વણસે માણસ વિષયાસક્તિએ
દાઝે તરુ-ગણ જેમ દાવાગ્નિએ ।
વિષ જેમ વિષય મેલી દૂર
રહે ચિત્ત યોગ—લગાડયે ॥૨૧॥

૨. તે બોલિયે જે સત્ય પર, આ ધર્માક્ષર જાણ ।
એહ પરમાર્થ, એહ શિવ, એહ સુખરત્નની ખાણ ॥૨૮॥

૩. ચંચલ સંપદ ધ્રુવ મરણ, સર્વ ય એમ ભણે ।
મેળવી સંબંધ મહામુનિઓથી પણ સંયમ ન કરે ॥૬૨॥

૪. ઇ સર્વ ભાષા-વિનિમય-ગીતોએ
પરમ તત્ત્વ સર્વ ય કહી ।
નિજ કંઠમાલ મૂકી નૃપ-ઉરે
ગઈ દેવી મંગલ ભણી ॥

આ. હેમચંદ્રે વ્યાકરણનાં અસલ ઉદાહરણો સાંચવી આ કાવ્ય લખ્યું છે; એમ છતાં પ્રસાદ ગુણ બરોબર ઝાળવી રાખ્યો છે; એક પણ પદ્યનો અર્થ કરવામાં તકલીફ નામે નથી નડતી.

પ્રાકૃત વ્યાકરણમાંના અપભ્રંશ વિભાગમાં પ્રચલિત લોકસાહિત્યમાંથી તેમ એ એ પૂર્વના ગ્રંથોમાંથી મેળવી બધાં અવતરણો આપ્યાં છે. તે સમયે લોકસાહિત્ય કેવા પ્રકારનું હતું તેનો એનાથી ખ્યાલ આવે છે. ઉપર ભોજનાં અવતરણો આપ્યાં, તે જ પ્રકારનાં, જ્ઞાનપર સિવાયનાં મોટા ભાગનાં અપભ્રંશ વિભાગનાં પદ્દો શૃંગારિક છે. એમાંનાં કેટલાંક ઉચ્ચપ્રકારના કાવ્યના નમૂના રજૂ કરે તેવાં છેઃ

રક્ખઇ સા વિસ-હારિણી બે કર ચુમ્બિવિ જીઉ ।
પડિબિમ્બિઅ-મુંજાલુ જલુ જેહિં અહોડિઉ પીઉ ॥
બાહ વિછોડવિ જાહિ તુહું હઉં તેવઁઇ કો દોસુ ।
હિઅય-ટ્ઠિઉ જઇ નીસરહિ જાણઉં મુઞ્જ સ રોસુ ॥[1]

ભોજના કાકા મુંજના વિષયનું કેટલુંક લોકસાહિત્ય પણ તે જમાનામાં વ્યાપક હતું. મુંજ પણ સારો કવિ હતો. તેનાં સંસ્કૃત પદ્યો દશરૂપના ટીકાકાર ધનિકે ટીકામાં નોંધ્યાં છે. મુંજના ચરિત્રને

૧. ગૂજરાતી છાયાઃ—

રાખે તે પણિયારડી તે કર ચૂંબી જીવ ।
પ્રતિબિમ્બ્યું-મુંજાલ જલ અણ-બોળ્યું જે પીધ ॥૪૩૯॥

[મુંજ નામનું ઘાસ, તેમ જ મુંજ નામક રાજા બંને નિર્દિષ્ટ છે. જેમાં મુંજે પ્રતિબિંબ પાડયું છે, તે જલને હાથ લગાડી પનિયારી પોતાનો જીવ રાખે છે, વિરહમાં પણ. વિષ=પાણી.]

બાંહ્ય વછોડી જા તું. થાય તેવે કયો દોષ ય ।
હૈયે રહ્યો જો નીસરે, જાણું મુંજ! તે રોષ ॥૪૩૯॥

[પ્રિયા મુંજને કહે છે કે મારો હાથ તરછોડી તું જા. તેનાથી શું થવાનું? તારો રોષ ત્યારે જ સાચો માનું કે મારા હૃદયમાં તું રહ્યો છે, ત્યાંથી તું નીકળી ચાલ્યો જા].

બતાવતો અપભ્રંશ રાસ પણ એક મળે છે. ઉપરાંત "પ્રબંધચિંતામણિ"માં મુંજચરિત્રવિષયક એક સુંદર પ્રબંધ પણ છે. આ. હેમચંદ્રે ઉપરના બે દોહા મુંજચરિત્રવિષયક લોકસાહિત્યમાંથી મેળવી મૂક્યા જણાય છે.[१]

શૃંગારિક દોહાઓ ઉપરાંત વીરરસોચિત દોહાઓ પણ આ. હેમચંદ્રે આપ્યા છે; જેવા કે:

સંગરસએહિં જુ વણ્ણિઅઇ દેક્ખુ અમ્હારા કન્તુ ।
અઇમત્તહં ચત્તંકુસહં ગય કુંભઇં દારન્તુ ॥
જહિં કપ્પિજ્જઇ સરિણ સરુ, છિજ્જઇ ખગ્ગિણ ખગ્ગ ।
તહિં તેહઇ ભડ-ઘડ-નિવહિ કન્તુ પયાસઇ મગ્ગુ ॥[૨]

આ. હેમચંદ્રે બોધપ્રધાન દોહાઓ પણ આપ્યા છે:

સાયરુ ઉપ્પરિ તણુ ધરઇ, તલિ ઘલ્લઇ રયણાઇં ।
સામિ સુભિચ્ચુવિ પરિહરઇ, સમ્માણેઇ ખલાઇં ॥
દૂરુડ્ડાણેં પડિઉ ખલુ, અપ્પણુ જણુ મારેઇ ।
જિહ ગિરિસિંગહું પડિઅ સિલ અન્નુ વિ ચૂરુ કરેઇ ॥
અમ્હે થોવા રિઉ બહુઅ કાયર એમ્વ ભણન્તિ ।
મુદ્ધિ નિહાલહિ ગયણ-યલુ કઇ જણ જોણ્હ કરન્તિ ॥
જે છડ્ડેવિણુ રયણનિહિ અપ્પઉં તડિ ઘલ્લન્તિ ।
તહં સંખહં વિટ્ટાલુ પરુ ફુક્કિજ્જન્ત ભમન્તિ ॥[૩]

---

૧. મુંજ અને તેની રાણી મૃણાલવતીના વિષયમાં "મુંજ પ્રબંધ"નું કેટલુંક લોકસાહિત્ય મળે છે. (જુઓ પ્ર. ચિં.)

૨. સંગર સોએ જે વર્ણવાય, દેખ અમારો કાંત ।
અભિમત્ત વિણ-અંકુશ ગજનાં કુંભસ્થળ દારંત ॥૩૪૩॥
જ્યાં કપાય શરથી શર, છેદાય ખાંડે ખાંડું ।
ત્યાં તેવે ભડ-સમૂહમાં કાંત પ્રકાશે માર્ગ ॥૩૫૭॥

૩. ગૂજરાતી છાયા:—
સાગર ઉપર તૃણ ધરે, તળે ઘાલે રત્નોને ।
સ્વામી સુભૃત્યુને ય પરહરે, સન્માને ખલોને ॥૩૩૪॥
દૂર ઠેકડે પડ્યો ખલ આપણા જણને મારે ।
જેમ ગિરિશૃંગોથી પડી શિલા અન્યને ય ચૂરો કરે ॥૩૩૭॥

આ. હેમચંદ્રે છંદોનુશાસનના ૫મા–૬ઠ્ઠા–૭મા અધ્યાયમાં મુખ્યત્વે અપભ્રંશ ભાષામાં વપરાતા છંદોનાં લક્ષણ આપતાં પ્રાકૃત-સંસ્કૃત સાથોસાથ પુષ્કળ અપભ્રંશ પદ્યો ઉદાહૃત કર્યાં છે. સ્વરૂપ ઉપરથી એમ માનવા કારણ રહે છે કે મોટા ભાગનાં પદ્યો કદાચ એમની પોતાની જ કૃતિ હશે. એમ હોય તો સ્વતંત્ર સુંદર મુક્તકો આપણે આ રીતે આ. હેમચંદ્રદ્વારા મેળવી શકચા છિયે:

> **સાયરુ** રયણાયરુ **બોલ્લહિં** જં બહુસત્થ
> તં **સચ્ચુ** જિ **જાય** નિસાયરકુત્થુહ જત્થ ।
> જહ **એક્કુ** હૂ**ઓ** સિરિકંઠ**સિરે** "અવયંસુ"
> અવરુ સિરિનાહઉરિ ભૂસણુ ઉ**લ્લસિઅંસુ** ॥[1]

શૃંગારિક પદ્યો પણ અપભ્રંશ ભાષાના સ્વભાવ પ્રમાણે આ ઉદાહરણોમાંથી પણ બાકી નથી. "રાસ"નામક છંદના ઉદાહરણમાં કવિ લખે છે:

> **સુણિવિ વસંતિ** પુરપોઢપુરંધિહિં "**રાસુ**" ।
> **સુમરિ** વિલડહ હૂ**ઓ તક્ખણિ** પહિઉ નિરાસુ ॥[2]

---

અમે થોડા રિપુ બહુ, કાયર એમ ભણે ।
(હે) મુગ્ધા, નિહાળ ગગનતલ, કેટલા જન જ્યોત્સ્ના કરે ॥૩૭૬॥
જે છોડી રત્નનિધિને, આપે તટે ઘાલે (=આવે) ।
તે શંખોનો વટાળ; કેવળ ફૂંકાતા ભમે ॥૪૨૨॥

૧. ગૂજરાતી છાયા:—

સાગર રત્નાકર બોલે જે બહુ સાર્થ
તે સાચ જ જાયા નિશાકર કૌસ્તુભ જ્યાં ।
જેમ એક હુઓ શ્રીકંઠશિરે અવતંસ,
અવર શ્રીનાથ-ઉર-ભૂષણ ઉલ્લસ્યું ॥૫-૪॥

૨. ગૂજરાતી છાયા:—

સુણી વસંતે પુર-પ્રૌઢ-પુરંધ્રીનો રાસ ।
સ્મરે વિલટભ (=મનોજ્ઞ) હુઓ તત્ક્ષણે પથિક નિરાશ ॥૫-૧૫॥

વર્ષાઋતુનું વર્ણન કરતાં કવિ કહે છેઃ

**ગહિરુ ગજ્જઇ** ઘરઇ મયવારિ વિહલંઘુલુ નહુ
કમઇ **દુન્નિવારુ દિસિદિસિ પલોટ્ટઇ** ।
એ "મત્તબાલિય"સરિસુ વિસમચેટ્ઠુ **પાઉસુ** પયટ્ટઇ ॥[1]

ધાર્મિક વિધિનાં પણ પદ્યો મળે છે; જેમકેઃ

**લેહિ વીણ કરિ, ધરિ "રાવણહત્થઉ"**
જિણમજ્જણિ સુરહિં, દિન્નુ સવ્વ **હત્થઉ** ॥[2]

વર્ષાઋતુ કેવી રીતે યુવાનોનાં મન ચંચળ કરે છે, તે બતાવતાં કવિ લખે છેઃ

**વજ્જહિં** ગજ્જિરઘણ મદ્દલ **નચ્ચહિં** નહયલ **અંગણિ**
નવ-ચંચલવિજ્જુલ ।
**બાયહિં** સિહિ ઇહ "સંગીઅઉ" પાઉસલચ્છિહિં કરઇ
**જુઆણહ મણ** આઉલ ॥[3]

આ. હેમચંદ્રે ઉદાહરણોમાં જ છંદનાં નામ પણ સાંચવ્યાં છે. એ પ્રમાણે અહીં અવતંસ, રાસ, મત્તબાલિકા, રાવણહત્થો અને

---

૧. ગૂજરાતી છાયાઃ—
ઘેરો ગાજે, ધરે મદવારિ, વિહ્‌વલાંગ નભ
ક્રમે (=ઓળંગે) દુનિર્વાર સૌ દિશામાં પલોટે છે ।
એ મત્તબાલિકા સરીખો વિષમચેષ્ટાવાળો પાવસ (મેઘ)
પ્રવર્તે છે ॥૫-૧૮॥

૨. ગૂજરાતી છાયાઃ—
લેઇ વીણા કરે, ધરી રાવણહત્થો ।
જિનમજ્જને સુરે દીધો સમો હાર ॥૬-૯॥

૩. ગૂજરાતી છાયાઃ—
વાજે ગર્જિત ઘન મૃદંગ, નાચે નભ-તલ-આંગણે
નવ ચંચલ વીજળી ।
ગાય શિખી (=મોર) અહીં સંગીત, પાવસ-લક્ષ્મીમાં કરે
જુવાનનાં મન આકુલ ॥૭-૪૩॥

સંગીતક છંદ લક્ષ્ય-લક્ષણાત્મક આપ્યા છે. આ પદ્ધતિ પણ આ. હેમચંદ્રથી પ્રચારમાં આવી જણાય છે; કેમકે એ પૂર્વેનો એવો પિંગલ ગ્રંથ પ્રાપ્ય નથી.

આ. હેમચંદ્રે આપેલાં અવતરણોમાં ઉપરનાંમાં મોટા અક્ષરે છપાયેલા શબ્દો આપણને કેટલા નિકટ છે, તે સમઝાશે.

આ. હેમચંદ્રે સ્વકીય અપભ્રંશમાં વિકલ્પોને પુષ્કળ સ્થાન આપ્યું છે. આમાંના કેટલાક વિકલ્પો દેશમાંના પ્રાંતીય ભેદોમાંના પણ હશે. દાખલા તરીકે ત્રીજી વિભક્તિમાં આ. હેમચંદ્ર પ્રત્યયમાં વિકલ્પે સાનુનાસિકતા ઇચ્છે છે: તલિ-તલિં-તલે-તલેં. એ જ રીતે તાદર્થ્યમાં રેસિ-રેસિં, કેર-તણેણ વગેરે અવ્યયો નોંધ્યા છે. આમાંના 'એં' પ્રત્યયનો વિકલ્પ ગૂજરાત—કાઠિયાવાડમાં અનુભવાય છે. 'રેસિ' અવ્યય ગયો, પણ મારવાડીએ એનો અવશેષ છઠ્ઠી વિભક્તિમાં રાખ્યો છે. આપણે "તણ" રહ્યો. આ તો નમૂનો માત્ર છે.

આમ **હેમયુગ** અર્વાચીન ગૂજરાતી ભાષાનાં ભાષાકીય ઘણાંખરાં તત્ત્વો આપણી સમક્ષ રજૂ કરે છે. આથી જ પં. બેચરદાસ જી. દોશી અને સ્વ. દી. બ. કેશવલાલ ધ્રુવ જેવા વિદ્વાનો એ ભાષાને **ઊગતી ગૂજરાતી** કે **પ્રાચીન ગૂજરાતી** કહે છે, તેનું વ્યાજબીપણું સમઝાશે. બાકી ગૂજરાતીઓનું, ભાષા સંસ્કૃતાઢ્ય લખવાનું વલણ ૧૫મી સદીના માર્કંડેયના કથન પ્રમાણે પણ આપણે મેળવિયે છિયે; એટલે વિકૃત રૂપોના ત્યાગ સાથે ભાષા આગળ ધપતી આવી છે.

૧૦. ડૉ. જેકોબીએ જેને પ્રસિદ્ધ કરવાનું માથે લીધેલું, પણ જે કાર્ય પૂર્ણ ન થઈ શકયું તે "નેમિનાહચરિઉ" નામક કાવ્યના રચયિતા સંસ્કૃત-પ્રાકૃતના એક સમર્થ વિદ્વાન હરિભદ્રસૂરિ આ. હેમચંદ્રના પાછલા સમયમાં હયાત હતા. તેમણે પ્રાકૃતમાં ચંદ્રપ્રભસ્વામિચરિત લખ્યું છે,[1] જ્યારે આ અપભ્રંશ કાવ્ય તેમણે સં. ૧૨૧૬માં કુમારપાલના

૧. પાટણ ગ્રંથ ભંડાર, સૂચી. પૃ. ૨૫૨. આ ગ્રંથના અંત ભાગમાં કવિએ ચૌલુક્યો વિશે સારો પ્રકાશ પાડ્યો છે.

રાજ્યકાળમાં અણહિલ્લવાડમાં રહીને જ રચ્યું છે. તેમણે પસંદ કરેલો છંદ પણ રદ્દા યાને વસ્તુ છંદ છે. કાવ્યાંતે કવિએ આ પ્રમાણે કહ્યું છેઃ

કુમરવાલહ નિવહ રજ્જંમિ
અણહિલ્લવાડઇ નયરિ અનાણુસુયણબુહયસંગમિ ।
સોલુત્તર વારસઈ કત્તિયંમિ તેરિસિસમાગમિ ।
અસ્સિણિરિખત્ત સોમદિણિ સુપ્પવિત્તિ લગ્ગંમિ ।
એહુ સમત્થિઉ કહવિ પરિયણસાહજ્જંમિ ॥[1]

ડૉ. જેકોબીએ આ કાવ્યની ભાષાને "ગૌર્જર અપભ્રંશ" કહેલ છે, એ વસ્તુ આ પૂર્વે મારા તરફથી બતાવવામાં આવી છે. (પૃ. ૨૧). ડૉ. વુલ્નર જણાવે છે, તે પ્રમાણે આ કાવ્યની ભાષા આ. હેમચંદ્રના અપભ્રંશથી સહેજ જુદી પડે છે. એ વસ્તુ જોઈ ડૉ. જેકોબીએ એક ભેદ "ગૌર્જર" હરિભદ્રની ભાષામાં અને બીજો ભેદ "ઉત્તર નાગર" ધનપાલની ભવિસત્તકહાની ભાષામાં જોયો છે.[2] ઉપર એક અવતરણ અંત ભાગનું લીધું છે. આરંભના ભાગનું થોડું અહીં ઉતારું છું, જેથી આપણા હાથમાં જે કાંઈ છે, તેટલાથી ભાષા વિશે કાંઈ નક્કી કરી શકાય તેમ હોય તો નક્કી કરિયેઃ

દુહવિપયડિયકરણઆયારુ
દુહદંસિયધમ્મનિહિ દુહનમંતપયવિહવપાવણુ ।
દુહકમણાણંદયરુ દુહસુવન્નરયણપ્પહાવણુ ।
મહ સુહુ વિયરઉ વિમલગુણરાસિજલધિરયણિંદુ ।
પણયસુરાસુરનરનિયરકયથુઇ રિસહ જિણિંદુ ॥૨॥

૧. ગૂજરાતી છાયાઃ—
કુમારપાલ નૃપના રાજ્યમાં
અણહિલ્લવાડે નગરે અનાણુ સુજન બુધ-સંગમે ।
સોળ-ઉત્તર બારસે કાર્તિકમાં· તેરશ-સમાગમે ।
અશ્વિની નક્ષત્ર-સોમદિને સુપવિત્ર લગ્નમાં ।
એહ (કાવ્ય) સમર્થ્યું કહી પરિજન-શાહોદ્યમમાં (?) ॥

૨. Introduction to Prakrit, પૃ. ૭૯

અહ વિસેસિણ નમિરતઇલોય
સિરિવદ્ધમાણપહુહુ પાયપઉમુ પણમેવિ જિણિંદહ ।
તહ બારસ અંગસુયપઢમકઇહિ ગોયમમુણિંદહ ।
તયણુ સુહમ્મસામિમુણિનાહહ ભત્તિ કરેવિ ।
અન્નેસિં પિ મહાકઇહિં પયપઉમઇ સુમ્મરેવિ ॥૨॥
નમિવિ ભત્તિએ ચલણુ
જિણચંદમુણિનાહસીસુત્તિ મહ વિવિહવિમલગુણરયણભૂરિહિ ।
સારયસસિવિમલજસભરિયધરહ સિરિચંદસૂરિહિ ।
મણતણુવયણિહિં અણુદિણુ વિજણિયપુલયપબ્ભારુ ।
અણુસરિઉણ સુયદેવયહ નામમંતુ જયસારુ ॥૩॥[1]

---

૧. આ અવતરણો ઉપયોગી હોવાથી પ્રથમ સં. છાયા આપું છું:—
द्विविधप्रकटितकरणताचारः
द्विधादर्शितधर्मनिधिः द्विधानमत्पदविभवप्रापणः ।
द्विधाक्रमनानन्दकरः द्विधासुवर्णरत्नप्रभावनः ।
मम सुखं वितरतु विमलगुणशशिजलधिरत्नेन्दुः ।
प्रणतसुरासुरनरनिकरकृतस्तुतिः ऋषभजिनेन्द्रः ॥१॥
अथ विशेषेण नतत्रैलोक्यस्य
श्रीवर्धमानप्रभोः पादपद्मं प्रणम्य जिनेन्द्रस्य ।
तथा द्वादशाङ्गश्रुतप्रथमकवेः गौतममुनीन्द्रस्य ।
तदनु सुधर्मस्वामिमुनिनाथस्य भक्तिं कृत्वा ।
अन्येषामपि महाकवीनां पदपद्मानि स्मृत्वा ॥२॥
नत्वा भक्त्या चरणौ
जिनचन्द्रमुनिनाथशिष्य इति मम विविधविमलगुणरत्नभूरेः ।
शारदशशिविमलयशोभरितधरस्य श्रीचन्द्रसूरेः ।
मनस्तनुवचनैः अनुदिनं विजनितपुलकप्राग्भारः ।
अनुसृत्य श्रुतदेवस्य नाममन्त्रं जयसारम् ॥३॥

[ જેણે બે પ્રકારના સંયમાચારને પ્રકટ્યો છે, બે પ્રકારનો ધર્મનિધિ બતાવ્યો છે, નમનારાઓને બે પ્રકારનો વૈભવ આપ્યો છે, બે પ્રકારની ગતિથી

આ અવતરણો જોવાથી સ્પષ્ટ સ્વરૂપે માલૂમ પડશે કે તેમાં આ. હેમચંદ્રે આપેલાં લક્ષણોથી જુદાં પડે એવાં લક્ષણવાળું એક પણ પદ મળતું નથી. કરેવિ, સુમરેવિ, મહુ, સુહુ, નમિવિ, અણુ-સરિઉણ, એ વગેરે શબ્દો શુદ્ધ અપભ્રંશમાં છે; જે માત્ર ગૂજરાત-ના જ નહિ, પણ વ્યાપક અપભ્રંશમાં પણ પ્રાપ્ત થાય છે. બાકીનાં રૂપો પ્રાકૃત તત્સમ મોટે ભાગે છે. આમાં વિકલ્પો નથી દેખાતા, એટલા ઉપરથી આ. હેમચંદ્રથી ભેદ ન મેળવી શકાય. હરિભદ્રસૂરિની ઉપરની ચારે કડી જોતાં એમ નથી લાગતું કે કવિ સમાસબહુલ પ્રૌઢ ભાષા પ્રયોજવાનો શોખ ધરાવતો હોય છે? એવાં કારણે તેને આપણે આ. હેમચંદ્રની સરળતાને ભોગે જુદો અપભ્રંશ ન કહી શકિયે. આ. હેમચંદ્રનું ધોરણ બુદ્ધિપૂર્વક સમગ્ર ગુર્જરભૂમિની વ્યાપક-તાવાળું છે, જ્યારે હરિભદ્રસૂરિનું ધોરણ સાહિત્યની સિદ્ધ ભાષાનાં નિયમિત થઈ ચૂકેલાં જ રૂપોને આડંબર સહિત આપવાના વલણ

---

આનંદ આપ્યો છે, બે પ્રકારનાં સુવર્ણ અને રત્નો જેવો જેમનો પ્રભાવ છે, તે, નિર્મલ ગુણના સમૂહરૂપી મહાસાગરના રત્નરૂપ ચંદ્ર જેવા, અને નમેલા સુર અને અસુર નરના સમૂહે જેમની સ્તુતિ કરી છે તેવા ઋષભ જિનેંદ્ર મને સુખ આપો.

હવે વિશેષે ત્રણે લોક જેમને નમ્યા છે, તેવા જિનેંદ્ર શ્રી વર્ધમાન પ્રભુના પદકમલમાં પ્રણામ કરી, તે પ્રમાણે બાર અંગવાળા શ્રુતગ્રંથોના પ્રથમ કહેનારા ગૌતમ મુનિનાં પદને વંદી, તે પછી મુનિનાથ સુધર્મા સ્વામીની ભક્તિ કરી, બીજા પણ મહાકવિઓનાં ચરણકમલનું સ્મરણ કરી, જિનચંદ્રમુનિ નાથના શિષ્ય એવા, અનેક પ્રકારનાં નિર્મલ પુષ્કળ ગુણરત્નવાળા, શરદના ચંદ્ર જેવા નિર્મલ યશથી જેમણે પૃથ્વીને ભરી દીધી છે, તેવા શ્રીચંદ્રસૂરિનાં ચરણને ભક્તિથી નમસ્કાર કરી, જેને આનંદનાં રોમાંચ ખડાં થયા છે તેવો હું મન તન અને વચનથી હમેશાં શ્રુતદેવના જયશીલ નામમંત્રનું અનુસરણ કરી (આ ગ્રંથરચન કરું છું).]

[જેસલ. ગ્રં. ભં. સૂચી. પૃ. ૨૭-૨૮]

વાળું છે. ધનપાલની ભાષા અને હરિભદ્રસૂરિની ભાષાની તુલના ડૉ. જેકોબીએ કરી જે મત આપ્યો છે, તે ડૉ. ગુણે નીચે મુજબ બતાવે છે, તે પણ મારા મંતવ્યને ઊલટું પુષ્ટ કરે છે:

"Jacobi has compared the language of our poet (Dhanapala) with that of Haribhadra of the Neminahachariu, and thought that it might be more archaic."[૧]

ધનપાલની ભાષા જરા જૂની છે, ત્યારે હરિભદ્રની રૂઢ અને નિયમબદ્ધ છે. એ નિયમબદ્ધતા જ હરિભદ્રની ભાષાને કાંઈક કૃત્રિમ બનાવે છે, જે ઉપરનાં અવતરણોથી સમઝાય તેમ છે. શ્વેતાંબર જૈનોએ હરિભદ્રવાળી ભાષા અપનાવી છે, એમ ડૉ. વુલ્નર કહે છે.[૨] એની પાછળના કારણમાં સ્વાભાવિક અપભ્રંશ ભાષા પૂર્ણ થવા આવી હતી અને તે સાહિત્યની ભાષા તરીકે સ્વીકારાતાં એમાં થતાં લખાણોમાં પ્રૌઢિ અપનાવાવા લાગી હતી, જે હરિભદ્રસૂરિમાં દેખાય છે.

એક વસ્તુ લક્ષ્યમાં લેવા જેવી છે કે આ. હેમચંદ્રના સમયથી જ ભાષા **સ્વાભાવિક** અને **કૃતિમ** એવા બે સ્વરૂપમાં પ્રયુક્ત થવા લાગી હતી. તેમ ન હોય તો છેક ૧૬ મી સદી સુધી રૂઢ અપભ્રંશમાં કાવ્યરચન ન થયું હોત. સાથોસાથ ભાષા સરલ થવા પણ લાગી હતી, જે હળવી થતી મધ્યકાલીન ગૂજરાતી-મારવાડીમાં પરિણત થતી અર્વાચીન ગૂજરાતી-મારવાડી રૂપે આપણને મળી છે. મુદ્રણકળા અને વર્તમાનપત્રોના પ્રચાર પછી જ આવા ભેદોને મૂર્ત સ્વરૂપ મળવાની સંભાવના મોટે ભાગે ઓછી થઇ છે, એમ અનુભવ ઉપરથી કહી શકાય.

૧૧. ધારાનગરીમાં ૧૦ મા શતકમાં થયેલા આચાર્ય દેવસેનસૂરિને નામે એક "શ્રાવકાચાર" નામનો ગ્રંથ ચઢેલો[૩] છે. તેની

---

૧. ભવિસત્તકહા, અં. પ્ર. પૃ. ૩

૨. Introduction to Prakrit, પૃ. ૭૯

૩. જૈન ગૂર્જર કવિઓ, ગૂજ, સા. ઈતિ. પૃ. ૭૦-૭૧

ભાષા આ યુગની ભાષાને મળતી હોવાથી, તેમ ચોક્કસપણે તેના કર્તાનો નિશ્ચય નહિ હોવાથી આ યુગમાં સ્થાન આપ્યું છેઃ

સુણુ દંસણુ જિય, જેણુ વિણુ, સાવય-ગુણ ણુવિ હોઇ।
જહ સમગ્ગિ વિવજ્જિયહ, સિજ્ઝઇ કજ્જુ ન કોઇ ॥
× × × ×
સચ્ચુ સચેણુ વિજાણિયહ ધમ્મુ ણુ ચઢઇ મણે વિ।
દિણયર સઉ જઇં ઉગ્ગમઇ ધૂવઉ અંધઉ તો વિ ॥
× × × ×
ખંચઇ ગુરુ વયણંકુસઇ મેલ્લિ મ ઢિલ્લઉ તેન।
મુહ મોડઉ મણ-હત્થિયઉ સંજમભર તરુ જેન ॥[1]

ભાષામાં સારલ્ય થતું જાય છે, તે આ દોહા બતાવે છે.

૧૨. ઇસુની ૧૨ મી સદીના ઉત્તરાર્ધમાં રચાયેલું "વૈરસામિ-ચરિઉ" (વજ્રસ્વામિ-ચરિત) નામનું એક કાવ્ય મળે છે. આ કાવ્ય નાનું માત્ર બે સંધિનું ૨૧ કડવાનું છે. ગ્રંથકાર કોઈ વરદત્ત છે. કડવાંઓ ધીમે ધીમે મોટાં થતાં જાય છે. આ કાવ્યના ૧ લા કડવામાં "ધત્તા" સહિત ૮ કડી છે. ભાષામાં પણ મૃદુતા આવતી જાય છેઃ

મુણિવરદત્તિં ગણહરભત્તિં વઇરસામિગણહર-ચરિઉ।
સાહિજ્જહુ ભાવિં મુચ્ચહુ પાવિં જિં તિહુયણુ ગુણગણભરિઉ ॥
ચરિઉ સુસારઉ ભવિયપિયારઉ વઇરસામિગણહર-ચરિઉ।
જો પઢઇ ક્રિયાયરુ ગુણ-રયણાયરુ સો લહુ પાવઇ પરમપઉ ॥[2]

---

૧. ગૂજરાતી છાયાઃ—

સુણ દર્શન, જીવ, જે વિણ શ્રાવક-ગુણ નવ હોય।
જેમ સામગ્રી વિવર્જીને સીઝે કાજ ન કોઇ ॥
સત્ય સત્યે જાણી ધર્મ ન ચઢે મને ય।
દિનકર સો જો ઊગમે ધૂડ અંધો તોય ॥
ખેંચે ગુરુવચનાંકુશે, મેલ મ ઢીલું તેથી।
મોં મોડ, મન-હાથી! સંયમભર તરુ જેથી ॥

૨. ગૂજરાતી છાયાઃ—

મુનિવરદત્તે ગણધરભક્તે "વઇરસામિ" ગણધર—ચરિત।
સાધો ભાવે, મુકાઓ પાપે, જે ત્રિભુવને ગુણગણભર્યું ॥

મોટા અક્ષરોમાં છપાયેલા શબ્દો, ઉપરની વસ્તુનો ખ્યાલ આપશે.

૧૩. કુમારપાલના રાજ્યકાળમાં જ એક રત્નપ્રભ નામના જૈન સાધુએ "અંતરંગસંધિ" નામનું નવ કડવાંનું કાવ્ય રચ્યું પ્રાપ્ત થાય છે. આ કવિએ સંસ્કૃત–પ્રાકૃત ભાષામાં પણ કેટલાક ગ્રંથ રચ્યા છે. આ સૂરિ ઉપર આવેલા વાદિદેવસૂરિના શિષ્ય થાય, તેવું "ઉપદેશમાળા વૃત્તિ (ર. સં. ૧૨૩૮)" "નેમિનાથચરિત્ર" વગેરે તેમના પ્રાકૃત ગ્રંથો પરથી જણાય છે.[૧]

તેના ગુરુનું નામ ધર્મપ્રભસૂરિ હતું.[૨] એ ગુરુની સ્તુતિરૂપે આ કવિએ કેટલાંક કુલકો લખ્યાં છે. તેમાં પણ કવિએ કેટલીક ઐતિહાસિક વીગત આપી છે. આ કુલકો ૧૨૩૭ (? ૨૭)માં[૩] રાજા કુમારપાલના સમયમાં તેણે રચ્યાં છે. એક કુલક આ છેઃ

સિરિસિલસૂરિગુરુગણહરહ પયપંકય પણમેવિ ।
ધમ્મસૂરિ સૂરિહિ રલિય હઉ દેસણ ગુણ વન્નેવિ ॥
પરઉપયારહઇ મૂલુ જગિ દેસણુ સરિસુ ન દાણુ ।
સા ધમ્મસૂરિ તહ વન્નિવઇ જિણ જાયઇ સુહ જઝાણુ ॥[૪]

---

ચરિત સુ–સારું ભવ્ય–પ્યારું "વઇરસામિ"–ગણધરચરિત ।
જે પઢે કૃતાદર ગુણરત્નાકર તે ઝટ પામે પરમપદ ॥

(પાટણ ગ્રં. ભં. સૂચી, પૃ. ૩૦૫)

૧. એજન, પૃ. ૨૦૭
૨. એજન, પૃ. ૪૦૩
૩. જૈ. ગૂ. ક. ભાગ ૧ લો, જૈ. સા. ઇતિ. પૃ. ૭૪–૭૫
૪. ગૂજરાતી છાયા:—

શ્રી શીલસૂરિ ગુરુ ગણધરના પદપંકજ પ્રણમી ।
ધર્મસૂરિ સૂરિમાં રળિયાત હું દેશના–ગુણ વર્ણવી ।
પર–ઉપકારમાં મૂળ જગે દેસણા સરસું ન દાન ।
તે ધર્મસૂરિ તું વર્ણાય છે, જેણે જન્મે સુખ ધ્યાન ॥

## હૈમયુગાનુસારી સાહિત્યકીય અપભ્રંશ

આ એક નવી વસ્તુ મુકાતી લાગશે; પણ આનો નિર્દેશ (પૃ. ૯૩) "નેમીનાથચરિઉ"કાર હરિભદ્રસૂરિના પ્રસંગમાં કરવામાં આવ્યો છે. હૈમયુગમાં ભાષા સાહિત્યકીય સ્વરૂપમાં સર્વસ્વીકૃત હતી જ; તે સાથે તેમાં માર્દવ આવતું જતું હતું; પણ સાથોસાથ એ ભાષાને સિદ્ધ સ્વરૂપમાં માનીને ભાષાનું સ્વરૂપ સાચવી રાખતી કૃતિઓ પણ રચાયે જતી હતી, જે છેક સોળમા શતક સુધી બન્યું છે. આમ જુદે જુદે સમયે રચાયેલ છતાં ભાષાના ક્રમિક વિકાસમાં તેને સ્થાન નથી; એ માટે જ **હૈમયુગમાંથી રાસયુગ**માં આવતાં પૂર્વે આ કવિઓના વિષયમાં આવશ્યક માહિતી આપવામાં આવે તો તે ઉપયોગી થઈ પડશે, એમ મારું માનવું છે.

"હૈમયુગ"નો નિર્દેશ કરતાં ઈસુની ૧૨ મી સદી સુધીનો તે યુગ આપવાનો પ્રયત્ન કર્યો છે. એટલે સંવત્ ૧૨૫૬ આસપાસની કૃતિઓ એ યુગમાં આવે; આમ છતાં "હૈમયુગ"ના ક્રમિક વિકાસના **રાસયુગ**ની પ્રાપ્ત થતી ૧ લી કૃતિ "ભરતેશ્વર બાહુબલિ રાસ" સં. ૧૨૪૧ માં રચાયેલ હોઈ તે કૃતિથી **રાસયુગ** શરૂ કરવામાં બાધ ન હોય. ભાષાવિકાસમાં દસકાંની ગણતરી નથી થતી; એટલે આ મર્યાદા બાધક નહિ જ ગણાય. એ યુગ શરૂ થતાં પૂર્વની સાહિત્યકીય ભાષાને સાચવી રાખતી કૃતિઓ તેથી અત્ર ઉલ્લિખિત થશે.

૧. આચાર્ય હેમચંદ્રના જીવનના છેલ્લા ભાગમાં ઊગતો આવતો એક સંસ્કૃત–પ્રાકૃત–અપભ્રંશ ભાષાનો સારો કવિ પોતાના અર્ધ ઐતિહાસિક ગદ્યપદ્યાત્મક પ્રાકૃત કાવ્ય "કુમારપાલપ્રતિબોધ"થી પ્રસિદ્ધિમાં આવે છે. મૂળે પોરવાડ વણિક, પિતાનું નામ સર્વદેવ અને દાદાનું નામ જિનદેવ. આ કવિએ આ ઉપરાંત "સુમતિનાથચરિત," સૂક્તિમુક્તાવલી (સં.) અને "સિંદૂરપ્રકર" કે "સોમશતક" (સં. ર. સં. ૧૨૩૬), એ ત્રણ કાવ્યગ્રંથો પણ રચ્યા છે. "કુમારપાલ પ્રતિબોધ"-ની રચના કવિએ **शशिजलधिसूर्यवर्षे**–સં. ૧૨૪૧ના આષાઢ સુદિ ૮ને

રવિવારે ગૂર્જરપુર=અણહિલ્લવાડમાં કરી છે.[1] આ કાવ્યગ્રંથ ઐતિહાસિક દૃષ્ટિએ બહુ મહત્ત્વ નથી ધરાવતો,[2] છતાંય એમાં કેટલીક ઉપયોગી ઐતિહાસિક વીગત આ. હેમચંદ્ર અને રાજા કુમારપાલ-વિષયક સચવાયેલી છે, એનો સ્વીકાર કરવો જ જોઈયે. આ. હેમચંદ્ર અને રાજા કુમારપાલનો સમકાલીન હોતાં કવિની ઐતિહાસિક વીગતો વધુ પ્રામાણિક હોય, એ સ્વાભાવિક છે. કવિ શ્રીપાલના પુત્ર સિદ્ધપાલનો સોમપ્રભ પ્રીતિપાત્ર હતો. મુખ્યત્વે તેને ત્યાં રહીને જ તેણે કાવ્યો લખ્યાં છે.

કવિનો સંસ્કૃત-પ્રાકૃત-અપભ્રંશ ઉપર અસાધારણ કાબૂ કાવ્યમાં પ્રતીત થાય છે. મુખ્યત્વે ગદ્યવિભાગ અને ઘણોખરો પદ્યવિભાગ પણ પ્રાકૃતમાં જ છે; છતાં વચ્ચે સંસ્કૃત અને અપભ્રંશ ઘણાં પદ્યો પણ તેણે રચી મૂકયાં છે. આ રીતે એ "પ્રાચીન ગૂજરાતી"ના વિષયમાં પણ ઉપયોગી થઈ પડે છે:

(૧)[3] **ખડ્ડે ખણાવિય** સઇં છગલ સઇં **આરોવિય રૂક્ખ।**
પઇં જિ પવત્તિય જન્ન સઇં કિ બુબ્બુયહિ **મુરુક્ખ॥**

(૨) **આભરણ**-કિરણ-દિપ્પંત-દેહ અહરીકય-સુરવહૂ-રૂવરેહ।
ઘણકુંકુમ-કદ્દમ **ઘર-દુવારિ** ખુપ્પંત-ચલણ નચ્ચંતિ નારિ॥

---

૧. આ કાવ્યની સુંદર આવૃત્તિ પુરાતત્ત્વવિદ્ મુનિશ્રી જિનવિજયજીએ ગા. ઓ. માળામાં પ્રસિદ્ધ કરી છે.

૨. એજન, સં. પ્રસ્તા. પૃ. ૮

૩. અહીં ક્રમબદ્ધ સોમપ્રભની કવિતાની ગૂજરાતી છાયા આપવામાં આવે છે; (પૃષ્ઠના આંક ગા. ઓ. માળાના પુસ્તકના છે):

(૧) ખાડ ખણાવી પંડે છારો (=બકરો) પંડે ચઢયો રૂખ (=વૃક્ષ)।
તેં જ પ્રવર્તો યજ્ઞ પંડે, કેમ બેં બેં કરે મૂર્ખ ? ॥પૃ. ૨૫॥

(૨) આભરણ-કિરણે દીપતો દેહ, નીચે કરી સુર-વધૂ-રૂપરેખ।
કર્પૂર-કંકુ-કાદવ ઘર-દ્વારે, ખૂંચતા-ચરણે નાચે નાર ॥પૃ. ૩૨॥

(૩) નરવઇ-આણુ જુ લંઘિહઇ વસિ કરિહઇ જુ કરિંદુ ।
હરિહઇ કુમરિ જુ કણગવઇ હોસઇ ઇહુ સુ નરિંદુ ॥
(૪) અહ કોઇલ-કુલ-રવમુહુલુ ભુવણિ વસંતુ પયટ્ટુ ।
ભટ્ટુ વ મયણ-મહા-નિવહ પયડિઅ-વિજય-મરટ્ટુ ॥
(૫) સુરુ પલોઇવિ કંત-કરુ ઉત્તરદિસિ આસત્તુ ।
નીસાસુ વ દાહિણ-દિસય મલય-સમીરુ પવત્તુ ॥
(૬) કાણણ-સિરિ સોહઇ અરુણ-નવ-પલ્લવ-પરિણદ્ધ ।
નં રત્તંસુય-પાવરિય મહુપિયયમ-સંબદ્ધ ॥
(૭) સહયારિહિ મંજરિ સહહિ ભમર-સમૂહ-સણાહ ।
જાલાઉ વ મયણાનલહ પસરિય-ધૂમ-પવાહ ॥

નલદમયંતીના કથાનકના પ્રસંગમાં કવિએ નલને હાથે દમયંતીના વસ્ત્ર ઉપર લોહીથી નીચેનો દોહરો લખાયો આપ્યો છેઃ

(૮) વડ-રુક્ખહ દાહિણ-દિસિહિં જાઇ વિદબ્ભિહિ મગ્ગુ ।
વામ દિસિહિ પુણ કોસલિહિ જહિં રુચ્ચઇ તહિં લગ્ગુ ॥

---

(૩) નરપતિ-આણ જે લંઘિયે, વશ કરિયે જે કરીંદ્ર (સિંહ) ।
હરિયે કુંવરી જે કનકવતી, થશે અહીં તે નરેંદ્ર ॥પૃ. ૩૮॥
(૪) હવે કોયલ—કુલ—રવ—મુખર, ભુવને વસંત પેઠો ।
ભટ જેમ મદન-મહાનૃપના પ્રકટચા વિજય-મરટ્ઠ (=વીર) ॥પૃ. ૩૮॥
(૫) સૂર્ય વિલોકી કાંત—કર ઉત્તર—દિશે આસક્ત ।
નિસાસા જેમ દક્ષિણ-દિશનો મલય-સમીર (=પવન) પ્રવર્ત્યો ॥પૃ. ૩૮॥
(૬) કાનનશ્રી (=વનશોભા) સોહે અરુણ-નવ-પલ્લવ-ઢંકાઇ ।
જાણે રક્તાંશુક-ઢંકાયેલી મધુ(=વસંત) -પ્રિયતમ-સંબદ્ધ ॥પૃ. ૩૮॥
(૭) સહકાર (=આંબા)ની માંજર સોહે, ભ્રમર-સમૂહ-સનાથ ।
જાળ જેમ મદનાનલની પસરી ધૂમ—પ્રવાહ ॥પૃ. ૩૮॥
(૮) વડ રૂખડાની દક્ષિણ દિશે જાય વિદર્ભનો માર્ગ ।
ડાબી દિશે પણ કોસલનો, જહીં રુચે તહીં લાગ ॥પૃ. ૫૩॥

કુશલ (મહાભારતના પર્ણાદ)ના મુખમાં ખુદ્દક (ક્ષુદ્રક=બાહુક)ને ઉદ્દેશી કવિએ નીચેનો **દુહયં** (દૂહો) મૂકયો છેઃ

(૯) **નિટ્ઠુરુ** નિક્કિવુ કાઉરિસુ, **એકુ** જિ નલુ **નહુ** ભંતિ ।
**મુક્ક** મહાસઈ જેણુ વિણિ **નિસિ સુત્તી દમયંતી** ॥

કવિએ પાંચ + દુહાનાં ચાર ચરણ એવો એક છંદ પ્રયોજ્યો છે. તેનાં ઘણાં અવતરણો મળે છે; એક નમૂનો આ છેઃ

(૧૦) **કુલુ કલંકિઉ મલિઉ** માહપ્પુ
**મલિણીકય સયણુ-મુહુ**
દિન્નુ **હત્થુ** નિયગુણુ-કડપ્પહ
**જગુ ઝંપિઓ અવજસિણુ**
વસણુ વિહિય સન્નિહિય અપ્પહ ।
દૂરહ વારિઉ ભદ્દુ તિણિ ઢક્કિઉ સુગઇ-દુવારુ ।
ઉભય-ભવુબ્ભડ-દુક્ખ-કરુ કામિઉ જિણુ પરદારુ ॥

એક કૂટ દૂહો નીચે મુજબનો મળે છેઃ

(૧૧) નલગિરિ-હત્થિહિમ્મિ ઠિતઇં સિવદેવિહિ **ઉચ્છંગિ** ।
અગ્ગિભીરુ-રહ-દારુઇહિ **અગ્ગિ** દેહિ મહ **અંગિ** ॥

---

(૯) નઠોર નિષ્કૃપ કાપુરુષ એક જ નળ, નથી ભ્રાંતિ ।
મૂકી મહાસતી જેણે વને નિશાએ સૂતી દમયંતી ॥પૃ. ૬૯॥

(૧૦) કુલ કલંકિત કર્યું, મળ્યું (મૂળ) માહાત્મ્ય
મલિન કર્યું સજ્જન-મુખ
દીધો હાથ (નુકશાન કર્યું) નિજગુણ-સમૂહને
જગને ઝડપ્યું અપજશે
વ્યસનથી વિહિત સન્નિહિત (કર્યો) આત્માને ।
દૂરથી વાર્યું ભલું તેણે, ઢાંકયું સુગતિ-દ્વાર ।
ઉભય-ભવ-ઉદ્ભટ-દુઃખ કરી ઇચ્છી જેણે પરદારા ॥પૃ. ૫૭॥

(૧૧) નલગિરિ હાથીમાં રહે શિવાદેવીના ઉછંગમાં (રહે) ।
અગ્નિભીરુ—રથ—લાકડેથી આગ દે મુજ અંગે ॥પૃ. ૮૨॥

પ્રકીર્ણ પદ્યોઃ

(૧૨) કરિવિ પઇડુ સહસ્સકરુ નગરીમજ્ઝિણુ સામિ ।
જઇ ન રડંતુ તઈ હરઉં અગ્ગિહિં પવિસામિ ॥

(૧૩) વેસ-વિસિટ્ઠહ વારિયઇ જઇ વિ મણોહર-ગત્ત ।
ગંગાજલ-પક્ખાલિય વિ સુણિહિ કિં હોઇ પવિત્ત ॥

(૧૪) નયણિહિ રોયઇ મણિ હસઇ જાણુ જાણઇ સઉ તત્તુ ।
વેસ-વિસિટ્ઠહ તં કરઇ જં કટ્ઠહ કરવત્તુ ॥

(૧૫) પિય, હઉં થક્કિય સયલુ દિણુ તુહ વિરહગ્ગિ કિલંત ।
થોડઇ જલિ જિમ મચ્છલિય તલ્લોવિલ્લિ કરંત ॥

(૧૬) અજ્જુ વિહાણઉં અજ્જુ દિણુ અજ્જુ સુવાઉ પવત્તુ ।
અજ્જુ ગલત્થિઉ સયલુ દુહુ જં તુહું મહ ઘરિ પત્તુ ॥

(૧૭) હઉં તુહ તુટ્ઠઉ નિચ્છઇણ મગ્ગિ મણિચ્છિઉ અજ્જુ ।
તો ગોવાલિણ વજ્જરિઉ પહુ મહ વિયરહિ રજ્જુ ॥

---

(૧૨) કરી પ્રકટ સહસ્રકર (=સૂર્ય) નગરી મધ્યે સ્વામી ।
જો ન રડંતો તને હરું (તો) આગમાં પ્રવેશું ॥પૃ. ૮૨॥

(૧૩) વેશ[૧]—વિશિષ્ટને વારિયે, જો પણ મનહર ગાત્ર ।
ગંગાજલ-પખાલી પણ કૂતરી કાં હોય પવિત્ર ? ॥પૃ. ૮૬॥

૧. વેશ્યા અને પોશાક

(૧૪) નયણે રુએ, મને હસે; જણ જાણે સૌ તત્ત્વ ।
વેશ—વિશિષ્ટ તેને કરે, જેમ કાઠની કરવત ॥પૃ. ૮૬॥

(૧૫) પ્રિય, હું થાકી સકલ દિન તુજ વિરહાગ્નિએ કઢાતી ।
થોડે જલે જેમ માછલી તાલાવેલી કરંતી ॥પૃ. ૮૬॥

(૧૬) આજ વહાણું, આજ દિન, આજ સુવાયુ પ્રવૃત્ત ।
આજ ગલહસ્ત દીધો સકલ દુઃખને જે તને મુજ ઘેર પોત્યું ॥પૃ. ૮૯॥

(૧૭) હું તને તુઠયો નિશ્ચયે, માગ મન-ઇચ્છયું આજ ।
તો ગોવાલણે ઉચ્ચર્યું: પ્રભુ મને વિતરો રાજ્ય ॥પૃ. ૧૧૮॥

(૧૮) અડવિહિ **પત્તી** નઇહિ **જલુ** તો વિ ન વૂહા **હત્થ** ।
અંવો તહ **ફબ્બાડિયહ અજજ** વિસજ્જિય વત્થ ॥
(૧૯) જે પરદાર-પરમ્મુહા **તે** વુચ્ચહિં **નરસીહ** ।
જે પરિરંભહિ પર-રમણિ તાહં **ફુસિજજઇ લીહ** ।
(૨૦) **એક્કે** દુન્નય જે કયા તેહિં **નીહરિય ઘરસ્સ** ।
**બીજા** દુન્નય જઇ **કરઉં** તો ન **મિલઉં** પિયસ્સ ॥
(૨૧) સંસય-તુલહિ **ચડાવિયઉં જીવિઉ** જા ન જણેણુ ।
તાવ કિ સંપય **પાવિયઇ** જા ચિંતવિય મણેણુ ॥
(૨૨) સો જિ વિયક્ખણુ અક્ખિયઇ **છજજઇ** સોજ્જિ **છઇલ્લુ** ।
ઉપ્પહ-પટ્ઠિઓ પહિ ઠવઇ, **ચિત્તુ** જુ **નેહ-ગહિલ્લુ** ॥
(૨૩) **રિદ્ધિ-વિહૂણઉ માણુસહ** ન **કુણઇ** કુવિ સમ્માણુ ।
સઉણિહિ મુચ્ચઇ ફલરહિઉ તરુવરુ ઇત્થુ પમાણુ ॥
(૨૪) જઇવિ હુ સૂરુ સુરૂવુ વિઅક્ખણુ
તહવિ ન **સેવઇ લચ્છિ** પઇક્ખણુ ।

---

(૧૮) અટવીમાં પાંદડાં નદીમાં જલ, તોય ન વહાવ્યા હાથ ।
ઓહો, તેમ કબાડિયાનાં આજ વિસર્જ્યાં વસ્ત્ર ॥પૃ. ૧૨૧॥
(૧૯) જે પરદારા—પરાઙ્મુખ તેઓ કહેવાય નરસિંહ ।
જે પરિરંભે પર રમણીને તેની ફસકે છે રેખા ॥પૃ. ૧૫૫॥
(૨૦) એક દુર્નય (=અન્યાય) જે કર્યો, તેથી નીસરી ઘરની ।
બીજો દુર્નય જો કરું તો ન મળું પ્રિયને ॥પૃ. ૨૨૩॥
(૨૧) સંશય-તુલામાં ચઢાવિયું જીવ્યું જ્યાંસુધી ન જને ।
ત્યાંસુધી કાં સંપદા પામિયે, જે ચિંતવ્યું મને ॥પૃ. ૨૪૯॥
(૨૨) તે જ વિચક્ષણ કહેવાય, છાજે તે જ છેલ ।
ઉત્પથ-ઊપડયું પથે રાખે, ચિત્ત જો નેહ-ઘેલું ॥પૃ. ૩૦૧॥
(૨૩) રિદ્ધિ-વિહોણા માણસનું ન કોણે કાંઇ સન્માન ।
શકુનિ(=પક્ષી)થી મુકાય ફલરહિત તરુવર, અહીં પ્રમાણ ॥પૃ. ૩૩૧॥
(૨૪) જોપણ હોય શૂર સુરૂપી વિચક્ષણ

પુરિસ-ગુણાગુણ-મુણણ-પરમ્મુહ
મહિલહ બુદ્ધિ પયંપહિં જં બુહ ॥
(૨૫) જેણ કુલક્કમુ લંઘિયઇ અવજસુ પસરઇ લોઇ ।
તં ગુરુ-રિદ્ધિ-નિબંધણુ વિ ન કુણઇ પંડિઓ કોઇ ॥
(૨૬) જં મણુ મૂઢહ માણુસહ વંછઇ દુલ્લહ વત્થુ ।
તં સસિ-મંડલ-ગહણુ કિહિં ગયણિ પસારઇ હત્થુ ।
(૨૭) રાવણુ જાયઉ જહિં દિયહિ દહ-મુહુ એક્ક-સરીરુ ।
ચિંતાવિય તઇયહિં જણણિ કવણુ પિયાવઉં ખીરુ ॥
(૨૮) સીહુ દમેવિ જુ વાહિહઇ, ઇક્કુ વિ જિણિહઇ સિત્તુ ।
કુમરિ પિયંકરિ દેવિ તસુ, અપ્પહુ રજ્જુ સમત્તુ ॥

આ ઉપરાંત એવા પણ કેટલાક દોહાઓ છે, જે આ. હેમચંદ્રના વ્યાકરણમાં ઉદાહૃત છે. આ ઉદાહરણો મુક્તકો જેવાં છે. પણ કવિએ સળંગ કવિતા પણ લખી છે. ત્રીજા પ્રસ્તાવને અંતે ૧૪ ચોપાઇ અને પાંચમા પ્રસ્તાવમાં "જીવ-મનઃકરણ-સંતાપકથા" અને "સ્થૂલિભદ્રકથા" છે તે આખી અપભ્રંશ ભાષામાં આપી છે; ઉપદેશાત્મક હોઇ કવિની ભાષા ઉપરની પ્રભુતા એ રજૂ કરે છે.

---

તોય ન સેવે લાછ (=લક્ષ્મી) પ્રતિક્ષણ ।
પુરુષ-ગુણ-અગુણ-મનન-પરાઙ્મુખ
મહિલાની બુદ્ધિ, પ્રજલ્પે જેથી બુધ ॥પૃ. ૩૩૧॥
(૨૫) જેણે કુલક્રમ લંઘિયે, અપજસ પસરે લોકે ।
તે ગુરુ-રિદ્ધિ-નિબંધન પણ ન કરે પંડ્યો કોઇ ॥પૃ. ૩૫૪॥
(૨૬) જો મન મૂઢ માણસનું વાંછે દુર્લભ વસ્તુ ।
તો શશિ-મંડલ-ગ્રહણ માટે ગગને પસારે હાથ ? ॥પૃ. ૩૭૩॥
(૨૭) રાવણ જાયો જહીં દિવસે દશ-મુખ એક-શરીર ।
ચિંતામાં પડી તયેં જનનીઃ કયા (મુખ)ને પિવાડું ખીર ॥પૃ. ૩૯૦॥
(૨૮) સિંહ દમી જો વાહિયે, એક પણ જીતે શત્રુને ।
કુંવરી પ્રિયંકરી દેવી તેને આપો સજ્જ-સમસ્ત ॥પૃ. ૩૯૨॥

સોમપ્રભે કાવ્યમાં થોડી સમસ્યાપૂર્તિ પણ આપી છે. આ પ્રસંગાનુકૂળ હોઈ સહૃદયહૃદયાનંદકારિણી થાય તેવી છે:

(મતિસારઃ) "કરિ સફલઉં અપ્પાણુ"
(કુમારઃ) "પડિવજ્જિજ વિ દય દેવ ગુરુ દેવિ સુપત્તિહિ દાણુ ।
વિરઇ દીણજણુદ્ધરણુ કરિ સફલઉં અપ્પાણુ ॥"[1]
(મતિસારઃ) "ઇહુ ભલ્લિમ પજ્જંતુ"
(કુમારઃ) "પુત્તુ જું રંજઇ જણય-મણુ થી આરાહઇ કંતુ ।
ભિચ્ચુ પસન્નુ કરઇ પહુ ઇહુ ભલ્લિમ પજ્જંતુ ॥"[2]
(મતિસારઃ) "મરગયવન્નહ પિયહ ઉરિ પિય ચંપયપહદેહ ।"
(કુમારઃ) "કસવટ્ટઇ દિન્નિય સહઇ નાઇ સુવન્નહ રેહ ॥"[3]
(મતિસારઃ) "ચૂડઉ ચુન્ની હોઇસઇ મુદ્ધિ-કવોલિ નિહિત્તુ ।"
(કુમારઃ) "સાસાનિલણ ઝલક્કિયઉ વાહસલિલ સંસિત્તુ ॥"[4]

૩. સિદ્ધરાજ જયસિંહના સમકાલીન વાગ્ભટ્ટે રચેલા 'કાવ્યાનુશાસન"ના ટીકાકાર સિંહદેવગણીએ અપભ્રંશની કોઇ સ્વતંત્ર કૃતિ નથી કરી; પરંતુ વાગ્ભટે સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને પૈશાચી વિશે લખતાં તેતે દેશપરત્વે "અપભ્રંશ" જુદા જુદા છે તેવું "अपभ्रंशस्तु यच्छुद्धं तत्तद्देशेषु भाषितम्" એવું કહ્યું છે, તેની ટીકામાં "यत्तेषु तेषु कर्णाटपञ्चालादिषु शुद्धं अपरभाषाभिः अमिश्रितं सोऽपभ्रंशो भवति–तेते

---

૧. ગૂજરાતી છાયા:—

પ્રતિપાદિત કરી દયા દેવ ગુરુ, દેઇ સુપવિત્રને દાન ।
વિરચી દીન-જન-ઉદ્ધરણ કર સફલ આત્માને ॥

૨. ,, પુત્ર જો રંજે જનક-મન, સ્ત્રી આરાધે કાંત ।
ભૃત્ય પ્રસન્ન કરે પ્રભુને, આ ભલાઈ પર્યંત ॥

૩. ,, મરકતવર્ણા પ્રિય-ઉરે પ્રિયા ચંપક-પ્રભાદેહ ।
કસોટીએ દીધી સોહે ન સુવર્ણની રેખા ! ॥

૪. ,, ચૂડો ચૂર્ણ થશે મુગ્ધા-કપોલે નિષક્ત ।
શ્વાસ-અનલે ઝળકયે બાષ્પ-સલિલે-સંસક્ત ॥

કર્ણાટક, પંચાલ વગેરે દેશોમાં શુદ્ધ, બીજી ભાષાઓથી અમિશ્રિત, તે અપભ્રંશ છે" એમ લખતાં ત્યાં એક ઉદાહરણ આપ્યું છેઃ

ચારુદ તુહુ અઇમાંડિઅઉ દીસઉ(?હિ) સવ્વ પઢંતુ ।
કહિ મા કઇઅહં આવિસઇ અગ્હં કેરઉ કંતુ ॥ ૧

૪. આ સમયનો મહાકવિ અમરકીર્તિ તેના " છક્કમ્મુવએસા" ( સં. નામ षट्कर्मप्रवेशः ) નામક કાવ્યથી જાણવામાં આવ્યો છે. એ જ્ઞાતિએ નાગર બ્રાહ્મણ હતો; પણ પછીથી જૈન થયેલો હતો. એનો સંપ્રદાય દિગંબર હતો અને તે મુંજ–ભોજના સમયના પં. અમિતગિરિના શિષ્ય શાંતિસેનના શિષ્ય પં. શ્રીષેણસૂરિનો શિષ્ય હતો. તેણે ઉપરનું કાવ્ય ૧૪ સંધિમાં રચ્યું છે. આ કાવ્ય ઉપર શ્વેતાંબર ચંદ્રપ્રભના પ્રાકૃત "વિજયચંદ્ર–કેવલિચરિય" કાવ્યની અસર જણાય છે.[૨] કવિ ગોધરાનો વતની હતો, તે વગેરે ઘણીખરી માહિતી તેણે પોતાના ઉપરના કાવ્યમાં આપી છે.

(આદિમાં)

અહ **ગુજ્જર** વિસયહો મજ્ઝિદેસુ, ણામેણ **મહીયડૂ** વહુપએસુ ।
ણયરાયર વરગામહિ ણિરુદ્ધ ણાણાપયારસંપઇ–સમિદ્ધુ ।
તહિ ણયરુ અત્થિ **ગોદહય** ણામુ, ણં સગ્ગુ વિચિત્ત સુરેસ-ધામુ ।

---

૧. આ દોહાનો સ્પષ્ટાર્થ પકડી શકાતો નથી; છતાં સંભવિત છે કે તેની છાયા નીચે મુજબ હોયઃ

चारुत, त्वं अतिमण्डितकः, दिक्षु सर्वासु पठन् ।
कथय मां कदा आयास्यति अस्माकं कान्तः ।

હે ચારુત (?) નામના પક્ષી, તું બોલતો ખૂબ શોભી રહેલો છે. મને કહે, અમારો પ્રિયતમ ક્યારે આવશે.

૨ જૈ. ગૂ. ક., જૂ. ગૂ. નો ઇતિ. પૃ. ૭૭

૧. ગૂજરાતી છાયાઃ—

અથ ગુર્જર વિષયમાં મધ્યદેશ, નામે મહીતટ બહુપ્રદેશ ।
નત નાગર વરગામમાં નિરુદ્ધ, નાનાપ્રકાર–સંપત્તિ–સમૃદ્ધ ।
તહીં નગર છે **ગોધરા** નામ, જાણે સ્વર્ગ વિચિત્રસુરેશ-ધામ ।

પાસાયહ પંતિઉ જહ સહંતિ સરયબ્ભહો નિસાણું વહંતિ ।
ધય કિંકિણિ કલરવેહિ સરિદ્ધિ, ણં કહઇ સુરહં પોસયહ સિદ્ધિ ।

× × × ×

તહિ **ચાલુક્કવંસિ** ણયજાણુઉ પાલઇ કણ્ણુ ણરિંદપહાણુઉ ।

(અંતમાં)

**અંબ્વપસાએ ચચ્ચિણુપુત્તે** ગિહત્થચ્છકમ્મપવિત્તિપવિત્ત ।
**ગુણવાલહો** સુએણ વિરયાવિઉ અવરેહિ મિ મણેણ સંભાવિઉ ।
**બારહસયઇ સસત્તચયારીહિ** (?) વિક્કમ સંવચ્છરહો વિસાલિહિ ।
ગયહિમિ ભદ્દવયહો પક્ખંતરિ ગુરુ વાસરમ્મિ ચઉદ્દસિ વાસરિ ॥

"કણ્હ" સંભવે છે કે "કણ્ણ" છે; એટલે એ ગોધરાનો કર્ણ સોલંકી છે. એના સમયમાં **મહીતટ**=મહીકાંઠો પણ જાહેર જણાય છે. આ કવિએ નેમિનાથચરિત્ર, મહાવીરચરિત્ર, યશોધરચરિત્ર, ધર્મ-ચરિત-ટિપ્પન, સુભાષિતરત્નનિધિ, ચૂડામણિ અને ધ્યાનોપદેશ એ બીજી સાત કૃતિઓ પણ રચી છે. એ સં. ૧૨૪૭ નહિ, પણ ૧૨૭૪ માં જણાય છે.

૫. કોઇ શિવદેવસૂરિના શિષ્ય એક જયદેવગણિ નામના કવિનો સમય જો કે નિશ્ચિત સ્વરૂપમાં મેળવી નથી શકાતો, છતાં એના "ભાવનાસંધિપ્રકરણ" નામક (૧૦ કડવાના ૬૨ કડીના) કાવ્યના સંપાદક શ્રી. મધુસૂદન મોદીના જણાવ્યા પ્રમાણે તે કવિ ૧૩મી

---

પ્રાસાદની પંક્તિઓ જહીં સોહંત, શારદ-અભ્રનાં નિશાન વહંત ।
ધૃત-કિંકિણી કલરવે સુરિદ્ધિ, જાણે કહે સુરની પોસિયે સિદ્ધિ ।

× × × ×

તહીં ચાલુક્ય-વંશે નય-જ્ઞાતા પાળે કર્ણ નરેંદ્રપ્રભાનુ ।

× × × ×

અંબાપ્રસાદે ચાચિણ-પુત્રે ગૃહસ્થ-ષટ્કર્મપ્રવૃત્તિ-પવિત્રે ।
ગુણપાલના સુતે વિરચાવ્યું અવરે મેં મને સંભાવ્યું ।
બારસેં સિત્તેર-ચ્યારે વિક્રમસંવત્સરના વિશાલે ।
ગાયું (?) ભાદરવાના પક્ષે ગુરુવાસરમાં ચૌદસ વાસરે ॥

૧૪મી સદીનો છે.[1] ભાષાની દષ્ટિએ એનું કાવ્ય મહત્ત્વનું છે; સબબ કે ભાષામાં જૂના સંસ્કારો હોવા છતાં અપભ્રંશની વિશિષ્ટતા બતાવનારો અત્યં ઉકાર લુપ્ત થતો મળે છે; કવિએ જ એવા પ્રયોગ કર્યા છે કે લહિયાએ ફેરફાર કર્યો છે, તે કહેવાનું જો કે આપણી પાસે કોઈ સાધન નથી. આ કાવ્ય ઉપદેશાત્મક ધાર્મિક ગ્રંથ હોઈ કાવ્ય તરીકે ખાસ વિશિષ્ટતા આપતું નથી. ભાષામાં સાહિત્યકીય અપભ્રંશનો ડોળ નીચેના અવતરણથી સમઝાશે:

રે જીવ નિસુણિ **ચંચલ-સહાવ** મિલ્હેવિણુ સયલ વિ **બજ્ઝભાવુ** ।
**નવભેયપરિગ્ગહવિવહજાલ** સંસાર અત્થિ સહુ ઇંદિયાલુ ॥[2]

મોટા અક્ષરોના સમાસ ઉપરના મતનું સમર્થન આપશે. તેમ છતાં સાદી કવિતા પણ મળે છે; જેવી કે:

પિય **પુણુ** મિત્ત **ઘર ઘરણિ** જાય ઈહ લોઇ ય **સવ્વિ** વસુહુ **સહાય** ।
**નવિ** અત્થિ **કોઇ** તુહ સરણિ મુક્ખ ઇક્કુલઉ **સહસિ** તઉં નરયદુક્ખ ॥[3]

રૂપો આ તરફ આવતાં જોઇ શકાશે.

૬. આ જ સમયમાં વાદિદેવસૂરિના શિષ્ય રામચંદ્રસૂરિનો શિષ્ય જયમંગલસૂરિ ધ્યાન ખેંચે છે. એણે ૧૮ કડીનું "મહાવીરજન્માભિષેક" નામક અપભ્રંશ કાવ્ય રચ્યું છે. ચારણી પદ્ધતિની વીરરસોચિત તેની કાવ્યપદ્ધતિ આકર્ષક છે:--( છંદ મરહટ્ટા છે )

તા રડ રડક્કિ, શૃંગ ઢલક્કિય, કુટ્ટિઅ તુટ્ટિય ઢોલ
ત્રાટક ત્રટક્કિ રણણ રણક્કિ, રણણિઅ ઝણણિઅ ઝોલ ।

---

1. Annals of B. O. R. I; 1929, પૃ. ૨

૨. ગૂજરાતી છાયા:—

રે જીવ, સુણ ચંચલસ્વભાવ, મેલી સકલ ય બાહ્યભાવ ।
નવ-ભેદ-પરિગ્રહવિવિધજાલ—સંસારે છે સહુ ઇંદ્રજાલ ॥
(એજન, પૃ. ૮)

૩. ગૂજરાતી છાયા:—

પ્રિય પણ મિત્ર ઘર ઘરેણી થાય અહીં લોકે ય સર્વ વસુનાં સહાય ।
નવ છે કોઈ તુજ શરણે મૂર્ખ એકલો સહીશ તું નરકદુઃખ ॥

તા... ગજ્જિઅ, અંબર વજ્જિઅ, જલનિહિ ગુંજિઅ નિજ્ઝરણાઈ
તા કાયર કંપિય, કામિણિ ઝુંક્રિય, તુટ્ટિઅ આભરણાઇં ॥
તા કુમ્મ કડુક્કિઅ, સેસ ધડુક્કિઅ, થરહરિઉ વારાહ
સાયર ઝલહલિઆ, ગિરિ ઢલઢલિઆ, હુ નટ્ઠે નરનાહ ।
દિગ્ગય ગડગડિઆ, ગિહ ખડખડિઆ, નહુ નઠ્ઠો મત્તંડ
સહસક્ખુ ચમક્કિઅ, સુરગણ સંકિઅ, કિર ફુટ્ટો બભંડ.॥[1]

જયમંગલસૂરિની બીજી કોઈ અપભ્રંશ કૃતિ જાણવામાં નથી. એણે સં. ૧૩૧૯માં સૂધા પહાડ પર ચાચિગ દેવના લેખની સં. પ્રશસ્તિ રચી છે, તેથી ૧૩મી સદીના ઉત્તરાર્ધમાં આ કવિની હયાતી હતી.

૭. અપભ્રંશમાં થોકબંધ નાની અનેક કૃતિઓના રચયિતા જિનપ્રભસૂરિએ પોતાની "મદનરેખા" નામક કૃતિ સં. ૧૨૯૭ માં રચેલી છે, એટલે ૧૩મી સદીનો ઉત્તરાર્ધ એ એનો કવનકાળ છે. મોટા ભાગની કૃતિઓ એણે શત્રુંજય ઉપર રહી રચી છે. (૧) મદનરેખા સંધિ, (૨) જ્ઞાનપ્રકાશ કુલક, (૩) ચતુર્વિધભાવના કુલક, (૪) મલ્લિચરિત્ર, (૫) જીવાનુશાસ્તિ સંધિ, (૬) નેમીનાથ રાસ, (૭) યુગાદિજિનચરિત કુલક, (૮) ભવિયચરિઉ, (૯) ભવિયકુડંબ-ચરિઉ, (૧૦) સર્વચૈત્યપરિપાટી–સ્વાધ્યાય, (૧૧) સુભાષિત કુલક, (૧૨) શ્રાવકવિધિ પ્રકરણ, (૧૩) ધમ્માધમ્મવિચાર કુલક, (૧૪) વઇરસ્વામિચરિઉ ( ર. સ. ૧૩૧૬ ), (૧૫) નેમિનાથ જન્માભિષેક,

---

૧. જૈ. ગૂ. ક. ભાગ ૧ લો: જૂ. ગૂ. ઇતિ; પૃ. ૭૫—ગૂજરાતી છાયા:
તૂરી રડક્કે, શીંગી ઢલક્કે, ફૂટે તૂટે ઢોલ.
ત્રાટક ત્રટક્કે, રણતૂરી રણક્કે, રણકે ઝણકે ઝોલ.
ત્યાં... ગાજે, અંબર વાજે, જલનિધિ ગુંજે નિર્ઝરણાં.
ત્યાં કાયર કંપે, કામિની ઝુકે, તૂટે આભરણાં.
ત્યાં કૂર્મ કડુક્કયો, શેષ ધડુક્કયો, થરહરિયો વારાહ.
સાગર ઝલહલિયા, ગિરિ ઢળઢળિયા, હોય નાઠા નરનાથ.
દિગ્ગજ ગડગડિયા, ગ્રહ ખડખડિયા, નભ નાઠો માર્તંડ.
સહસ્રાક્ષ ચમક્યો, સુરગણ શંકયો, ન ફૂટયું બ્રહ્માંડ !

(૧૬) મુનિસુવ્રતસ્વામિસ્તોત્ર, (૧૭) છપ્પન દિશાકુમારી-જન્માભિષેક, (૧૮) જિનસ્તુતિ. આટલી કૃતિઓ તેની જ છે. એ ઉપરાંત (૧) ષટ્પંચાશદ્દિક્કુમારિકાસ્તવન, (૨) મહાવીરચરિત્ર, (૩) જંબુચરિત્ર (ર. સં. ૧૨૯૯), (૪) મોહરાજવિજયોક્તિ, (૫) જિનકલ્યાણક, (૬) સુકોશલ ચરિત્ર, (૭) જિનસ્તુતિ, (૮) ચાચરી સ્તુતિ અને (૯) ગુરુસ્તુતિ એ પણ એની કૃતિ હોવાનો સંભવ છે. આમાંનું "ભવિયચરિઉ" શ્રી. ભોગીલાલ જ. સાંડેસરાએ છપાવ્યું છે.[1] "ભવિયચરિઉ"એ કાવ્ય એક નાનું પણ સુંદર રૂપક કાવ્ય છે. આવા પ્રકારની પદ્ધતિનું સૌથી પ્રાચીન ગણાય તેવું ભાગવત પુરાણમાંનું પુરંજનોપાખ્યાન છે. કૃષ્ણમિશ્રનું "પ્રબોધચંદ્રોદય" ૧૧મી સદીનું નાટક એ જ રીતે તેવું ગુણ-દુર્ગુણોને મૂર્તસ્વરૂપ આપી રચાયેલું નાટક છે. જયશેખરસૂરિનું "પ્રબોધચિંતામણિ" કે "ત્રિભુવનદીપક-પ્રબંધ" એ તે જ પદ્ધતિનું કાવ્ય છે.

ભવિય! સુણઉ ભવજીવહં ચરિઉ સંખેવિહિં મણુ નીચલુ ધરિઉ ।
અત્થિ અણાઇઉ ભવપુરનામુ મોહરાઉ તહિં વસઇ પગામુ ।
મિચ્છદિટ્ઠિ તસુ વલ્લહ ધૂઅ સયલ જીવ સા પિયયમ હૂઅ ।
તીણહિ મોહિઉ એઉ જિયલોઉ વિનડિજ્જંતુ વિ ધરઇ પમોઉ ।
કહ વિ ન જાણઇ ધમ્માધમ્મુ ભક્ખાભક્ખુ ન ગમ્માગમ્મુ ॥[2]

કવિની ભાષા સરળ છતાં બોધક છે. એણે જુદા જુદા કાવ્યમાં છંદો પણ જુદા જુદા આપ્યા છે. આ કવિની કૃતિઓ છંદ અને ભાષા

---

૧. ફાર્બસ ત્રૈમાસિક વર્ષ ૧ લું, અંક ૨ જો

૨. ગૂજરાતી છાયા:

ભવ્ય! સુણ ભવજીવનું ચરિત સંક્ષેપે મન નિશ્ચલ ધરી ।
છે અનાદિક ભવપુરનામ મોહરાવ તહીં વસે પ્રકામ ।
મિથ્યાદષ્ટિ તેની વહાલી દીકરી સકલ જીવની તે પ્રિયતમા થઇ ।
તેણે મોહ્યો એ જીવલોક, નચાવાતો ય ધરે પ્રમોદ ।
કૈં યે ન જાણાય ધર્માધર્મ, ભક્ષ્યાભક્ષ્ય ન ગમ્યાગમ્ય ॥
પા. ગ્રં. ભં. સૂચી, પૃ. ૨૬૫

એ બેય દૃષ્ટિએ ઉપયોગી હોઈ સ્વતંત્ર રીતે પ્રકાશિત કરાય તો અભ્યાસીઓને ઉપકારક થઈ પડે.

૮. જિનપ્રભસૂરિના કોઈ એક શિષ્યે "નર્મદાસુંદરી કથા" નામક ૭૧ કડીનું નાનું કાવ્ય સં. ૧૩૨૮માં રચ્યું છે. બીજું કાવ્ય "ગૌતમ-સ્વામિચરિત્ર" સં. ૧૩૫૮માં રચ્યું છે.[1] પોતાના ગુરુની માફક એ પણ સાહિત્યકીય "ગૌર્જર અપભ્રંશ"માં કાવ્ય રચે છે; છંદોવૈવિધ્ય પણ સાંચવે છે. "નર્મદાસુંદરી કથા"નો આરંભ "ત્રિભંગી" પદ્ધતિના છંદથી મળે છે:

પણમવિ પણઈંદહ વીરજિણિંદહ ચરણકમલુ સિવલચ્છિકુલુ ।
સિરિનમયાસુંદરિગુણજલસુરસરિ કિંપિ થુણિવિ લિઉં જંમફલુ ॥
સિરિવદ્ધમાણુ પુરુ અત્થિ નયરુ તહિં સંપઇ નરવઇ ધમ્મપવરુ ।
તહિં વસઇ સુસાવગુ ઉસસેણુ અણુદિણુ જસુ મણિ જિણનાહવયણુ ॥[3]

૯. પ્રબંધચિંતામણિ-કાર મેરુતુંગને આપણે અપભ્રંશ કૃતિઓના એક સંગ્રાહક તરીકે ગણી શકિયે. પ્રબંધચિંતામણિમાં તેણે જુદા

---

૧. તેરસ સય અડવીસે વરિસે...વિહિયા ॥
તેરસો અઠ્ઠાવીસના વર્ષમાં રચી. એજન, પૃ. ૧૮૦

૨. ગોયમસુચરિયકુલયં રઇયં...અટ્ઠાવન્નસ્ય વરિસસ્સ ॥
ગૌતમસુચરિતકુલક અઠ્ઠાવનના વર્ષમાં રચ્યું. એજન, પૃ. ૨૬૭

આ બીજી કૃતિને અંતે પ્રાકૃત ગાથામાં જિનપ્રભનું નામ છે; પણ તે ગુરુના ઉત્કર્ષવિષયક જણાય છે. વર્ષાનુક્રમે પણ આ કૃતિ જિનપ્રભશિષ્યની જણાય છે.

૩. ગૂજરાતી છાયા:—
પ્રણમી પ્રણતેંદ્ર વીરજિનેંદ્રના ચરણકમલ શિવલક્ષ્મીકુલને ।
શ્રીનર્મદાસુંદરી-ગુણજલ-સુરસરિતા કૈં યે સ્તવી લઉં જન્મફલ ॥
શ્રીવર્ધમાન-પુર છે નગર તહીં સંપત્તિ-નરપતિ ધર્મપ્રવર ।
તહીં વસે સુશ્રાવક ઋષભસેન અનુદિન જેને મન જિનનાથવચન ॥
એજન, પૃ. ૧૮૮

જુદા પ્રબંધોમાં કેટલાક અપભ્રંશ દુહાઓ ઉદાહૃત કર્યા છે. તે બધા જ પ્રચલિત સાહિત્ય–લૌકિક અને ગ્રંથસ્થમાં–થી લીધેલા છે. કેટલાક દુહા આ. હેમચંદ્રમાં પણ છે. મેરુતુંગે એના પ્રબંધગ્રંથની રચના સં. ૧૩૬૧માં વઢવાણમાં કરી છે. એ કવિ બહુશ્રુત અને અનુભવી છે. એણે ચૂંટી આપેલા દૂહા પણ એની પસંદગીની આંકણી કરે તેવા છે. એમાંના આ. હેમચંદ્રથી સ્વતંત્ર એવા કેટલાક દુહાઓ છે, એ ભાષા અને સાહિત્ય એ ઉભય લેખે ઉપયોગી હોઈ અહીં આપવામાં આવે છેઃ

(૧) અમ્મીણઉ **સંદેસડઉ** નારય કન્હ કહિજ્જ ।
જગુ દાલિદ્દિહિં દુત્થિયઉ બલિબન્ધણહ મુઇજ્જ ॥[૧]

(૨) ઉગ્ગા તાવિઉ જિહિં ન કિઉ **લક્ખઉ ભણઇ** તિ ઘટ્ટ ।
**ગણિયા** લબ્ભઇ **દીહડા** કે દહ અહવા **અટ્ઠ** ॥

(૩) મુઞ્જુ **ભણઇ** મુણાલવઇ જુવ્વણુ **ગયઉં ન** ઝૂરિ ।
જઇ **સક્કર** સયખણ્ડ **થિય તોઇ** સ **મીઠી ચૂરિ** ॥

---

૧. પ્રબંધચિંતામણિમાંનાં અવતરણોની ગૂજરાતી છાયા નીચે પ્રમાણે છે; પૃષ્ઠાંક મુનિશ્રી જિનવિજયજીની "સિંઘી" ગ્રંથમાળાની આવૃત્તિના છેઃ—

(૧) અમારો સંદેશડો (હો) નારદ, કાન્હને કહેજે ।
જગ દાળદરથી દૂખિયું; બલિ[૧] બંધનનું મૂકજે ॥પૃ. ૮॥
(૧. બલિ=બલિરાજા અને કરજ. દ્ર્યર્થ છે.)

(૨) ઊગ્યા (શત્રુ)ને તાપિત જહીં ન કર્યો[૧] લાખો[૨] ભણે તે ઘાટું ।
ગણિયા લાભે (=મેળવે) દહાડા કે દસ અથવા આઠ ॥પૃ. ૧૯॥
(૧. કચ્છના લાખા ફુલાણીના મોઢામાં મૂકેલી આ ઉક્તિ છે)

(૩) મુંજ ભણે મૃણાલવતીને:[૩] જોબન ગયું; ન ઝૂરે ।
જો સાકર શતખંડ થઇ, તોય તે મીઠી ચૂર ॥પૃ. ૨૩॥
(૩. મૃણાલવતીને રાજા મુંજમાં પ્રેમ હતો. ગયા યૌવનથી પણ સૌંદર્ય જતું નથી, તેવો આશય આ દૂહામાં ઉદ્દિષ્ટ છે.)

(૪) સઉ ચિત્તહ સઠ્ઠી મણહ બત્તીસડા હિયાંહ ।
અમ્મી તે નર ઢડ્ઢસી જે વીસસઇં તિયાંહ ॥

(૫) ઝોલ્લી તુટ્ટવિ કિં ન મૂઉ કિં હૂઉ ન છારહ પુઞ્જુ ।
હિણ્ડઇ દોરી-દોરિયઉ જિમ મંકડુ તિમ મુઞ્જુ ॥

(૬) ગય ગય રહ ગય તુરય ગય પાયક્કડા નિ ભિચ્ચ ।
સગ્ગટ્ઠિય કરિ મન્તણઉં મુહુંતા રુદ્દાઇચ્ચ ॥

(૭) કવણિહિં વિરહકરાલિઅઇં ઉડ્ડાવિઉ વરાઉ ।
સહિ અચ્ચબ્ભુઅ દિટ્ઠ મઇં કણ્ઠિ વિલુલ્લઇ કાઉ ॥

(૮) એહુ જમ્મુ નગ્ગહં ગિયઉ ભડસિરિ ખગ્ગુ ન ભગ્ગુ ।
તિક્ખા તુરિય ન વાહિયા ગોરી ગલિ ન લગ્ગુ ॥

(૯) નવજલભરીયા મગ્ગડા ગયણિ ધડુક્કઇ મેહુ ।
ઇત્થન્તરિ જઇ આવિસિઇ તઉ જાણીસિઇ નેહુ ॥

---

(૪) સોગણી ચિત્તની, સાઠગણી મનની, બત્રીસગણી હૈયાની,
અહો તે નર રૂખડો (=વૃક્ષ)×, જે વિશ્વસે સ્ત્રીમાં ॥પૃ. ૨૩॥
( ×અમ્મી=અમ્મો=અહો.× ઢડ્ઢસી=ગામનું ઝાડ)

(૫) ઝોળી તૂટી (ને) કેમ ન મુઓ, કેમ હુઓ ન રાખ * પુંજ ।
હીંડે દોરી-દોરિયો× જેમ માંકડું તેમ મુંજ ॥પૃ. ૨૩॥
( *છાર=રાખ. ×દોરેલો કોઈથી પરવશ થયેલો)

(૬) ગજ ગત, રથ ગત, તુરગ ગત, પાળા ( ગત, ગત ) ભૃત્ય ।
સ્વર્ગે રહ્યો કર મંત્રણા મુખથી (હે) રુદ્રાદિત્ય× ॥પૃ. ૨૩॥
( ×મુંજની તૈલપના પાશમાંથી છટકવાની ઉક્તિ )

(૭) કોઇ વિરહ-કરાલ (સ્ત્રી)એ ઉડાવિયો વરાક (=બિચારો) ।
સખી ! અચંબો દીઠો મેં: કંઠે વળગે કોને ? ॥પૃ. ૨૮॥

(૮) એહ જન્મ નકામો ગયો: ભડ-શિરે ખાંડું ન ભાંગ્યું ।
તીખા તુરી ન વાહ્ય્યા, ગોરી—ગળે ન લાગ્યો ॥પૃ. ૩૨॥

(૯) નવજલ-ભરિયા મારગડા, ગગને ધડૂકે મેહ ।
આ અંતરે જો આવશે તો જાણીશ (હું) નેહ ॥પૃ. ૩૨॥

(૧૦) ભોયએવ ગલિ કણ્ઠલઉ મૂં ભલ્લઉ પડિહાઇ ।
ઉરિ લચ્છિહિ મુહિ સરસતિહિ સીમ વિહંચી કાંઇ ॥

(૧૧) માઉલિગુ જઇ વુચ્ચઇ વુચ્ચઉ ઇઉ મઇં કહિઉ લોહહં સમચ્ચઉ ।
ભોએવ પુહવિહિં ગઉ અવરુ ન વુચ્ચઇ બીજઉ રાઉ ॥

(૧૨) માણુસડા-દસદસ દસા સુણિયઇ લોયપસિદ્ધ ।
મહ કન્તહ ઇક્કુ જ દસા અવરિ તે ચોરહિં લિદ્ધ ॥

(૧૩) કો જાણઇ તુહ નાહ ચીતુ તુહાલઉં ચક્કવઇ ।
લહુ લંકહ લેવાહ મગ્ગુ નિહાલઇ કરણઉત્તુ ॥

(૧૪) ઓલી તાવ ન અણુહરઇ ગોરીમુહકમલસ્સ ।
અદિટ્ઠી કિમ ઓમિયઇ પડિપયલી ચન્દસ્સ ॥

(૧૫) સઇરૂ નહીં સ રાણ ન કુ લાઈઉ ન કુ લાઈઇ ।[1]
સઉં પંગારિહિં પ્રાણ કિ ન વઇસાનરિ હોમીઇં ॥

---

(૧૦) ભોજદેવ ! ગળે કાંઠલો મને ભલો પ્રતિભાસે !
ઉરે લક્ષ્મીથી, મ્હોંએ સરસ્વતીથી, સીમા વહેંચી શું ? ॥પૃ. ૪૫॥

(૧૧) માતૃલિંગ જો બોલે, બોલ્યો ઇ મેં કહ્યો લોહનો સમુચ્ચય ।
ભોજદેવ ! પૃથિવીમાં ગયો અવર ન બોલે બીજો રાય ॥પૃ. ૪૫॥

(૧૨) માણુસડા(ની) દશ દશ દશા સુણિયે લોકપ્રસિદ્ધ ।
મુજ કાંતની એકજ દશા, અવર તે ચોરે લીધી ॥પૃ. ૪૭॥

(૧૩) કોણ જાણે તુજ નાથ ! ચિત્ત, તારું (?) ચક્ર-પદ ।
લઘુ(માં) લંકાને લેવાનો માર્ગ નિહાળ (તું), કરણ-પુત્ર ! ॥પૃ. ૫૮॥

(૧૪) ઓળ ત્યારે ન અનુસરે ગૌરી-મુખ-કમલને ।
અણ-દીઠી કેમ માપિયે પડવા-રેખ ચંદ્રની ? * ॥પૃ. ૬૪॥
( * આ એક સમસ્યાપૂર્તિ છે. )

૧. અહીંથી ૧૯મા સુધીના દૂહા "રાણકદેવડીના દૂહા" તરીકે લોક-સાહિત્યમાં જે પ્રસિદ્ધ છે, તે આપવામાં આવ્યા છે. સિદ્ધરાજ જયસિંહ

(૧૬) રાણા સવ્વે વાણિયા જેસલુ વડ્ડઉ સેઠિ ।
કાહૂં વણિજડુ માણ્ડીયઉં અમ્મીણા ગઢ-હેઠિ ॥
(૧૭) તઇં ગરૂઆ ગિરનાર કાહૂ મણિ મત્સરુ ધરિઉ ।
મારીતાં ખંગાર એકૂ સિહરુ ન ઢાલિયઉં ॥
(૧૮) જેસલ મોડિ મ બાંહ વલિવલિ વિરૂએ ભાવિયઇ ।
નઇ જિમ નવા પ્રવાહ નવઘણ વિણુ આવઇ નહીં ॥
(૧૯) વાઢીતઉં વઢવાણ વીસારતાં ન વીસરઇ ।
સૂના સમા પરાણ ભોગાવહ તઇં ભોગવ્યા ॥
(૨૦) આપણપઇં પ્રભુ હોઈયઇ કઇ પ્રભુ કીજઇ હત્થિ ।
કાજુ કરેવા માણુસહ ત્રીજઉ માગુ ન અત્થિ ॥

---

ના પ્રતિપક્ષી રાજા તરીકે નામ "નવઘણ" આપવામાં આવ્યું છે, પણ દૂહો જોતાં એ જ "ખેંગાર" સંભવે છે. એ આભીર રાજા હતો. દગાથી "નવઘણ"ના અંત પછી તેની રાણીના મુખમાં આ વાક્યો આપ્યાં છે. કેટલાક પછીની ભાષાના દૂહા ક્ષિપ્ત છે. તે ન લેતાં અસલ જણાતાને જ અહીં સ્થાન આપ્યું છે. રાણીનું નામ એક હાથપ્રત મુજબનું "સૂનલદેવી" છે. લોકમાં "રાણકદેવી"નામ પ્રસિદ્ધ છે.

(૧૫) સહિયરો. નથી તે રાણો, ન કોઇ લાવ્યો, ન કોઈ લવાય ।
સ્વયં ખેંગાર સાથે પ્રાણ કેમ ન વૈશ્વાનરે હોમિયે ? ॥પૃ. ૬૫॥
(૧૬) રાણા સર્વે વાણિયા, જેસલ (જયસિંહ) વડો શેઠ ।
કાંશું વાણિજડું (=વેપાર) માંડયું અમારા ગઢ હેઠ ? ॥પૃ. ૬૬॥
(જયસિંહે રાણીનો હાથ માગ્યો હોય, તેનો જવાબ જણાય છે.)
(૧૭) તેં ગરવા ગિરનાર ! કાં મને મત્સર ધર્યો ? ।
મરાતાં ખેંગાર એક શિખર ન ઢાળિયું ? ॥પૃ. ૬૬॥
(૧૮) જેસલ (=જયસિંહ), મોડ મ બાંહ્ય, વળીવળી વરવે ભાવિયે ।
નદી જિમ નવા પ્રવાહ નવઘન *વિણ આવે નહિ ॥પૃ. ૬૬॥
(૧૯) વઢાતું વઢવાણ વીસારતાં ન વીસરે । [ *નવો મેઘ, ખેંગાર ]
સોના સમા પ્રાણ ભોગાવા, તેં ભોગવ્યા ॥પૃ. ૬૬॥
(આ સોરઠાની ભાષા આ બાજૂ વધુ આવી ગઇ જણાય છે.)
(૨૦) આપણપેં પ્રભુ હોઇયે, કયારે પ્રભુ કીજે હાથે ।
કાજ કરેવા માણસને ત્રીજો માર્ગ નથી ॥પૃ. ૮૨॥

(૨૧) સોહગ્ગિઉ સહિ કંચુયઉ જુત્તઉ તાણુ કરેઇ ।
પુટ્ઠિહિ પચ્છઇ તરુણીયણુ જસુ ગુણગહણુ કરેઇ ॥

(૨૨) લચ્છિ-વાણિમુહકાણિ સા પઇં ભાગી મુહ મરઉં ।
હેમસૂરિઅત્થાણિ જે ઈસર તે પણ્ડિયા ॥

(૨૩) હેમ તુહાલા કર મરઉં જિસ અચ્ચબ્ભુયરિદ્ધિ ।
જે ચંપહ હિટ્ઠા મુહા તીહ ઊપહરી સિદ્ધિ ॥

(૨૪) ઇક્કહ ફુલ્લહ માટિ સામીઉ દેયઇ સિદ્ધિસુહુ ।
તિણિસઉ કેહી સાટિ કટરે ભોલિમ જિણવરહ ॥

(૨૫) મહિવીઢહ સચરાચરહ જિણિ સિરિ દિન્હા પાય ।
તસુ અત્થમણુ દિણેસરહ હોઈતુ હોઉ ચિરાય ॥

---

(મૂળમાં કઈ=સં. કદા સંભવે છે. અથવાના અર્થમાં એટલો વહેલો પ્રયોગ સંભવતો નથી.)

(૨૧) સોહાગિયો સખી, કંચુક=(ચોળી) જોડયો તાણુ કરે ।
પીઠ પછી તરુણીજન જેના ગુણ ગ્રહણ કરે ॥પૃ. ૮૯॥
(ગુણ=ગુણ અને દોરી.)

(૨૨) લક્ષ્મી-વાણી-મુખ-કળી તે, તારામાં, ભાગ્યવાન, (પણ) મુજ મરો ।
હેમસૂરિ-સ્થાને જે ઈશ્વર, તે પંડયા ॥પૃ. ૯૨॥
(અર્થ સંદિગ્ધ રહે છે.)

(૨૩) હેમ ! તારા કર (તોય) મરું, અચંબા-રિદ્ધિ ।
જે ચંપાય હેઠે-મુખે, તેના ઉપર સિદ્ધિ ॥પૃ. ૯૨॥
(ઉપરના બંને દૂહા હેમચંદ્રને ઉદ્દેશી ચારણના મુખમાં મુકાયા છે.)

(૨૪) એક ફૂલ માટે સ્વામી દે (છે) સિદ્ધિ-સુખ ।
તેથી શા સારુ થોડે ભોળપ, જિનવરની ? ॥પૃ. ૯૨॥
(અર્થાત્ એ ભોળપ નથી, પણ સ્વામિગુણ છે.)

(૨૫) મહીપીઠ—સચરાચરને જેણે શિરે દીધા પાય ।
આથમણ તે દિનેશ્વરનું, હોવાનું હોય સદાય ॥
(ચિરાય=લાંબે વખતે; એટલે સદા.)

મેરુતુંગનો સમય ૧૪મી સદીનો આરંભ હોવાથી તેની પસંદગીમાં મધ્યકાલીન ગૂજરાતીનાં લાક્ષણિક રૂપો કેટલાંક જણાય છે. રાસયુગના અંતભાગમાં તે કવિતા પડે તેવી છે. પણ મોટા ભાગના દૂહા "હૈમયુગ"ની લાક્ષણિકતા સાચવતા હોવાથી અહીં સ્થાન પામ્યા છે. "પ્રબંધચિંતામણિ"ની કેટલીક પ્રતોમાં વધુ આ તરફ આવતી ભાષા સાંચવતા દૂહા મળે છે; પણ જૂની પ્રતોમાં ન હોવાથી તેવા દૂહાઓને અહીં સ્થાન નથી આપ્યું. પ્રસંગે એનો ઉપયોગ થશે.

૧૦. છેક સોળમી સદી સુધી નાની મોટી અનેક કૃતિઓ મળે છે. એના વિસ્તારમાં નહિ પડતાં કવિ અને કૃતિ અને મળી શકે ત્યાં વર્ષ આપી સંતોષ લેવામાં આવે છે. સાહિત્યકીય અપભ્રંશ તેમાં મૂર્ત છે.

| કવિ | કૃતિ | રચ્યા વર્ષ |
|---|---|---|
| જિનસૂરિ | અંતરંગસંધિ | (૧૪મું શતક) |
| જયશેખરસૂરિશિષ્ય | શીલસંધિ | (૧૫મું શતક) |
| હેમસાર | ઉપદેશસંધિ | ,, |
| વિશાલરાજસૂરિ | તપઃસંધિ | ,, |
| રત્નમંદિરગણિ | સં. ઉપદેશતરંગિણીમાં (અપભ્રંશ ૨૫ પદ્યો) | ,, |
| યશકીર્તિ | ચંદપ્પહચરિય | (સં. ૧૫૨૧ લગભગ) |
| સિંહસેન (રઇધુ) | મહેસરચરિય | (૧૫મું શતક) |
| | દહલક્ખણ જયમાલ | ,, |
| | શ્રીપાલચરિત | ,, |
| | સમ્મતગુણનિહાણ | ,, |
| જયમિત્રહલ્લ | સેણિયચરિય | ,, |

આ ઉપરાંત જેના કર્તાઓનાં નામ નથી મળ્યાં તેવી અનેક અપ્રસિદ્ધ કૃતિઓ પાટણ વગેરેના ભંડારોમાં છે. આમાંની બધી એક જ સમયની નહિ, પણ જુદા જુદા સમયની હશે; પણ સાધનાભાવે એ

વિષયમાં આપણે આજે કાંઈ પણ પણ વિશેષ પ્રકાશ પાડી શકવાની સ્થિતિમાં નથી.

આ કૃતિઓ સાહિત્યકીય "ગૌર્જર અપભ્રંશ"ની આ. હેમચંદ્રે સ્થિર કરી આપેલા ભાષાસ્વરૂપને જ મુખ્યત્વે અનુસરતી હોવાથી ભાષાની દૃષ્ટિએ મહત્ત્વની છે; સબબ કે તેમાંથી વિપુલ શબ્દભંડોળ આપણે મેળવી શકિયે તેમ છિયે. મુખ્યત્વે શ્વેતાંબર જૈન સાધુઓની એ કૃતિઓ હોઈ તેમ જ એ સાધુઓનું નિવાસસ્થાન મુખ્યત્વે ગૂજરાત, મારવાડ અને માળવા હોઈ તેઓની સાહિત્યકીય ભાષા સાંચવતી કૃતિઓમાં પોતપોતાના સમયની ભાષાની છાંટ પણ મળી આવવાનો પૂરો સંભવ છે. ખુદ સં. જૈન સાહિત્યમાં આમ તળપદા જ શબ્દો અને નહિ તો તેવા તળપદા શબ્દો કૃત્રિમ સંસ્કૃત સ્વરૂપને પામેલા પુષ્કળ મળી શકે તેમ છે. (અહીં શ્રી. મોહનલાલ દ. દેસાઇના જૈન-ગૂર્જર કવિઓ, ભાગ ૧લામાંના જૂની. ગૂજ. ઇતિહાસમાંનું પ્રકરણ ૨ જું અભ્યાસીઓને ઉપકારક થઈ પડશે.)

## ઇતર અપભ્રંશ કૃતિઓ

ગૂજરાતની કૃતિઓ તેમ જ "ગૌર્જર અપભ્રંશ" સાથે ગાઢ સંબંધ છે તેવી દિગંબર જૈન કૃતિઓના વિષયમાં જે કાંઈ પણ માહિતી મળે છે, તે આ પૂર્વે બતાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. આ સાથે ઉપયોગી થઈ પડે એ હેતુથી બહારની પણ કોઈ કૃતિઓ અથવા અપભ્રંશના વિષયમાં કાંઈ વધુ પ્રકાશ પડે તેવા વ્યાકરણ ગ્રંથો પ્રાપ્ત હોય તો તે સંબંધમાં આવશ્યક માહિતી અહીં આપવાનો પ્રયત્ન કરવામાં આવે છે. બહારનાં જે કાંઈ સાધન મળે છે, તેમાંનાં નીચેનાંનો અહીં ઉપયોગ કરવામાં આવ્યો છે:

| કૃતિ | કર્તા | સમય |
|---|---|---|
| ૧. દોહાકોશ | તિલ્લોપાદ | ૧૧મી સદી |
| ૨. ,, | સરહદપાદ | ,, |

| | | |
|---|---|---|
| ૩. દોહાકોશ | કાન્હપાદ | ૧૨મી સદી |
| ૪. સંકીર્ણ દોહા-સંગ્રહ | ... | „ |
| ૫. ડાકાર્ણવ | ... | „ |
| ૬. કીર્તિલતા | વિદ્યાપતિ | ૧૫મી સદી |
| ૭. પ્રાકૃતપિંગલ | ... | „ |
| ૮. પ્રાકૃત-વ્યાકરણ | ત્રિવિક્રમ | ૧૩મી સદી |
| ૯. પ્રાકૃત સર્વસ્વ | માર્કંડેય | ૧૪મી-૧૫મી સદી |
| ૧૦. ષડ્ભાષાચંદ્રિકા | લક્ષ્મીધર | ૧૬મી સદી |
| ૧૧. પ્રાકૃતરૂપાવતાર | સિંહરાજ | ૧૭મી સદી |

આમાંનું ત્રિવિક્રમનું વ્યાકરણ જોવામાં નથી આવ્યું, પણ એનાં જ વાલ્મીકિનાં નામે ચઢેલાં સૂત્રો ઉપર લક્ષ્મીધરની ષડ્ભાષાચંદ્રિકા અને સિંહરાજનું પ્રાકૃતરૂપાવતાર મળે છે. તે ઉપરાંત પિશલે આ. હેમચંદ્રના અપભ્રંશ વિભાગના દોહલાઓના કરેલા સંપાદનમાં ત્રિવિક્રમે લીધેલા દોહલાઓની વાચના પણ આપી છે. વાલ્મીકિસૂત્રો ત્રણેમાં છે, એથી ત્રિવિક્રમનો અપભ્રંશ આપણે મેળવી શકિયે છિયે. પ્રાકૃતસર્વસ્વ એ માર્કંડેયનું સ્વતંત્ર વ્યાકરણ છે. એને ૧૪મી-૧૫મી સદીમાં થયો માનવામાં આવે છે. કોઈ એને છેક ૧૭મી સદીમાં થયો માને છે.[1]

ઉપર ગણાવેલાં ૧૧માં ૧થી ૭ એ કવિતાના ગ્રંથો છે. એમાં દોહાકોશ ૧૧-૧૨મી સદીના છે; કર્તા બૌદ્ધધર્માનુયાયીઓ છે; અને રચના આસામ-બંગાળામાં થયેલી છે. સહજયાન બૌદ્ધોનાં ધાર્મિક મંતવ્યો આ કાવ્યોમાં રજૂ થાય છે. ધાર્મિક દૃષ્ટિએ એની આપણને ઉપયોગિતા ન હોય, પણ સાહિત્યકીય દૃષ્ટિએ ઉપયોગિતા છે જ.

૧. દોહાકોશોમાં ૧લી કૃતિ તિલ્લોપાદની છે. જે કાંઈ ભાષાભેદ પ્રાપ્ત થાય છે, તે નીચેનાં અવતરણો ઉપરથી સમઝાશે:

---

૧. Evolution of Magadhi : Introduction. પૃ. ૨૦. શ્રી અનંતપ્રસાદ બેનરજી શાસ્ત્રીએ માર્કંડેયને ૧૭મી સદીમાં મૂકયો છે.

[1]કન્ધ—ભૂઅ—આઅત્તણુ—ઇન્દી ।
સહજ સભાવેં સઅલ વિવન્દી ॥
સહજેં ભાવાભાવ ણ પુચ્છહુ ।
સુણ્ણ કરુણ તહિ સમરસ ઇચ્છિઅ ॥
મારહુ ચિત્ત ણિવ્વાણેં હણિઆ ।
તિહુઅણ સુણ્ણ ણિરઞ્જણ પસિઆ ॥
અમણસિઆર મ દૂસહુ મિચ્છે ।
અપ્પાણુવન્ધ મ કરહુ રે ઇચ્છે ॥
ચિત્ત ખસમ જહિ સમસુહ પઇટ્ઠઇ
ઇન્દીઅ-વિસઅ તહિ મત્ત ણ દીસઇ ॥
આઇરહિઅ એહુ અન્તરહિઅ ।
વરગુરુપાઅ અદ્દઅ કહિઅ ॥

× × × ×

---

૧. ઉપયોગી હોવાથી અહીં સંસ્કૃત છાયા આપવામાં આવે છેઃ

स्कन्धभूतायतनेन्द्रियाणि
सहजस्वभावेन सकलानि क्विबद्धानि ॥१॥
सहजे भावाभावौ न पृच्छ ।
शून्यताकरुणे तस्मिन् समरसे इष्येते ॥२॥
मारय चित्तं निर्वाणेन हत्वा ।
त्रिभुवनशून्यनिरञ्जनं प्रविश ॥३॥
अमनस्कारं न दूषयत मिथ्या ।
आत्मानुबन्धे मा कुरु रे इच्छाम् ॥४॥
चित्तं खसमं यदा समसुखं प्रविशति ।
इन्द्रियविषयमात्रं तदा न दृश्यते ॥५॥
आदिरहितं एतद् अन्तरहितम् ।
वरगुरुपादेन अद्वयं कथितम् ॥६॥

× × × ×

હઉ સુણ્ણુ જગુ સુણ્ણુ તિહુઅણુ સુણ્ણુ ।
ણિમ્મલ સહજે ણ પાપ ણ પુણ્ણુ ॥
જહિ ઇચ્છઇ તહિ જાઉ મણ એત્થુ ણ કિજ્જઇ ભન્તિ ।
અધ ઉઘાડિય આલોઅણે જ્ઝાણે હોઇ રે થિત્તિ ॥

આ અવતરણમાં "ઇન્દ્રિય"નું "ઇન્દિઅ" થઈ "ઇ" પર સ્વરભાર આવતાં, અપભ્રંશ પછીની ભાષામાં દીર્ઘ "ઇ" થાય છે, તે પ્રક્રિયા આવી ગઈ છે. "વિવન્દી"રૂપ "વિબદ્ધ" ઉપરથી "વિવન્દિઅ" થઇ એ જ રીતે "વિવન્દી" બન્યું છે. "ધ"ના "દ"ની પ્રક્રિયા આ. હેમચંદ્રના અપભ્રંશમાં આવી નથી. "પુચ્છહ" વગેરે રૂપમાં આજ્ઞાર્થ બીજાપુરુષનું બહુવચન ગણિયે તો વર્તમાનકાલીન થ કે આજ્ઞાર્થ–આત્મનેપદ ધ્વમ્ ઉપરથી લાવી શકાય. એકવચન ગણિયે તો આજ્ઞાર્થ આત્મનેપદી સ્વ ઉપરથી લાવવો જોઇએ. "ગૌર્જર અપભ્રંશ"માં એ પ્રક્રિયા વ્યાપક નથી.

---

अहं शून्यं जगत् शून्यं त्रिभुवनमपि शून्यम् ।
निर्मलसहजे न पापं न पुण्यम् ॥३४॥

यत्र इच्छति तत्र यातु मनः अत्र भ्रान्तिः न क्रियताम् ।
अध उद्घाटय अवलोकने ध्याने स्थितो भवामि ॥३५॥

[ રૂપ–વેદના–સંજ્ઞા–સંસ્કાર અને વિજ્ઞાનરૂપ પાંચ સ્કંધ, પૃથ્વી–પાણી–તેજ–વાયુ–આકાશરૂપી પાંચ મહાભૂત, સ્થાનરૂપ ઇંદ્રિયો, આ સહજ સ્વભાવે બધાં બંધાયાં છે. સહજમાં સંસાર અને નિર્વાણરૂપ ભાવ અને અભાવ(ની વાત) ન પૂછ. શૂન્યતા અને કરુણતા સહજમાં સમરસ ઇચ્છાય છે. નિર્વાણ વતી હણીને ચિત્તને માર. (પછી) ત્રિભુવનના શૂન્યાત્મક નિરંજન જ્ઞાનમાં પ્રવેશ કર. નિર્વિકલ્પક સહજ જ્ઞાને ફોકટ ન દોષ આપ. આત્માના અનુબંધનમાં ઇચ્છા ન કર. શૂન્ય સમાન ચિત્ત જ્યારે સમ સુખમાં પ્રવેશે છે, ત્યારે ઇંદ્રિયોના વિષયની માત્રા ત્યાં નથી દેખાતી. ઉત્તમ ગુરુએ આને આદિરહિત અને અંતરહિત અદ્વય જ્ઞાન કહ્યું છે. × × × હું શૂન્ય, જગ શૂન્ય, અને ત્રિભુવન શૂન્ય છે. નિર્મલ એવા સહજ માર્ગમાં પાપ નથી, પુણ્ય નથી. મન જ્યાં (જવાની) ઇચ્છા કરે છે, ત્યાં જાઓ. અહીં ભ્રાંતિ ન કરાય. નીચેના માર્ગને ઉઘાડી જ્ઞાનાત્મક ધ્યાને સ્થિતિ થાય છે. ]

"પ્રચ્છિઅ" કર્મણિરૂપ લાગે છે. "પ્રચ્છિઅઇ" રૂપ આ. હેમચંદ્ર સ્વીકારે છે. અંત્ય "ઇ" લુપ્ત થયો છે. ૪થી કડીમાં 'પ્રચ્છે' બીજી વિભક્તિનું એકવચન માગધી સદૃશ છે. એ લક્ષ્યમાં લેવા જેવી વસ્તુ છે. "જાઉ" સં. यातु ઉપરથી સીધું પ્રાકૃત પ્રક્રિયાથી આવ્યું છે. અપ. માં આ પ્રચલિત નથી. "થિત્તિ" આપણે ત્યાં "થિઇ" સ્વરૂપમાં હોય છે. "રે"નો પ્રચાર ખાસ ધ્યાન ખેંચે છે.

તિલ્લોપાદના આ કાવ્યની એક હાથપ્રત ૧૨મી સદીના આરંભના જ વર્ષ જૂની મળે છે;[1] એટલે ગ્રંથકાર ૧૧મી સદીનો છે. એ જૂની પ્રત તૂટક છે. ૧૩મી સદીની બીજી પ્રત ઉપરથી ખાલી ભાગ પૂરેલા છે, તેથી મૂળની ભાષાને ખાસ આંચ આવી જણાતી નથી.

બેશક વ્યાપક અપભ્રંશનાં લક્ષણો પ્રાકૃતાનુકૂળ આમાંથી આપણને મળે છે, એ સાથે અર્વાચીનતા તરફ ઢળતું વલણ મળે છે. આ અપભ્રંશ "માગધ અપભ્રંશ"ના સંસ્કારો કરતાં "મહારાષ્ટ્ર અપભ્રંશ"ના સંસ્કારોનો સમાદાર વધુ કરે છે; જેમાં રૂપભેદ કહો કે પ્રાંતીયતા કહો તેવું કાંઇક આવે છે. એવી જ બીજી બે કૃતિઓ નીચે ઉદાહૃત કરવામાં આવે છે, તેનું સ્વરૂપ જોઇયે.

૨. સહજયાન બૌદ્ધ સંપ્રદાયનો જ "સરહ" એના "દોહાકોશ"થી લગભગ ૧૧મી સદીમાં જ આપણા જાણવામાં આવે છે. મહાસિદ્ધ સરહ પૂર્વપ્રદેશાંતર્ગત રોલી નામના સ્થળમાં જન્મ્યો હતો અને રાજા રત્નપાલ (ઇ. સ. ૧૦૧૦–૧૦૫૦)નો સમકાલીન હતો. એટલે ૧૧મી સદીના પૂર્વાર્ધમાં જ એ થયેલો એ સ્પષ્ટ છે.[2] આણે કેટલીક બીજી કૃતિઓ પણ રચી છે. 'દોહાકોશ"ના કેટલાક નમૂના જોઇયે:

વમ્હણો હિ મ જાનન્ત હિ ભેઉ ।
એવઇ પઢિઅઉ એ ચ્ચઉવેઉ ॥
મટ્ટી પાણી કુસુ લઇ પઢન્તઁ ।
ઘરહિં બઇસી અગ્ગિ હુણન્તઁ ॥

---

૧. દોહાકોશ: અં. પ્ર. પૃ. ૧

૨. અપભ્રંશ પાઠાવલી. ટીકા, પૃ. ૧૦૫

કજ્જે વિરહિઅ હુઅવહ હોમેँ ।
અક્ખિ ડહાવિઅ કડુએँ ધુમેँ ॥
એકદણ્ડી ત્રિદણ્ડી ભઅવँવેસેँ ।
વિણુઆ હોઇઅઇ હંસઉએસેँ ॥
મિચ્છેહિँ જગ વાહિઅ ભુલ્લે ।
ધમ્માધમ્મ ણુ જાણિઅ તુલ્લે ॥

× × × ×

ગુરુ-ઉવએસેँ અમિઅ-રસુ ધાવહિ ણુ પીઅઉ જેહિ ।
વહુ-સત્થત્થ-મરુત્થલિહિँ તિસિએ મરિઅઉ તેહિ ॥
ચિત્તાચિત્ત વિ પરિહરહુ તિમ અચ્છહુ જિમ વાલુ ।
ગુરુવઅણેँ દિઢભત્તિ કરુ હોઇ જઇ સહજ ઉલાલુ ॥

× × × ×

પર-ઊઆર ણુ કિઅઊ અત્થિ ણુ દીઅઉ દાણુ ।
એહુ સંસારે કવણ ફલુ વરુ છડ્ડુ અપ્પાણુ ॥[1]

---

૧. સંસ્કૃત છાયા:—

ब्राह्मणा न जानन्ति हि भेदं (वृथा) पठिताः एते चतुर्वेदान् ॥१॥
मृत्तिकाजलकुशान् लात्वा पठन्ति गृहे उपविश्य अग्निं जुहुति (व) ।
कार्येण विरहित-हुतवहहोमेन अक्षिणी दग्धे कटुना धूमेन ॥२॥
एकदण्डि-त्रिदण्डि-भगवद्वेशेन विज्ञा भवन्ति हंसोपदेशेन ।
मिथ्यात्वेन जगद् वाहितं भ्रमेण धर्माधर्मौ न ज्ञातौ तुल्येन ॥३॥

× × × ×

गुरूपदेशेन अमृतरसः धाव्यते न पीतकः यैः ।
बहुशास्त्रार्थमरुस्थलीषु तृष्णया मृतं तैः ॥५६॥
चित्ताचित्तमपि परिहरत तथा आस्यताम् यथा बालः ।
गुरुवचने दृढभक्तिं कुरुत भवति यदा सहजोल्लालः ॥५७॥

× × ×

परोपकारः न कृतः, अस्ति न दत्तं दानम् ।
अस्मिन् संसारे किं फलं वरं त्यजतु आत्मानम् ॥११२॥

આ અવતરણમાં મોટા અક્ષરવાળાં રૂપો જુઓ: "ધાવહિ" કર્મણિરૂપ ઇષ્ટ છે. આ. હેમચંદ્રને "ધાવિઅઇ" ઇષ્ટ છે. "જાનન્ત", "પઠન્તઁ" વગેરે વર્તમાન ત્રીજાપુરુષનાં બહુવચનનાં રૂપો પણ તેવાં જ છે. "ડહાવિઅ"માં અંતે "અ"કાર જ પ્રાકૃત જેમ પડયો છે. "વિણુઆ" નવું જ રૂપ છે. "વઇસી"રૂપ ધ્યાન ખેંચે છે. એમાં અર્વાચીનતા આવી છે. उपविश्य=ઉવઇસિય=વઇસિય=વઇસી—અને ગૂજરાતીમાં "બઇસી=બેસી". 'હોઇઅઇ'માં મૂયત્તેની સંભાવના છે. "તિસિએ" =तृष्णया. तृष्णानुं तिसि રૂપ થયું છે. "પરિહરહુ" એ રૂપ આજ્ઞાર્થ બીજાપુરુષનું જણાય છે, જ્યારે "અચ્છહુ" ત્રીજાપુરુષ એકવચનનું છે. પાછલું ચિંત્ય છે. "કુરુ" ને અપ.ના નિયમ પ્રમાણે એકવચન છે; પણ અહીં બહુવચન ઇષ્ટ છે. "દીઅઉ" રૂપ પ્રા. दिण्णने સ્થાને પ્રયોજાયેલ છે, તે નવીન છે. "છડ્ડહુ"માં આજ્ઞાર્થ ત્રીજાપુરુષમાં "હુ" પ્રયોજાયો છે.

૩. તિલ્લોપાદ અને સરહપાદ પછી એક કાણ્હપાદના "દોહાકોશ"નો અહીં ઉપયોગ કરવામાં આવે છે. "કાણ્હપાદ" ક્યારે થયો તેને માટે મતભેદ છે. ડૉ. શહિદુલ્લા તેનો સમય ઇ. સ. ૭૦૦ આસપાસ માને

---

[ બ્રાહ્મણો ભેદ જાણતા નથી. એઓ એમ જ (નકામા) ચાર વેદ ભણ્યા છે. માટી, પાણી અને દર્ભ લઇને (વેદ) ભણે છે. ઘેર બેસી અગ્નિમાં હોમ કરે છે. કામ વિનાના અગ્નિમાંના હોમ કરી (થયેલા) કડવા ધુમાડાથી આંખો બળી છે. એકદંડી ત્રિદંડી અને ભગવાન જેવા વેશે કરી સંન્યાસીના ઉપદેશથી વિદ્વાન બની જાય છે (અને) જગતને ભ્રમે કરી ફોકટ વહ્યું શાખે છે. એક સરખી રીતે ધર્મ અને અધર્મને નથી જાણ્યા હોતા. × × × × ગુરુના ઉપદેશથી અમૃતરસને જેઓ ધાવે છે અને પીતા નથી, તેઓ તૃષ્ણાએ કરી ઘણાં શાસ્ત્રાર્થરૂપી મરુ ભૂમિમાં માર્યા જાય છે. ચિત્ત અને અચિત્તનો પણ ત્યાગ કરો, અને બાળકની જેમ બેસો. ગુરુના વચનમાં, જ્યાંસુધી સહજયાન માર્ગમાં ઉદ્ધાર થાય ત્યાંસુધી દૃઢ ભક્તિ કરો. × × × નથી પરોપકાર કર્યો, નથી દાન દીધું, (તેણે) આ સંસારમાં (જન્મી) શું ફલ મેળવ્યું? તેવો પુરુષ આત્મત્યાગ કરે એ જ સારું છે. ]

છે,[1] જ્યારે ડૉ. સુનીતિકુમાર ચેટરજી તેને ઇ. સ. ૧૨૦૦ આસપાસ માને છે. એ ગમે ત્યારે થયો હોય, પરંતુ તેની કૃતિનું જે ભાષા સ્વરૂપ મળે છે, તે ઉપરની બે કૃતિઓના જેવું છે, એટલે અહીં સ્થાન આપવામાં બાધ નથી:

લોઅહ ગવ્વ સમુવ્વહઇ હઉં પરમત્થે પવીણુ ।
કોડિહ મજ્ઝેં એકકુ જઇ હોઇ ણિરઞ્જણ-લીણુ ॥
આગમ—વેઅ—પુરાણેં પણ્ડિઆ માણ વહન્તિ ।
પક્કસિરિફલે અલિઅ જિમ વાહેરિઅ ભમન્તિ ॥
વોહિચિઅ રઅભૂસિઅ અક્ખોહેહિં સિટ્ઠઓ ।
પોક્ખર વિઅ સહાવસુહ ણિઅ દેહહિ દિટ્ઠઓ ॥

× × × ×

લલણા રસણા રવિસસિ તુડિઅ વેણ્ણ વિ પાસે ।
પત્તો-ચઉટ્ઠ ચઉમૂણાલ ઠિઅ મહાસુહ વાસે ॥

× × × ×

જિણ-રઅણ-ઉઅરેં જઇ સો વરુ અમ્વરુ છુપ્પઇ ।
ભણઇ કાણ્હ ભવ ભુઞ્જન્તે ણિવ્વાણો વિ સિજ્ઝઇ ॥૨૩॥

× × × ×

જિમ લોણુ વિલિજ્જઇ પાણિએહિ તિમ ધરિણિ લઇ ચિત્ત ।
સમરસ જાઇ તક્ખણે જઇ પુણુ તે સમ ણિત્ત ॥[2]

---

૧. અપ. પાઠા. ટીકા. પૃ. ૯૮

૨. સંસ્કૃત છાયાઃ—

लोकः गर्वं समुद्वहति अहं परमार्थे प्रवीणः ।
कोटीनां मध्ये एकः यदि भवति निरञ्जनलीनः ॥१॥
आगमवेदपुराणैः पण्डिताः मानं वहन्ति ।
पक्वश्रीफले अलयः यथा बहिः भ्रमन्ति ॥२॥
बोधिचित्तं रजोभूषितं अक्षोभ्येण श्लिष्टम् ।
पुष्करं इव स्वभावसुखं निजदेहे दृष्टम् ॥३॥

× × ×

કાણ્હપાદનાં ઉપરનાં પદ્યોમાં "લોઅહ", "અલિઅ", "ચિઅ", "અક્રોહેહિં" અને "લોણુ" ધ્યાન ખેંચે છે. પ્રથમ શબ્દમાં પ્રથમા એકવચનમાં "હ" વિસર્ગના અવશેષરૂપે આવ્યો જણાય છે; જ્યારે બીજા શબ્દમાં સં. अलयःનું સીધું "અલિઅ" થયું જણાય છે. "ચિત્ત"નું "ચિઅ" હોય તો તે નવીન વસ્તુ છે. "चित्"માંથી હોય તો મુશ્કેલી નથી. "અક્રોહ" સ્પષ્ટ માગધીરૂપ છે. "લોણુ"માં અર્વાચીનતા છે. આ રૂપો આ. હેમચંદ્રમાં સિદ્ધ નથી.

---

ललनारसना—रविशशिनः त्रोटयित्वा द्वे अपि पार्श्वे ।
पत्रचतुष्टयं चतुर्मृणालं स्थितं महासुखं वासे ॥५॥

× × ×

जिनरत्नोदरे यदि सः वरः अम्बरं स्पृशति ।
भणति कृष्णः भवे भुज्यमाने निर्वाणमपि सिध्यति ॥२२॥

× × ×

यथा लवणं विलीयते पानीये तथा गृहिणीं लात्वा चित्तम् ।
समरसं याति तत्क्षणे यदि पुनः तेन समं नित्यम् ॥३२॥

[લોક ગર્વ ધારણ કરે છે કે હું પરમાર્થમાં પ્રવીણ છું. નિરંજનમાં લીન હોય તેવો કરોડોમાં એક મળે. જેવી રીતે પાકા બીલામાં ભમરા બહાર ભમે છે તે પ્રમાણે આગમ, વેદ અને પુરાણે કરી પંડિતો અભિમાન કરે છે. રાગથી યુક્ત એવા બોધિચિત્તનો ક્ષોભ વિનાના પુરુષથી ભેટો થયો તો કમળની જેમ સ્વભાવનું સુખ પોતાના દેહમાં જોયું થાય છે. × × × ઇડા અને પિંગળાની સૂર્યની અને ચંદ્રની નાડી, એ બંનેને નિકટમાં કાબૂમાં લાવવામાં આવતાં ચાર પત્ર અને ડાંડલીવાળું સર્વશૂન્યાત્મક મહાસુખ આપણી પાસે આવી રહ્યું થાય છે. × × × જિનરત્નના ઉદરમાં જો ઉત્તમ એવો તે સાધક વસ્ત્રને સ્પર્શે છે તો કૃષ્ણ કહે છે કે, સંસારનો ભોગ થતાં થતાં નિર્વાણની સિદ્ધિ થાય છે. × × × જે પ્રમાણે મીઠું પાણીમાં એકરૂપ થઇ જાય છે, તે પ્રમાણે જ્ઞાનરૂપ ગૃહિણીને લઇ ચિત્ત જો શૂન્યની સાથે હમેશાં લાગી જાય છે, તો તે સમરસ થઇ જાય છે.]

૪. જુદાં જુદાં બૌદ્ધતંત્રોમાં કેટલાંક અપભ્રંશ પદ્યો છૂટાંછવાયાં મળે છે. "દોહાકોશ"ની આવૃત્તિમાં તેના સંપાદક શ્રી. પ્રબોધચંદ્ર બાગ્ચીએ તેવા કેટલાકનો સંગ્રહ કર્યો છે. એ દોહાઓ અપભ્રંશના જ છે; પણ ભાષાસ્વરૂપ વધુ વિકૃત લાગે છે:

કોલ્લઇરે ઠિઅ વોલા મુમ્મુણિરે કક્કોલા ।
ઘણ કિવિડ હો વાજ્જઇ કરુણિકિ અઇ ન રોલા ॥
તહિ વલ ખજ્જઇ ગાઢે મઅણા પિજિઅઇ ।
હલે કાલિઞ્જર પણિઅઇ દુદુરુ વજ્જિઅઇ ॥

છતાંય ક્વચિત્ સારું સ્વરૂપ સચવાઈ રહ્યું છે:

આઇ ણ અંત ણ મજ્ઝુ ણ ણઉ ભવ ણઉ ણિવ્વાણ ।
એહુ સો પરમ મહાસુહ ણઉ પર ણઉ અપ્પાણ ॥[1]

ઉપરનાં બધાં અવતરણો વ્યાપક અપભ્રંશથી આપણને અપરિચિત એવી કોઈ પ્રાંતીયતાનો બોધ કરે છે. ડૉ. શહિદુલ્લા આને બૌદ્ધ અપભ્રંશ કહે છે. ડૉ. જેકોબીના મત પ્રમાણે આ દોહાઓની ભાષા ક્રમદીશ્વર, રામશર્મન્ અને માર્કંડેયના અપભ્રંશનાં રૂપો સાથે મેળ ખાય છે.[2] આ જોતાં આ એક પ્રાંતીય ભેદ છે, એટલું સ્વીકારવામાં બાધ ન હોવો જોઇએ. બેશક શ્રી મધુસૂદન મોદી આમાંની વિકૃતિને સામાન્ય જનતાના સંપર્કની અસર માને છે, જ્યારે ડૉ. સુનીતિકુમાર ચેટરજી એને પાશ્ચાત્ય અપભ્રંશ માને છે.[3] આથી એટલો નિર્ણય સ્વીકારવામાં બાધ ન હોય કે આ. હેમચંદ્રનો "ગૌર્જર અપભ્રંશ" એ આ નથી.

૫. અહીં હવે બીજો જ એક પ્રકાર લગભગ તેટલો જૂનો પ્રાપ્ત થાય છે, તેનો પરિચય આપવાનો પ્રયત્ન કરવામાં આવે છે. આ

---

૧. ગૂજરાતી છાયા:–

આદિ ન, અંત ન, મધ્ય ન, ન ભવ, ન નિર્વાણ ।
એ તે પરમ મહા સુખ, ન પર, ન આત્મા ॥

૨. અપ. પાઠા. ટીકા, પૃ. ૧૦૦

૩. એજન, પૃ. ૧૦૧

પણ બૌદ્ધ ગ્રંથ છે; પણ તે વજ્રયાન શાખાનો છે. આ ગ્રંથની જૂનામાં જૂની હાથપ્રત ઇ. સ. ૧૧૭૬ જેટલી જૂની છે.[1] એટલે ભાષાસ્વરૂપ તેટલું જૂનું છે, એમાં શંકા નથી. "ડાકાર્ણવ" નામનો આ ગ્રંથ તાંત્રિક ગ્રંથ છે, જેમાં મંત્ર, યંત્ર, મુદ્રા, ધારણી, યોગ અને સમાધિવિષયક વિધાનો કરવામાં આવ્યાં છે. બૌદ્ધ તાંત્રિક ગ્રંથ તરીકે તેની જેટલી ઉપયોગિતા છે, તેટલી જ એક પ્રકારના અપભ્રંશને એ ગ્રંથ સાચવી રાખતો હોવાથી, એ ઉપયોગી છે:

ઇહ ઇ ણ ભાવ અભાવ ણ રગ્ગ વિરગ્ગ સણ્ણઇ ઓવણુ રજ્જ ।
મજ્જઠિઓ અઓ ધમ્મુ ણ રજ્જહુ રજ્જહુ વજ્જ વિણિધમ્મુ પમેજ્જુ ॥
ધમ્માધમ્મુ જઇ અત્થગિઓ તાઇ તુ બન્ધસિ બોહિ માનુ ।
સિજ્જ સુરાસુર સે હ હેઓ તુટ્ટઇ આવઇગઇ નિજાણુ ॥

× × × ×

ઇન્દિય વિસજ ન દિટ્ઠખઇઉ ન ભુઅ ન ઇ સત્થાનાઇ હોઇ ।
સજ્જુ પપઞ્ચુ ભાઅ ગહુઅઓ છડ્ડઇ મોહ પરમત્થ પવિસ્સ ॥
રમ રમ પરમ—મહાસુહ—વજ્જુ પ્રજ્ઞોપાયઇ સિજ્જઉ કજ્જુ ।
લોઅણ કરુણા ભાવહુ તુમ્મ સઅલ સુરાસુર બુદ્ધહુ જિમ્મ ॥

× × × ×

કેવલ સહજ સહાઉ રિ દિસઇ નમહુ સુરાસુર તિહુયણ નાહઇ ।
ઇન્દિય-લોઅ ણ જાનઈ કોઇ પરમ મહાસુહ પૂજહુ ગાહઇ ॥[2]

---

૧. ડાકાર્ણવ; સં. પ્ર, પૃ. ૧૮

૨. સંસ્કૃત છાયા:-

इह हि न भावः अभावः न रागः विरागः संनश्यति अथ पुनः रज्य ।
मध्यस्थितः अयं धर्मः, न रज्य, रज्य वज्रे विनिधर्मं प्राप्नुयाः ॥२॥
धर्माधर्मौ यदि अस्तंगतौ तदा त्वं बध्नासि बोधौ मनः ।
सिद्धः सुरासुरः सः हि भवति त्रुटयतः आयातिगती निजानाम् ॥३॥

× × ×

इन्द्रियविषयो न दृश्यताम् न मुंग्धि, न हि संस्थानादिः भवति ।
सर्वं प्रपञ्चं भावेन गृहीत्वा छर्दय मोहं परमार्थं प्रविश ॥१८॥

આ રૂપોમાં તિલ્લોપ્પદ વગેરેના ઉતારાની જેમ એક વસ્તુ ખાસ ધ્યાન ખેંચે છે, તે આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચનમાં હુ પ્રત્યયનો ઉપયોગ. પૂર્વે બતાવ્યું છે, તેમ તેનો પ્રયોગ બહુવચનમાં સ્પષ્ટ છે. અહીં પણ ૨૭ કડીમાં એકવચનના પ્રયોગ ન હોત તો બહુવચન સ્વીકારી શકાય તેમ છે; કેમકે "ભાવહુ તુમ્હ"નું भावयत यूयम् "તુમ્હ"નું तुम्हइं ઉપરથી અવતરણ કરી મેળવી શકાત. "से" માર્કંડેય વિકલ્પે આપે છે. से=सः. "હુઓ" भूतःમાંથી નિષ્પન્ન કરવું પડે છે. "રજ્જ" અને "પમેજુ" આ તરફ આવી ગયાં છે. "વિસજ" અને "સભુ"માં "જ" અને "ભ" થયા છે, તે નવીન છે. એવાં જ નવાં રૂપો "નિજ્જાણુ", "ગહુઅઓ," "પવિસ્સુ" છે. "જાનઇ" માં "ન" છે, તે તો ચલાવી શકાશે.

---

रमस्व रमस्व परममहासुखवज्रे प्रज्ञोपायेन सिद्धकं कार्यम् ।
लोकानां करुणां भावय त्वं सकलसुरासुरबुद्धः यथा ॥१९॥

× × ×

केवलं सहजस्वभावो रि दृश्यते नम सुरासुरत्रिभुवननाथम् ।
इन्द्रियलोकः न जानाति कोऽपि परममहासुखं पूजय गाथया ॥२८॥

[ અહીં ભાવ નથી, અભાવ નથી, રાગ નથી; વિરાગ પણ નાશ પામે છે. તો હવે આનંદ પામ. આ ધર્મ મધ્યમાં રહેલો છે. બીજે ક્યાંય આનંદ ન પામ. વજ્ર ધર્મમાં આનંદ પામ. શુદ્ધ ધર્મ પામ. જો ધર્મ અને અધર્મ અસ્ત થયા છે, તો તું બોધિમાં મન બાંધે છે. જે નાથથી પોતાનાંની જન્મ-મરણની આવજા ત્રુટે છે, તે સુર કે અસુર ખરેખર સિદ્ધ છે. ઈંદ્રિયના વિષયને ન જો. ભોગ ન કર. તેનાથી સંસ્થાન નથી થતું. સમગ્ર પ્રપંચને ભાવથી પકડી મોહને છેદ અને પરમાર્થમાં પ્રવેશ કર. પરમ મહાસુખાત્મક વજ્રધર્મમાં આનંદ લે, આનંદ લે. બુદ્ધિરૂપ ઉપાયથી કામ સિદ્ધ થયું જાણ. બધા સુરઅસુરોના બુદ્ધની જેમ તુ લોકની દયા આણ. ખરેખર માત્ર સહજ સ્વભાવ જ દેખાય છે. સુર અસુરાત્મક ત્રણે લોકના નાથ બુદ્ધને નમન કર. પંચેંદ્રિયવાળો જનસમૂહ કોઇ કાંઇ જાણતો નથી: ગાથાથી પરમ મહા-સુખની પૂજા કર. ]

આ પ્રકાર આ. હેમચંદ્રમાં નથી, એમ છતાં અપભ્રંશની લાક્ષણિકતા આ સ્વરૂપમાં છે, એનો વિરોધ ઉઠાવી શકાય તેમ નથી. ત્યારે આ કયો અપભ્રંશપ્રકાર હશે ? "ડાકાર્ણવ"ના સંપાદક શ્રી. નાગેંદ્ર નારાયણ ચૌધરીએ તેની ભાષા વિશે ચર્ચા કરી છે, અને નિર્ણય આપ્યો છે કે–

"...It seems to me that the language of the present work is much more influensed by the Saurseni Apabhramsa than by Bengali, though it was composed in Bengal proper."[1]

વસ્તુસ્થિતિએ નેપાલ બાજૂની પ્રાંતિક બોલી અને બંગાલા બાજૂની પ્રાંતિક બોલીઓની આમાં પુષ્કળ છાંટ છે. એને શૌરસેન અપભ્રંશ કહેવાનું શ્રી. નાગેંદ્ર નારાયણ ચૌધરીને કારણ કેમ મળ્યું છે, તે કાંઈક તપાસવા જેવું છે. त નો द થવાનાં मृतकनुं मदअ અને वातनुं वाद એવાં રૂપ વપરાયેલાં મળે છે. આવું રૂપ વર્તમાનકાળમાં નથી મળતું, પણ ઉપરના અવતરણમાં છે તે 'દિક્ખદઉ" રૂપ મળે છે. આ ફેરફાર પણ વૈકલ્પિક છે, એટલે મુશ્કેલી છે કે આને "શૌરસેન અપભ્રંશ" કહેવો કે કેમ. આમાં "શ" અને "ષ" પણ પ્રયોજાયેલ છે, છતાં સ્પષ્ટ વલણ નથી માગધી તરફ કે નથી શૌરસેની તરફ. એ ઉપરથી એમ જ નિર્ણય કરી શકાય કે ૧૦ મી સદીના વ્યાપક અપભ્રંશના ઉત્તર–પૂર્વ દેશના પ્રાંતીય ભેદ તરીકે જ આને આપણે સ્વીકારી શકિયે. નામ કયું આપવું એ હું તો મુશ્કેલ માનું છું.

૬. વ્યાકરણ ગ્રંથોની ચર્ચા કરતાં પૂર્વે અહીં વિદ્યાપતિની "કીર્તિલતા" અને "પ્રાકૃત પિંગલ"ની ભાષાનો પરિચય મેળવવો ઠીક થઈ પડશે. આ બંને કૃતિઓ પણ "ગૂજરાત" બહારની છે. આમાંની "કીર્તિલતા" એ સુપ્રસિદ્ધ મૈથિલ કવિ વિદ્યાપતિની કૃતિ છે. કવિ વિદ્યાપતિનું નિવાસસ્થાન મિથિલા પ્રદેશમાં આવેલા દરભંગા સ્ટેટના

૧. ડાકાર્ણવઃ અં. પ્રસ્તા., પૃ. ૧૯-૨૦

કમતૌલ સ્ટેશન પાસે આવેલું ગઢ વિસપી ગામ મનાય છે. એ કુટુંબ "ઠકકુર" તરીકે ઓળખાતું હતું. એ કવિના પૂર્વજો રાજકર્મચારી હતા. વિદ્યાપતિ પણ રાજપંડિત હતો. તેને ઇ. સ. ૧૩૧૨માં મિથિલાપતિ રાજા શિવસિંહે 'વિસપી' ગામ બક્ષિસ આપ્યું હતું, જેનું તામ્રપત્ર અત્યારે પણ મોજૂદ છે.[1] વિદ્યાપતિએ ઘણા સંસ્કૃત ગ્રંથો બનાવ્યા છે. માતૃભાષામાં તો તેણે બહુ નાની ઉમરે "કીર્તિલતા", પછી 'કીર્તિપતાકા,' અને જીવનકાળ દરમિયાન પુષ્કળ પદો રચ્યાં હતાં, જે આજે પણ સુપ્રસિદ્ધ છે. "કીર્તિલતા" તેણે પોતાના આશ્રયદાતા શિવસિંહના પિતા દેવસિંહના પિતા કીર્તિસિંહને નાયક બનાવી રચી છે. એ સુંદર ગદ્યપદ્યાત્મક કૃતિ છેઃ

બાલચન્દ-વિજ્જાવઇભાસા દુહુ નહિ લગ્ગઇ દુજ્જન-હાસા ।
ઓ પરમેસર હરશિર સોહઇ, ઈ ણિચ્ચઇ નાઅર મન મોહઇ ॥
કા પરબોધઓ કમણ ચણાવઓ। કિમિ, નીરસ મને રસ લએ લાલઓ।
જઇ સુરસા હોસઇ મઝુ ભાસા, જો બુજ્ઝિહ સો કરિહ પસંસા ॥
મહુઅર બુજ્ઝઇ કુસુમ-રસ, કવ્વકલાઉ છઇલ્લ ।
સજ્જન પર-ઉઅઆરમન દુજ્જન નામ મઇલ્લ ॥
સક્કયવાણી વહુઅ ન ભાવઇ, પાઉઅ રસ કો મમ્મ ન પાવઇ ।
દેસિલ વઅના સવ જન મિટ્ઠા, તઁ તૈસન જમ્પઓ અવહટ્ઠા ॥
ભૃંઙ્ગી પુચ્છઇ ભિઙ્ગ સુન કો સંસારહિ સાર ।
માનિનિ જીવન માન-સઓ વીર પુરુષ અવતાર ॥
વીર પુરુસ કઇ જમ્મિઅઇ નાહ ન જમ્પઇ નામ ।
જઇ ઉચ્છાહે કુર કહસિ હઓ આકણ્ણન-કામ ॥

(ગદ્ય) કિત્તિ લદ્ધ સૂર સઙ્ગામ, ધમ્મપરાઅણ હિઅઅ, વિપઅ-કમ્મ નાહુ દીન જમ્પઇ, સહજ ભાવ સાનન્દ મુઅણ ભુંજઇ જાસુ સંપઇ । રહસેં દવ્વ દએ વિસ્સરઇ । સત્તુ સરુઅ સરીર ॥

એત્તે લક્ખણ લક્ખિઅઇ પુરુષ પ્રશંસું વીર ॥[2]

---

૧. કીર્તિલતા. પ્રસ્તા. પૃ. ૭

૨ ગુજરાતી છાયાઃ—

આ માત્ર નમૂનો લીધો છે. આમાં અપભ્રંશના ઉંને સ્થાને સર્વત્ર ઓ દેખાય છે. એ સાથે "રસ કો મમ્મ"માં છઠ્ઠીનો "કો" પ્રત્યય દેખાય છે. બેશક આનું સમાધાન "કો=કોઈ પ્રાકૃત રસનો મર્મ નથી જાણતું" એવો થઈ શકે. ઇ–ઉકારનો અંતે લોપ કદાચ એમ સ્વીકારિયે કે લહિયાની ભૂલે થયો હોય; તેથી ચાલુ નામરૂપો ઉપરાંત "સુન" "બુજ્ઝિઝહ" વગેરેનું સમાધાન કરિયે; પણ 'મજુ', 'પાઉઅ" "તૈસન", 'ફુર", "આકણ્ણન" એ **मज्झु** (અપ.), **प्राकृत**, **तादृश**, **स्फुट** અને **आकर्णन** ને સ્થાને પ્રયોજાયેલ છે, એ નવીન વસ્તુ છે. "લએ"–"દએ"માં "ઇ"ને બદલે "એ" આવી ચૂક્યો છે,

આ કાવ્યની ભાષામાં પૂર્વ હિંદીનાં પ્રાથમિક મૂલ આપણને દેખાય છે. આ જ ભાષાનું વિકસિત સ્વરૂપ વધુ પ્રાંતીય બની "પદ્માવતી" અને તુલસીદાસના "રામાયણ"માં અપાયું છે.

---

બાલચન્દ્ર–વિદ્યાપતિ–ભાષા, બે (ને) નહિ લાગે દુર્જન–હાસ ।
એ પરમેશ્વર–હર–શિરે સોહે, આ નિશ્ચયે નાગર–મન મોહે ॥
કેમ પ્રબોધું, કોને જણાવું, કેમ નીરસ મનમાં રસ લઇ લાવું ।
જો સુરસ હોશે મુજ ભાષા, (તો) જે જાણશે, તે કરશે પ્રશંસા ॥
મધુકર જાણે કુસુમ–રસ, કાવ્ય–કલાપ(ને) છેલ ।
સજ્જન(નું) પર–ઉપકાર–મન, દુર્જન નામ મેલું ॥
સંસ્કૃત વાણી બહુ ન ભાવે, પ્રાકૃત રસનો મર્મ ન પામે ।
દેશી–વચન સર્વજન (ને) મીઠાં, તે તેવી બોલું અવહટ્ઠ ॥
ભૃંગી પૂછેઃ ભૃંગ, સુણ, કયો સંસારે સાર ।
માનિની! જીવન માનશું વીરપુરુષ–અવતાર ॥
વીરપુરુષ ક્યાંય જન્મે, નાથ! ન બોલે નામ ॥
જો ઇચ્છાહે સ્ફુટ કહીશ, હું આકર્ણન–કામ ॥

(ગદ્ય) કીર્તિ લાધી છે, શૂર સંગ્રામમાં છે, ધર્મ–પરાયણ હૃદય છે, વિપદ–કર્મમાં નહિ દીન બોલે, સહજ ભાવે આનંદ સાથે સુજન ભોગવે જેની સંપત્તિ, રહસ્યમાં દ્રવ્ય દઈ વીસરે, સત્વ–સુરૂપ શરીર ॥

એટલાં લક્ષણ દેખાય (તો) પુરુષ પ્રશંસું, વીર! ॥

વિદ્યાપતિ આ કાવ્યની ભાષાને "અવહટ્ઠા" કહે છે. ઉપરની દૃષ્ટિએ આપણે તેને "અપભ્રષ્ટ" એટલે કે "અપભ્રંશ" સ્વીકારી લઇ શકિયે છિએ. બેશક એ વ્યાપક અપભ્રંશમાં સમાવિષ્ટ છે જ; તે સાથે "અવહટ્ઠ" એ વિશેષ નામે એક ભાષાભેદ પૂર્વ હિંદમાં હતો, અને તે જ પ્રકાર આ કાવ્યની ભાષા માટે હોવાની સંભાવના છે. શ્રીમધુસૂદન મોદી આ વિષયમાં જણાવે છે કે:

"ચારણીભાષા અપભ્રંશના સ્વરૂપને ટકાવવા યત્ન કરવા લાગી; પણ તે ભાષા બીજા સમજી શકે તેવી ચારણોને બનાવવી તો રહી જ. આ પ્રમાણે તે વિકૃત થઇ. અપભ્રંશનું આ વિકૃત સ્વરૂપ "અવહટ્ઠ" તરીકે ઓળખાવા લાગ્યું. મૈથિલ કવિ વિદ્યાપતિએ 'કીર્તિલતા' નામે કાવ્ય "અવહટ્ઠ" ભાષામાં લખ્યું છે. પ્રાકૃત પિંગલનાં દૃષ્ટાંતો "અવહટ્ઠ" ભાષામાં છે."[૧]

ડૉ. સુનીતિકુમાર ચેટરજીએ આ વિષયમાં એવો મત આપ્યો છે કે "Hear with Vidyapati, the Avahattha dialect is more or less restricted to court poetry of a formal panegyrical character."[૨]

આમ આ "અવહટ્ઠ"માં ચારણીતત્ત્વ મળ્યું છે, જેના પ્રાથમિક અંશ "કીર્તિલતા" અને "પ્રાકૃતપિંગલ"નાં ઉદાહરણોમાં છે.

૭. "પ્રાકૃતપિંગલ"ના કર્તા વિશે કશી માહિતી નથી. સામાન્ય રીતે એવું માનવું છે કે જુદા જુદા લેખકોની કૃતિઓની એ મિશ્રિત રચના એકત્રિત થઈ ગ્રંથસ્થ થઈ છે. એ ગ્રંથ આજે જે સ્વરૂપમાં મળે છે તે ૧૫મી સદીથી તો આ બાજૂનો નથી જ.[૩]

આ ગ્રંથમાં છંદોનાં લક્ષણ અને ઉદાહરણ શરૂઆતથી સ્કન્ધક છંદના લક્ષણ (૭૪મા શ્લોક) સુધી પ્રાકૃતમાં આપવામાં આવ્યાં છે. પછી પ્રાય: બધા છંદનાં લક્ષણ અને ઉદાહરણ, શ્રીમધુસૂદન મોદી

---

૧. અપ. પા. પ્રસ્તા. પૃ. ૨૦

૨. એજન પૃ. ૨૧

૩. પ્રાકૃતપિંગલ, અં. પ્રસ્તા. પૃ. ૭ (એશિ. સો. ઑફ બેંગાલ)

જેમાં "અવહટ્ટ" જુએ છે, તે અપભ્રંશપ્રકારમાં પ્રાપ્ત થાય છે. અપભ્રંશનો લાક્ષણિક उકાર અને સપ્તમીનો અને આજ્ઞાર્થનો इકાર જેમ બંને તેમ अકારમાં વધુ અને વધુ પ્રાપ્ત થતો જાય છે:

તેરહ મત્તા પઢમ પઅ પુણુ એઆરહ દેહ ।
પુણુ તેરહ એઆરહહિ દોહા-લક્ખણુ એહ ॥
જહા, સુરઅરુ સુરહી પરસમણિ ણહિ બીરેસ-સમાણુ ।
ઓ બક્કલ અરુ કઠિણ-તણુ ઓ પસુ ઓ પાસાણુ ॥[1]

આમાં वકારનો ब અને अरुનો પ્રયોગ એ આપણાથી મુખ્યત્વે ભિન્ન છે. उ એ પુણુ, अरुમાં જ છે, બીજે નથી. इકાર બધેથી ગયો છે.

"અવહટ્ટ"માં વ્યંજનોનું દ્વિત્વ એક મહત્ત્વનું લક્ષણ છે, એ આપણને "પ્રાકૃતપિંગલ"નાં ઘણાં ઉદાહરણોમાં મળે છે; જ્યારે ઉત્તરકાલીન અપભ્રંશમાં આવતાં જોડાક્ષર ચાલ્યો જતાં પૂર્વ સ્વર દીર્ઘ થવાનું વલણ છે. રોલાનું ઉદાહરણ:

પઅભરુ દરમરુ ધરણિ તરણિ રહ ધુલ્લિઅ ઝંપિઅ
કમઠ પિટ્ટઠ ટરપરિઅ મેરુ મંદર-સિર કંપિઅ ।
કોહ ચલિઅ હમ્મીર બીર ગઅજૂહ સંજુત્તે
કિઅઉ કટ્ઠ હાકંદ મુચ્છિ મેચ્છહકે પુત્તે ॥[2]

---

૧. ગૂજરાતી છાયા:—

તેર માત્રા પ્રથમ પદે, ફરી અગિયાર દે ।
ફરી તેર-અગિયારથી, દોહા-લક્ષણ એ ॥ ૭૮ ॥
જેમકે, સુરતરુ સુરભિ પારસમણિ નહિ વીરેશ-સમાન ।
એ વલ્કલ, અને કઠણ-તનુ, એ પશુ, એ પાષાણ ॥ ૭૯ ॥

૨. ગૂજરાતી છાયા:

પદભર-દડમડી ધરણી, તરણિ-રથ ધૂળે છાયો
કમઠ-પીઠ ટરપરી, મેરુ-મંદર-શિર કંપ્યાં ।
ક્રોધે ચઢ્યો હમીર વીર ગજજૂથ-સંયુક્ત
કીધું કષ્ટે આક્રંદ, મૂર્છાયા મ્લેછના પુત્ર ॥ ૯૨ ॥

નીચેનું કુંડળિયાનું ઉદાહરણ એનો સારો ખ્યાલ આપશે:

ઢોલ્લા મારિઅ ઢિલ્લિ મહ મુચ્છિઅ મેચ્છ સરીર
પુર જજ્જલ્લા મંતિબર ચલિઅ બીર હમ્મીર ॥
ચલિઅ બીર હમ્મીર પાઅભર મેઇણિ કંપઇ ।
દિગમગ ણહ અંધાર ધૂલિ સૂરહ રહ ઝંપઇ ।
દિગમગ ણહ અંધાર આણુ ખુરસાણક ઓલ્લા ।
દરમરિ દમસિ વિપક્ખ મારઅ ઢિલ્લિ મહ ઢોલ્લા ॥[1]

હરિગીતનું ઉદાહરણ જુઓ:

જહ ફુલ્લ કેઅઇ ચારુ ચંપઅ ચૂઅ મંજરિ બંજુલા
સબ દીસ દીસઇ કેસુ કાણણ પાણ બાઉલ ભમ્મરા ।
બહ પોમ્મ ગંધ વિબંધુ બંધુર મંદ મંદ સમીરણા
ણિઅ કેલિ કોતુક લાસ લંગિમ લગ્ગિઆ તરુણીજણા ॥[2]

આ અવતરણો જોવાથી સ્પષ્ટ થશે કે ભાષાએ અર્વાચીનતા તરફ આવવાનું વલણ લીધું છે; અપભ્રંશ તત્ત્વ ઓસરતું જાય છે; સાથે પૂર્વ તરફનાં વાગ્બિંબકો, 'કે' જેવા પ્રત્યયો વગેરે, શબ્દોને અંતે 'આ'કારનો પ્રક્ષેપ વગેરે થતાં ચાલ્યાં છે. અને માર્કંડેયના વ્યાકરણ–"પ્રાકૃત સર્વસ્વ"માંનો "નાગર અપભ્રંશ" જોતાં અને તેમાં આપેલાં અવતરણો મુખ્યત્વે "પ્રાકૃતપિંગલ"નાં છે, તેનો વિચાર કરતાં

---

૧. ઢોલ મારી (=વગાડી) દિલ્હી મધ્યે મૂર્છાયાં મ્લેચ્છ શરીર,
આગળ જાજાળો મંત્રિવર; ચાલ્યો વીર હમીર ।
ચાલ્યો વીર હમીર, પાદ-ભરે મેદની કંપે,
દિગ્માર્ગ–નભ અંધાર, ધૂળ સૂર્યનો રથ છાવરે ।
દિગ્માર્ગ–નભ અંધાર આણ્યો ખુરાશાનનો ઓળો,
જલદી દમીશ વિપક્ષને, મારી (=વગાડી) દિલ્હીમાં ઢોલ ॥૧૪૭॥

૨. જેમ ફૂલ્યાં કેતકી ચારુ ચંપા આમ્રમંજરી વંજુલ
સૌ દિશે દીસે કેસુડાં—કાનન પાન વ્યાકુલ ભમરા ।
વહે પદ્મગંધ વિબંધુ-બંધુર મંદમંદ સમીરણ
નિજ–કેલિ–કૌતુક–લાસ્યલંગિમ લાગિયાં તરુણીજન ॥૧૯૭॥

એમ માનવાને કારણુ રહે છે કે મુખ્યત્વે આ "પ્રાકૃતપિંગલ"ની ભાષા જોઇને પણુ માર્કંડેયે વ્યાકરણુ લખ્યું હોય.

૮. અપભ્રંશ સાહિત્યની સર્વસ્વીકૃત ભાષા તરીકે "હેમયુગ"માં પૂરો આદર પામી ચૂકી, એ કારણે આ. હેમચંદ્રના વ્યવસ્થિત વ્યાકરણ પછી ત્રિવિક્રમ, માર્કંડેય અને ક્રમદીશ્વરે પ્રાકૃત વ્યાકરણો લખ્યાં, તેમાં સાહિત્યકીય વ્યાપક અપભ્રંશનું પણુ વ્યાકરણુ આપવાનો પ્રયત્ન કર્યો. ક્રમદીશ્વરના વ્યાકરણને મેળવી નથી શકયો, પરંતુ ત્રિવિક્રમ[१] અને માર્કંડેયનાં વ્યાકરણોની વીગત મેળવી શકાઈ છે. લક્ષ્મીધર અને સિંહરાજ ત્રિવિક્રમોપજીવી છે, એટલે તેમનાં ખાસ જુદાં મંતવ્યો ન હોવાને કારણે આ. હેમચંદ્રના અપભ્રંશ સાથે ત્રિવિક્રમનાં "વાલ્મીકિસૂત્રો" અને માર્કંડેયના "પ્રાકૃતસર્વસ્વ"નાં વિધાનોની સરખામણી અહીં મુખ્યત્વે કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે. એને લીધે આપણને "ગૌર્જર અપભ્રંશ"થી એ બંનેના ભેદનું જ્ઞાન સરળ થશે.

| મૂળ વસ્તુ | ત્રિવિક્રમ | આ. હેમચંદ્ર |
|---|---|---|
| विषण्ण, वर्त्मन् | ઉન્ન, વિચ્ચ | વુન્ન, વિચ્ચ |
| બધાં નામ સર્વ.ને સં.એ.વ. પ્રત્યય હો (વિકલ્પ) | | ( નથી ) |
| અકારાંત સર્વનામને પાં.વિ.એ.વ. | હં (સવ્વહં) | હાં (સવ્વહાં) |
| પણુ किम्‌નું ત્યાં | કિહ | કિહે |
| किम्‌નાં પ્ર. એ. વ. | કાંઇ–કવણુ | (વિકલ્પે ફેરફાર) |
| इदम् ,, | આઅ | આય |
| यद, तद ,, | ધ્રું, ત્રું (વિ.) | ધ્રું, ત્રં (વિ.) |
| युष्मद તૃ. એ. વ. | એઇં, તઇં | પઇં, તઇં |

१. ત્રિવિક્રમનું વ્યાકરણુ નથી જોઇ સકાયું, પણુ લક્ષ્મીધરે ષડ્ભાષાચંદ્રિકા અને સિંહરાજે પ્રાકૃતરૂપાવતારમાં ત્રિવિક્રમનાં જ સૂત્રો લીધાં છે; એ ઉપરાંત પિશલે આ. હેમચંદ્રના પ્રાકૃત વ્યાકરણના જર્મન અનુવાદમાં તેમ જ અપભ્રંશ દોહલામાં ત્રિવિક્રમની પ્રક્રિયાઓ પૂરેપૂરી નોંધી છે. એ પ્રાપ્ય છે. તેનો આવશ્યક ઉપયોગ કરી શકાયો છે.

| | | |
|---|---|---|
| अस्मद् પ્ર. દ્વિ. બ. વ. | અમ્હઇં, અમ્હેઇં | અમ્હઇં, અમ્હે |
| ,, તૃ. બ. વ. | અમ્હેહિ | અમ્હેહિં |
| ,, પં.–ષ., એ. વ. | મહુ, મજ્ઝ | મહુ, મજ્ઝુ |
| यद्–तद् સમ્બન્ધંત અવ્યય | જઇ, તઇ, (વિ.) | (નથી) |
| इ–उ નર. નામને પં. સ. એ. વ. | હિ, હે | પં.–હે, સ.–હિ |
| ,, ,, ષ. બ. વ. | હું (વિકલ્પે) | હિં (વિકલ્પે) |
| સ્ત્રી. ષષ્ઠી–પંચમી બ. વ. | હું | હુ |
| સંબંધક ભૂ. કૃ. त्वा–પ્રત્યય | એ, એપિ, એપિણુ (વિ.) | ઇવિ, એવિ, એવિણુ (વિ) |
| ,, ,, | | |
| તાદર્થ્યમાં નામયોગી | તેસિં–તેસિ (વિ.) | રેસિં–રેસિ (વિ.) |
| इदानीम् | એવ્વહિ | એમ્વહિં |
| एवम्, एवमेव | એમ, એમઇ | એમ્વ, એમ્વઇ |
| नहि | નાહિ | નાહિં |
| प्रत्युत | પચ્ચલિઉ | પચ્ચલિઉ |
| प्रायस् | પગ્ગિમ પ્રાઇમ (વિ.) | પગ્ગિવ, પ્રાઇમ્વ (વિ.) |
| कुतः | કહતિહુ (વિ.) | કહન્તિહુ (વિ.) |
| અનુકરણાર્થ શબ્દ | ધિગ્ઘિ | ધ્રુગ્ઘ |
| વિધ્યર્થ तव्य પ્રત્યય | એવ્વઇ, એપ્પઇ, એવ્વ | ઇએવ્વઉં, એવ્વઉં, એવા |
| કર્તૃવાચક तृ પ્રત્યય | ણઅ | અણઅ |
| વર્તમાન પ્રથમ પુ., એ. વ. | ઇ | ઉં |
| भू નાં વર્તમાનમાં | હવસઇ, હવસદિ (વિ.) | (આ રૂપો નથી) |
| (प्र) भू ના પર્યાપ્તિ અર્થમાં | બહુચ્ચ | હુચ્ચ |
| व्रज् ધાતુનો | વચ્ચ | વુચ |
| ब्रू ,, | બ્રુવ | બ્રુવ |
| पश्य्–गृह् ,, | પસ્સ, ગણ્હ | પ્રસ્સ, ગૃણ્હ |

ત્રિવિક્રમમાં ઋ નથી મળતો.

ત્રિવિક્રમ મુખ્યત્વે આ. હેમચંદ્રને જ અનુસરેલા છે, એટલે બંધારણગત કશો ભેદ પ્રાપ્ત થતો નથી. ઉપરના જે ભેદ આપવામાં આવ્યા છે, તે મોટે ભાગે લેખનભેદને આભારી લાગે છે; કેમકે બંનેમાં કેટલાંક સૂત્રો શબ્દશઃ એકનાં એક ને ક્વચિત્ સૂત્રમાં પદો ઊલટ-પાલટ એવાં મળે છે; આનો એક જ ખુલાસો થાય અને તે એ કે જે કાંઇ લેખનભેદ પ્રાપ્ત થાય છે, તે ત્રિવિક્રમે પોતાના સમયમાં પ્રયોજાતાં અને તેના જોવામાં આવેલાં રૂપો હોવાં જોઇયે; આ. હેમચંદ્રનાં રૂપો તેને વ્યાજબી ન લાગ્યાં હોય અને તેથી તેણે તેનો સમાદર ન કર્યો હોય; અથવા આ. હેમચંદ્રના વ્યાકરણની કોઈ એવી જ ભ્રષ્ટ હાથપ્રત મળી હોય કે જેમાં તેણે જોયેલાં રૂપો વપરાયેલાં-લખાયેલાં હોય. ભેદ નજીવો જ ગણાય; તેથી આ અપભ્રંશ આ. હેમચંદ્રના "ગૌર્જર અપભ્રંશ"થી જુદો છે, એમ કહી શકાય તેમ નથી. ત્રિવિક્રમના વતનનો નિશ્ચય નથી કરી શકાયો, તેથી "ઇતર અપભ્રંશ કૃતિઓ"માં તેને સ્થાન આપ્યું છે. બાકી એમ કહી શકાય કે એ જૈન હોઈ કદાચ આ દેશનો પણ વતની હોય; કેમકે એની પ્રક્રિયાઓ આ. હેમચંદ્રને જ મુખ્યત્વે અનુસરે છે એ તદ્દન સ્પષ્ટ છે.

૯. અપભ્રંશ ભાષાની ભિન્ન પ્રક્રિયાના વિષયમાં "પ્રાકૃતસર્વસ્વ"-કાર માર્કંડેય ઘણો સારો પ્રકાશ પાડે છે. એણે એના એ અપભ્રંશને "નાગર" કહ્યો છે. અને તેને મહારાષ્ટ્રી અને શૌરસેનીનો ઉપજીવ્ય ગણ્યો છે.[1] એનાં અપભ્રંશભાષાનાં બંધારણ-વિષયક વિધાનો આ. હેમચંદ્રને અનુસરીને અપાયેલાં છે; પણ તે સાથે એણે કેટલાંક એવાં રૂપો આપ્યાં છે કે જે આ. હેમચંદ્રના "અપભ્રંશ"માં દેખા દેતાં નથી. પણ તે સાથે એ ન ભુલાવું જોઇયે કે એ "શૌરસેની"ની પણ ઉપજીવ્યતા સ્વીકારતો હોવા છતાં આ. હેમચંદ્રે આપેલાં શૌરસેનનાં બેએક તત્ત્વ સિવાયનાં બીજાં કોઇપણ શૌરસેન તત્ત્વો પોતાના "નાગર

૧. જુઓ આ પૂર્વે પૃ. ૭૭

અપભ્રંશ"માં નોંધતો નથી; એટલે જેમ આ. હેમચંદ્રના "અપભ્રંશ"ને "શૌરસેન અપભ્રંશ" કહી શકાય તેમ નથી, તેજ પ્રમાણે માર્કંડેયના "અપભ્રંશ"ને પણ "શૌરસેન અપભ્રંશ" કહી શકાય તેમ નથી.

હવે અહીં પ્રસંગપ્રાપ્ત હૈમ–માર્કંડેય પ્રક્રિયાનો તફાવત જોઇયે: પણ આ વસ્તુમાં નકામું લંબાણ ન થાય તે માટે નામ–સર્વનામ અને ક્રિયાપદોનાં માર્કંડેયાનુકૂલ રૂપાખ્યાન આપું છું, જેને પૂર્વે આપેલાં આ. હેમચંદ્રનાં રૂપો સાથે[1] સરખાવતાં તારતમ્ય સમઝી શકાશે:

**નામ:**

અકારાંત નરજાતિ: **પુરિસ** (સં. पुरुष)

| વિભક્તિ | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧ લી–૨જી | પુરિસ–સા–સુ–સો,[2] પુરિસઉ-ફ,પુરિસહો | પુરિસહે, પુરિસહો |
| ૩જી | પુરિસએં, પુરિસે[3] | પુરિસહિં |
| ૪થી–૬ઠ્ઠી | [ પુરિસહ ][4] | પુરિસાણં |
| ૫મી | પુરિસહે, પુરિસહો | પુરિસહં, પુરિસહુ |
| ૭મી | પુરિસહિં, પુરિસએ–પુરિસે | પુરિસહિં |
| સંબોધન | પુરસ–સા–સુ–સો, પુરિસઉ–ફ. પુરિસહો | પુરિસહો |

અકારાંત નાન્યતરજાતિ: **વણુ:** (સં. वन)

| | | |
|---|---|---|
| ૧ લી–૨જી | વણ–ણા, વણઉ, વણઈ, વણહો | વણઇં, વણાઇં, વણહો |

બાકી ઉપર પ્રમાણે.

---

૧. જુઓ પૂર્વનાં પૃ. ૭૮–૮૨

૨. માર્કંડેય બધા સ્વરોમાં હ્રસ્વના દીર્ઘ અને દીર્ઘના હ્રસ્વ ઈચ્છે છે જ. (પૃ. ૧૧૨.)

૩. પ્રાકૃત મુજબનાં "પુરિસેણ, પુરિસેહિં"—એ વગેરે બધી વિભક્તિઓનાં પણ, આ બધાં રૂપો ઉપરાંત થાય જ.

૪. છઠ્ઠી વિભક્તિને લગતાં સૂત્રો નષ્ટ થયેલાં છે; બ. વ. નું માત્ર "ણં" વાળું રૂપ મળે છે. (એજન, પૃ. ૧૧૪). આગળ સર્વનામમાં कस्यનાં રૂપ આપતાં હો–હ, સુ, હં–હું પ્રત્યયો મળે છે. તે બધા જ પ્રયુક્ત જણાય છે. બ. વ. ના પ્રત્યયો પણ એ બધાજ હશે ?

ઇકારાંત નરજાતિ: **અગ્ગિ** (સં. अग्नि)

| | | |
|---|---|---|
| ૧લી–૨જી | અગ્ગિ–ગ્ગી, અગ્ગિઉ, અગ્ગિઇ, અગ્ગિહો | અગ્ગિહે, અગ્ગિહો |
| ૩જી | અગ્ગિએ–એં, અગ્ગિએણ | અગ્ગિહિં, અગ્ગિએહિં |
| ૪થી–૬ઠ્ઠી | [ અગ્ગિહ ] | અગ્ગિણં |
| ૫મી | અગ્ગિહે, અગ્ગિહો | અગ્ગિહં, અગ્ગિહું |
| ૭મી | અગ્ગિએ, અગ્ગિહિં | અગ્ગિહિં |
| સંબોધન | અગ્ગિ–ગ્ગી, અગ્ગિઉ, અગ્ગિઇ, અગ્ગિહો | અગ્ગિહો |

ઉકારાંત નરજાતિ ઉપર પ્રમાણે.

ઇકારાંત નાન્યતરજાતિ: દહિ (સં. दधि)

| | | |
|---|---|---|
| ૧લી–૨જી | દહિ–હી, દહિઉ, દહિઇ, દહિહો | દહિઇં, દહીઇં, દહિહો |

બાકી ઉપર પ્રમાણે.

ઉકારાંત નાન્યતરજાતિ ઉપર પ્રમાણે.

આકારાંત નારીજાતિ: **બાલા** (સં.)

| | | |
|---|---|---|
| ૧લી–૨જી | બાલ–લા, બાલુ–બાલાઉ, બાલાઇ, બાલાહો[1] | બાલાહે, બાલાહો, બાલાઉ, |
| ૩જી | બાલાએ–એં | બાલાએહિં, બાલાએ |
| ૪થી–૬ઠ્ઠી | [ બાલાહ ] | બાલાણં |
| ૫મી | બાલાહે, બાલાહો | બાલાહં–હું |
| ૭મી | બાલાએ, બાલાહિં | બાલાહિં |
| સંબોધન | બાલાહે (ઉપરાંત ૧લી પ્રમાણે) | બાલાહો (બાકી ૧લી પ્રમાણે) |

દીર્ઘ ઈ–ઊકારાંતનાં ઉપર પ્રમાણે.

## સર્વનામ:

| | युस्मद् | | अस्मद् | |
|---|---|---|---|---|
| | એ. વ. | બ. વ. | એ. વ. | બ. વ. |
| ૧લી | તુહં | તુમ્હે, તુમ્હઇં | હમુ | અમ્હે, અમ્હઇં |
| ૨જી | તઇં | તુમ્હઇં | મઇં | અમ્હઇં |

૧. હ્રસ્વાંત અને દીર્ઘાંત વિકલ્પે બધાનાં સમજવાં.

| | | | | |
|---|---|---|---|---|
| ૩જી | તઇં | તુમ્હઇં | ,, | અમ્હઇં–હિં, અમ્હે–હિં અમ્હાહં |
| ૪થી-૫મી-૬ઠ્ઠી | તુહ, તુજ્ઝ, તુમ્હ, તુબ્ભ | તુમ્હહ–હિં[1] | મુજ્ઝુ, મહુ, મહ | અમ્હહ–હિં |
| ૭મી | તઇં | તુમ્હસું, તુમ્હાસું | મઇં | અમ્હસું, અમ્હાસું |

માર્કંડેયને મતે **કિમ્**, **યદ્**, અને **તદ્**નાં પ્રાકૃત જેવાં રૂપો ૧લી, ૨જી અને ૭મી વિભક્તિમાં થાય. છઠ્ઠી વિભક્તિ એકવચનમાં 'કસ્ટ,' 'જસ્ટ,' 'તસ્ટ' એવાં રૂપો થાય. તે ન થાય ત્યારે પ્રત્યય 'હ' પૂર્વે વિકલ્પે દીર્ઘ થાય; કાહો, કાહ, કાસ, કાહં, કાહું વગેરે

**યદ્–તદ્**નાં બીજી વિભક્તિ એકવચનમાં 'જત્તિ', 'તત્તિ', રૂપ થાય; જ્યારે પાંચમી અને સાતમીના એકવચનમાં 'જત્થ', 'તત્થ', થાય.

**ઇદમ્** શબ્દને નાન્યતર ઉપરાંત નરજાતિમાં પણ ૧લી–૨જી એકવચનમાં 'ઇમુ' રૂપ થાય. એ પ્રમાણે **અદસ્**નું **અમુ** બધાં રૂપોમાં પ્રકૃતિરૂપ થાય, અને પછી ઉકારાંત નામોની માફક રૂપાખ્યાન થાય.

**યદ્–તદ્—એતદ્**નાં ૧લી એકવચનમાં 'જે', 'સે', 'એસ', એવાં અનુક્રમે રૂપ થાય.

ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે કે કેટલાંક વિકલ્પ રૂપો **ધ્રુ–ત્રં**, **કાઇં–કવણુ**, **પઇં** વગેરે અહીં ક્યાંય દેખાતાં જ નથી.

## ક્રિયાપદ:

### વર્તમાનકાળ-કર્તરિ

| પુરુષ | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧ લો | ... | ભણહું |
| ૨ જો | ... | ... |
| ૩ જો | ભણઇ (ભણેઇ)[2] | ... |

### વર્તમાનકાળ-કર્મણિ

"કરિજ્જઇ" વગેરે રૂપો માર્કંડેયે લીધેલાં અવતરણોમાં મળે છે.

૧. આ બહુવચનનાં રૂપો બીજાને મતે છે.

૨. "ભણદિ" એ શૌરસેન, 'ભણએ' એવાં પ્રાકૃત આત્મનેપદી રૂપો વગેરે પણ થાય જ.

## આજ્ઞાર્થ-કર્તરિ

૩જો અચ્ચઉ, અચ્ચદુ (સં. અર્ચતુ) એકવચનમાં પ્રયોજેલાં છે.

## ભવિષ્યકાળ-કર્તરિ

માર્કંડેયે 'ઇહિ' અને 'ઈસ' ભવિષ્યકાળની નિશાની નિર્દેશી છે: કરિહિસિ, હસિહિદિ, હોઇહિદિ, હસીસસિ એવાં અપભ્રંશ રૂપો ઇષ્ટ છે. પ્રાકૃત હસિસ્સસિ વગેરે વિકલ્પે સ્થાન પામે.

## પ્રકીર્ણ નવીનતા

'કૃ=કરવું' નું ભવિષ્યકાળ-૧લા પુરુષ બહુવચનમાં ચોક્કસ "કામહુ" રૂપ થાય.

વર્તમાન કૃદંત, પરોક્ષ ભૂતકાળ અને ભવિષ્યકાળના અર્થમાં એક હોન્તો રૂપ પણ પ્રયોજાય છે.

એ ર અને ઋને ઇચ્છે છે અને ઇન્દ્ર-ચન્દ્રનાં ઇન્દુ-ચન્દુ ઉપરાંત ઇન્દ્રુ-ચન્દ્રુ રૂપ પણ ઇચ્છે છે, અને મૃગયૂથનું 'મૃગજૂધુ' રૂપ તેણે ઋકાર માટે આપ્યું છે.

સ્વાર્થે ક વાપરવામાં મઉણઉ-ઓ, ઉપરાંત મઉણઇ એવું ઇકારાંત રૂપ પણ તે ઈચ્છે છે. (પૃ. ૧૧૨)

| ધાતુ | માર્કંડેય | આ. હેમચંદ્ર |
|---|---|---|
| दृश् | પુમ્મ-દેક્ખ | પ્રસ્સ-દેક્ખ |
| | પ્રેરકમાં "દાક્ખવ" | ... |
| आ+चक्ष् | ચક્ખ | ... |
| स्था | થક્ક | ચિટ્ઠ |
| ग्रह् | ગુણ્હ | ગૃણ્હ |
| व्रज् | વઞ્ઞ | વુઞ |
| प्र+विश् | પસવ (વિકલ્પે "પઇસ") | વઇસ |
| छुप् | છવ | છુપ્પ |
| आ+श्लिष् | આરુણ્ણ | ... |
| मुच् | મુક્ક, મુઅ, મુલ્લ | મેલ્લ |

| | | |
|---|---|---|
| तिम्-स्तिम् | તિમ્ (વિ.) | ... |
| | બાકી "તિમ્મઇ-થિમ્મઇ" | |
| स्थाप् | ઠવ, થક્કવ | ... |
| आ+नी | આણાવ | ... |

છેવટ શિષ્ટપ્રયોગમાંથી લેવાનું કહેતાં તેણે अनेन-एभिः=આએહિં; द्विश्वतुः वा=દુધ્ધિલિણિ; त्रयः-तिस्रः-त्रीणि=તિઅ; અને દોણ્ણિ, વેણ્ણિ, તિણ્ણિ વગેરે પણ; स्थाने સ્થાને તો, मांनું મો, तेषांનું તેણ્ણિ, त्वदीयનું તેર, मदीयનું મેર, उक्तનું વુત્ત, वाघयतिનું વજ્જાવઇ વગેરે રૂપો નિર્દેશ્યાં છે.

માર્કંડેયે અવતરણો "પ્રાકૃતપિંગલ"માંથી લીધાં છે. ઉપર જોયું તેમ "પ્રાકૃતપિંગલ" પૂર્વદેશના "અવહટ્ઠ"માં છે; તેમાં અર્વાચીનતા તરફ ઢળવાનું વલણ પણ સ્પષ્ટ છેજ. એથી માર્કંડેય એ નવીન સ્વરૂપ વ્યાકરણબદ્ધ કરી શક્યો છે. એનો અપભ્રંશ પણ તેથી જૂનો નથી. ચારણી ઢબની ભાષામાં વ્યંજનનાં નકામાં દ્વિત્વ તેણે સમર્થિત કર્યાં છેઃ भ्रमरને સ્થાને "ભમ્મર" જેવાં. આમ આ. હેમચંદ્રના ઇષ્ટ અપભ્રંશના બંધારણ ઉપર તેણે "નાગર અપભ્રંશ" આપ્યો છે, જે દ્વારા આપણે તેની પાસેથી "અપભ્રંશ"નું એક વિશિષ્ટ રૂપ મેળવી શકયા છિયે.

૧૦. ષડ્ભાષાચંદ્રિકાકાર લક્ષ્મીધરનો પ્રયત્ન ત્રિવિક્રમોપજીવી હોવાથી તેને માટે સ્વતંત્ર સ્થાન નથી રહેતું. લક્ષ્મીધર જૈનેતર છે; અને એણે પ્રાકૃતભાષાના અભ્યાસમાં સરળતા કરી આપી છે; એ રીતે એ મહત્ત્વનો છે. તેણે કેટલાંક વધુ વિકલ્પરૂપો પણ ઇચ્છયાં છે, જેવાં અકારાંત નરજાતિ ૭મી વિભક્તિમાં "રામિ" રૂપ વિકલ્પે; નાન્યતરજાતિ-૧લી-૨જી બહુવચનમાં 'કુંડે' એવું વિકલ્પરૂપ; વગેરે. એ ૧૫મી સદીમાં હયાત હતો.[1] બેશક એ એમ જાણતો લાગે છે કે

अपभ्रंशास्तु चण्डालयवनादिषु युज्यते ।

૧. સ્વ. હ. પ્રા. ત્રિવેદી તેને મલ્લિનાથનો સમકાલીન માને છે. ષ. ભા. ચ. અં. પ્રસ્તાવના, પૃ. ૧૭

આમ છતાં પણ એને "અપભ્રંશ" માટે માન છે કે તેણે અપભ્રંશનો ત્યાગ ન કરતાં વ્યાકરણમાં સ્થાન આપ્યું.

૧૧. પ્રાકૃતરૂપાવતારકાર સિંહરાજ પણ ત્રિવિક્રમોપજીવી છે; પણ તેની કૃતિમાં કેટલાંક ઉપયોગી પાઠાંતરો મળે છે, જેમાંનાં કેટલાંક આ. હેમચંદ્રનાં રૂપોને મળે છે. આ વ્યાકરણકાર ૧૭મી સદીનો છે.[૧] એણે ત્રિવિક્રમનાં લગભગ અર્ધા જેટલાં જ સૂત્રોનો ઉપયોગ કર્યો છે. તેણે વિકલ્પોના વિષયમાં બહુ મહેનત લીધી છે. ત્રિવિક્રમથી નીચેનાં સ્થળમાં એ જુદાં પાઠાંતર આપે છે:

| મૂળ વસ્તુ | સિંહરાજ | ત્રિવિક્રમ |
|---|---|---|
| અકારાંત સર્વનામને પાં. એ. વ. | હાં | હં |
| यद्–तद्નાં | ધ્રું, ત્રું | ધ્રું, ત્રું |
| युष्मद् છઠ્ઠી એકવચન | તુજ્ઝુ | તુજ્ઝ |
| अस्मद् સાતમી બહુવચન | અમ્હાસુ–સું | અમ્હાસું |
| तृन् પ્રત્યયનો આદેશ | અણઅ | ણઅ |
| गृह्નો આદેશ | ગૃણ્હ | ગણ્હ |

સિંહરાજે સ્વીકારેલાં રૂપોમાં આ. હેમચંદ્રની અસર જણાય છે. અને એટલું સ્પષ્ટ છે કે આ. હેમચંદ્ર, ત્રિવિક્રમ, લક્ષ્મીધર અને સિંહરાજના અપભ્રંશમાં તાત્ત્વિક દૃષ્ટિએ ભેદ સ્વીકારી શકાય તેમ નથી. એઓ એક જ પ્રાંતની બોલીના પ્રતિનિધિઓ છે; જ્યારે આપણે જોયું તેમ માર્કંડેય જુદા જ પ્રાંતની બોલીનું પ્રતિનિધિત્વ આપે છે. આ તેનો "નાગર અપભ્રંશ". આ બધાની સરખામણી કર્યા પછી ભાગ્યે જ એ મતને સ્થાન મળશે કે આ. હેમચંદ્રનો અપભ્રંશ "નાગર" હોય. એ "નાગર" નથી, એટલે જ "ગૌર્જર" છે, એ મત હવે મુશ્કેલીથી જ ઉથાપી શકાશે.

---

૧. તેણે સિદ્ધાંતકૌમુદીમાંથી એક અવતરણ લીધું છે, તેથી તે ભટ્ટોજી દીક્ષિત પછી થયો સ્પષ્ટ છે. જુઓ, પ્રા. રૂ. અ., અં. પ્રસ્તા., પૃ. ૮

## રાસયુગ

**હેમયુગને** આપણે ઇસુની ૧૨મી સદીના અંત સુધી જોયો, એ પછી એક નવો યુગ શરૂ થાય છે. એમાં જે કવિતા વિકાસ પામે છે, તે અનેક રીતે વિકાસ પામી પૌરાણિક આખ્યાનપદ્ધતિ તેમ જ લોકકથાસાહિત્યને લગતી કવિતાને પ્રાણદાયક થઇ પડી છે. **નરસિંહ-યુગ**નો આરંભ થાય એટલે કે પૌરાણિક આખ્યાન-કાળનો આરંભ થાય, તે પૂર્વે જૈનેતર સાહિત્ય આપણને ભાગ્યે જ મળે છે; જે મળે છે તે પણ જૈન કવિઓની જ ધાટીનું મળે છે, એટલે તેને જુદું મહત્ત્વ મળી શકતું જ નથી. આ વચ્ચેના સમયને તેમાં એક વિશિષ્ટ પ્રકારની કાવ્યપદ્ધતિનો વિકાસ થયો હોવાથી, અને—પદ્ધતિ મુખ્યત્વે "રાસ" એ પદ્ધતિ હોવાથી, તેને **રાસયુગ** એવું નામ આપવામાં સાહસ નથી. એક પ્રશ્ન થાય કે રાસ જૈન કવિઓએ છેક ૧૮મા શતક સુધી લખ્યા છે, તો આટલા જ સમયમાં "રાસયુગ"ને શા માટે રુદ્ધ કરી દેવો? આનો એક જ જવાબ હોઇ શકે કે રાસપદ્ધતિ વિકાસ આ યુગમાં જ પામી છે, પછીના રાસ તો આખ્યાન-પદ્ધતિનાં કડવાબદ્ધ કાવ્યો થઇ ગયાં છે; એટલે અને સાથે આખ્યાનો એક સરખા જોસથી પ્રચારમાં આવવા લાગ્યાં હોવાથી વધુ સમયને માટે સ્વતંત્ર "**રાસયુગ**"ને લંબાવવાનું સ્વાભાવિક નથી લાગતું.

"રાસ"નો વિકાસ કેવળ જૈન કવિઓને આભારી છે. આપણે આ પૂર્વે જિનદત્તસૂરિના એક "ઉપદેશરસાયનરાસ" વિશે થોડા વાકેફ થયા છિયે. એની સાથે "રાસ" શબ્દ યોજાયો છે, છતાં આપણે **રાસયુગ**માં જે જાતના "રાસ" જોઇયે છિયે, તે જાતનો તે રાસ ખાસ નથી. પદ્ધડી છંદનો ઉપદેશાત્મક એક પદ્યપ્રબંધ એ છે. એ કાવ્યના સં. ટીકાકાર જિનપાલ ઉપાધ્યાયે પ્રાકૃત સાદા પ્રબંધ વિશે ટીકાના આરંભમાં ઉલ્લેખ કર્યો છે કે:

> चर्चरी–रासकप्रख्ये प्रबन्धे प्राकृते किल ।
> वृत्तिप्रवृत्ति नाधत्ते प्रायः कोऽपि विचक्षणः ॥[1]

---

૧. અપ. કા. ત્રયી. પૃ. ૨૯

ટીકાકાર એમ કહેવા ચાહે છે કે "ચર્ચરી" અને "રાસક" એ પ્રાકૃત પ્રબંધ એટલા સરલ છે કે તેના ઉપર (સંસ્કૃત) વૃત્તિ લખવાનો કોઈ વિચક્ષણ પુરુષ પ્રયત્ન કરતો નથી.

ટીકાકારે પછી આ જાતનો પ્રબંધ બધા રાગમાં ગાઈ શકાય છે, એમ જણાવતાં લખ્યું છે કે:

> अत्र पद्धटिकाबन्धे मात्रा षोडश पादगाः ।
> अयं सर्वेषु रागेषु गीयते गीतकोविदैः ॥[1]

આ જાતનો પ્રબંધ બધા રાગમાં ગવાય છે. અને તેથી જ આ કાવ્ય "રાસ" કહેવાયું હશે, એમ માનવામાં બાધ નથી.

"રાસક" એક ઉપરૂપકવિશેષ છે. વાગ્ભટ આ વિષયમાં જણાવે છે કે: डोम्बिका–भाण–प्रस्थान–भाणिका–प्रेरण–शिङ्गक–रामाक्रीड–हल्लीसक–श्रीगदित–**रासक**–गोष्ठीप्रभृतीनि गेयानि ॥

એની વૃત્તિમાં જણાવવામાં આવ્યું છે કે "पदार्थाभिनयस्वभावानि डोम्बिकादीनि **गेयानि** रूपकाणि चिरंतनैरुक्तानि ॥" આમ આ રૂપકો ગેય છે. એમાંનું "રાસક" પણ એક રૂપક છે, જેનું લક્ષણ ત્યાં નીચે મુજબનું મળે છે:

> अनेकनर्तकीयोज्यं चित्रताललयान्वितम् ।
> आचतुःषष्टियुगलाद्रासकं मसृणोद्धते ॥[2]

નર્તકીઓ અનેક હોય, જેમાં અનેક પ્રકારના તાલ અને લય હોય, પણ જેમાં ૬૪ સુધીનાં યુગલ હોય તેવું કોમળ અને ઉદ્ધત જે રૂપક–ગેય તે "રાસક."

---

૧. એજન, પૃ. ૨૯

૨. વાગ્ભટ: કાવ્યાનુશાસન (નિ. સા.), પૃ. ૧૮૦. આચાર્ય હેમચંદ્રે પોતાના કાવ્યાનુશાસનમાં गेयं डोम्बिका–भाण–प्रस्थान–शिङ्गक-भाणिका-प्रेरण-रामाक्रीड–हल्लीसक–**रासक**–गोष्ठी–श्रीगदित–रागकाव्यादि એમ ક્રમ આપી ઉપરના શબ્દોની વૃત્તિ આપી ક્રમપ્રાપ્ત "રાસક"નું લક્ષણ વાગ્ભટનું જ આપ્યું છે. જુઓ. પૃ. ૪૪૫–૪૪૬.

વાગ્ભટ કરતાં એક વધુ "રાગકાવ્ય" ભેદ આ. હેમચંદ્રે આપ્યો છે, જેનું લક્ષણ તેમણે આપ્યું છે કે:

लयान्तरप्रयोगेण रागैश्चापि विचित्रितम् ।
नानारसं सुनिर्वाह्यकथं काव्यमिति स्मृतम् ॥[१]

જુદા જુદા લયના પ્રયોગથી અને રાગોથી વિચિત્ર બનાવેલું જુદા જુદા પ્રકારનું સારી રીતે લંબાય તેવી કથાવાળું "કાવ્ય" કહેવાય છે.

અપભ્રંશ કાવ્યો જે મળે છે, જેવાં કે ભવિસ્સઅત્તકહા, નેમિનાહચરિઉ વગેરે, તે બધાં સંધિઓમાં વિભક્ત મળે છે; જે સંધિઓમાં પાછાં કડવાં હોય છે. આ કાવ્યો રાગથી ગાઈ શકાતાં હશે કે નહિ તે કહેવાનું આપણી પાસે સાધન તો નથી જ. આ. હેમચંદ્રે મહાકાવ્યની વ્યાખ્યા આપતાં નીચે મુજબ જણાવ્યું છે:

૨૦૧ पद्यं प्रायः संस्कृतप्राकृतापभ्रंशग्राम्यभाषानिबद्धभिन्नवृत्तसर्गाश्वाससंध्यवस्कन्धकबन्धं सत्सन्धि शब्दार्थवैचित्र्योपेतं महाकाव्यम् ।६।[२]

સંસ્કૃત તે સર્ગોમાં, પ્રાકૃત તે આશ્વાસોમાં, અપભ્રંશ તે સંધિઓમાં, ગ્રામ્ય તે સ્કંધકમાં, તેવું મુખ–પ્રતિમુખાદિ સંધિઓવાળું શબ્દ અને અર્થની વિચિત્રતાવાળું તે "મહાકાવ્ય."

આ વ્યાખ્યામાં અપભ્રંશ કાવ્યોમાં સર્ગોને સ્થાને સંધિ છે, જે આપણે ઉપર બતાવ્યા મુજબ ભવિસ્સઅત્તકહા વગેરેમાં જોઇયે છિયે. આ. હેમચંદ્રે अब्धिमथन નામક કાવ્ય ગણાવ્યું છે. પણ તે હાલ પ્રાપ્ય નથી.

માત્ર જે કાંઈ ગેયતાની આશા બંધાય છે, તે સંધિઓ પાછા કડવામાં વિભક્ત થયા હોય છે, અને કડવાંઓ પાછળથી ગેય અને રમી શકાય તેવાં સ્વીકારાયાં છે,[૩] તે, એટલે આ જૂનાં સંધિકાવ્યો પણ

---

૧ એજન. પૃ. ૪૪૯

૨ એજન, પૃ. ૪૪૯

૩ જુઓ "રેવંતગિરિરાસુ" પ્રા. ગૂ. કા. સં. પૃ. ૫="રંગિહિ એ રમઈ જો રાસુ" વગેરે.

ગેય હોય તો તે સંભવી શકે, કેમકે ઘત્તા પછી આવતી ચોપાઈની પંક્તિઓ સાદા ઢાળે ગાઈ શકાતી હોવાની અશકયતા નથી. પછી તો મહાકાવ્યોને સ્થાને સંધિઓ તૂટીને કડવાબદ્ધ ગેય કવિતા પ્રચારમાં આવી છે, જેનું એક સ્વરૂપ આપણને "રેવંતગિરિરાસુ" આપે છે. આ જાતના "રાસ" અને આ. હેમચંદ્રે બતાવેલા આવા "કાવ્ય"નો, નહિ કે તેમણે બતાવેલા મહાકાવ્યનો, પ્રચાર ગૂજરાતી ભાષામાં ઉત્તરોત્તર વધ્યો છે. ટૂંકાં એ "રાસ"[1] અને લાંબાં આખ્યાન-પદ્ધતિનાં કાવ્યો એ "કાવ્ય" એ આમાંથી હવે સ્પષ્ટ તરી આવે છે.

"રાસ"ના લક્ષણમાં જોયું કે તેમાં નર્તકી-પ્રાધાન્ય છે; એટલે કે એવો પ્રબંધ જોઇયે કે જે જુદા જુદા રાગમાં ગવાતો હોય અને સાથે નર્તકીઓ અંદર નાચતી જતી હોય. કૃષ્ણની રાસક્રીડા આવા પ્રકારની છે; પછી આવેલા "રાસ"માં પણ એ બંને તત્ત્વ રહ્યાં છે, જે પુરુષો—પુરુષો અને સ્ત્રીઓ—સ્ત્રીઓ અલગ ગાતાં હશે. ઉપર જિનપાલે "ઉપદેશરસાયનરાસ"માં એ જુદા જુદા રાગે ગાઈ શકાય છે, એવું જણાવ્યું છે, એમાં નિર્દોષ અને સૌમ્ય પદ્ધતિનો આવિષ્કાર છે. પુરુષો કે સ્ત્રીઓ કુંડાળામાં ફરતાં તાલ આપી ગાતાં કે ગવૈયા જ માત્ર ગાતા તે કહેવાનું આપણી પાસે સાધન નથી; છતાં રાસ **રમાતા** હતા તે તો ચોક્કસ છે. ઉદાહરણ તરીકે આપણે "રેવંતગિરિ-

---

૧ શ્રી. પોપટલાલ કે. શાહે "જૈન કાવ્યદોહન" ભાગ ૧લાની પ્રસ્તાવના (પૃ. ૭)માં "રાસ" શબ્દના પ્રયોગ માટે પોતાનું નીચે મુજબનું મંતવ્ય બતાવ્યું છે: "જૈન કવિઓના રાસોમાં જૂદેજૂદે સ્થળે નજર કરતાં નવરસયુક્ત વર્ણનો જોવામાં આવે છે. કોઈ કોઈ સ્થળનાં વર્ણનો રસ અને અલંકારથી, છલકાઈ જાય છે. રસના આલંબન, ઉદ્દીપન વિભાવ, વગેરે સાધનોનો જ્યાં જેવો ઘટે તેવો ઉપયોગ કરી એ વર્ણનો વાંચવામાં આનંદ આવે એવાં રસભરિત કર્યાં છે. આવાં રસવાળાં રસિક વર્ણનોને તેમણે રાસ નામ આપવાનું યોગ્ય ધાર્યું હોય તેમ અનુમાન થઈ શકે છે. કાવ્યનો આત્મા રસ છે અને તેથી રસિક કાવ્યને રાસ નામ આપવું એ યોગ્ય પણ છે." ઉપર બતાવ્યું છે, તે ઉપરથી માલૂમ પડશે કે નર્તકીઓનાં ગેય કાવ્ય તે રાસ છે. એટલે માત્ર

રાસુ"માંનો જ છેલ્લો ઉલ્લેખ જોઇયે:

"રંગિહિ એ રમઇ જો રાસુ સિરિવિજયસેણસૂરિનિમ્મવિઉ એ ।
નેમિજિણુ તૂસઇ તાસુ અંબિક પૂરઇ મણિ રલી એ ॥"[1]

અતિ પ્રાચીન કાળમાં આ "રાસ" આર્યાવર્તમાં વ્યાપક હતો. શ્રી મુનશી જણાવે છે "શૌરસેન પ્રાકૃત"માં[2] "રાસસાહિત્ય" પ્રચારમાં આવ્યું હતું. તેઓ શા આધારે કહે છે, તે સમઝમાં નથી આવતું. "રાસમંડલી"ઓના રાસ જુદા જુદા યાત્રાપ્રસંગોમાં પ્રચલિત થવાનું બીજે સ્થળે તેમણે જણાવ્યું છે, પણ અત્યારની "રાસમંડલી-"ઓનો આવિષ્કાર ચૈતન્ય અને શ્રી વિઠ્ઠલનાથજી પછી જ થયો છે. વ્રજ-ચોર્યાશીકોશ-યાત્રામાં આ પ્રકાર પ્રથમ દાખલ થયો છે અને પછીથી એ જ વ્રજવાસી રાસ ખેલનારાઓ મંડલીઓ લઈ ગૂજરાત-કાઠિયાવાડમાં આવતા થયા છે, જે ઇ. સ. ૧૬૫૦ પછી જ.

અત્યારે આપણે ત્યાં "રાસ" ગરબી-ગરબાના રૂપમાં પ્રચારમાં આવ્યો છે, એ એના જૂના રૂપનું લગભગ પુનરાવર્તન છે. બેશક આ પ્રકાર જૂનો છે; કેમકે શાર્ઙ્ગધરે (ઈ. સ. ૧૨૦૦ આસપાસ) "સંગીત-રત્નાકર"માં સૌરાષ્ટ્રની નારીઓમાં આ પ્રકારના નૃત્યનો પ્રચાર હોવાનું લખ્યું છે.[3]

"રાસક"ની ક્રિયાનું લક્ષણ આપતાં લક્ષ્મણગણીએ (ઈ. સ. ૧૧૪૩) "केवि उत्तालतालाउलं रासयं-કેટલાક ઊંચા તાલવાળાંઓથી

---

રસિક હોવાને કારણે જ "રાસ" કહેવાયા એવી નિર્યુક્તિ શોધી કાઢવી એ વધુ પડતું છે; "રાસ"માં કાવ્યતા જો હોય તો તેમાં રસ સ્વયંસિદ્ધ જ છે.
—લેખક

૧ પ્રા. ગૂ. કા. સં. પૃ. ૭
છાયા: રંગે એ રમે જે રાસ શ્રીવિજયસેનસૂરિ-નિર્મ્યો એ
નેમિજિન તૂઠે તેને અંબિકા પૂરે મને રળી એ ॥

૨ Guj. & its Lit. p. 87

૩ केऽपि उत्तालताालाकुलं रासकम् । એજન, પૃ. ૮૮. ધ્યાન આપો કે આ ચરણ "ઝૂલણા"નું ૨૦ માત્રાવાળું અર્ધ ચરણ છે.

આકુળ બન્યો તે રાસ" એવી વ્યાખ્યા આપી છે; પણ સપ્તક્ષેત્રિ રાસ (ર. સં. ૧૩૨૭)માં બે જાતના રાસ આપ્યા છે, એ ખાસ મહત્ત્વના છેઃ

બઇસઇ સહૂઇ શ્રમણસંઘ સાવય ગુણવંતા
જોયઇ ઉચ્છવુ જિનહ ભુવણિ મનિ હરષ ધરંતા ।
તીછે **તાલારસ** પડઇ બહુ ભાટ પઢંતા
અનઇ **લકુટારસ** જોઈઇ ખેલા નાચંતા ॥
સંવિહૂ સરીષા સિણગાર સવિ તેવતેવડા
નાચઇ ધામીય રંગભરે તઉ ભાવઇ રૂડા ।
સુલલિત વાણી મધુરિ સાદિ જિણગુણ ગાયંતા
તાલ માનુ છંદ ગીત મેલુ વાજિંત્ર વાજંતા ॥[1]

આ "તાલારસ" અને "લકુટારસ" એ "રાસનૃત્ય"ના બે ભેદ છે કે જેમાં પહેલામાં ફરતે કુંડાળે માત્ર "તાળીઓથી" તાલ આપી સંગીતપૂર્વક પગના ઠેકા સાથે ફરવામાં આવે છે, ત્યારે બીજામાં બબ્બે દાંડિયાથી તે જ પ્રમાણે ફરવામાં આવે છે. પ્રથમ પ્રકારને અત્યારે મરદો લેતા હોય તો "હીંચ" અને સ્ત્રીઓ લેતી હોય તો "હમચી" કહેવામાં આવે છે, જયારે બીજા પ્રકારને સર્વસામાન્ય રીતે

---

૧. પ્રા. ગૂ. કા. સં. (ગા. ઓ. માળા), પૃ. પર

છાયાઃ–

બેસે સહુય શ્રમણસંઘ શ્રાવક ગુણવંતા
જુએ ઓચ્છવ જિનના ભવને મનમાં હરખ ધરંતા ।
ત્યાં **તાલારસ** પડે બહુ ભાટ પઢંતા
અને **લકુટારસ** જોઇયે ખેલા નાચંતા ॥
સૌએ સરખા શણગાર સૌ તેવતેવડા
નાચે ધાર્મિક રંગભર ત્યારે ભાવે રૂડા ।
સુલલિત વાણી મધુરે સાદે જિન-ગુણ ગાતા
તાલ માન છંદ ગીત મેળ વાજિંત્ર વાજંતાં ॥

આ ઉપરાંત "સમ્યક્ત્વમાઈ ચઉપઇ"માં પણ નીચે પ્રમાણે ઉલ્લેખ છેઃ

**તાલારસ** રયણિ નહુ દેઇ **લઉડારસુ** મૂલહ વારેઇ ॥૨૧॥ એજન, પૃ. ૮૦

"દાંડિયારસ" કહેવામાં આવે છે. કેટલીકવાર "હીંચ–હમચી" સ્ત્રીઓ અને પુરુષો સાથે પણ લેતાં જોવામાં આવે છે.

આ બંને પ્રકારના "રાસ"માં જુદા જુદા રાગમાં પદો ગાવામાં આવે છે; અને જિનપાલના "ઉપદેશરસાયનરાસ"માં આપણે ઉપર જોયું તેમ "अयं सर्वेषु रागेषु गीयते गीतकोविदैः" એમ ૧૨ મી સદીથી જ જાણવામાં છે, અને એ પ્રમાણે ચર્ચરી અને રાસનું સાહિત્ય રાગોમાં ગવાતું અને "રેવંતગિરિરાસુ" વગેરેના નિર્દેશ પ્રમાણે રમાતું હતું એ સ્પષ્ટ છે. આ જાતનું સાહિત્ય પાછળથી ધાર્મિક સ્તવનો, ઉપદેશાત્મક કાવ્યો, ધાર્મિક—તીર્થંકર સાધુઓ, જૈન શ્રેષ્ઠીઓનાં—ચરિતો, તીર્થ સ્થળોનાં કથાનકો વગેરે વિષયને બાંધતું લાંબાં વર્ણનાત્મક કાવ્યોના રૂપમાં આવવા લાગ્યું:હતું, એમ દેખાય છે. આ ગાળાનું જૈનેતર સાહિત્ય ભાગ્યે જ મળે છે. "રાસ" નામ હોય એવો એક માત્ર જૈનેતર રાસ એક મુસલમાન કવિએ "સંદેશક રાસ" આપ્યો છે; પણ તે તો "રાસયુગ"ના અંતભાગમાં રચાયો છે. જેનું નામ "રાસ" નથી તેવાં, આ યુગના અંતભાગમાં લખાયેલાં ત્રણ કાવ્યો: શ્રીધર વ્યાસનો રણમલ છંદ, અસાઈતની હંસાઉલી અને ભીમની સદયવત્સકથા, એ રાસકાવ્યો કરતાં પ્રબંધો જ છે. "રાસ-યુગ"ના રાસો આવા પ્રબંધોથી જુદા તરી આવે છે. "રાસ" સળંગ એક બંધવાળાં કાવ્યો ન હોતાં "કડવાં" "ભાષા" એવાં નામે પ્રાય: નાના નાના ખંડ પાડતા, તો કેટલાક જુદા જુદા છંદોમાં પણ મળી આવે છે. આવા ખંડોમાં પ્રાયઃ રાહ પણ બદલતો આવતો હોય છે. "રેવંતગિરિરાસુ," "સમરારાસુ," "કચ્છૂલીરાસુ" એ વગેરે જોવાથી આનો આપણને ખ્યાલ આવી શકશે. દાખલા તરીકે "રેવંતગિરિરાસુ"માં ચાર કડવાં છે, જેમાં અનુક્રમે ૨૦, ૧૦, ૨૨ અને ૨૦ કડીઓના જુદા જુદા કાવ્યબંધો છે. "સમરારાસુ"માં ૧૨ ભાષા (એને આપણે "પદો" કહી શકિયે, કેમકે, જોકે તેના ઉપર કોઈ રાગનો નિર્દેશ નથી છતાં, એ નાનાં નાનાં ૬ કડીથી

માંડી ૧૪ કડી સુધીનાં ગેય "પદો" જ) છે, તે જુદા જુદા કાવ્ય-બંધો છે. નીચે પ્રસંગ મળતાં આ પ્રકાર વિસ્તારથી સમઝાવવામાં આવશે, એટલે અહીં વધુ વિસ્તાર નથી આપવામાં આવતો.

આમાં નાનાં નાનાં "પદો" સમૂહનૃત્યમાં ગાવાં સરળ છે. એક બોલાવે અને બધાં ઝીલે, એ પ્રમાણેનો જે પ્રકાર હીંચ-હમચીનો આજે પ્રચારમાં છે તેના જ જેવો પ્રકાર "સમરારાસુ" વગેરેમાં "તાલારસ" અને "લકુટારસ" થી નિર્દિષ્ટ છે, એમ માનવામાં હું કોઈપણ પ્રકારનો બાધ જોઈ શકતો નથી. એક અત્યંત સામાન્ય નિયમ છે કે જેવા પ્રકારના યૂથ સાથે સંપર્ક સાધવો હોય તેવા પ્રકારનું થવું જ જોઇયે; તેઓને અનુરૂપ અને અનુકૂળ આપવું જ જોઇયે; બ્રાહ્મણો ગીર્વાણ વાણીના મોહમાં રહ્યા અને પરિણામે લોકભોગ્ય સાહિત્ય ઘણું કરી નથી અર્પી શક્યા. બૌદ્ધ સાધુઓ અને જૈન સાધુઓ તો લોકભાષાને જ સ્વીકારી ઘણુંખરું સાહિત્ય તે યુગની લોક-ભાષામાં આપતા રહ્યા. બૌદ્ધ ધર્મનો અહીંથી લોપ થયો, જ્યારે જૈન ધર્મ હિંદમાં સારી રીતે વિકાસ પામ્યો. સામાન્ય જન-સમૂહમાં સ્વધર્મના સિદ્ધાંતો કથાઓદ્વારા ફેલાવવામાં તેઓને લોકભાષાએ પુષ્કળ મદદ કરી છે. તેમણે તેથી કરીને જે લૌકિક-ધાર્મિક સાહિત્યનો વિકાસ સાધ્યો તેમાં લોકમાં પ્રચલિત બંધોનો સ્વીકાર કર્યો. લોકોને એ અનેક રીતે અનુકૂળ થઈ પડ્યું હશે; કેમકે તેવા પ્રકારનું સાહિત્ય ખૂબ ખીલ્યું છે. ગેય કાવ્યોના પ્રકારમાંના "રાસ" અને "કાવ્ય" એ બંને ભેદો આ. હેમચંદ્રે સ્વતંત્ર બતાવ્યા છે, તે ભેદો પ્રાયઃ પાછળથી પણ રહ્યા છે; એટલે કે ટૂંકાં ગાઈ—નાચી શકવામાં ઉપયોગી થાય તેવાં કાવ્યો તે "રાસ" અને મોટાં કથાનકો આપે તે "કાવ્યો." એ દૃષ્ટિથી નિહાળતાં દિગંબર જૈન અને શ્વેતાંબર જૈન અપભ્રંશકૃતિઓને આપણે તેવાં "કાવ્યો" ના પ્રકારમાં મૂકતાં સંકોચ નહિ અનુભવિયે; જો કે તેમાં જુદા જુદા રાગનાં કડવાં નોંધાયાં નથી; જ્યારે જૂની ગૂજરાતી—પ્રાચીન

ગૂજરાતીમાં આ. હેમચંદ્રના પછીના યુગમાં સધાયેલાં નાનાં કાવ્યોને "રાસ" કહેવામાં કશી ખમચામણ નથી.

આ રાસસાહિત્યે જે યુગમાં વિકાસ સાધ્યો છે, તે યુગ તે આ. હેમચંદ્રના દેહાંત પછીનો ઉપર આપણે સ્વીકાર્યો છે. એમનું નિધન વિ. સં. ૧૨૨૯માં થયું, તે પછી આ કાવ્યપદ્ધતિ ખીલતી આવી છે. કુમારપાલના રાજ્યાંત સાથે પક્ષભેદને કારણે અજયપાળ, બાળ મૂળરાજ અને ભોળા ભીમના સમયમાં જૈન કવિઓને ખાસ આશ્રય ઓછો હતો, તેમ છતાં એમાં કૃતિઓ રચાઈ છે, એ તો સ્પષ્ટ જ છે. ભરતેશ્વરબાહુબલિરાસ (વિ. સં. ૧૨૪૧), રેવંતગિરિરાસુ (વિ. સં. ૧૨૮૭) વગેરે રાસો ઉપલબ્ધ થાય છે. એ ગાળામાં રચાયેલું સંસ્કૃત—પ્રાકૃત સાહિત્ય તો ઘણું જ મળે છે. વસ્તુપાલ તેજપાલના (વિ. સં. ૧૨૭૦-૧૩૦૦) સમયમાં સાહિત્યને પુષ્કળ ઉત્તેજન મળ્યું છે. ખુદ વસ્તુપાલે પણ સં. સાહિત્યકૃતિઓ રચી આપી છે. તેનું ચરિત આપતાં તેમ જ સ્વતંત્ર વિષયનાં પ્રા. ગૂજરાતી કાવ્યો પણ રચાયાં છે. નેમિનાથચતુષ્પદિકા, સપ્તક્ષેત્રિરાસુ (વિ. સં. ૧૩૨૭) જિનેશ્વરદીક્ષાવિવાહવર્ણના રાસ (વિ. સં. ૧૩૩૧ પછી), સમ્યકૃત્વ-માઈ ચઉપઇ (વિ. સં. ૧૩૩૧) વગેરે પ્રસિદ્ધ છે. કર્ણ વાઘેલા (વિ. સં. ૧૩૫૭) ના રાજ્યાંત સાથે ગૂજરાતમાં મુસલમાનોનું રાજ્ય આવ્યું. આ ગાળામાં રાજ્યાશ્રય નષ્ટ થયો. સમગ્ર પ્રજા આ વખતે ક્રાંતિ અનુભવી રહી હતી. એટલે જ શ્રી. મુનશી આ કાળને a century of chaos—અંધાધૂંધીનો સમય[1] કહે છે. આ સમય તે ઈ. સ. ૧૨૯૭ થી ૧૪૦૦ (વિ. સં. ૧૩૫૩ થી ૧૪૫૬). બેશક રાજકીય વિષયમાં આ કાળ અંધાધૂંધીનો ખરો, પણ સાહિત્યપ્રવૃત્તિ તો પૂર્વ મુજબ જ ચાલુ હતી, એમ તે ગાળામાં રચાયેલી કૃતિઓથી સમઝી શકાય તેમ છે. કચ્છૂલીરાસ (વિ. સં. ૧૩૬૩), સમરારાસુ (વિ. સં. ૧૩૭૧), સિરિથૂલિભદ્દફાગુ (વિ. સં. ૧૩૯૦ લગભગ),

૧ Guj. & its Lit. pp. 84 અને પછીનાં.

સાલિભદ્દ કક્ક, દૂહામાતૃકા, ચર્ચરિકા, નેમિનાથફાગુ (વિ. સં. ૧૪૦૦ લગભગ), ક્ષેત્રપ્રકાશ રાસ (વિ. સં. ૧૪૧૦ લગભગ), કમલાવતી રાસ, કલાવતી રાસ, હંસરાજ વચ્છરાજ, શીલ શેષ (બંને કૃતિ વિ. સં. ૧૪૧૧), ગૌતમસ્વામીનો રાસ (વિ. સં. ૧૪૧૨), મયણરેહા રાસ (વિ. સં. ૧૪૧૩), ત્રિવિક્રમ રાસ (વિ. સં. ૧૪૧૫), શ્રી જિનોદયસૂરિપટ્ટાભિષેક રાસ (વિ. સં. ૧૪૧૫), શ્રી જિનોદયસૂરિ-વીવાહલઉ (વિ. સં. ૧૪૩૦), અજિતશાંતિસ્તવન, કાકબંધિ ચઉપ્પઈ (વિ. સં. ૧૪૪૦ લગભગ), શાલિભદ્ર રાસ (વિ. ૧૪૫૫), ચિહુંગતિ ચોપઇ (વિ. સં. ૧૪૬૨ પૂર્વે) વગેરે અનેક કૃતિઓ આ ગાળામાં રચાઇ છે. અત્યાર સુધીમાં જાણવામાં આવેલી આ કૃતિઓ છે. ન જાણવામાં આવેલી લગભગ ૩૦૦ જેટલી કૃતિ મુનિશ્રી જિન-વિજયજીને મળેલી છે. પદ્યકૃતિઓ જ નહિ, પણ ગદ્યકૃતિઓ, ટબાઓ, ઔક્તિકો પણ પુષ્કળ રચાયાં છે. મુગ્ધાવબોધ ઔક્તિક (વિ. સં. ૧૪૫૮) અંધાધૂંધીના યુગના અંતભાગનું ગૂજ. માં લખાયેલું સં. વ્યાકરણ છે. જૈન સાધુઓઓને એ અંધાધૂંધી જરા પણ નડી જણાતી નથી. દાખલા તરીકે તરુણપ્રભે સં. ૧૪૧૧ માં **सम्यक्त्व तथा बार व्रत उपर कथाओ** ગદ્યમાં લખી છે. આવી અનેક નોંધાયેલી અને ન જાણેલી કૃતિઓ જૈન ભંડારોમાં પડી છે.

રાજ્યક્રાંતિ ગમે તેટલી થાય, પણ સમાજમાં તો આફત આવે તેટલી જ ઘડી અશાંતિ હોય છે. આફત જતાં જ તે જ દિવસથી જેમ વ્યવહાર, પ્રસંગ, પ્રસ્તાવ વગેરે ચાલતા હોય તેમ જ ચાલે, લોકો વર્ષમાં આવતા જુદા જુદા ઉત્સવોમાં પૂર્વ મુજબ આનંદ લે અને ઉત્સવો ચાલે. અલ્લાઉદ્દીને સં. ૧૩૫૭ માં ગૂજરાત જીત્યા પછી જ સં. ૧૩૭૧માં પાટણનો સમરસિંહ સંઘ લઈ યાત્રાએ નીકળે છે, અને અનેક મંદિરો રચાવે છે. એને ખુદ, અલ્લાઉદ્દીનના સૂબા અલપખાનની મિત્રતા છે; અને બાદશાહી શાસનને બદલે જિનશાસન આગળ પડતું આપણને એ સમયે જાણે કે લાગે છે. મુસ્લિમ સૂબો તીર્થરચના માટે હુકમ આપે છે:

આપિઉ એ સવ્વવયણેહિં ફુરમાણુ તીરથ માંડિવા એ।
અહિદર એ મલિક-આએસિ દીન્હલે શ્રીમુખિ આપણુ એ ॥[૧]

આ ઉપરથી એમ માનવાને પણ કારણ મળે છે કે મુસ્લિમ શાસનની શરૂઆતમાં અંધાધૂંધી થોડા મહિના કે વર્ષ રહેતી હશે, પાછું જેમ ચાલતું આવતું હતું તેમ ચાલતું હશે; લોકો ઉત્સવોમાં આનંદ લેતાં હશે અને ગ્રંથકારો પોતાની પ્રવૃત્તિ ચાલુ રાખ્યે જ જતા હશે.

રાસસાહિત્યના જ અંગમાં એક વિશિષ્ટ રોચક સાહિત્ય પણ આ યુગમાં પોષાયું છે, તે ફાગુ–સાહિત્ય છે. તેમાં પણ "રાસ"માં મળે છે, તેવું ધાર્મિક સાહિત્ય સાથોસાથ છે. જેમાં ધાર્મિકતા છે, તેમાં શૃંગારપ્રાધાન્ય પણ છે. સિરિથૂલિભદ્દફાગુ અને શ્રીનેમિનાથ-ફાગુ એ ધાર્મિક વિષય સાથે સંબદ્ધ છે, જ્યારે વસંતવિલાસ અને ફાગુ એ બે કાવ્ય તદ્દન શૃંગારિક છે, જે બંનેને પણ ધાર્મિક સાહિત્ય તરીકે તે વખતે લેખવામાં આવેલ હશે, કેમકે પાછલા ફાગુ માં તો દ્વારકામાંનો કૃષ્ણનો વસંતવિહાર વર્ણાવવામાં આવ્યો છે. આ પાછલી બંને સં. ૧૪૯૭ પૂર્વેની કૃતિઓ રાસયુગ અને નરસિંહયુગની સંધિમાં છે. એ બંને જૈનેતર કૃતિઓ છે, એ ખરું, પણ સિરિથૂલિભદ્દ ફાગુ અને શ્રીનેમિનાથ ફાગુ અનુક્રમે વિ. સં. ૧૩૯૦ અને ૧૪૦૦ લગભગની કૃતિઓ છે, જે રાસયુગના લગભગ મધ્ય સમયની ગણાય, તે જોતાં એ પ્રકાર જન સાધારણમાં પ્રચલિત હોવો જોઇયે. બેશક, આ જાતનું સંધાન આપણને નરસિંહ મહેતાની ચાતુરીઓમાં મળે છે, એ જોતાં એ પ્રકાર લોકમાં પ્રચલિત હતો એમ કહેવામાં સાહસ નથી. અને સં. ૧૪૯૯માં "દેવરત્નસૂરિ ફાગુ" રચાયો એક મળે છે; જેના પછી "હેમવિમલસૂરિ ફાગ" સં. ૧૫૫૪માં રચાયેલો મળે છે.[૨]

---

૧ પ્રા. ગૂ. કા. પૃ. ૩૦

છાયા : આપ્યું એ સર્વવચને ફરમાન તીરથ માંડવા એ।
હૈદર એ મલિક-આદેશે દીધું શ્રીમુખે આપણે ॥

૨ જુઓ જૈન ઐતિ. કાવ્યસંચય, પૃ. ૧૪૯–૫૮ અને પૃ. ૧૮૬–૧૯૨

ટૂંકી ટૂંકી પણ સુંદર કડીઓ એ એની નિશાની છે. તેનો સારો નમૂનો, નેમિનાથનવરસ ફાગ કે રંગસાગર ફાગ (વિ. સં. ૧૪મા શતકમાં), ઉપરાંત છેલ્લે બતાવેલા બે ફાગ છે.

આ રસિક સાહિત્યની સાથેસાથ "બારમાસીવિરહ કાવ્યો" પણ વિકાસ સાધતાં હતાં. "નેમિનાથચતુષ્પદિકા" (વિ. સં. ૧૩૦૦ લગભગ)" એ એવું એક સુંદર "બારમાસી" કાવ્ય છે. આ બારમાસી સાહિત્ય પછીના યુગોમાં ખૂબ પ્રચરિત હતું. રાધાકૃષ્ણની, રામસીતાની, ગુરુની, ખેડૂતની, જ્ઞાનની, એમ પછી તો અનેક વિષયની "બારમાસી"ઓ રચાઈ છે.[1]

"કક્કા"ઓનું સાહિત્ય પણ આ યુગમાં સધાયું છેઃ માતૃકા ઉપર 'સંવેગમાતૃકા, સમ્યકૃત્વમાઈ ચઉપઇ, દૂહામાતૃકા, સાલિભદ્રકક્ક વગેરે કૃતિઓ પ્રસિદ્ધ છે.

આમ "રાસયુગ" અનેક સુંદર કાવ્યપદ્ધતિના આવિષ્કારમાં કારણરૂપ બન્યો છે. ૬–૭ કડીથી માંડીને સંખ્યાબંધ કડીઓ સુધીનાં, છતાં રસિક કાવ્યોએ આ યુગમાં વિકાસ સાધ્યો છે. પ્રજા એને ઝીલવાની સ્થિતિમાં ન હોત તો આટલો વિકાસ ન સધાયો હોત. લોકવાર્તા, પૌરાણિક આખ્યાનો, ઐતિહાસિક પ્રબંધોએ નરસિંહયુગ અને પછીના યુગમાં વિકાસ સાધ્યો તેનું પ્રભવસ્થાન આ જ યુગ છે, એ હવે સમઝવું મુશ્કેલી ભરેલું નહિ જ રહે.

## રાસયુગની ભાષા

ઉપર બતાવેલી હકીકતોના ખરા ખોટાપણાનો ખ્યાલ તો આપણે આ યુગની ઉપલબ્ધ કૃતિઓ તપાસીશું ત્યારે જ મેળવી શકીશું.

---

૧ વધુ વિસ્તાર ઇચ્છનારે Journal of the Gujarat Research Society, Vol. II, no. 2, માંનો શ્રી. મં. ર. મજમૂદારનો A Note on Barmasi songs in Gujarati Literature (પૃ. ૮–૧૬) એ લેખ જોવો.

અહીં એ માટે એ ગાળામાં થયેલા કવિઓ, તેઓની કૃતિઓ, તેઓએં સ્વીકારેલા કાવ્યબંધ, કવિતાના પ્રકાર વગેરે આવશ્યક માહિતી આપવાનો પ્રયત્ન કરવામાં આવે છે. એથી જ, ગૂજરાતી સાહિત્યે કેવી રીતે વિકાસ સાધ્યો, તે પણ આપણે જાણવા શક્તિમાન થઈ શકીશું.

આ યુગ "નરસિંહયુગ" સાથે સંધાય છે. નરસિંહ મહેતાની કાવ્યપ્રવૃત્તિ એની ૨૦ વર્ષની ઉમરની સ્વીકારિયે તો વિ. સં. ૧૪૯૦ લગભગ શરૂ થવા જાય છે. પણ નરસિંહયુગની જે પ્રધાન ભૂમિકા છે, તે મધ્યકાલીન ગૂજરાતીની બીજી ભૂમિકા છે; મુગ્ધાવબોધ ઔક્તિક ( વિ. સં. ૧૪૫૦ ) મધ્યકાલીન ગૂજરાતીની પ્રથમ ભૂમિકાનો નમૂનો રજૂ કરે છે. આ જોતાં વિ. સં. ૧૪૫૦ લગભગમાં આપણે મધ્યકાલીન ગૂજરાતી ભાષાની પ્રથમ ભૂમિકા પ્રચારમાં હોવાનું અટકળી શકિયે. આ. હેમચંદ્રથી ગૌર્જર અપભ્રંશ કિંવા પ્રાચીન ગૂજરાતી (કિંવા ઊગતી ગૂજરાતી)ની દ્વિતીય ભૂમિકા શરૂ થવાનું આ પૂર્વે સૂચવવામાં આવ્યું છે,[1] જે ઇ. સ.ની ૧૪મી સદીના પૂર્વાર્ધ પર્યંત આવી મધ્યકાલીન ગૂજરાતીમાં પરિણત થઈ જાય છે. ઇ. સ.ની ૧૪મી સદીનો પૂર્વાર્ધ એટલે વિક્રમની ૧૪મી સદીનો અંત ભાગ. એ સંધિ-યુગની સાહિત્યકીય ભાષાનો છેલ્લો નમૂનો "સિરિથૂલિભદ્દ ફાગુ" ગણી શકિયે. અબ્દુર રહેમાનનો "સંદેશકરાસ" લગભગ આ જ પ્રકારની પ્રૌઢ સાહિત્યકીય ભાષાને સાચવી રાખે છે. આ પછીની જૈનેતર કૃતિઓ તે અસાઈતની હંસાઉલી (વિ. સં. ૧૪૧૭), શ્રીધર વ્યાસની કૃતિ રણમલ છંદ (વિ. સં. ૧૪૫૬ આસપાસ), અને ભીમની સદયવત્સ-કથા (વિ. સં. ૧૪૬૬). આમાં છેલ્લી એમાં જૂનું સ્વરૂપ સચવાયેલું મળે છે, જ્યારે ૧લી કૃતિની હાથપ્રત વિક્રમના ૧૭મા શતકના ઉત્તરાર્ધની મળતી હોવાથી ભાષા મધ્ય ગૂજ.ની ૨જી ભૂમિકામાં મળે છે. આ સંધિયુગની ભાષાને ખ્યાલમાં લેતાં ગૌર્જર અપભ્રંશ કે પ્રા.

---

૧ જુઓ આ પૂર્વનાં પૃ. ૧૨ અને ૮૨.

ગૂજ.ની દ્વિતીય ભૂમિકા[1] ઇ. સ.ની ૧૪મી સદીના પૂર્વાર્ધ સુધી અને તે પછીની મધ્યકાલીન ગૂજ.ની ૧લી ભૂમિકા (સં. ૧૪૫૦ લગભગ)ને નરસિંહયુગ સાથે સાંકળે તેવી રીતે "રાસયુગ" અહીં આપવામાં આવે છે. આ "યુગ"માં ભાષા કેવી રીતે વિકાસ સાધતી આવી મધ્યકાલીન ગૂજ.માં પરિણુત થઈ છે, તે નીચે અત્રતત્ર નમૂનાઓ આવવાના છે તે પરથી જાણી શકાશે. (બંધારણ માટે જુઓ પરિ૦ ૨)

## રાસયુગના કવિઓ

### [ વિક્રમનું તેરમું શતક ]

૧. આ. હેમચંદ્રના વિ. સં. ૧૨૨૯માં મૃત્યુ પછી માત્ર ૧૨મે વર્ષે જ શાલિભદ્રસૂરિ નામના જૈન સાધુએ સં. ૧૨૪૧ના વર્ષમાં ૨૦૫ કડીનો "ભરતેશ્વરબાહુબલિરાસ" રચ્યો છે. એ જ કવિએ "બુદ્ધિરાસ" કે "હિતશિક્ષાપ્રબુદ્ધરાસ" નાનો ૫૩ કડીનો રચ્યો જાણવામાં આવેલો છે.[2] આ બંને કાવ્યો હજી પ્રસિદ્ધ થયાં નથી, તેથી તેના વિષયમાં વિશેષ માહિતી આપી શકાતી નથી. કવિની ભાષાનો તેમ જ કવિનો કાંઈક પરિચય મળે તેટલા પૂરતો ભાગ અહીં આપવામાં આવે છે:

"રિસહ જિણેસર પય પણમેવી, સરસતિ સામિણિ મનિ સમરેવિ
નમિવિ નિરંતર ગુરુચરણુ
ભરહ નરિંદહ તણુઉં ચરિત્તો, જે જગિ વસુહીંડઇ વદીતો
બાર વરસિ બિહુ બંધવહં.
હઉં હિવ એ ભણિસુ રાસહ છંદિહિં, તં જણુમણુહર મણુ આણંદિહિં
ભાવિઇ ભવિયણ સાંભલઉ,
જંબુદીવિ ઉવઝાઉર નયરો, ધણુકણુ કંચણુ રયણિહિં પવરો
અવર પવર કિરિ અમરપુરો.

---

૧ સ્વ. સી. ડી. દલાલ "જંબૂસ્વામિચરિત્ર", 'રેવંતગિરિ રાસુ" વગેરે "ગૂજરાતી કાવ્યો" જ કહે છે; જુઓ पत्तनस्थ प्रा. जै. भा. प्र. सूची અંગ્રેજી પ્રસ્તા., પૃ. ૬૩, અને તે વિશેનો ૫મી સા. પરિ. નિબંધ, પૃ. ૧૬

૨ જૈન ગૂર્જર કવિઓ, ભાગ ૧લો, પૃ. ૧-૨

× × × ×

રાયહ એ ગછસિણુગાર વયરસેણસૂરિ પાટધર ૨૦૩
ગુણગણહં એ તણુઉ ભંડારુ, સાલિભદ્રસૂરિ જાણીઇ એ.
કીધઉ એહ તીણ્ણિ ચરિતુ, ભરહનરેસર રાસુ છંદિહિં ૨૦૪
જો પઢઇ એ વસહ વિસોહિ (વદીત), સો નરુ નિતુ નવનિહિ લહઇ એ
સંવત એ બાર એકતાલિ, ફ્રાગુણ પંચમિઇં એહ કીઉ એ. ૨૦૫[1]

આ કાવ્યની હાથપ્રત ક્યારે થયેલી છે, તે સંબંધી માહિતી મળતી નથી; છતાં એ અર્વાચીન તો નથી જ; કેમકે તેમાં આ. હેમચંદ્રના ગૌર્જર અપભ્રંશનાં રૂપો હજી ઠીક ઠીક પ્રમાણમાં સચવાઈ રહેલાં મળે છે. અપભ્રંશના શુદ્ધ પ્રત્યયવાળાં પણમેવી, સમરેવિ, નમિવિ, નરિંદહ, બંધવહં, ભણિસુ, રાસહ, છંદિહિં, રયણિહિં, રાયહ, ભંડારુ, રાસુ, નરુ, નિતુ, કીઉ એ વગેરે રૂપો એ જાતનાં છે; પણ

---

૧ એજન, પૃ. ૧. ભાષા આપણને નિકટ આવવા લાગી છે છતાં સરલતા ખાતર છાયા આપવામાં આવે છે.

છાયા: ઋષભ જિનેશ્વર-પદ પ્રણમી, સરસ્વતી સ્વામિની મનમાં સ્મરી,
નમી નિરંતર ગુરુચરણ
ભરત નરેંદ્રતણું ચરિત્ર, જે જગે વસુહિંડીએ વદાયું
બાર વરસ બેહુ બાંધવોનું. ૧
હું હવે એ ભણીશ રાસના છંદોએ, તે જન મનહર મન આનંદે
ભાવે ભવ્યજન, સાંભળો.
જંબૂદ્વીપમાં ઉપાધ્યાયપુર નગર, ધનકણ-કંચનરત્નોએ પ્રવર,
અવર પ્રવર શું અમરપુર. ૨

× × ×

રાજા એ ગચ્છ-શણગાર વજ્રસેનસૂરિ-પાટધર ૨૦૩
ગુણગણ એ તણો ભંડાર શાલિભદ્રસૂરિ જાણિયે એ
કીધું એહ તેણે ચરિત્ર ભરતનરેશ્વર રાસુ છંદોએ. ૨૦૪
જે પઢે એ પ્રસભ (વિશોધિત) વધું તે નર નિત નવ નિધિ લે એ.
સંવત એ બાર એકતાલે ફાગણ પાંચમે એ કર્યો એ. ૨૦૫

સાથેસાથ મોટા અક્ષરમાં છાપેલાં અપભ્રંશના સંસ્કારથી આ તરફ આવતાં રૂપો પણ પ્રયોજાયેલાં છે. માર્કંડેયે "પ્રાકૃત સર્વસ્વ"માં "ગૌર્જર અપભ્રંશ"નું संस्कृताढ्या च गौर्जरी[1] એવું લક્ષણ આપ્યું છે. ગુર્જર પ્રદેશમાં એ ધોરણ સારી રીતે સચવાતું જતું લાગે છે. જૂનાં રૂપો ઉપરથી જે નવાં રૂપો વપરાયેલાં ભાષામાં સ્વીકારાયાં છે, તે સિવાયનાં બીજાં જૂનાં રૂપો અદશ્ય થતાં તેને સ્થાને શુદ્ધ સંસ્કૃત તત્સમ શબ્દોની ભરતી થતી જ રહી છે. ઉપરના અવતરણમાં "મનિ, નિરંતર, ગુરુચરણ, અમરપુરો, ગુણગણ, ભંડારુ, વગેરે શબ્દો તત્સમતા બતાવે છે.[2]

પણ ખાસ ધ્યાન ખેંચે છે, તે રૂપો તો સાંભલઉ, પાટધર, કીધઉ, ફાગુણ છે. જૂની ભાષામાંથી રૂપાંતર પામતાં જોડાક્ષરનો લોપ થતાં પૂર્વ સ્વરનું દીર્ઘ થવું નવી થતી આવતી ભાષાઓનું લક્ષણ છે. સ્વ. નરસિંહરાવ ભાઇએ અંતિમ અપભ્રંશ કિંવા ગૌર્જર અપભ્રંશના લક્ષણમાં આ વાત નોંધી છે. તેઓ જણાવે છે, તે પ્રમાણે—

(अ) જોડાક્ષરનું ઓગળી જવું અને સાથેસાથ પૂર્વના હ્રસ્વ સ્વરનું દીર્ઘ થવું.

(ब) અનુસ્વારનું કોમળ થવું, સાથેસાથ પૂર્વના હ્રસ્વ સ્વરનું દીર્ઘ થવું.[3]

---

૧ પ્રાકૃત સર્વસ્વ સૂ. ૧૮-૧૨ની ટીકા, (વિઝાગાપટ્ટમ્-આવૃત્તિ), પૃ. ૧૨૨

૨ શ્રી મુનશી જૂની ગૂજરાતીના લક્ષણમાં આ વાત નોંધે છે:

" IV. A definite tendency to replace in Apabhramsa form of words by its Samskita equivalent comes into existance." Vide Guj. and its Lit. pp. 86.

3 Guj. Lang. & Lit. Vol. II, pp. 52:

(a) Simplification of the conjuct, accompanied by the lengthening of the preceding short vowel.

(b) Softening of the nasal, with the lengthening of the preceding short vowel. (સામે પાને ચાલુ)

તેમણે તે અપભ્રંશની બે ભૂમિકા ગણી પહેલી ભૂમિકામાં આ લક્ષણ નોંધ્યું છે. ઉપરના અવતરણમાં પાટધર<સં, पट्टधर–, કીધઉ <અપ. किद्धउं, ફાગુણ<અપ. फग्गुण<સં. फाल्गुन–અને સાંભલઉ <અપ. सम्भलहु એ ચાર ઉદાહરણોમાં આ લાક્ષણિકતા સ્પષ્ટ સમઝાશે. પણ ભાષા વિકાસ સાધતી આવતી હોઈ બંને પ્રકારનાં રૂપો સાંચવે છે; જૂનાં રૂપો ચરિત્તો, બંધવહ, પંચમિઇ એ ગણાવી શકાય.

ખાસ ધ્યાન ખેંચે તેવાં રૂપો તો હિવ, આણુંદિઇં, ભાવિઇં, છંદિઇં, જાણીઇ એ છે. પ્રત્યયોના इકારની અસરે પૂર્વ સ્વરમાં ઇકારનો પ્રવેશ અને કર્મણિના जाणिज्जइ >जाणीजइ >जाणीयइ >जाणियइ > जाणीइ એવા રૂપની સંપ્રાપ્તિ (જેમાંથી जाणिइ>जाणिए>जाणिये એવું શુદ્ધ અર્વાચીન રૂપ ઊતરી આવે છે તે) મધ્યકાલીન તરફ ખેંચે છે. આમાં હવે જરા પણ અપભ્રંશતા રહી નથી.

અવિકૃત પ્રાકૃત રૂપો તે પઢઇ અને લહઇ, જે મધ્યકાલીન ગૂજરાતીની બીજી ભૂમિકા સુધી એટલે લગભગ ૨૦૦૦ વર્ષ સુધી એ જ સ્વરૂપમાં મળે છે.

ભાષાની દૃષ્ટિએ જેમ આ કૃતિ ઉપયોગી છે, તેમ કાવ્યબંધની દૃષ્ટિએ ઉપયોગી છે. એ બન્ને કૃતિઓ સંપૂર્ણ પ્રાપ્ય નહિ હોવાથી કવિએ પ્રયોજેલા વૈવિધ્યનો ખ્યાલ નહિ આપી શકું. માત્ર જે ખંડ મળે છે, તે ઉપરથી જ અહીં થોડો ખ્યાલ આપીશ.

---

શ્રી મુનશી તે આ પ્રમાણે નોંધે છે, જૂની ગૂજરાતીના લક્ષણ નીચેઃ–

" II. Old Gujarati develops a phonetic change by which a double consonant is simplified and the preceding vowel is lengthened. This must have been the result of a change of Accent."

Vide : Guj. and its Lit. p. 86.

ઉપરના અવતરણુમાં શરૂની કડીઓનો બંધ જોતાં ૧૬+૧૬+૧૩, ૧૬+૧૬+૧૩ની એ દ્વિપદી છે. આ જાતનો મિશ્રબંધ આપણને આ પૂર્વે પ્રયોજાયેલો મળતો નથી. નીચેની કડીઓમાં તો સોરઠા સ્પષ્ટ છે; ગેયતા જાળવવા માટે "એ" નો પ્રક્ષેપ ત્યાં ત્યાં છે.

"બુદ્ધિરાસ"નો જે ભાગ મળે છે, તેમાં શરૂઆતમાં ચાલતી ચોપાઈ અને અંતે દોહરો મળે છે; જેવાં કે–

પણમેવિ દેવિ અંબાઇ, પંચાણુણગામિણિ વરદાઇ
જિણુસાસણિ સાંનિધિ કરઇ સામિણિ,
સુરસામિણિ તું સદા સોહાગિણિ. ૧

પણમિય ગણહર ગોયમસામિ. દુરિય પણાસઇ તેહનઇ નામિ
વર્દ્ધમાન સામીનઉ સીસ, પ્રણમ્યાં પૂરઇ સયલ જગીસ. ૨

અને

સાલિભદ્ર ગુરુસંકલીય, એ સવિ ગુરુ ઉપદેશ તુ.
પઢઇ ગુણઇ જે સાંભલઇ એ, તેહ સવિ ટલઇ કલેસ તુ. ૫૩[1]

પાછલા, દોહરામાં "એ" અને "તુ" ગેયતા જાળવવા પ્રયોજાયેલા છે. આ રાસ છે, એટલે કે સમૂહનૃત્યમાં ગાવામાં વાપરી શકવાને માટે રચાયેલા છે; એટલે જ પ્રચલિત માત્રામેળ

---

૧ જૈન ગૂર્જર કવિઓ, ભાગ ૧ લો, પૃ. ૨,

છાયા:
પ્રણમી દેવી અંબા, પંચાનનગામિની વરદાયિની
જિનશાસને સાંન્નિધ્ય કર સ્વામિની,
સુરસ્વામિની તું સદા સોહાગણ. ૧.

પ્રણમી ગણધર ગૌતમસ્વામી, દુરિત પ્રણાશે તેને નામે
વર્ધમાન સ્વામીનો શિષ્ય પ્રણમ્યે પૂરે સકલ જગદીશ. ૨
શાલિભદ્ર ગુરુ-સંકલિત, એ સૌ ગુરુ-ઉપદેશ એ
પઢે ગુણે જે સાંભળે એ, તેના સૌ ટળે કલેશ એ. ૫૩

છંદોને ગાવાને અનુરૂપ થાય તેમ મૂકવામાં આવ્યા છે. ગીતગોવિંદના બંધોમાં એ વસ્તુ મળે છે.[૧]

કવિએ કવિતાની દૃષ્ટિએ કેટલી મહેનત આ બંને કાવ્યોમાં લીધી છે, તે બંને રાસો પ્રસિદ્ધ થયા પછી જ આપણે જાણી શકિયે.

આ કવિ ક્યાંના હતા, તે આપણે જાણી શકતા નથી; માત્ર કાવ્યાંતે તે જણાવે છે, તેમ રાજગચ્છના વજ્રસેનસૂરિના એ શિષ્ય હતા, પટ્ટધર હતા.

અત્યારે તો ગૂજરાતીના આદિ કવિ તરીકે સામાન્ય રીતે આ કવિને મૂકિયે તો તેમાં ખોટું નથી. એટલું ખરું કે એનાં કાવ્યના પ્રૌઢ બંધને જોતાં અવશ્ય બીજા કવિઓએ આ પદ્ધતિનાં કાવ્ય રચ્યાં હશે. માત્ર મુશ્કેલી એટલી જ છે કે આજે એવી કોઈ કૃતિ તે પૂર્વેની મળતી નથી.

૨. આ પછી બીજી કૃતિ "જંબૂસામિચરિય" નામની મળી આવે છે. કવિએ પોતાના વિષયમાં એ કાવ્યને અંતે આટલો ઉલ્લેખ કર્યો છે:

> મહિંદસૂરિગુરુસીસ ધમ્મ ભણઇ હો ધામીઉ હ ।
> ચિંતઉં રાતિ દિવસિ જે સિદ્ધિહિ ઊમાહીયા હ ।
> બારહવરસસએહિં કવિતુ નીપનૂં છાસઠએ ।
> સો લહ વિજ્જાએવિ દુરિય પણાસઉ સયલસંઘ ॥ ૪૧ ॥[૨]

૧ ઉપયોગી માહિતી આ ગ્રંથને છેડે "પરિ૦ ૪"માં આપવામાં આવી છે, તે જુઓ.

૨ પ્રા. ગૂ. કા. સં. પૃ. ૪૬.

છાયા :

મહેંદ્રસૂરિગુરુશિષ્ય ધર્મ ભણે હો ધાર્મિક હ ।
ચિંતો રાતદિવસ જે સિદ્ધિએ ઉમ્મા પામ્યા હ ।
બાર વર્ષ સોમાં કવિત નીપનું છાસઠે ।
તે લઘુ જાણીને દુરિત પ્રણાશો સકલ સંઘનું ॥

આ પણ "રાસ" છે; કાવ્યની પુષ્પિકામાં ઇતિ શ્રીજંબૂસ્વામિરાસઃ ॥ એવું સૂચન છે. આ કાવ્ય રોળા છંદમાં પ્રયોજાયેલું છે. ૧લી કડી એનો સ્પષ્ટ ખ્યાલ આપશે.

જિણ ચઉવીસહ પય નમેવિ ગુરુચલણ નમેવી ।
જંબૂસામિહિં તણઉં ચરિય ભવિઉ નિસુણેવી ।
કરિ સાનિધ સરસત્તિ દેવિ જિમ રયં કહાણઉં ।
જંબૂસામિહિં ગુણગહણ સંખેવિ વખાણઉં ॥ ૧ ॥[1]

૧લા અવતરણમાં આ અને રજા અવતરણમાં રોળા છંદ સ્પષ્ટ છે. ૪૧ કડીમાંથી એક ૩૭મી કડી એવી છે કે જેમાં ચારને બદલે છ ચરણ છે અને તે ગવાય તે પ્રમાણે લખાયેલી મળે છે:

ઠવણિ

પ્રભવઉ પંચસએણ અટ્ઠઇવહૂયરમાઇબપ્પો ।
સવિકહું એ રૂઠઉ જાઇ નીયધરહૂંતુ નીંસરઇ એ ।
ચાલીઉ એ સિવપુરિસાથ સારથવય તિહિં જંબુસામિ ।
તિહુયણી એ જયજયકાર સોહમ દેખીઉ જંબુસામિ ।
કંચણ એ રયણિહિં દાણ જિમ ઘણ વરસઇ ભાદ્રવએ ।
સયતણિ (?) એ ઇહ ગોલોક ભવિયજણ-સંવેગકરો ॥ ૩૭ ॥[2]

---

૧ એજન, પૃ ૪૧.

છાયા :

જિન ચોવીસના પદ નમી ગુરુચરણ નમી ।
જંબૂસ્વામી તણું ચરિત ભવ્ય સુણી ।
કર સાંનિધ્ય સરસ્વતી દેવી જેમ રચું કહાણું ।
જંબૂસ્વામિ-ગુણ ગ્રહણ સંક્ષેપે વખાણું ॥

૨ એજન, પૃ. ૪૬. છાયા :

પ્રભાવક પાંચસેંથી આઠે વહુઅર માબાપ ।
સૌને એ રૂઠો જાય નિજ ઘરથી નીસરે એ ।
ચાલ્યો એ શિવપુરે સાથ સાર્થપતિ ત્યાં જંબૂસ્વામી ।
કંચન એ રત્નોએ દાન જેમ ઘન વરસે ભાદરવે ।
સંપ્રાપ્ત એ અહીં ગોલોક ભવ્યજન-સંવેગકર ॥

ભરતેશ્વરબાહુબલિ રાસના અંત ભાગમાં સોરઠા વિષમ પદના અનુપ્રાસવાળી પંક્તિઓમાં મળ્યા છે, તેવા આ સોરઠા નથી; આમાં વિષમ પદના અનુપ્રાસ મળતા નથી, છતાં પંક્તિઓ સોરઠાની છે. ગેય કવિતામાં આ છૂટ લેવાઈ હશે એમ સમઝવું રહ્યું. જો કે ૩૦મી કડીથી ૩૬મી કડી સુધીમાં ચોખ્ખા સોરઠા જ દેખાય છે:

ખણુ એક પડષાએવિ રાય મોકલાવણુ ચાલીય ।
તુ સુહડસમૂહ કરેવિ ભુઇં કંપઇં ભડભડવઇં ॥ ૩૦ ॥
જસ ભય ધસકઇ રાઉ જસ ભય નીંદ્ર ન વયરીયહં ।
એસઉ પ્રભવઉ જાઇ નરનારી જોયણુ મિલીય ।
પહુતુ રાયદુવારિ પડિહારિઇં બોલાવીઉ ।
વેગિઇં રાઉ ભેટાવિ અમ્હિ અછઉં ઉત્સુકમણા એ ॥ ૩૧ ॥[1]

વિષમ ચરણોમાં રાઉ–જાઇ, દુવારિ–ભેટાવિ એમાં અંત્યાનુપ્રાસ સરખો નથી લાગતો, જે સંભાવના છે કે રાઉ–જાઉ, દુવારિ–ભેટારિ તરીકે હશે. નીચેના અવતરણોમાં સ્પષ્ટ અંત્યાનુપ્રાસ મળે છે:

પુત્ત તણુઉ વિઝ રાય તુમ્હ દરિસણિ ઉમાહીઉ એ ।
કારણુ ન જાણીઉ રાય વેગિહિં સો મેલ્હાવીઉ એ ।
દ્રેઠિ ન ખંડઇ રાઉ પ્રભવઉ દેષી આવતઉ ।
સાચઉ એ ભડિવાઉ પુરુષહ આકૃતિ જાણીઇ એ ॥ ૩૨ ॥[2]

---

૧ એજન, પૃ. ૪૫.
છાયા :
ક્ષણુ એક પ્રતીક્ષા કરી રાય મોકલવા ચાલ્યો ।
તો સુભટસમૂહે કરી ભૂમિ કંપે ભડભડપતિએ ।
જેને ભય ધસકે રાય જેને ભય નિદ્રા ન વૈરીઓને ।
એવા પ્રભાવકને જાય નરનારી જોવા મળી ।
પહોંચ્યો રાજ-દ્વારે પ્રતીહારીએ બોલાવ્યો ।
વેગે રાય ભેટી: અમે છિયે ઉત્સુકમન એ ॥

૨ એજન, પૃ. ૪૫.
છાયા :
પુત્ર તણો–વિંધ્ય રાય તમ દર્શને ઉમ્મા મળી એ ।

આ કાવ્યનો રચનાર ધમ્મ કવિ છે તે આપણે જોયું. આ કવિ કાવ્યાંતે જણાવે છે તે પ્રમાણે કોઈ મહેંદ્રસૂરિના શિષ્ય જણાય છે. મહેંદ્રસૂરિ બે થઈ ગયા છે: (૧) અંચલ ગચ્છમાં ધર્મઘોષસૂરિના શિષ્ય અને સિંહપ્રભુસૂરિના ગુરુ, તેમનો જન્મ સં. ૧૨૨૮, દીક્ષા સં. ૧૨૩૭, આચાર્યપદ સં. ૧૨૬૩ અને મરણ સં. ૧૩૦૯માં થયેલું છે. તેમણે સં. ૧૨૯૪માં શતપદિકા નામનો સં. ગ્રંથ રચ્યો છે. (૨) બીજા મહેંદ્રસૂરિ આ. હેમચંદ્રના શિષ્ય સં. ૧૨૧૪માં હયાત હતા. તેમણે આ. હેમચંદ્રના અનેકાર્થસંગ્રહ ઉપર અનેકાર્થકૈરવાકરકૌમુદી નામની ટીકા લખી છે. આ બે મહેંદ્રસૂરિમાં પહેલા મહેંદ્રસૂરિના આ ધર્મ કવિ શિષ્ય સંભવે છે.[૧] આ સિવાય એમના વિશે બીજી કશી માહિતી મળી શકતી નથી.

આ કાવ્ય પણ કાંઈ ઉચ્ચ પ્રકારની કવિતા આપનારું કાવ્ય નથી. એમાં જંબૂસ્વામીના ચરિતને સાદી ભાષામાં બાંધવામાં આવ્યું છે. એની ઉપયોગિતા ભાષાપૂરતી ખરી. વિ. સં. ૧૨૬૬માં દેશમાં સાહિત્યની ભાષા તરીકે જે સ્વરૂપ પ્રચારમાં હતું, તે આમાં બંધાયેલું છે. આપણે ભરતેશ્વરબાહુબલિરાસમાં જોયું તે પ્રમાણે જૂનાં અપભ્રંશકાલીન રૂપોની સાથેસાથ, આ પૂર્વે જણાવેલી લાક્ષણિકતા-વાળાં રૂપો પણ આ કાવ્યમાં પ્રયોજાયેલાં મળે છે; જેવા કે વષાણુઉં (સાથે વક્ખાણુઉં રૂપ ખરું), રાજ, પહૂતઉ, ચાલિઉ (છતાં ચલઈ પણ ખરું), માગિ, કુમારગિ, દીયઇ, પૂછીઇં, ઊપજઇ, બોલીજઇ, સાતમએ, બીજી, ત્રીજી (છતાં તઇય પણ ખરું), વાજી, સુરવર, કાંહાં, જાઈજઇ, બોલીયઉં, બૂઝિઉ, કેતૂં, દાષીઉ, આજૂના, ઊપન્ન, આવીઉ, દીઠઉ, એહ, મુજ–મુઝ, ભાઈ, હૂંતઉ, પાછિલઉ, દેષઇ,

---

કારણ ન જાણ્યું રાયે, વેગે તે મોકલાવ્યો એ ।
દષ્ટિ ન ખંડે રાય પ્રભાવકને દેખી આવતો ।
સાચો એ ભડ, પુરુષની આકૃતિ જાણિયે એ ॥

૧ જૈ. ગૂ. કવિઓ, પૃ. ૩

મેલ્હઇં, પૂત (પુત્ત પણ ખરું), રાષીજઇ, ધમ્મ, આંબિલ, થીઉ, જ, સૂઇ, આણિપૂં, બાપ (બપ્પ પણ ખરું), ઊઠિઉ, હરષિઇં, પાસિ, નીમ, પાઠવઇ, સાંઝ, આઠઇ (અટ્ઠ પણ ખરું), નીછઇં, હિવ, હૂં, એમ, અઢાર, નાત્રાં, લહેશઇં, ઊભા, જોસિઇં, ઊતર, બૂઝઇં, કરેશઉં, વેગિઇં, આવતઉ, સાચઉ, છૂટું, બોલઇ, મોકલાવી, જાણીયઇ, ઝૂઝ, ઝૂઝસિઉં, રૂઠઉ, હૂંતુ, નીંસરઇ, પાલતાં, પાછિલઉ, નીપનૂં, છાસઠ, પણાસઉ વગેરે શબ્દો.

નીચેની કડીઓ જુઓ:

રૂપ ગુણે સંપન્ન રાયરમણિમન ચોરતુ ઓ ।
સોહઇ પૂનિમચંદ જઇ દ્રવ કોણી પ્રણમીઉ ।
નુતઉ અદ્ધસીય શરીર જઇ કોઇ જણણી જાઇઉ ।
નયણે છૂટું નીર સંવેગજલહરિ વરિસિઉ ।
સામી ખમિ અપરાધ અમ્હે લોક સંતાવીયા એ ॥ ૩૩ ॥
પડિવ જ બોલઇ રાઉ કોણી મનિ આણંદિયઉ ।
ધન્ન પનુતી માઇ ઇસિઉ પુત્ર જિણિ જાઈઉ એ ।
તો મોકલાવી રાઉ ચોરપલ્લી સા સંચર એ ।
સજનહ કહીઇં એઉ અમ્હે સંજમ લેઇશઉં ॥ ૩૪ ॥[1]

---

૧ પ્રા. ગૂ. કા. સં. પૃ. ૪૫.

છાયા:

રૂપગુણે સંપન્ન રાય રમણી-મન ચોરતો ઓ ।
સોહે પૂનમચંદ્ર જો દ્રુત કોણી પ્રણમ્યો ।
નમેલું અર્ધ શીત શરીર જો કોઇ જનની-જાયો ।
નયણે છૂટયું નીર સંવેગ-જલધરે વરસ્યો ।
સ્વામી, ખમ અપરાધ અમે લોક સતાવ્યા એ ॥ ૩૩ ॥
પ્રતીપ જ બોલે રાય કોણી મનમાં આનંદ્યો ।
ધન્ય પનોતી મા આવો પુત્ર જેણે જણ્યો ।
ત્યારે મોકલાવી રાયે ચોરપલ્લી તે સાંચરે ।
સુજનને કહેવાય એ: અમે સંયમ લઇશું ॥ ૩૪ ॥

અપભ્રંશની મુખ્ય લાક્ષણિકતા : પ્રથમા એકવચનનો ઉ, પ્રાકૃતાનુકૂલ ણુ, જોડાક્ષર-પૂર્વ હ્રસ્વ સ્વર સાથે, એ વસ્તુ ધીમે ધીમે ભૂંસાતી જાય છે, એ આમાંથી સ્પષ્ટ સ્વરૂપમાં માલૂમ પડી આવશે.

૩. આ યુગની ગેયતા અને કવિતાની દૃષ્ટિએ રોચક નીવડે તેવી કૃતિ એક સુપ્રસિદ્ધ જૈનાચાર્યે આપણને આપી છે. તે આચાર્ય તે વિજયસેનસૂરિ. તેઓ વસ્તુપાલ અને તેજપાલના ગુરુ થાય. એ જાતનો ઉલ્લેખ તેમણે પોતે જ તેમના એક માત્ર મળતા ગૂજરાતી કાવ્ય "રેવંતગિરિરાસુ"માં આપ્યો છે; જેવો કે

પોરુઆડકુલમંડણુ નંદણુ આસારાય ।
વસ્તુપાલ વરમંતિ તહિં તેજપાલુ દુઇ ભાય ॥ ૬ ॥
ગુરજરધરધુરિ ધવલક્કિ વીરધવલદેવરાજિ ।
બિહુ બંધવિ અવયારિઉ સૂમૂ દૂસમ માઝિ ॥ ૭ ॥
નાયલગચ્છહ મંડણુ વિજયસેણુસૂરિરાઉ ।
ઉવએસિહિ બિહુ નરપવરે ધમ્મિ ધરિઉ દિઢુ ભાઉ ॥ ૮ ॥[1]

આ વાતને શિલાલેખોથી પણ પુષ્ટિ મળે છે. નાગેંદ્રગચ્છના મહેન્દ્રસૂરિ, તેના શાંતિસૂર, તેના આનંદસૂરિ, તેના અમરસૂરિ, તેના હરિભદ્રસૂરિ અને તેના વિજયસેનસૂરિ શિષ્ય થાય. વસ્તુપાલ તેજપાલે ગિરનાર, આબુ અને તારંગા વગેરેમાં દેરાસરો, જૈન પ્રતિમાઓની સ્થાપના વગેરે કર્યાં તેમાં પ્રેરક, ચાલક આ વિજયસેનસૂરિ છે. એવા ૧૮

---

૧ પ્રા. ગૂ. કા. સં. પૃ. ૧.

છાયા :

પોરવાડ-કુલમંડન, નંદન આસારાયનો ।
વસ્તુપાલ વરમંત્રી, ત્યાં તેજપાલ બે ભાઇ ॥ ૬ ॥
ગુર્જર ધરા-ધુર ધોળકે વીરધવલદેવ-રાજ (ત્યારે) ।
બેઉ બાંધવે અવતાર્યો સૌમ્ય દુઃસમમાં ॥ ૭ ॥
નાગેંદ્રગચ્છના મંડન વિજયસેનસૂરિરાય ।
ઉપદેશે બેઉ નરપ્રવરે ધર્મે ધર્યો દૃઢ ભાવ ॥ ૮ ॥

લેખ મળ્યા છે,[૧] જેમાં સૌથી જૂનો સં. ૧૨૮૫નો, તારંગા ટેકરી ઉપર તેમણે વસ્તુપાલ તરફથી અજિતસ્વામિદેવના ચૈત્યમાં શ્રીઆદિનાથના બિંબની પ્રતિષ્ઠા કરાવી તેનો નિર્દેશ કરતો લેખ છે,[૨] જ્યારે છેલ્લો સં. ૧૨૯૬નો આબુ ઉપરની લૂણીગવસહીમાંનો લેખ છે, જેમાં જુદાં જુદાં તીર્થોમાં તેમણે વસ્તુપાલ–તેજપાલ તરફથી જુદી જુદી જિનમૂર્તિઓની પ્રતિષ્ઠા કરાવ્યાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.[૩] સં. ૧૨૮૭ના ત્યાંના લેખમાં આ સૂરિની ગુર્વાવલી નીચે મુજબ આપી છે:

आसीच्चंडपमंडितान्वयगुरुर्नागेंद्रगच्छश्रिय-
श्चूडारत्नमयत्नसिद्धमहिमा **सूरिर्महेंद्राभिधः** ।
तस्माद्विस्मनीयचारुचरितः **श्रीशांतिसूरिस्ततो-**
**प्यानन्दामरसूरि**युग्ममुदयच्चन्द्रार्कदीपद्युति ॥ ६९ ॥
श्रीजैनशासनवनीनवनीरवाहः श्रीमांस्ततोप्यघहरो **हरिभद्रसूरिः** ।
विद्यामदोन्मदगदेष्वनवद्यवैद्यः ख्यातस्ततो **विजयसेन**मुनीश्वरोयं ॥७०॥[૪]

આ સૂરિના કોઈ પણ સંસ્કૃત ગ્રંથ જાણવામાં આવ્યા નથી. જે કાંઇ મળે છે, તેમાંય ઉપરની "રેવંતગિરિરાસુ" ગૂજરાતી કૃતિ. એ કૃતિમાં રચન–સંવત મળતો નથી, છતાં ઉપરનાં પ્રમાણોથી આપણે તેનો સમય નક્કી કરી શકિયે. ગિરનાર પર્વત ઉપરના લેખ સં. ૧૨૮૮ના છે, તે સમયે વસ્તુપાલ–તેજપાલ સાથે સૂરિ ગયેલ છે, ત્યારે જ આ સુંદર ઐતિહાસિક કાવ્ય તેમણે રચેલ હશે.[૫]

---

૧ યાદી માટે જુઓ: પ્રાચીન જૈન લેખ સંગ્રહ, ભાગ ૨ જાની શરૂની સૂચિ, પૃ. ૩૬.

૨ એજન, પૃ. ૩૨૭, લેખ ૫૪૩ મો

૩ એજન, પૃ. ૯૦–૯૨, લેખ ૬૬ મો

૪ એજન, પૃ. ૮૪, લેખ ૬૪ મો

૫ સ્વ. સી. ડી. દલાલ પણ આ જ મંતવ્ય ધરાવે છે: જુઓ ૫ મી સા. પ. રિપોર્ટ "પાટણના ભંડારોમાં અપભ્રંશ તથા પ્રા. ગૂ. સાહિત્ય" એ નિબંધ. પૃ. ૧૭. તેઓ આ રાસની નકલ ૧૪મા શતકના આરંભમાં થયાનું લખે છે, એટલે ભાષા પણ અસલ જ સચવાઇ હોવામાં શંકા નથી.

આ કાવ્યમાં ઇતિહાસને લગતી કેટલીક ઉપયોગી માહિતી મળે છે. વિસ્તાર નહિ કરતાં અહીં ટૂંકમાં જ એ નોંધું છું:

૧. ગિરનારની તળેટીમાં તેજપાલે તેજલપુર વસાવ્યું હતું.

[ તેજપાલિ ગિરિનારતલે **તેજલપુરુ** નિયનામિ ।
 કારિઉ ગઢમઢ પવપવરૂ મણુહરુ ઘરિ આરામિ ॥ ૯ ॥[૧] ]

૨. તેજલપુરમાં તેણે આસારાય-વિહાર બનાવ્યો હતો; અને ત્યાં જ પોતાની માતાના નામ પરથી કુમર-સરોવર બનાવ્યું હતું.

[ તહિ પુરિ સોહિઉ પાસજિણુ **આસારાયવિહારુ** ।
[ નિમ્મિઉ નામિહિ નિજજણણિ કુમર-સરોવરૂ ફારુ ॥ ૧૦ ॥]

૩. તેજપાલે જિનદેવાલયો કરાવ્યાં હતાં.

[ તહિ નયરહ **પૂરવ** દિસિહિ **ઉગ્રસેણુ**ગઢદુગ્ગુ ।
 **આદિજિણેસરપમુહ જિણમંદિરિ** ભરિઉ સમગ્ગુ ॥ ૧૨ ॥
 બાહિર ગઢિ દાહિણ દિસિહિ ચઉરિય વેહિ વિસાલુ ।
 લાડુક લહહિય ઓરડીય તડિ પસુ ઠાઇ કરાલુ ॥ ૧૩ ॥][૨]

---

૧ પ્રા. ગૂ. કા. સં. પૃ. ૧.
અહીંથી નીચે આ પ્રકરણનાં અવતરણોની છાયા આપવામાં આવે છે:
 તેજપાલે ગિરિનારતળે તેજલપુર નિજનામે ।
 કરાવ્યું ગઢ-મઢ-પ્રપા-પ્રવર મનોહર ઘર આરામ ॥ ૯ ॥

૨ એજન, પૃ. ૨.
 ત્યાં પુરે સોહ્યો પાર્શ્વજિન-આસારાજ-વિહાર ।
 × × ×
 નિર્મ્યું નામે નિજજનનીને કુમરસરોવર સ્ફાર ॥ ૧૦ ॥
 × × ×
 ત્યાં નગરની પૂર્વ દિશામાં ઉગ્રસેનગઢ દુર્ગ ।
 આદિજિનેશ્વર-પ્રમુખ જિનમંદિરે ભર્યો સમગ્ર ॥ ૧૨ ॥
 બહાર ગઢે દક્ષિણ દિશાએ ચાતુષ્કિ વેષ-વિશાલ ।
 લાડુક લહહિય ઓરડીય (?) તટે પાસ ઠામ (?) કરાલ ॥ ૧૩ ॥

૪. સુવર્ણરેખા નદીને કાંઠે દામોદર હરિ પંચમઉ–એટલે કે પાંચમા હરિ દામોદરનું (વૈષ્ણવી) મંદિર તે સમયમાં હતું.

[ જોઇઉ જોઇઉ ભવિયણ પેમિ ગિરિહિ દુયારિ ।
દામોદરુ હરિ પંચમઉ સુવન્નરેહનઇ–પારિ ॥ ૧૪ ॥[1] ]

૫. કુમારપાલે શ્રીમાલીકુલસંભવ અંબઓને સૌરાષ્ટ્રનો દંડાધિપ નીમેલો, જેણે સં. ૧૨૨૦માં ગિરનાર ચઢવાની પાજ બંધાવી, તેમાં વચ્ચે વચ્ચે પરબો બેસાડી હતી.

[ પુવ્વિહિ ગુજ્જરદેસે રિઉરાયવિહંડણુ ।
કુમરપાલુ ભૂપાલુ જિણસાસણમંડણુ ।
તેણ સંઠાવિઓ સુરઠદંડાહિવો ।
અંબઓ સિરે સિરિમાકુલલસંભવો ।
પાજ સુવિસાલ તિણિ નઠિય ।
અંતરે ધવલ પુણુ પરવ ભરાવિય ॥ ૧ ॥ ][2]

૬. જયસિંહદેવે રા’ખેંગારને હણી સૌરાષ્ટ્ર કબજે કરી સાજણ મંત્રીને ત્યાંનો દંડાધિપ નીમેલો, જેણે સં. ૧૧૮૫માં ગિરનાર ઉપર નેમિનાથનું મંદિર બનાવ્યું હતું.

[ આસિ ગુરજરધરય જેણ અમરેસરુ ।
સિરિજયસિંઘદેઉ પવરુ પુહવીસરુ ।

---

૧. એજન, પૃ. ૨
જોયો જોયો ભવ્યજને પ્રેમે ગિરિને દ્વારે ।
દામોદર હરિ પાંચમો સુવર્ણરેખા નદી–પારે ॥ ૧૪ ॥

૨. એજન, પૃ. ૨
પૂર્વે ગુર્જરદેશે રિપુરાજ–વિખંડન ।
કુમારપાલ ભૂપાલ જિનશાસનમંડન ।
તેણે સ્થાપ્યો સોરઠ–દંડાધિપ ।
અંબડ શ્રીશ્રીમાલીકુલ–સંભવ ।
પાજ સુવિશાલ તેણે સ્થાપી (નિષ્ઠાપિત) ।
અંતરે ધવલ પણ પરબ ભરાવી ॥ ૧ ॥

× × ×

હણુવિ સોરઠુ તિણિ રાઉ ખંગારઉ ।
ઠવિઉ સાજણુ દંડાહિવં સારઉ ॥ ૮ ॥
અહિણવુ નેમિજિણિંદ તિણિ ભવણુ કરાવિઉ ।

× × ×

ઇક્કારસસયસહીઉ પંચાસીય વચ્છરિ ।
નેમિભુયણુ ઉદ્ધરિઉ સાજણિ નરસેહરિ ॥ ૯ ॥][1]

૭. માળવાના ભાવડશાહે સોનાનું નગારખાનું બનાવરાવ્યું.

[ માલવ મંડલગુહમુહમંડણુ ।
ભાવડસાહુ દાલિદ્દખંડણુ ।
આમલસારસોવન્ન તિણિ કારિઉ ।
કિરિ ગયણંગણ સૂરુ અવયારિઉ ।][2]

૮. કાશ્મીરથી અજિઉ અને રતન નામના બે ભાઈઓ સંઘ લઇ આવેલા.

[ દિસિ ઉત્તર કસમીરદેસુ નેમિહિ ઉમ્માહિય ।
અજિઉ રતન દુઇ બંધ ગરુય સંઘાહિવ આવિય ।[3]

---

૧ એજન, પૃ. ૨ : હતો ગુર્જરધરામાં જાણે અમરેશ્વર ।
શ્રીજયસિંહદેવ પ્રવર પૃથ્વીશ્વર ।
હણી સોરઠનો તેણે રા'ખેંગાર ।
સ્થાપ્યો સજ્જન દંડાધિપ સારો ॥ ૮ ॥
અભિનવ નેમિજિનેંદ્રનું તેણે ભવન કરાવ્યું ।
અગિયારસહસ્ર સહિત પંચાસી વત્સરે ।
નેમિભુવન ઉદ્ધાર્યું સજ્જન નરશેખરે ॥ ૯ ॥

૨ એજન, પૃ. ૪
માલવમંડલ–ગૃહમુખમંડન ।
ભાવડશાહ દારિદ્ર્યખંડન ।
આમલસાર સુવર્ણ તેણે કરાવ્યો ।
જાણે ગગનાંગણે સૂર્ય અવતાર્યો ॥

૩ એજન, પૃ. ૪
દિશા ઉત્તરમાં કાશ્મીરદેશ નેમિએ ઉષ્મા આપેલો ।
અજિત રત્ન બે બંધુ ગુરુ સંઘાધિપ આવ્યા ।

૯. વસ્તુપાલે અને તેજપાલે ઋષભદેવનું મંદિર કરાવ્યું, અને કાલ-
મેઘ સ્થાન પર જવાના માર્ગે વિસામા કરાવ્યા.

[**વસ્તપાલિ** વરમંતિ ભૂયણુ કારિઉ રિસહેસરુ ।

× × ×

**તેજપાલિ** નિમ્મવિઉ તત્થ તિહુયણજણરંજણુ ।

× × ×

ઇંદ્રમંડપુ **દેપાલિ** મંત્રિ ઉદ્ધરિઉ વિસાલો ॥ ૧૮ ॥[1]

અને

બોલાવી સંઘહતણીય **કાલમેઘંતરપંથિ** ।

મેલ્હવિય તહિં **દિઢ** ધણીય **વસ્તપાલ** વરમંતિ ॥ ૨૦ ॥][2]

કવિએ રેવંતગિરિનું ગિરનાર ઉપરાંત ત્રીજું નામ ઉજ્જિંત[3] (ઊજલ) પણ આપ્યું છે, એટલે એ સ્પષ્ટ થાય છે કે વિક્રમના તેરમા શતકમાં ગિરનારનાં એ ત્રણે નામ પ્રચારમાં આવી ચૂકયાં હતાં.

આ કાવ્યની ઐતિહાસિકતા ઉપરાંત કાવ્યતા પણ છે. બેશક સં. સાહિત્યશાસ્ત્રની દૃષ્ટિએ આમાં આપણે ઉચ્ચ કવિતા જોઇ ન શકિયે, છતાં એમાં શબ્દચમત્કૃતિ અને કવચિત્ અર્થચમત્કૃતિવાળી કવિતા છે. ગિરનારના પ્રસંગમાં કવિ જણાવે છે:

---

૧ એજન, પૃ. ૫–૬

વસ્તુપાલ વરમંત્રીએ ભુવન કરાવ્યું ઋષભેશ્વરનું ।

× × ×

તેજપાલે નિર્માવ્યું ત્યાં ત્રિભુવનજનરંજન ।

× × ×

ઈંદ્રમંડપ દેપાલ મંત્રીએ ઉદ્ધર્યો વિશાલ । અને

૨ એજન, પૃ. ૨

વોળાવી સંઘ તણી કાલમેઘાન્તર-પંથે ।

મેલાવી ત્યાં દૃષ્ટિ (ચોકી) ઘણી વસ્તુપાલ વરમંત્રીએ ॥ ૨૦ ॥

૩ પ્રા. ગૂ. કા. સં. પૃ. ૪

૧જિમ ચડઇં તડિ કડણિ ગિરનારહ ।
તિમ તિમ ઊડઇં જણુ ભવણુ સંસારહ ।
જિમ જિમ સો ઉજ્જલુ અગ્ગિ પાલાટ એ ।
તિમ તિમ કલિમલુ સયલુ ઓહટ્ટ એ ॥ ૨ ॥
જિમ જિમ વાય વાઉઇ તહિ નિજ્ઝરસીયલુ ।
તિમ તિમ ભવદુહદાહો તક્ખણિ તુટ્ટઇ ।
નિચ્ચલુ કોઇલકલયલો મોરકેકારવો ।
સુંમએ મહુયરમહુરુગુંજારવો ।
પાજ ચડંતહ સાવયાલોયણી ।
લાખારામુ દિસિ દીસએ દાહિણી ॥ ૩ ॥
જલદજાલવબાલે નીઝરણિ રમાઉલુ ।
રહેઇ ઉજ્જિલસિહરુ અલિકજ્જલસામલુ ।
વહલ વુહુ ધાતુરસભેઉણી ।
જત્થ ઉલદલઇ સોવન્નમઇ મેઇણી ।

---

૧ એજન, પૃ. ૩

છાયા :

જેમ જેમ ચઢે તટે કડણે ગિરનારની ।
તેમ તેમ ઊડે જન ભવન-સંસારનો ।
જેમ જેમ તે ઊજલ (ગિરિનાર) આગળ પળાય ।
તેમ તેમ કલિમળ સકલ ઊખડે ॥ ૨ ॥
જેમ જેમ વાય વાયુ ત્યાં નિર્ઝર-શીળો ।
તેમ તેમ ભવદુઃખદાહ તત્ક્ષણ તૂટે ।
નિશ્ચલ કોયલ-કલકલ મોર-કેકારવ ।
સુણાય મધુકર-મધુર-ગુંજારવ ।
પાજ ચઢતા શ્રાવક લોકને ।
લાખારામ દિશા દેખાય જમણીએ ।
જલદ-જ્વાલા-બંબાલ નિર્ઝરણમાં રમ્ય ।
રહે ઊજલ-શિખર અલિ-કાજળ-શ્યામલ ॥ ૩ ॥
બહુલ બહુ-ધાતુરસભેદની ।
જ્યાં ઊજલે છે સુવર્ણમય મેદિની ।

જત્થ દિપ્પંતિ દિવો સહી સુંદરા ।
ગુહિર વર ગરુય ગંભીર ગિરિકંદરા ॥ ૪ ॥
જાઇ કુંદુ વિહસંતો જં કુસુમિહિ સંકુલુ ।
દીસઇ દસ દિસિ દિવસો કિરિ તારામંડલુ ।
મિલિયનવલવલિદલકુસુમઝલહાલિયા ।
લલિયસુરમહિવલયચલણતલતાલિયા ।
ગલિયથલકમલમયરંદજલકોમલા ।
વિઉલ સિલવટ્ટ સોહંતિ તહિં સંમલા ॥ ૫ ॥

કવિ ગિરનારમાંની વનસ્પતિની વીગત આપે છે, તે વર્ણસગાઇની દૃષ્ટિએ જોવા જેવી છે.

[1]અગુણ અંજણ અંબિલીય અંબાડય અંકુલ્લુ ।
ઉંબરુ અંબરુ આમલીય અગરુ અસોય અહલ્લુ ॥ ૧૫ ॥
કરવર કરપટ કરુણતર કરવંદી કરવીર ।
કુડા કડાહ કયંબ કડ કરબ કદલિ કંપીર ॥ ૧૬ ॥
વેયલુ વંજલુ બઉલ વડો વેડસ વરણ વિડંગ ।
વાસંતી વીરિણિ વિરહ વંસિયાલિ વણ વંગ ॥ ૧૭ ॥
સીંસમિ સિંબલિ સિરસમિ સિંધુવારિ સિરખંડ ।
સરલ સાર સાહાર સમ સાગુ સિગુ સિણદંડ ॥ ૧૮ ॥
પલ્લવફુલ્લફલુલ્લસિય રેહઇ તાહિ વણરાઇ ।
તહિ ઉજ્જલતલિ ધમ્મિયહ ઉલ્લટ અંગિ ન માઇ ॥ ૧૯ ॥

---

જ્યાં દીપે છે દીવા સહી સુંદર ।
ગુહિર-વર ગુરુ ગંભીર ગિરિકંદરા ॥ ૪ ॥
જાઇ કુંદ વિહસંત જે કુસુમે સંકુલ ।
દીસે દસ દિશાએ દિવસ જાણે તારામંડલ ।
મળ્યાં નવલવલ્લી-દલ કુસુમ-ઝળહળ્યાં ।
લલિત સુર-મહીવલયચલણ-તળતળ્યાં ।
ગલિત-સ્થલકમલમકરંદજલ-કોમલ ।
વિકુલ શિલાપટ્ટ સોહે ત્યાં સામળ ॥ ૫ ॥

૧ એજન, પૃ. ૨
વનસ્પતિનાં નામો છે, છેલ્લી કડીની છાયા :

ગૂજરાતી કવિતાના વિકાસમાં એક વિશિષ્ટ પ્રકારની કાવ્યબંધ-પદ્ધતિની દૃષ્ટિએ આ કાવ્યની ઉપયોગિતા મને સૌથી વિશેષ લાગી છે. આ કાવ્ય નાનાં નાનાં ૪ કડવાનું છે, તે આ પૂર્વે બતાવવામાં આવ્યું છે. આ ચાર કડવામાંનું ૧લું ૨૦ દોહરામાં છે; ૨જું એક પ્રકારના ૧૦ મિશ્ર છંદમાં છે, જેમાં પહેલી બે પંક્તિ અજાણ્યા છંદની છે, જ્યારે બીજી ચાર પંક્તિઓ ઝૂલણાના ૨૦ માત્રાના ટુકડાની છે; ૩જું કડવું રોળામાં ૧૧ કડીનું છે ( બબ્બે પંક્તિએ કડી હોવાથી મુદ્રિત પ્રતમાં ૨૨ કડી કરી છે). સૌથી મહત્ત્વનું ૪થું કડવું છે. તે આખું સોરઠામાં છે; પણ તે જયારે ગવાતું હશે ત્યારે ચરણો કેવી રીતે ગેયતાને અનુકૂળ કરી લેવામાં આવ્યાં છે, તે પ્રકારને કાયમ રાખી વધારાના અક્ષરો સહિત તે આપવામાં આવ્યું છે; જેમકે—

ગિરિગરુયાસિહરિ ચડેવિ અંબજંબાહિં બંબાલિઉં એ ।
સંમિણી એ અંબિકદેવીદેઉલુ દીઠું રમ્માઉલું એ ॥ ૧ ॥
વજ્જઇ એ તાલકંસાલ વજ્જઇ મદ્દલ ગુહિર સર ।
રંગિહિં નચ્ચઇ બાલ પેખિવિ અંબિકમુહકમલુ ॥ ૨ ॥
સુભકરુ એ ઠવિઉ ઉચ્છંગિ વિભકરો નંદણુપાસિક એ ।
સોહઇ એ ઊજિલસિંગિ સામિણિ સીહસિંઘાસણી એ ॥ ૩ ॥[1]

---

પલ્લવફુલ્લ-ફ્લોલ્લસિત રહે ત્યાં વનરાઇ ।
ત્યાં ઊજલ-તલે ધાર્મિકોને ઊલટ અંગે ન માય ॥ ૧૯ ॥

૧ એજન, પૃ. ૬

છાયા :

ગિરિ-ગરવા-શિખરે ચઢી અંબજંબાહિં બંબાલ્યો (?) એ ।
સ્વામિની એ અંબિકાદેવી-દેવળ દીઠું રમ્ય એ ॥ ૧ ॥
વાગે એ તાળ-કંસાલ વાગે મૃદંગ ઘેરે સ્વરે ।
રંગે નાચે બાલ પેખી અંબિકા-મુખકમલ ॥ ૨ ॥
શુભકર એ સ્થાપ્યો ઉછંગે વિભાકર નંદન પાર્શ્વિક એ ।
સોહે એ ઊજલ-શૃંગે સ્વામિની સિંહ-સિંહાસની એ ॥ ૩ ॥

એ વર્ણ ઉમેરાયો છે, તે ગેયતા માટે છે. તે કાઢી લેતાં એ ચોખ્ખો સોરઠો છે.

આ રાસો ગેય હતા તેટલા જ નૃત્યોપયોગી હતા તે વસ્તુ **સૌથી પ્રથમ** આ રાસ જ બતાવે છે. કાવ્યાંતે કવિએ આ રાસ **રમાતો** હતો તેવો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે:

> **રંગિહિ રમઇ જો રાસુ સિરિવિજયસેણિસૂરિ-નિમ્મવિઉ એ ।**
> **નેમિજિણુ તૂસઇ તાસુ અંબિક પૂરઇ મણિ રલી એ ॥ ૨૦ ॥**[1]

અગાઉના બે રાસોમાં જોયું તેમ આમાં પણ જૂનાં અપભ્રંશ-કાલીન રૂપો સાથોસાથ નવાં રૂપો પ્રયોજાયેલાં મળી આવે છે; જેવાં કે ઉપર આવી જતાં અવતરણોમાં માઝિ, ભાય, ધરિઉ, ગિરનાર, ઊડઇં, પાલાટ. પાજ, દીસએ, નીઝરણિ ( નિજ્ઝર પણ ), અગુણુ, અંબર ( વગેરે શબ્દો ઉ વિનાના ), દીઠુ ( દિઠ્ઠઇ પણ ), ઊજિલ, સામિણિ, સીહ, તૂસઇ, ઉપરાંત કાવ્યમાં અન્યત્ર સોરઠ, ધણીય, પરવ, સાજણિ, દીજઇ, પામઇં, અઠાઈ, સાસુ (=શ્વાસ) વગેરે.

## [ વિક્રમનું ચૌદમું શતક ]

૪. ઉપર આપણે રાસ–પ્રકારની કવિતા રચી આપનારા કવિ-ઓને જોયા. હવે આપણી સામે જે એક કવિ આવે છે, તે બે વિશિષ્ટ પ્રકારની કવિતા ગૂજરાતી ભાષામાં રચી આપે છે. તેનાં જે બે કાવ્ય મળ્યાં છે, તેમાં એક બારમાસી કાવ્ય છે, બીજું છપ્પા–કાવ્ય છે. આ કવિ તે વિનયચંદ્રસૂરિ છે, એમ તેના બારમાસીકાવ્ય "નેમિનાથ-ચતુષ્પદિકા "ને અંતે આવતી પુષ્પિકા ઉપરથી જાણવામાં આવે છે; જેમકે इतिश्रीविनयचन्द्रसूरिकृतनेमिनाथचतुष्पदिका: । તેના બીજા

---

૧ એજન, પૃ. ૭ છાયા :

> રંગે એ રમે જે રાસ શ્રીવિજયસેનસૂરિ–નિર્મ્યો એ ।
> નેમિજિન તૂઠે તેને અંબિકા પૂરે મને રળી એ ॥

કાવ્ય "ઉવએસમાલકહાણય છપ્પય (ઉપદેશમાલાકથાનક–ષટ્પદ)"માં પણ કવિનું નામ નથી. બંને કૃતિઓ એક જ કવિની છે, તે તેમાં આવતા ગુરુનામના સામ્યથી સમજાય છે; જેમકે

(૧) **રયણુસિંહસૂરિ** પણમવિ પાય **બારઇ માસ** ભણિયા મઇ ભાય ।[૧]

(૨) ઇણિપરિ **સિરિઉએસમાલકહાણય છપ્પય** ।
તવ સંજમસંતોસવિણયવિજ્જાઇ પહાણિય ।
વયસંભરણત્થ અત્થપય **છપ્પય** છંદિહિં ।
**રયણસીંહસૂરીસસીસ** પભણઇ આણંદિહિં । ૨

આ બંને કાવ્યમાંથી તેના નામની જેમ કાવ્યરચનસમય પણ મળતો નથી. પહેલું કાવ્ય જે પોથીમાં ઉતારેલું છે, તેમાં " **संवत् १३५३ भाद्रवा शुदी १५ रवौ** उपकेशगच्छीय पं. महीचंद्रेण लिखिता पु०" એવી પુષ્પિકા મળે છે.[૩] એ ઉપરથી મુનિશ્રીજિનવિજયજી ચોક્કસપણે તે કવિને તે પૂર્વે થયેલા માને છે. શ્રી મોહનલાલ દ. દેસાઇના જણાવ્યા પ્રમાણે તો " આ આચાર્ય હતા. તેમણે સં. ૧૩૨૫ માં પર્યૂષણા કલ્પસૂત્ર પર નિરુક્ત રચેલું છે"[૪] એ ઉપરથી વિક્રમની ૧૪મી

---

૧ પ્રા. ગૂ. કા. સં. નેમિ. ચતુ., પૃ. ૧૦
રત્નસિંહસૂરિ પ્રણમી પાય
બાર માસ ભણ્યા મેં ભાઇ ॥

૨ એજન, ઉવ. મા. ક. છ., પૃ. ૨૭
છાયા:
એ પેરે શ્રીઉપદેશમાલાકથાનક છપ્પા ।
તપ–સંયમ–સંતોષ–વિનય–વિદ્યાએ ભણ્યા ।
શ્રાવક–સંભળાવવા અર્થ અર્થ પદ છપ્પા છંદે ।
રત્નસિંહસૂરીશ–શિષ્ય ભણે આનંદે ॥

૩ જૈન શ્વેતાંબર કોન્ફરન્સ હેરોલ્ડ, પુ. ૯, પૃ. ૨૮૨

૪ જૈ. ગૂ. કવિઓ, ભાગ ૧ લો, પૃ. ૫ : શ્રી દેસાઈ, વિનયચંદ્રના ગુરુના સંબંધમાં લખે છે કે "તેમના ગુરુ રત્નસિંહસૂરિ એ તપગચ્છમાં થયેલા સૈદ્ધાંતિક શ્રીમુનિચંદ્રસૂરિના શિષ્ય હતા ને વિક્રમની તેરમી સદીમાં વિદ્યમાન હતા. તેમણે ટીકા સહિત પુદ્ગલષટ્ત્રિંશિકા–નિગોદષટ્ત્રિંશિકા આદિ ગ્રંથો રચેલા છે.

સદીના પૂર્વ ભાગમાં કવિની સ્થિતિ સિદ્ધ થઈ રહે છે. આ કવિ તપગચ્છના હતા અને તેમના ગુરુનું નામ રત્નસિંહસૂરિ હતું; આ સિવાય એમના વિષયમાં વિશેષ માહિતી મળતી નથી.

બારમાસી કાવ્યો એ પૂર્વે રચાયેલાં મળતાં નહિ હોવાથી "નેમિનાથચતુષ્પદિકા"ને પહેલી બારમાસી કૃતિ તરીકે આપણે મૂકિયે, પરંતુ કાવ્યની સ્વાભાવિકતા જોતાં એ પૂર્વે પણ અન્ય કવિઓએ બારમાસીઓ રચી હશે, એમ માનવામાં બાધ નથી.

વિપ્રલંભ શૃંગાર એ બારમાસીનો નિયામક છે. એમાં મુખ્યત્વે નાયિકાને થયેલો નાયકનો વિરહ રજૂ કરવામાં આવ્યો હોય છે. મોડે થયેલી રાધાકૃષ્ણવિષયક બારમાસીઓમાં પણ એ જ પ્રકાર સચવાયેલો મળે છે, એ જાણીતી વાત છે. કવિએ આ કાવ્યમાં નેમિનાથના વિરહને કારણે તેમનાં પત્ની રાજલ–રાજિમતીને જે અસાધારણ સંવેદન થાય છે, તે રસિક બાનીમાં આપ્યું છે. બીજી પછીની બારમાસીઓ જેમ એ સંવેદન અહીં પણ નાયિકાના મુખમાં જ કવિ આપે છે. નાયક નિકટમાં હોતાં જે સંયોગો સુખદ હોય છે, તેના તે વિરહમાં અત્યંત દુ:ખદ થઈ પડે છે, તે આ પ્રકારના કાવ્યમાં મૂર્ત કરવાનો કવિનો પ્રયત્ન હોય છે. એને આપણે કરુણરસ નહિ કહી શકિયે, કારણ કે કરુણરસમાં આત્યંતિક વિરહ હોય છે, જ્યારે આમાં ક્ષણિક વિરહ હોય છે; વર્ષાંતે તેમાં નાયક–નાયિકાનો મેળાપ અભિપ્રેત હોય છે. અલંકારની દષ્ટિએ પણ આ કવિતા સારી એ માટે છે કે તેમાં કવિને સારી સ્વભાવોક્તિઓ રજૂ કર્યા વિના છૂટકો નથી હોતો.

> શ્રાવણિ સરવણિ કડુયં મેહુ
> ગજ્જઇ વિરહિ રિઝિજ્જઇ દેહુ ।
> વિજ્જુ ઝબક્કઇ રક્ખસિ જેવ
> નેમિહિ વિણુ સહિ સહિયઇ કેમ ॥ ૨ ॥[૧]

---

૧ પ્રા. ગૂ. કા. સં. પૃ. ૮

છાયા :

> શ્રાવણે સરવડે કડવો મેઘ ગાજે વિરહે કપાય દેહ ।
> વીજ ઝબકે રાક્ષસી જેમ નેમિ વિણુ સખી સહિયે કેમ ॥ ૨ ॥

સામાન્ય રીતે પછીની બારમાસીઓમાં જે એક પ્રકાર નથી જણાતો તે આ જૂની બારમાસીમાં જણાય છે. આમાં નાયિકાના હૃદયમાં નાયક માટે અણગમો ઉત્પન્ન કરવાનો સખી તરફથી પ્રયત્ન કરવામાં આવ્યો બતાવવામાં આવે છે. ઉપરની જ ચોપાઈના અનુસંધાનમાં અપાયેલી પંક્તિઓ જુઓ:

સખી ભણઇ સામિણિ મન ઝૂરિ
દુજ્જણ તણા મ વંછિત પૂરિ ।
ગયઉ નેમિ તઉ વિણઠઉ કાઇ
અછઇ અનેરા વરહ સયાઇ ॥ ૩ ॥

અને રાજલ તેનો જવાબ આપે છે:

બોલઇ રાજલ તઉ ઇહુ વયણુ
નત્થી નેમિસમં વરરયણુ ।
ધરઇ તેજુ ગહગણુ સવિ તાવ
ગયણિ ન ઉગ્ગઇ દિણયરુ જાવ ॥ ૪ ॥[૧]

આ છેલ્લી કડીમાં રહેલો અર્થાંતરન્યાસ કેટલો ચોક્કસ અને સ્વાભાવિક છે, તે જણાશે.

બીજાં પણ કેટલાંક સુંદર પદ્યો ધ્યાન ખેંચે છે:

ભાદ્રવિ ભરિયા સર પિક્ખેવિ
સકરુણ રોઅઇ રાજલદેવિ ।
હા એકલડી મઇ નિરધાર
કિમ ઉવેષસિ કરુણાસાર ॥ ૫ ॥
ભણઇ સખી રાજલ મન રોઇ
નીઠુર નેમિ ન આપણુ હોઇ ।

---

૧ એજન, પૃ. ૮

છાયા:

સખી ભણે, સ્વામિની મ ઝૂર દુર્જન તણા મ વાંછિત પૂર ।
ગયો નેમિ તો વણસ્યું શું છે અનેરા વર સો ॥ ૩ ॥
બોલે રાજલ ત્યારે આ વેણ, નથી નેમિસમ વર–રત્ન ।
ધરે તેજ ગ્રહગણ સૌ ત્યાંસુધી ગગને ન ઊગે દિનકર જ્યાંસુધી ॥ ૪ ॥

સિંચિય તરુવર પરિપલવંતિ
ગિરિવર પુણ કઠ ડેરા હુંતિ ॥ ૬ ॥
સાચઉં સખિ ગિરિ વરિ ભિજ્જંતિ
કિમઇ ન ભિજ્જઇ સામલકંતિ ।
ઘણ વરિસંતઇ સર ફુટ્ટંતિ
સાયરુ પુણ ઘણુ ઓહટ્ટુ લિંતિ ॥ ૭ ॥[1]

કાવ્યાંતે નાયકનો મેળાપ બારમાસીઓમાં અભિપ્રેત હોય છે. આ કાવ્યમાં પણ તે પ્રકાર મળે છેઃ

અધિકુ માસુ સવિ માસહિ ફિરઇ
છહ રિતુ કેરા ગુણ અણુહરઇ ।
મિલિવા પ્રિય ઊબાહુલિ હૂય
સઉ મુકલાવિઉ ઉગ્રસેણધૂય ॥ ૩૮ ॥
પંચ સખીસઇ જસુ પરિવારિ
પ્રિય ઊમાહી ગઇ ગિરિનારિ ।
સખીસહિત રાજલ ગુણરાસિ
લેઇ દિક્ખુ પરમેસર પાસિ ॥ ૩૯ ॥
નિમ્મલ કેવલ નાણુ લહેવિ
સિદ્ધિ સામિણિ રાજલદેવિં ॥[2]

---

૧ એજન, પૃ. ૮

છાયા :

ભાદરવે ભર્યાં સર પેખી સકરુણ રુએ રાજલદેવી ।
હા, એકલડી હું નિરધાર કેમ ઉવેખશે કરુણાસાર ॥ ૫ ॥
ભણે સખીઃ રાજલ મ રો, નિષ્ઠુર નેમિ ન આપણો હોય ।
સીંચ્યા તરુવર પલાળે(છે), ગિરિવર પણ કૃત-ઢગ થાય છે ॥ ૬ ॥
સાચું સખી વર ગિરિ ભેદાય (છે) કેમે ન ભેદાય શ્યામલ-કાંતિ ।
ઘન વરસતે શિર ફૂટે (છે), સાગર પણ ઘણો ઓઘ લે છે ॥ ૭ ॥

૨ એજન, પૃ. ૧૦

છાયા :

અધિક માસ સૌ માસે ફરે, છ ઋતુ કેરા ગુણ અનુસરે ।
મળવા પ્રિય ઉદ્‌બાહુ થઈ, તે મોકલાવ્યો ઉગ્રસેન-દુહિતાએ ॥ ૩૮ ॥

બેશક ધાર્મિક રીતિએ અંત લાવવા નાયિકાને નાયક પાસે ધાર્મિક દીક્ષા અપાવવામાં આવી છે.

આ કવિનું બીજું કાવ્ય ઉપર બતાવ્યું તેમ 'ઉવસસમાલ-કહાણય છપ્પય' છે. ૮૧ છપ્પામાં પ્રાપ્ત થતું એ કાવ્ય આપણને શામળભટ્ટના છપ્પાની યાદ આપે છે. બંને કવિ વચ્ચે સાડા ચારસો વર્ષ લગભગનો ગાળો છે. કવિતામાં જે ભેદ છે, તે એ કે આ ધાર્મિક ઉપદેશને અંગે જૈનધર્મનાં વ્રતાદિક વગેરેની કર્તવ્યતા એક એક છપ્પામાં બતાવે છે, જયારે શામળભટ્ટના છપ્પા સર્વ સામાન્ય જગતને ઉપયોગી થાય તેવો બોધ મુખ્યત્વે આપતા હોય છે, જેમાં હરકોઈ એક વિષયને ઉદ્દેશી સંખ્યાબંધ છપ્પાઓ આપવામાં આવ્યા હોય છે. વિનયચંદ્ર ક્ષમા, ગુરુભક્તિ, સાધુભક્તિ વગેરે વિષયને એક એક છપ્પામાં સાચવી કવિતા વિસ્તાર્યે જાય છે; જેમકે

સવ્વ સાહુ તુમ્હિ સુણઉ ગણઉ જગ અપ્પ સમાણઉ ।
કોહ-કહ વિ પરિહરઉ ધરઉ સમરસ સપરાણઉ ।
તિહુયણ ગુરુ સિરિવીર ધીર પણ ધમ્મધુરંધર ।
દાસપેસદુવ્વયણ સહઇ ઘણદુસહ નિરંતર ।
નર તિરિય દેવ ઉવસગ્ગ બહુ જહ જગગુરુ જિણવર ખમઇ ।
તિમ ખમઉ ખંતિ અગ્ગલિ કરી જેમ્મ રિઉદલબલ નમઇ ॥ ૩ ॥

સવ્વ સુણઇ જિણવયણ નમણ ઉલ્લાસિહિં ગોયમ ।
જાણઇ જઇ વિ સુયત્થ તહવિ પુચ્છઇ પહુ કહુ કિમ ।
ભદ્દકચિત્ત પવિત્ત પઢમ ગણહર સુયનાણી ।
ન કરઇ ગવ્વ અપુવ્વ કરવિ મનિ મન્નઇ વાણી ।
છંડીઇ માન જ્ઞાનહતણઉ વિણઉ અંગિ ઇમ આણીઇ ।
ગુરુભક્તિ કહવિ નવિ મિલ્હીઇ ગ્રંથકોડિ જઇ જાણીઇ ॥ ૪ ॥[1]

---

પાંચ સખીથી જેનો પરિવાર, પ્રિય-ઉષ્મિત થઇ ગઇ ગિરનાર ।
સખી સહિત રાજલ ગુણરાશિ, લે દીક્ષા પરમેશ્વર-પાસ ॥ ૩૯ ॥

૧ એજન, પૃ. ૧૧ (સામે પાને જુઓ)

ભાષાની દૃષ્ટિએ વિનયચંદ્રની કવિતા ઉપયોગી છે. "નેમિનાથ-ચતુષ્પદિકા"ની હાથપ્રત સં. ૧૩૫૩ જેટલી જૂની મળતી હોવાથી કવિના સમયની સાહિત્યકીય ભાષાનું સ્વરૂપ આપણે મેળવી શકિયે છિયે. ભાષામાં જૂનાં રૂપો સારી રીતે સચવાયેલાં છે, છતાં ખાસ ધ્યાન ખેંચે છે તે તત્સમ સંસ્કૃત શબ્દોનો વપરાશ છે. જેવા કે શ્રાવણ, સખી (સહિ પણ ખરે), નેમિસમ, સકરુણ, નિર્ધાર, અધિક, પ્રિય, સહિત વગેરે શબ્દો ઉપરના ઉદાહરણમાં જુઓ; સાથોસાથ નવાં રૂપો પણ જુઓ: કેમ (છતાં જેવ પણ), વિણડઉ, બોલઈ, સવિ, ભરિયા, રોઅઇ, એકલડી, રોઇ, નીઠુર, સાચઉં, વરિસંતઇ, મિલિવા, હૃય, મુકલાવિઉ, ગઇ, લેઈ, વગેરે. અપભ્રંશનો પ્રથમા એક-વચનનો લાક્ષણિક ઉકાર લુપ્ત થતો જાય છે, એ ખાસ લક્ષ્યમાં રાખવા જેવી વસ્તુ છે.

૫. રાસોમાં ધીમે ધીમે ગેયતાને કારણે ઢાળો વધતા જતા એ વાત આ સમયની એક કૃતિ "સપ્તક્ષેત્રિરાસુ" જણાવે છે. બેશક કાવ્યની દૃષ્ટિએ આમાંથી આપણને કશું નથી મળતું. એમાં ૧૨ વ્રત

---

છાયા :

સર્વ સાધુ તમે સુણો, ગણો જગ આપ-સમાન ।
ક્રોધ-કથા ય પરહરો, ધરો સમરસ સપરાણો ।
ત્રિભુવનગુરુ શ્રીવીર, ધીર પણ ધર્મધુરંધર ।
દાસ-પ્રેષ્ય-દુર્વચન સહે ઘણું દુ:સહ નિરંતર ।
નર-તિર્યક્-દેવ-ઉપસર્ગ બહુ જેમ જગદ્‌ગુરુ જિનવર ખમે ।
તેમ ખમો ખાંત આગળ કરી, જેમ રિપુદલબલ નમે ॥ ૩ ॥
સર્વ સુણે જિનવચન નયન ઉલ્હાસે ગૌતમ ।
જાણે જો કે સુ-અર્થ તોય પૂછે પ્રભુ કહો કેમ ।
ભદ્રકચિત્ત પવિત્ર પ્રથમ ગણધર શ્રુત જ્ઞાની ।
ન કરે ગર્વ અપૂર્વ કરી મનમાં માને વાણી ।
છાંડિયે માન જ્ઞાન તણું વિનય અંગે એમ આણિયે ।
ગુરુભક્તિ કેમેય નવ મેલિયે ગ્રંથકોડી જો જાણિયે ॥ ૪ ॥

અને ૭ ક્ષેત્રનું સાંપ્રદાયિક દૃષ્ટિએ વર્ણન કરવામાં આવ્યું છે. તે મિષે કેટલાક ઉપયોગી ધાર્મિક વિધિઓ–જિનમંદિરરચન–પૂજાસમારંભ–વગેરે–નો તેમાં ખ્યાલ આપવામાં આવ્યો છે. અહીં નમૂના તરીકે પહેલા ક્ષેત્રનો ખ્યાલ આપવામાં આવ્યો છેઃ

[1]પહિલઉં ક્ષેત્ર સુ જિણહ ભુવણુ કરાવઉ ચંગૂ ।
જીછે મહિમા કરઇ સહુ શ્રીચઉવિહસંઘૂ ।
મૂલગભારઉ ગૂઢમંડપુ છકુ ચઉકીસહિઉ ।
આગઇ કીજઇ રંગમંડપુ જો પુસ્તકિ કહિઉ ॥ ૨૦ ॥
તહિં આતરઇ બલામણૂ કીજઇ આઘેરઉ ।
જિમ જિનભવનહ નાલિમાહિ દીસઇ નીકેરઉં ।
ઉત્તંગ તોરણુ થંભ થોરુ ઘાંટુ અતિનીકઉ ।
કડીયઇ નાનાવિધિ રૂપિ સારુ ચારુ તહિ નીસલુ જડિઉ ॥ ૨૧ ॥
બિહુ પક્ષ ફરતી દેહરી કીજઇ અતિરૂડી ।
ઠવીજઇ મૂર્તિ જિનહ તણી માહી તેવડ તેવડી ।
કણયકલસ દંડ ઘાંટીઇં ધજ પૂરીય કિયજઇ ।
છોહપકતપ્રાસાદુ ભલઉ જીવ નીપાઇજઇ ॥ ૨૨ ॥

---

૧ એજન, પૃ. ૪૮

છાયા :

પહેલું ક્ષેત્ર તે જિનનું ભુવન કરાવો ચંગ ।
જ્યાં મહિમા કરે સૌ શ્રીચતુર્વિધ સંઘ ।
મૂલ ગભારો ગૂઢ મંડપ છક ચોક સહિત ।
આગળ કીજે રંગમંડપ જે પુસ્તકે કહ્યો ॥ ૨૦ ॥
ત્યાં આંતરે વળામણ કીજે આઘેરું ।
જેમ જિનભવનની નાળમાં દીસે નિકટેરું ।
ઉત્તુંગ તોરણ થંભ થોર ધંઠ અતિ નીચો ।
કડિયે નાનાવિધ રૂપે સારો ચારુ ત્યાં નિઃશલ્ય જડ્યો ॥ ૨૧ ॥
બેઉ પક્ષે ફરતી દહેરી કીજે અતિરૂડી ।
સ્થાપિયે મૂર્તિ જિન તણી મહીં તેવતેવડી ।
કનકકલશ દંડ ઘાંટિયે ધ્વજ પૂરી કીજે ।
એ–કર્યો પ્રાસાદ ભલો જીવ નિપજાવિયે ॥ ૨૨ ॥

તહિ જિનબારિ કમાડ ભલાં કીજઇ અતિસુવિઘટ્ટ ।
સારૂઆર દંઢ પ્રાગૂ એ જો આવઇ સંપુટ ।
તાલાં કૂંચી સાંકલી અતિનીસલ કીજઇ ।
જઉ આથમણુહ જાઇ સૂર તઉ સંપુટ દીજઇ ॥ ૨૩ ॥
અતિસઉ જિણહ ભુયણુ કિરિ અમરવિમાણુ ।
દીસઇ મૂરતિ વીતરાગ માહિ તિહુયણુ ભાણુ ।

પૂજાને વખતે જે સમારંભ થાય છે, તેને વર્ણવતાં બીજા ક્ષેત્રના પ્રકરણમાં કેટલીક ઉપયોગી હકીકત મળે છે:

[1]પૂજા જોઇવા જિણહ ભુયણિ તોઇ સુહગુરૂ આવઇ ।
તઉ સંઘિહિ આગ્રહુ કરીઉ તીછે રહાવિય ॥ ૪૬ ॥
પડખઉ વેલા એક પ્રભુ અહાં ઉચ્છવુ હોસિઇ ।
સંઘવયણુ માનેવિ સુગુરૂ નિસિ સિખં પઇસઇં ।
તિણિ વેલાં બઇસણાં પાટિ જોઇ પાટલ્લા ।
ચઉકીવટિ બઇસંતિ સુગુરૂ તઉ ભાવઇ ભલ્લા ॥ ૪૭ ॥

---

ત્યાં જિન-બારણે કમાડ ભલાં કીજે અતિ-સુવિઘટ્ટ ।
ચણિયારાં દૃઢ આગળ એ જે આવે સંપુટ ।
તાળાં કૂંચી સાંકળ અતિ નિઃશલ્ય કીજે ।
જ્યારે આથમણે જાય સૂર્ય ત્યારે સંપુટ દીજે ॥ ૨૩ ॥
અતિશય જિનનું ભુવન કે શું અમર-વિમાન ।
દીસે મૂર્તિ વીતરાગ મહીં ત્રિભુવન-ભાણ ॥

૧ એજન પૃ. ૫૧–૫૨
છાયા :
પૂજા જોવા જિનના ભુવને તોય શુભગુરુ આવે ।
ત્યારે સંઘે આગ્રહ કર્યો ત્યાં રખાવ્યા ॥ ૪૬ ॥
પ્રતીક્ષા કરો વેલા એક પ્રભુ અહીં ઓચ્છવ થશે ।
સંઘવચન માની સુગુરૂ નિશાએ સુખે પેસે ।
તે વેલા બેસણાં પાટ જોઇ પાટલા ।
ચોકી-પટ બેસે સુગુરૂ ત્યારે ભાવે ભલા ॥ ૪૭ ॥
(૪૮–૪૯ની છાયા માટે જુઓ આ પૂર્વે પૃ. ૧૪૮)

બઇસઇ સહૂઇ શ્રમણસંઘ સાવય ગુણવંતા ।
જોયઇ ઉચ્છવુ જિનહ ભુવણિ મવિ હરષ ધરંતા ।
તીછે તાલારસ પડઇ બહુ ભાટ પઢંતા ।
અનઇ લકુટારસ જોઇઇ ખેલા નાચંતા ॥ ૪૮ ॥

સવિહૂ સરીષા સિણગાર સવિ તેવડતેવડા ।
નાચઇ ધામીય રંગભરે તઉ ભાવઇ રૂડા ।
સુલલિત વાણી મધુરિ સાદિ જિણગુણ ગાયંતા ।
તાલમાનુ છંદગીત મેલુ વાજિંત્ર વાજંતા ॥ ૪૯ ॥

તિવિલાં ઝાલરિ ભેરુ કરડિ કંસાલાં વાજઇં ।
પંચશબ્દ મંગલીકહેતુ જિણભુવણઇ છાજઇ ।
પંચશબ્દ વાજંતિ ભાટુ અંબર બહિરંતી ।
ઇણપરિ ઉચ્છવુ જિણભુવણિ શ્રીસંધુ કરંતઉ ॥ ૫૦ ॥

આ અવતરણમાં પૂજાનો વિધિ આપવામાં આવ્યો છે. અહીં માત્ર ઉપયોગી ભાગ જ ઉતાર્યો છે. ધાર્મિક પૂજાઓ વખતે ભાટ, નર્તકો, વગેરેનાં ગાન અને ખેલ, તે વખતે વાગતાં વાજિંત્રોના પ્રકાર વગેરે અહીં દેખાય છે, તે તે વખતની પૂજાઓનો ખ્યાલ આપે છે. જૈન હો કે જૈનેતર બધા ધાર્મિક વિધિઓમાં આ પ્રકાર આજે પણ નાબૂદ નથી થયો. ધાર્મિક જનતા કેવી રીતે પૂજાનો આનંદ લેતી, તેનો આ થોડો પણ ખ્યાલ અવશ્ય આપે છે.

આ કાવ્યનો કર્તા કોણ હતો તે જણુવામાં નથી. કાવ્યાંતે માત્ર રચનવર્ષ મળે છે:

સંવત તેરસત્તાવીસએ આહમસવાડઇ ।
ગુરુવારિ આવીય દસમિ પહિલઇ પખવાડઇં ।

---

તબલાં ઝાલર ભેરી કરડ કસાલાં વાજે ।
પંચશબ્દ મંગલિકહેતુ જિનભુવને છાજે ।
પંચશબ્દ વાજે ભાટ અંબર બહાર અંદર ।
એ પેરે ઓચ્છવ જિનભુવને શ્રીસંઘ કરે ॥ ૫૦ ॥

તહિ પૂરૂ હૂઉ રાસુ સિવ સુખ નિહાણૂં ।
જિણ ચઉવીસહ ભવીયણહ કરિસિઇ કલ્યાણૂં ॥ ૧૧૮ ॥[1]

સં. ૧૩૨૭ના માઘ સુદિ ૧૦ ગુરુવારને દિવસે આ રાસ પૂર્ણ થયો છે. એ રાસનું રાસત્વ એના વિવિધ ઢાળોથી સમઝાય છે. ઢાળની દૃષ્ટિએ ૧૧૯ કડી નીચે પ્રમાણે વિભક્ત થાય છે:

૧–૧૮ કડી, એકી કડી દ્વિપદી અને બેકી કડી ચોપાયો (૧૬ માત્રાના પદ વચ્ચે), જેમાં ૧૮મી કડી સવૈયા ત્રીસાની બે પંક્તિ છે.
૧૯–૫૫ ,, રોળા છંદમાં, પણ જેમાં ૫૫મી કડી ઉપરની જેમ સવૈયા ત્રીસાની બે પંક્તિ.
૫૬–૬૮ ,, વિશિષ્ટ ઢાળવાળો દોહરો.
૬૮–૯૫ ,, ૧૬ અને ૧૫ માત્રાની મિશ્ર ચોપાઈ.
૯૬–૧૧૫ ,, રોળા છંદમાં, પણ જેમાં ૧૧૫મી કડી સવૈયા ત્રીસાની બે પંક્તિ.
૧૧૬–૧૧૮ ,, રોળા છંદ.
૧૧૯ ,, પ્લવંગમ છંદ

પ્લવંગમ છંદ એક વાર આપણને વિક્રમોર્વશીયના ૪થા અંકના અપભ્રંશ વિભાગમાં મળે છે; તે પછી મને મળેલા ગ્રંથોમાં આ બીજી વાર પ્રયોજાયેલો મળે છે:

જા સિસિ રવિ ગયણંગણિહિ ઊગઇ મહીમંડલિ ।
તા વરતઉ એઉ રાસુ ભવિય જિણસાસણિ ।

---

૧ એજન, પૃ. ૫૮

છાયા :

સંવત તેર-સત્તાવીશે માઘ માસે ।
ગુરુવારે આવી દસમ પહેલે પખવાડિયે ।
ત્યાં પૂરો થયો રાસ શિવ-સુખ-નિધાન ।
જિન ચોવીશ ભવ્યજનનું કરશે કલ્યાણ ॥ ૧૧૮ ॥

નિમ્મલ જ ગ્રહનક્ષત્ર તારિકા વ્યાપઈ ।
જયવંતુ શ્રીસંઘ અનઇ જિણસાસણુ ॥ ૧૧૯ ॥[1]

કડી ૫૬–૬૮માં આવતા દોહરા વિશિષ્ટ ઢાળથી પછી તો ખૂબ જ વ્યાપક બને છે. પણ સપ્તક્ષેત્રિરાસુમાં તો તેવો પ્રયોગ પ્રથમ જ છે. તેમાં વિષમપદને અંતે પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધમાં વિશિષ્ટ શબ્દ ગેયતાની પૂર્ણતા માટે ઉમેરાયેલો મળે છે. ભાલણ–નાકર વગેરેમાં " સુણિ સુંદરી " અને " ગિહિલી કુણિ કરી " એ પદો ગેયતા માટે ઉમેરાયેલાં જાણીતાં છે, તેના જેવો જ આ જૂનો પ્રયોગ છે:

ત્રીજઉ ક્ષેત્રુ સુ સંભલઉ એ **વરલોયણે** જં ભણિઉં વીયરાઇ ।
ગુણગંભીર સો જિણહ વયણુ **મૃગલોયણે** તસુ નવિ ઊપમ કાઇ ॥ ૫૬ ॥
વચન ઇકેકા મૂલુ નહી **વરલોયણે** જં બોલઇ ભગવંતુ ।
ત્રિહુ ભુવણે ચૂડામણિય **મૃગલોયણે** સહૂ જાણઇ અરિહંતુ ॥ ૫૭ ॥[2]

**વરલોયણે** < સં. वरलोचने અને **મૃગલોયણે** < સં. मृगलोचने એ વચનો સ્ત્રીઓને ઉદ્દેશીને દાખલ થયેલાં હોવાથી અને તે આમાં પદને અંતે આવતાં હોવાથી મૂળે કોઈ સંવાદાત્મક વસ્તુમાંથી ઊતરી આવેલો આ ઢાળ હશે, જેનો રાસકારે આ રાસમાં ઉપયોગ કર્યો છે.

---

૧ એજન, પૃ. ૫૮
છાયા :
જ્યાં સુધી શશી રવિ ગગનાંગને ઊગે મહીમંડલે ।
ત્યાંસુધી વરતો એ રાસ ભવ્ય જિનશાસને ।
નિર્મલ જ ગ્રહનક્ષત્ર તારકા વ્યાપે ।
જયવંત શ્રીસંઘ અને જિનશાસન ॥ ૧૧૯ ॥

૨ એજન, પૃ, ૫૩
છાયા :
ત્રીજું ક્ષેત્ર તે સાંભળો એ વરલોચને જે ભણ્યું વીતરાગે ।
ગુણગંભીર તે જિનનું વેણ મૃગલોચને તેની નવ ઉપમા કાંઇ ॥ ૫૬ ॥
વચન એકેકાનું મૂલ નહિ વરલોચને જે બોલે ભગવંત ।
ત્રણે ભુવને ચૂડામણિ મૃગલોચને સહુ જાણે અર્હંત ॥ ૫૭ ॥

પણ એનાથી એટલું તો સ્પષ્ટ છે કે રાસો ગેયતાને માટે અને નૃત્યને માટે અવશ્ય રચાતા હતા, અને તે ધાર્મિક પૂજા વગેરેમાં તાલી તેમ જ લકુટથી ઉપયોગમાં આવતા.

આ રાસનો કર્તા આપણે મેળવી શકયા નથી; છતાં કદાચ એ જ કર્તાની કૃતિ હોય તેવી એક નવી જ ભાત પાડતી "માતૃકા-ચઉપઇ" નામની નાની કૃતિ મળી આવે છે. સં. ૧૩૫૦ના અરસામાં લખાયેલા તાડપત્રમાંથી એ કૃતિ મળતી હોવાને કારણે "સપ્તક્ષેત્રિ-રાસુ" (ર. સં. ૧૩૨૭)ની નજીકમાં થઇ હોય તે અસંભવિત નથી. બંનેનાં મંગલાચરણ નીચે મુજબ છે:

**સપ્તક્ષેત્રિ૦—સવિ અરિહંત નમેવી સિદ્ધસૂરિ ઉવઝાય ।**
પનર કર્મભૂમિ સાહૂ તીહ પણમિય પાય ॥ ૧ ॥
જિણસાસણહ માહિ જો સારો
ચઉદહ પૂરવતણઉ સમુધારો ।
સમરિઉ પંચપરમેઠિ નવકારો
સપ્તક્ષેત્રિ હિવ કહઉ વિચારો ॥ ૨ ॥[1]

**માતૃકા૦—સવિ અરિહંત નમિવિ સિદ્ધ સૂરિ**
**ઉવજ્ઝાય સાહૂ** ગુણભૂરિ ।
માઇય બાવન અક્ષર સાર
ચઉપઇબંધિ પઢિઉં સુવિચારુ ॥ ૨ ॥[2]

---

૧ પ્રા. ગૂ. કા. સં. ૪૭
છાયા:
સૌ અર્હંતને નમી સિદ્ધ સૂરિ ઉપાધ્યાય ।
પંદર કર્મભૂમિ સાધુ તેના પ્રણમી પાય ॥ ૧ ॥
જિનશાસનમાં જે સારા ચૌદ પૂર્વ તણો સમુદ્ધાર ।
સમર્યો પંચપરમેષ્ઠી નવકાર સપ્તક્ષેત્રનો હવે કહું વિચાર ॥ ૨ ॥

૨ એજન, પૃ. ૭૪
છાયા:
સૌ અર્હંત નમી સિદ્ધસૂરિ ઉપાધ્યાય સાધુ ગુણ-ભૂરિ ।
માતૃકા-બાવન અક્ષર સાર ચોપાઇ-બંધે પઢું સુવિચાર ॥ ૨ ।

"માતૃકાચઉપઇ"ને અંતે પણ:

મંગલ કરઉં સવિ અરિહંત
જે અચ્છઇં સિવલચ્છીકંત ।
મંગલ સિદ્ધિસૂરિ ઉવજ્ઝાય
મંગલં કરઉં સાહુણા પાય ॥ ૬૨ ॥[1]

ઉપર આપણે "સપ્તક્ષેત્રિરાસુ"ના અંતમાં આવતી "જાં સિસિ રવિ ગયણંગણિહિ" એ કડી જોઈ છે, તેના જ ભાવને મળતી "માતૃકાચઉપઇ"ની છેલ્લી કડી જુઓ:

જા સસિસૂરુ ભૂયણુ વ્યાપ્પંતિ
જા ગ્રહ નક્ષત્ર તારા હુંતિ ।
જા વરતઇ વસુહ વ્યાપારુ
તાં સિવલચ્છિ કરઉ મંગલાચારુ ॥ ૬૪ ॥[2]

આ સામ્ય જોવાથી એમ માનવા દિલ થાય છે કે બંને એક જ કોઈ અજ્ઞાત કવિની કૃતિ છે. આ પાછલી કૃતિ, પૂર્વ કૃતિ જેમ બંધની દૃષ્ટિએ તેમ, નવા જ પ્રકારની કાવ્યપદ્ધતિ—"કક્કો" રજૂ કરે છે. "માતૃકા" એટલે મૂળાક્ષર. પ્રત્યેક મૂળાક્ષરથી શરૂ થતી આ કૃતિ આપણને ૬૪ કડી આપે છે. વિષય ધાર્મિક છે, એટલે કોઈ ચમત્કૃતિ–યુક્ત કવિતા તેમાં આપણને નથી મળતી. મૂળાક્ષર કવિએ નીચે મુજબ આપ્યા છે:

---

૧ એજન, પૃ. ૭૮

છાયા:

મંગલ કરો સૌ અર્હંત જે છે શિવલક્ષ્મીકાંત ।
મંગલ સિદ્ધ, સૂરિ ઉપાધ્યાય મંગલ કરો સાધુના પાય ॥ ૬૨ ॥

૨ એજન, પૃ ૭૮

છાયા:

જ્યાંસુધી શશી સૂર્ય ભુવને વ્યાપે
જ્યાંસુધી ગ્રહ નક્ષત્ર તારા છે ।
ત્યાંસુધી વરતે વસુધા–વ્યાપાર
ત્યાંસુધી શિવલક્ષ્મી કરો મંગલાચાર ॥ ૬૪ ॥

૦ (મીંડું), ૐ, અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, રિ (ઋ), રી (ૠ), લિ (ૡ), લી (ૢ), એ, એઅ (ઐ), ઓ, ઓ (ઔ), અં,

ક, ખ, ગ, ઘ, ઙ, ચ, છ, જ, જ (ઝ), ઞ, ટ, ઠ, ડ, ઢ, ણ, ત, થ, દ, ધ, ન, પ, ફ, બ, ભ, મ, ય, ર, લ, વ, શ, ષ, સ, હ, લ (ળ), ક્ષ.

ज्ञ થી શરૂ થતી કોઇ કડી મળતી નથી. આ પ્રમાણે પર અક્ષર લેખકે કવિતામાં સાચવ્યા છે. માતૃકામાં ज्ञ નહિ હોય, કે શું? કેમકે "સમ્યક્ત્વમાઈચઉપઇ," "સાલિભદ્દકક્ક" અને "દૂહામાતૃકા"માં પણ ज्ञ નથી મળતો; એનું સ્થાન જ નથી. એથી પ્રચલિત ભાષા પૂરતું એનું સ્થાન નહિ હોય. આશ્ચર્યનો વિષય એ છે કે એમ છતાં ઋ, ૠ, ૡ, ૢ, ઐ, ઔ, ઙ, ઞ, ળ ને આપવામાં આવ્યા છે.

ભાષાની દૃષ્ટિએ આ રાસ આ બાજૂ વધુ આવતો જણાશે. તેમાં નવાં રૂપો જેમ વપરાયાં છે, તેમ સંસ્કૃત તત્સમરૂપો પણ પ્રયોજાયાં છે. ઉપરનાં અવતરણો જોયા માત્રથી જણાશે કે તેમાં કરાવઉ, સહુ, ગભારઉ, આગઇ, કીજઇ, આતરઇ, આધેરઉ, દીસઇ, ઘાંટુ, કડીયઇ વગેરે થોકબંધ નવાં રૂપો છે, જ્યારે ક્ષેત્ર, મહિમા, ગૂઢમંડપ, પુસ્તક, જિનભવન, નાનાવિધિ, રૂપ, પક્ષ, મૂર્તિ, પ્રાસાદ વગેરે તત્સમ શબ્દો છે. ઉત્તરોત્તર જૂનાં રૂપોને સ્થાને નવું સ્વરૂપ ધરતાં રૂપો અથવા તો શુદ્ધ તત્સમ શબ્દોનો વપરાશ વધતો જતો હતો, તેની સં. ૧૩૨૭ જેટલી જૂની આ કૃતિ આપણને ખ્યાલ આપી संस्कृताढ्या च गौर्जरी એ સામાન્ય લક્ષણને સાર્થક કરતી લાગે છે.

૬. સાધુઓની દીક્ષાના ઐતિહાસિક પ્રસંગને સાંચવી રાખતાં કાવ્યો રચવાનો પ્રઘાત હતો તેવું આ યુગનાં બે એક કાવ્ય જોતાં જણાય છે. પછી તો તેવાં કેટલાંય કાવ્યો રચાયાં છે. આ કાવ્યોમાં તે તે સાધુ કે આચાર્યના વિષયમાં આવશ્યક માહિતી સચવાયેલી હોય છે, એટલે તેની ઐતિહાસિકતા વિશે શંકાને કાંઈ કારણ નથી હોતું. મારવાડના મરુકોટ્ટ નગરના એક ભંડારી નેમિચંદ્ર (ષષ્ઠિશતકના

રચનાર)ને ત્યાં તેની પત્ની લક્ષ્મીથી સં. ૧૪૨૫માં જન્મેલા અંબડ નામના પુત્રે સં. ૧૨૫૫માં ખરતરગચ્છીય જિનપતિસૂરિ પાસે ખેડનગરના શાંતિજિનમંદિરમાં જિનેશ્વરસૂરિ નામ ધારણ કરી દીક્ષા લીધેલી તેનું વર્ણન આપતો એક નાનો રાસ તેના જ શિષ્ય સોમમૂર્તિએ રચેલો મળે છે. જો કે કાવ્યમાં સમય નથી આપ્યો છતાં પ્રસિદ્ધ છે તે પ્રમાણે સં. ૧૩૩૧માં જિનેશ્વસૂરિએ જાલોરમાં પ્રબોધમૂર્તિગણિ નામના શિષ્યને તેનું નામ જિનપ્રબોધસૂરિ પાડી પટ્ટધર બનાવી પછી આશ્વિન વદિ ૬ને દિવસે દેહત્યાગ કર્યો, આ દેહત્યાગની હકીકત કવિ નોંધતો હોવાથી એ પછી આ કાવ્ય રચાયું છે, એ સ્પષ્ટ છે.

આ કાવ્યને કવિ "વીવાહલઉ" કહે છે, એ ઉદ્દેશે કે સંયમરૂપી નારીની સાથે સાધકનાં જાણે કે લગ્ન થાય છે; અને કવિ તે જ પ્રકારે કાવ્યને વર્ણવે છે પણ:

ઇણિ પરિ અંબડુ વરકુમરો પારણઇ સંજમ નારિ ।
વાજઇં નંદીય તૂર ઘણા ગૂડિય ઘરઘર બારિ ॥ ૨૪ ॥
કુમરુ ચલ્લિઉ કુમરુ ચલ્લિઉ ગરુયવિછડ્ડિ ।
પરિણેવા દિકૂખસિરી ષેડનયરિ ષેમેણ પત્તઉ ।
સિરિ જિણવઇ જુગપવરો દિહુ તત્થ નિયમણિહિ તુટ્ઠઉ ।
પરિણઇ સંજમસિરી કુમર વજ્જહિ નંદિય તૂરા ।
નેમિચંદ અનુ લષમિણિહિ સવ્વિ મણોરહ પૂર ॥ ૨૫ ॥[1]

---

૧ જૈ. ઐતિ. ગૂ. કા. સંચય, પૃ. ૨૨૬

છાયા :

એ પેરે અંબડ વરકુમાર પરણે સંયમનારી(ને) ।
વાજે નંદિત તૂર ઘણા ગૂડી ઊડે ઘરઘર બારે ॥ ૨૪ ॥
કુમાર ચાલ્યો કુમાર ચાલ્યો ગુરુ-વિછોડે ।
પરણવા દીક્ષાશ્રીને ખેડનગરે ક્ષેમે પહોંચ્યો ।
શ્રીજિનપતિ જિનપ્રવરે દીઠ ત્યાં નિયમને તૂઠયો ।
પરણે સંયમશ્રીને કુમાર, વાજે નંદિત તૂર ।
નેમિચંદ્ર અને લક્ષ્મીના સર્વ મનોરથ પૂરયા ॥ ૨૫ ॥

આવાં કાવ્યો મોટે ભાગે ચરિતાત્મક હોવાને કારણે તેમાંથી સારી કવિતા આપણને મળી નથી શકતી; છતાં પ્રકાર અને બંધની દૃષ્ટિએ તેમાંથી જાણવાનું મળી આવે છે. આપણને "રેવંતગિરિરાસુ"માં **રાસ રમાતા** તેનો જૂનો પુરાવો મળે છે, તેવો જ પુરાવો આ કાવ્યથી પણ મળે છેઃ

એહ વીવાહલઉ જે પઢહિં દિયહિ
**ખેલા ખેલિય** રંગભરિ ।
તાહ જિણેસરસૂરિ સુપસન્નુ
ઇમ ભણઇ ભવિય ગણિ સોમમુત્તી ॥ ૩૩ ॥[૧]

બોલનાર અને લખાવી દાન આપનાર, ઉપરાંત ખેલનારા રંગભેર ખેલે તો તેને પણ ગુરુ પ્રસન્ન થાય, તેવો નિર્દેશ ઉપરના કથનને સાર્થક કરે છે. બંધની દૃષ્ટિએ ઉપયોગિતા તેટલી જ સ્પષ્ટ છે. આમાં ચોપાયા અને દોહરા ઉપરાંત ઝૂલણા અને વસ્તુ છંદ ધ્યાન ખેંચે છે. જૈન સાહિત્યમાં વસ્તુ છંદ તો પુષ્કળ વ્યાપક રહ્યો છે, પણ ઝૂલણા ભાગ્યે જ દેખાય છે. તેવો શુદ્ધ ઝૂલણા છંદ સૌથી પ્રથમ મને આ સં. ૧૩૩૧ લગભગના કાવ્યમાં જણાયો છે. "વીવાહલઉ"ના ઉલ્લેખવાળી કડી ઉપર આપી જ છે. શરૂમાં જુઓઃ

નગરુ મરુકોટુ મરુદેસ સિરિવર મઉડુ
  સોહએ રયણ કંચણ પહાણુ ।
જત્થ વજ્જંતિ નયભેરિ ભંકાર ઓ
  પડિઉઅ નયસ્સ હિય એ ધસક્કો ॥ ૩ ॥
કંદ દંસણ કલા કેલિઆ તાસુ...
  મહુરવાણીય અમિયં ઝરંતે ।

---

૧ એજન, પૃ. ૨૨૭

છાયા :
એ વિવાહલો જે પઢે, દે, ખેલા ખેલે રંગભર ।
તેને જિનેશ્વરસૂરિ સુપ્રસન્ન, એમ ભણે ભવ્ય ગણી સોમમૂર્તિ ॥ ૩૩ ॥

રેહએ તત્થ ભંડારિઉ રાઉ,.
પુનિમચંદ જિમ નેમિચંદો ॥ ૪ ॥[1]

આમાં એક વસ્તુ જણાશે કે સમપદાંતે અંત્યાનુપ્રાસ નથી. એ સમયે હજી એનો વ્યાપક ઉપયોગ કદાચ નહિ હોય; જે બીજાં ચાલીસ વર્ષમાં જ થયો હતો, તે હવે પછી જાણવામાં આવશે.

ભાષાની દૃષ્ટિએ આ કાવ્ય ખાસ વિશેષ નથી આપતું. આ નીચે એક નમૂનો જોવાથી તેનું ભાષાસારલ્ય સ્પષ્ટ થશે:

ભણઇ અંબડુ ભણઇ અંબડુ એહુ સંસારુ ।
ગુરુદુક્ખ-ભરપૂરિયઉ માઇ માઇ તા વેગિ મેલ્હિસુ ।
પરણેવિણુ દિક્ખસિરિ વિવિહભંગિ હઉં સુક્ખ માણિસુ ।
માય ભણઇ દુક્કરુ ચરણુ તુહું પુણુ અઇ સુકમાલુ ।
કુમરુ ભણઇ દુક્કરહ વિણુ નહુ છલિયઇ કલિકાલુ ॥ ૧૪ ॥[2]

માત્ર ઉકાર શબ્દાંતેથી કાઢી નાખ્યા પછી વાંચવાથી સ્વરૂપ કેટલું નવા યુગ તરફ આવ્યું છે, તે જાણી શકાશે.

નાનું છતાં આ રાસ કાવ્ય જ છે; કેમકે ખેલા એ ખેલી શકે છે; સાથે એની પુષ્પિકામાં इति श्रीजिनेश्वरसूरिदीक्षाविवाहवर्णनरासः

---

૧ એજન, પૃ. ૨૨૪

છાયા :

નગર મરુકોટ મરુદેશ-શ્રીવરમુકુટ સોહે રત્નકંચનપ્રભાન ।
જ્યાં વાજે નગ-ભેરી-ભંકાર, પડયો નગને (?) હૈયે ધ્રાસકો ॥ ૩ ॥
કાંતદર્શન કલા-કેલી તેને મધુરવાણી ય અમી-ઝરંતી ।
રહે ત્યાં ભંડારી રાવ પૂનમચંદ્ર જેમ નેમિચંદ્ર ॥ ૪ ॥

૨ એજન, પૃ. ૨૨૫

છાયા :

ભણે અંબડ ભણે અંબડઃ એ સંસાર ।
ગુરુદુઃખ-ભરપૂર્યો મા મા તો વેગે મેલીશ ।
પરણીને દીક્ષાશ્રી વિવિધભંગે હું સુખ માણીશ ।
મા ભણે, દુષ્કર (આ)ચરણ; તું પણ અતિસુકોમલ ।
કુમાર ભણે, દુષ્કર વિના નહિ છળાય કલિકાલ ॥ ૧૪ ।

સમાપ્તઃ એવો જૂનો ઉલ્લેખ છે. જ્યાં ઢાળ બદલે છે, ત્યાંથી એના ટુકડા પડતા સમઝી લેવા જોઇયે.

૭. જિનેશ્વરસૂરિના જણાતા એક બીજા શિષ્ય જગડુએ "સપ્તક્ષેત્રિરાસુ"ના કર્તાએ આપેલી "માતૃકાચઉપઇ" જેવી બરોબર ૬૪ કડીની "સમ્યકૃત્વમાઇચઉપઇ" રચી આપી છે. કાવ્યાંતે કવિ પોતા વિશે આટલી માહિતી આપે છેઃ

હાસામિસિ ચઉપઇ બંધુ કિયઉ
માઇતણઉ છેહુ મઇ નિયઉ ।
ઊણઉ આગલઉ કિંપિ ભણેઉ
જગડુ ભણઇ સંઘુ સયલુ ખમેઉ ॥૬૨॥
શ્રીનંદઉ સમુદ્દા ઘરિ રહઇ
નંદઉ વિહિમંદિરુ કવિ કહઇ ।
નંદઉ જિણેસરસૂરિ મુણિંદુ
જા રવિ ઊગઇ ઊગઇ ચંદુ ॥૬૩॥[૧]

લેખકે કાવ્યમાં સમ્યકૃત્વ વિષય ઉપર લખી સાંપ્રદાયિક દૃષ્ટિએ તેના રક્ષણના પ્રકાર અને ફળ બતાવ્યાં છે. એમાં પ્રતિભાજન્ય ચમત્કૃતિ કે એવું કાંઈ નથી.

આ કવિ મીંડાને ન ગણાવતાં ૐ થી શરૂ કરી ૭મી કડીથી ક્રમે અ, આ, ઇ, ઈ (ઈ), ઊ (ઉ), ઓ (ઊ), રિ (ઋ), રી (ૠ), લિ (ઌ), લી (ૡ), એ, ઐ, ઓ, ઓ (ઔ), અં, ક, ખ, ગ, ઘ, ન (ઙ), ચ, છ, જ, ઝ, ન (ઞ). ટ, ઠ, ડ, ઢ, ન (ણ), ત, થ, દ, ધ, ન, પ, ફ, બ, ભ, મ, જ (ય), ર, લ, વ, સ (શ), ષ, સ, હ, લ (ળ), ખ (ક્ષ) આમ ૫૧ મૂળાક્ષરો ગણતો જણાય છે.

૧. પ્રા. ગૂ. કા. પૃ. ૮૨
છાયાઃ
હાસ્યમિષે ચોપઇબંધ કર્યો, માતૃકા તણો છેહ મેં લીધો ।
ઊણું આગલું કાંઇપણ ભણ્યો, જગડુ ભણેઃ સંઘ સકલ ખમે ॥૬૨॥
શ્રી નંદો-સંપદા ઘેર રહે, નંદો વિધિ-મંદિર, કવિ કહે ।
નંદો જિનેશ્વરસૂરિ મુનીંદ્ર, જ્યાંસુધી રવિ ઊગે, ઊગે ચંદ્ર ॥૬૩॥

આ કાવ્યનો રચનસમય જો કે અપાયો નથી, એમ છતાં શ્રી. જિનેશ્વરસૂરિનો સમય સં. ૧૩૩૧ લગભગ નક્કી હોવાને કારણે, તેમ જ આ કાવ્ય "સપ્તક્ષેત્રિરાસુ"વાળા લેખકની "માતૃકાચઉપઇ"ને જોઈ ૬૪ કડીમાં રચાયેલી હોવાને કારણે, સં. ૧૩૨૭–૧૩૩૧ લગભગમાં એ રચાયું હશે. સપ્તક્ષેત્રિરાસુમાં "તાલારસ" અને "લકુટા-રસ"નું જેવું સૂચન છે, તેવું આ કાવ્યમાં પણ મળે છે; માત્ર કવિ તેનો અહીં નિષેધ કરે છે:

**તાલારસુ** રયણિ નહુ દેઇ
**લઉડારસુ** મૂલહ વારેઇ ॥૨૧॥[1]

બંને માતૃકાના આરંભમાં એક સામ્ય મળે છે કે જે એક-કર્તૃત્વના કરતાં એકનું બીજાએ ખંડન કર્યું હોય તેવું લાગે. એક જિન-વચનનો આગ્રહ કરે છે, તો બીજો સમ્યક્ત્વ ઉપર ભાર દે છે:

**માતૃકા૦** ભલે ભણેવિણુ ભણીઅઇ ભલઉં
તિહૂયણુ માહિ સારુ એતલઉં ।
જિનુ નિજવચનુ જગહ આધારુ
ઇતીઉ મૂકિઉ અવર અસ્સારુ ॥૨॥[2]

**સમ્યક્ત્વ૦**—ભલે ભણઉં માઈ ધુરિ જોઇ
ધમ્મહ મૂલુ જુ સમિકતુ હોઇ ।
સમકતુ વિણુ જો ક્રિયા કરઇ
તાતઇ લોહિ નીરુ ધાલેઇ ॥૧॥[3]

---

૧ એજન, પૃ. ૮૦
"તાલારસ રજનીમાં ન દે,
લકુટારસ મૂલથી વારે" ॥

૨ એજન, પૃ. ૭૪
છાયા: ભલે ભણી ભણિયે ભલું, ત્રિભુવનમાં સાર એટલું ।
જિન નિજવચન જગનો આધાર એટલું મુક્તિકર, અવર અસાર ॥૨॥

૩ એજન, પૃ. ૭૮
છાયા: ભલે ભણું માતૃકા ધર જોઇ, ધર્મનું મૂળ જે સમ્યક્ત્વ હોય ।
સમ્યક્ત્વ વિના જે ક્રિયા કરે, તાતે લોહે નીર ઘાલે ॥૧॥

જગડુની કવિતામાં એક વસ્તુ નજરે પડે છે, તે તેણે કેટલીક લોકોક્તિઓ અને ઉપમાઓ વાપરી છે, તે; જોકે કાવ્ય તરીકે તેમાં ચમત્કૃતિનો અભાવ છે. "તાતઇ લોહિ નીરુ ધાલેઇ" (કડી ૧) ઉપરાંત :"

(૧) સમિકત જઇ લાભઇ સંસારિં
જાણે છુરી પડી ભંડારિ ॥૩॥

(૨) લિહિયં જગિ લોડઇ સઉ કોઇ ।
કુપાત્રુ વિસહરસાદૃસુ હોઇ ।
ખીરુ આણિ જઉ મુખિ ઘાતિયઇ
પાત્ર વિસેપિહિ તસુ વિસુ થિયઇ ॥૧૫॥

(૩) કુગરવાણિ તઉ વિસુ ઉતરેઇ
સુગુરવાણિ જઉ અમિઉ ઝરેઇ ॥૪૨॥[1]

ભાષાની દૃષ્ટિએ આ કાવ્યમાં ખાસ વિશેષતા નથી, છતાં વપરાયેલાં રૂપો આપણને વધુ અને વધુ પરિચિત થતાં જાય છે, તે ઉપરનાં અવતરણોથી સમઝાશે. "ગમાર" શબ્દનો સૌથી જૂનો પ્રયોગ આ કાવ્યમાં મળે છે; જેવો કે

ઓયા દીસઇં બહુત **ગમાર**
ધંમહ તણી ન પૂછઇં સાર ॥૨૦॥[2]

૮. સં. ૧૩૫૦ ના તાડપત્રમાં "માતૃકાચઉપઇ" ની પૂર્વે ૬૧ કડીની "સંવેગમાતૃકા" નામક કૃતિ મળે છે. એના કર્તા વિશે કશી માહિતી નથી મળતી. સ્વ. દલાલે એનો આદિ અંત ભાગ નીચે મુજબ નોંધ્યો છે :

---

૧ એજન, પૃ. ૭૮-૮૨

છાયા: સમ્યક્ત્વ જો લાભે સંસારે, જાણે છરી પડી ભંડારે ॥૩॥
લખ્યું જગે લોટે સૌ કોઈ કુપાત્ર વિષહરસરખું હોય ।
ખીર આણી જો મુખે ઘાલિયે, પાત્રવિશેષે તેનું વિષ થાય ॥૧૫॥
કુગુરુ-વાણીએ તો વિષ ઊતરે(=થાય), સુગુરુવાણીએ જો અમી ઝરે ॥૪૨॥

૨ એજન, પૃ. ૮૦

છાયા : એ આ દીસે બહુ ગમાર, ધર્મતણી ન પૂછે સાર ॥

આ કાવ્યનો રચનસમય જો કે અપાયો નથી, એમ છતાં શ્રી. જિનેશ્વરસૂરિનો સમય સં. ૧૩૩૧ લગભગ નક્કી હોવાને કારણે, તેમ જ આ કાવ્ય "સપ્તક્ષેત્રિરાસુ"વાળા લેખકની "માતૃકાચઉપઇ"ને જોઈ ૬૪ કડીમાં રચાયેલી હોવાને કારણે, સં. ૧૩૨૭–૧૩૩૧ લગભગમાં એ રચાયું હશે. સપ્તક્ષેત્રિરાસુમાં "તાલારસ" અને "લકુટારસ"નું જેવું સૂચન છે, તેવું આ કાવ્યમાં પણ મળે છે; માત્ર કવિ તેનો અહીં નિષેધ કરે છે:

**તાલારસુ** રયણિ નહુ દેઇ
**લઉડારસુ** મૂલહ વારેઇ ॥૨૧॥[1]

બંને માતૃકાના આરંભમાં એક સામ્ય મળે છે કે જે એક-કર્તૃત્વના કરતાં એકનું બીજાએ ખંડન કર્યું હોય તેવું લાગે. એક જિન-વચનનો આગ્રહ કરે છે, તો બીજો સમ્યક્ત્વ ઉપર ભાર દે છે:

**માતૃકા૦** ભલે ભણેવિણુ ભણીઅઇ ભલઉં
તિહૂયણુ માહિ સારુ એતલઉં ।
જિનુ નિજવચનુ જગહ આધારુ
ઇતીઉ મૂકિઉ અવર અસ્સારુ ॥૨॥[2]

**સમ્યક્ત્વ૦**—ભલે ભણઉં માઈ ધુરિ જોઇ
ધમ્મહ મૂલુ જુ સમિકતુ હોઇ ।
સમકતુ વિણુ જો ક્રિયા કરઇ
તાતઇ લોહિ નીરુ ઘાલેઇ ॥૧॥[3]

---

૧ એજન, પૃ. ૮૦
"તાલારસ રજનીમાં ન દે,
લકુટારસ મૂલથી વારે" ॥

૨ એજન, પૃ. ૭૪
છાયા: ભલે ભણી ભણિયે ભલું, ત્રિભુવનમાં સાર એટલું ।
જિન નિજવચન જગનો આધાર એટલું મુક્તિકર, અવર અસાર ॥૨॥

૩ એજન, પૃ. ૭૮
છાયા: ભલે ભણું માતૃકા ધર જોઇ, ધર્મનું મૂળ જે સમ્યક્ત્વ હોય ।
સમ્યક્ત્વ વિના જે ક્રિયા કરે, તાતે લોહે નીર ઘાલે ॥૧॥

જગડુની કવિતામાં એક વસ્તુ નજરે પડે છે, તે તેણે કેટલીક લોકોક્તિઓ અને ઉપમાઓ વાપરી છે, તે; જોકે કાવ્ય તરીકે તેમાં ચમત્કૃતિનો અભાવ છે. "તાતઇ લોહિ નીરુ પાલેઇ" (કડી ૧) ઉપરાંત :"

(૧) સમિક્ત જઇ લાભઇ સંસારિં
જાણે છુરી પડી ભંડારિ ॥૩॥
(૨) લિહિયં જગિ લોડઇ સઉ કોઇ ।
કુપાત્રુ વિસહરસાદસુ હોઇ ।
ખીરુ આણિ જઉ મુખિ ઘાતિયઇ
પાત્ર વિસેષિહિ તસુ વિસુ થિયઇ ॥૨૫॥
(૩) કુગરવાણિ તઉ વિસુ ઉતરેઇ
સુગુરવાણિ જઉ અમિઉ ઝરેઇ ॥૪૨॥[1]

ભાષાની દૃષ્ટિએ આ કાવ્યમાં ખાસ વિશેષતા નથી, છતાં વપરાયેલાં રૂપો આપણને વધુ અને વધુ પરિચિત થતાં જાય છે, તે ઉપરનાં અવતરણોથી સમઝાશે. "ગમાર" શબ્દનો સૌથી જૂનો પ્રયોગ આ કાવ્યમાં મળે છે; જેવો કે

ઓયા દીસઇં બહુત **ગમાર**
ધંમહ તણી ન પૂછઇં સાર ॥૨૭॥[2]

૮. સં. ૧૩૫૦ના તાડપત્રમાં "માતૃકાચઉપઇ"ની પૂર્વે ૬૧ કડીની "સંવેગમાતૃકા" નામક કૃતિ મળે છે. એના કર્તા વિશે કશી માહિતી નથી મળતી. સ્વ. દલાલે એનો આદિ અંત ભાગ નીચે મુજબ નોંધ્યો છે :

---

૧ એજન, પૃ. ૭૮-૮૨
છાયા: સમ્યક્ત્વ જો લાભે સંસારે, જાણે છરી પડી ભંડારે ॥૩॥
લખ્યું જગે લોટે સૌ કોઈ કુપાત્ર વિષહરસરખુ હોય ।
ખીર આણી જો મુખે ઘાલિયે, પાત્રવિશેષે તેનું વિષ થાય ॥૨૫॥
કુગુરુ-વાણીએ તો વિષ ઊતરે(=થાય), સુગુરુવાણીએ જો અમી ઝરે ॥૪૨॥
૨ એજન, પૃ. ૮૦
છાયા : ઓ આ દીસે બહુ ગમાર, ધર્મતણી ન પૂછે સાર ॥

**આદિ**—ભલે ભણઉ જાણઉ પરમત્થુ
દુલહઉ ચઉવિહ સંઘહ સત્થુ ।
એઉ જાણેવિણુ લાહઉ લિઅઉ
નિય વિઢત્થુ ઘણુ ધમ્મિ દિઉ ॥૧॥
મીડઉં ભણીઉ કિમ કવિ કહઇ
મીડા વિણુ સંસારુ જુ ભમઇ ।
મીડા તણીઅ જ એવડ સક્તિ
મીડઉં ધ્યાતાં હુઅઇ જ મુક્તિ ॥૨॥
**અંત**—મંગલુ મહાસિરિ સઉં સંઘુ
જાસુ આણ દેવહં અલંઘ ।
ઉવસમિ સઉં સંવેગિહિ રચી
બહૂયાલી સાવય મુણિ રસી ॥૬૧॥[1]

આમાં સ્પષ્ટ છે કે કવિએ મીંડાથી માતૃકાની શરૂઆત કરી છે, જેમાં "માતૃકાચઉપઇ"નું અનુસરણ દેખાય છે.

ભાષાની દૃષ્ટિએ પણ આપણને વધુ અને વધુ પરિચિતતા હવે મળતી જાય છે: જૂનાં રૂપો આમાં પ્રયોજાયેલાં છે; છતાં બીજી કડી જોતાં માલૂમ પડશે કે મધ્યકાલીન ગૂજરાતીને તે નિકટ થઈ ગયેલ છે.

૯. રચાયાનો નિશ્ચિત સમય નથી મળતો તેમ છતાં, સં. ૧૩૬૦ આસપાસ જેના રચાયાની સંભાવના છે, તેવો એક ઐતિહાસિક અપૂર્ણ રાસ મળી આવ્યો છે. આ રાસ તે પાટણ નજીક સંડેરના પ્રાગ્વાટ-

---

૧ **पत्तनस्थ प्रा. जै. भा. ग्र. सूची, पृ. १९०**

છાયા: ભલે ભણો જાણો પરમાર્થ, દુર્લભ ચતુર્વિધ સંઘનો સાર્થ ।
એ જાણી લાભ લો, નિજ વિત્તાર્થ ઘણો ધર્મે દો ॥૧॥
મીંડું ભણ્યું, કેમ, કવિ કહે, મીંડા વિણ સંસાર જ ભમે ।
મીંડા તણી જ એવડી શક્તિ, મીંડું ધ્યાતાં હોય જ મુક્તિ ॥૨॥
× × × ×
મંગલ મહાશ્રી શું સંઘ, જેની આણ દેવને અલંઘ્ય ।
ઉપશમ શું સંવેગે રચી બહુતાલી શ્રાવક મુનિ ઋષિ ॥૬૧॥

વંશીય પેથડશાહના સંઘનું વર્ણન આપતો "પેથડરાસ" તરીકે પ્રસિદ્ધ રાસ છે. તેની અપૂર્ણતાને કારણે તેના કર્તાનું નામ આપણને મળી શકતું નથી. શ્રી. મો. દ. દેસાઇએ પ્રાપ્ત ભાગના અંત ભાગમાં નોંધાયેલા "મંડલિક" નામથી કર્તા તરીકે "મંડલિક" નામ નોંધ્યું જણાય છે.[1] એ ઉલ્લેખ નીચે મુજબ છે:

સોમનાથ ચંદપહ વંદીય દેખીઉ વલીઉ જામ
દિઉ પીયાણું હિવ મન રહિસઉ **મંડલિક** ભણઇ ઈમ ॥તહિં ના૦॥[2]

પ્રસંગ જોતાં એમ માલૂમ પડે છે કે પેથડ ભાઇઓ સાથે છેવટ જૂનાગઢ મુકામ કરી રહેલો હતો, જ્યાં તેને ખેંગાર અને મંડલિક તરફથી સારો આદરસત્કાર મળ્યો હતો:

**તેજલપુરિ** અંગણિ દીન્હા વાસ ઉગ્રસેનમંદિરુ દીઠ પગાર
અચનર **કવિ** ભણઇ ગઢવિ **ખઇંગાર** ।
ગરૂઅઉ દીસઇ પોલિપગાર નરપમ નરસીઅ નર આધાર ॥
**મંડલકિ** મંડિઉ વાસ તહિં વિસમ એ **સુરઠ** વડ દેસ
ભોલ લોક તહિ નિવસય એ ।[3]

સં. ૧૩૭૧ માં રા'મહિપાલદેવ ચૂડાસમો જૂનાગઢની ગાદીએ હતો, એ હવે પછી આવનારા "સમરારાસુ"માં[4] સ્પષ્ટ છે. રા'

---

૧ જૈ. ગૂ. કવિઓ, ભાગ ૧ લો, પૃ. ૩૬

૨ એજન, પૃ. ૩૬ અને પ્રા. ગૂ. કા. સં. Appendix–X, પૃ. ૩૦

છાયા: સોમનાથ-ચંદ્રપ્રભને વંદી દેખ્યા વળી જ્યાંસુધી ।
દીધું પ્રયાણ, હવે મ રહેશો, મંડલિક ભણે એમ ॥

૩ પ્રા. ગૂ. કા. સં. Appendix–X, પૃ. ૨૯

છાયા: તેજલપુરે આંગણે દીધા વાસ, ઉગ્રસેન મંદિર દીઠા પ્રાકાર,
અતિનર, કવિ ભણે, ગઢપતિ ખેંગાર ।
ગરવા દીસે પોલ-પ્રાકાર નિરુપમ નરસિંહ નર-આધાર ॥
મંડલિકે મંડિત કર્યો વાસ ત્યાં, વિષમ એ સોરઠ વડો દેશ,
ભોળા લોક ત્યાં વસે એ ॥

૪ પ્રા. ગૂ. કા. સં. પૃ. ૩૪

મહિપાલદેવના નામોલ્લેખવાળો તે જ વર્ષનો લેખ પણ પ્રાપ્ય છે, જેમાં સમરસિંહના પિતા દેસલે રા'મહિપાલદેવની મૂર્તિ કરાવ્યાનું લખ્યું છે.[૧] ઈ. સ. ૧૩૦૮ (સં. ૧૩૬૪)માં, બે વર્ષ રાજ્ય કરી મંડલિકપુત્ર નોંઘણ ચોથો મરણ પામ્યો, જેના પછી મહિપાલદેવ ગાદીએ આવ્યો. રા'મહિપાલનો રાજ્યકાળ ઇ. સ. ૧૩૦૮–૧૩૨૫ છે.[૨] નોંઘણ અને મહિપાલ બંને ભાઈઓ થતા લાગે છે, કેમકે જૂનાગઢના સં. ૧૪૭૩ના એક શિલાલેખમાં આપેલી વંશાવળીમાં મહિપાલને મંડલિકનો પુત્ર કહ્યો છે.[૩] આ મંડલિકના પિતાનું નામ ખેંગાર હતું;[૪] તેનું મૃત્યુ ઇ. સ. ૧૨૬૦ (વિ. સ. ૧૩૧૬) માં થયું મનાય છે. મંડલિકને મુદ્ગલજેતા=મોગલો=તુર્કો ઉપરનો વિજેતા કહ્યો છે, તે વિ. સં. ૧૩૬૦ માં અલ્લાઉદ્દીનના વિજય સાથે સંબંધ ધરાવતો પ્રસંગ સંભવે; એટલે કર્ણ વાઘેલાના સમયમાં મંડલિક જૂનાગઢની ગાદીએ હોવાની શકયતા સ્પષ્ટ છે. "પેથડરાસ"માં કર્ણદેવના રાજ્યકાળનો ઉલ્લેખ આવે છે બે સ્થળે :

(૧) **પાટણિ** પઇસીય તહિં **કર્ણનરેસર** ભેટીય વીનવીઉ ।
તીરથજાત્રા જાયવઉં દેવ તહિં દેસવટઉ સપસાઉ કીઉ ॥૧૫॥[૫]

---

૧ એજન, Appendix, પૃ. ૨૩

૨ ગૂજરાત રાજસ્થાન, પૃ. ૩૦૮

૩ **मंडलीक**नृपतिर्यदुवंशे यो बभूव युधि **मुद्गल**जेता ।
श्रीकरीसहितभूपतिसेव्यस्तस्य सूनुरभवन्महिपालः ।
New Idn. Anti. Vol. II, p. 603

મહિપાલનો પુત્ર ખેંગાર ૪થો ઇ. સ. ૧૩૨૫માં ગાદીએ આવ્યો. જુઓ ગૂજ. રાજસ્થાન, પૃ. ૩૦૮

૪ ગૂજ. રાજ. પૃ. ૩૦૮

૫ પ્રા. ગૂ. કા. સં., પૃ. ૨૫

છાયા: પાટણે પેસી ત્યાં કર્ણ **નરેશ્વર** ભેટી વીનવ્યો ।
તીર્થયાત્રા જાવું દેવ ત્યાં દેસવટો (=દેશાટન) સૌ સાધુએ કર્યો ॥૧૫॥

(૨) વડ રાઉત વષાણિ કરણુરાઉ મનિ સલહીઇ એ ।
દેઇ દયાપર જામ વીલ્હણુવંસ વષાણીઇ એ ॥૨૮॥[1]

એ સ્પષ્ટ છે કે પેથડ સંઘ કાઢે છે, ત્યારે પાટણ ઉપર આમ કર્ણનું રાજ્ય છે. આ સંઘનો સમય વિ. સ. ૧૩૬૦ હતો, તેવું માલૂમ પડી આવ્યું છે; જે વખતે કર્ણને **અતિલઘુ** કહ્યો છે.[2] આ ઉલ્લેખ ઉપરથી એક બીજી વસ્તુ એ નીકળે કે કર્ણનો પરાભવ ઇ. સ. ૧૩૦૪ (વિ. સં. ૧૩૬૦)માં થયો એવી જે માન્યતા છે, તે વાજબી ઠરે, નહિ કે ઇ. સ ૧૩૦૦ (વિ. સં. ૧૩૫૬) વાળી. "પ્રવચનપરીક્ષા" અને "વિચારશ્રેણી"માં વિ. સં. ૧૩૬૦ નોંધેલ છે: જો કે જિનપ્રભસૂરિ સં. ૧૩૫૬નું વર્ષ આપે છે (એમ શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી નોંધે છે.)[3]

એટલું ખરું કે "પેથડ રાસ"માં વર્ષ નથી નોંધ્યું, તેથી સં. ૧૩૫૬ લો કે સં. ૧૩૬૦ લો, એથી કાંઈ વિશેષ બાધ આવતો નથી. મંડલિક તે સમયે જૂનાગઢની ગાદી ઉપર હતો જ, એમાંથી ગમે તે

---

૧ એજન, પૃ. ૨૬

છાયા : વડો રાવત વખાણે કર્ણરાવ મને લહે એ ।
દઇ દયાપર જ્યાંસુધી વીલ્હણવંશ વખાણિયે ॥૨૮॥

૨ चरमजिनवरेन्द्रस्फारमूर्तिं विधाय
गृहजिनवसतौ प्रातिष्ठपच्छुद्धलग्ने ।
पुर उरुतरदेवौकःस्थितायां च तस्यां
समहमतिलघोः श्रीकर्णदेवस्य राज्ये ॥९॥
ख–रस–समय–सोमे १३६० बन्धुभिः षड्भिरेव
सममिह सुविधीनां साधने सावधानः ।
विमलगिरिशिरःस्थादीश्वरं चोज्जयन्ते
यदुकुलतिलकाग्रं नेमिमानम्य मोदात् ॥१०॥

પુરાતત્ત્વ, પુ. ૧લું, પૃ. ૬૩ ("એક ઐતિહાસિક જૈન પ્રશસ્તિ" એ નામનો મુનિશ્રી પુણ્યવિજયજીનો લેખ.)

૩ ગુજ.નો મધ્ય. રાજ. ઇતિ., પૃ. ૪૩૬

વર્ષ લો તોપણ. આમ હોવાને કારણે ઉપર આવતાં અવતરણોમાં આવતો મંડલિક એ તે સમયનો જૂનાગઢનો રા' છે એમ સ્વીકારવામાં બાધ નહિ જણાય. "દિઉ પીયાણું, હિવ મન રહિસઉ, મંડલિક ભણઇ ઈમ" એ વાક્યમાં પેથડ સોમનાથ પાટણમાં સોમનાથ અને ચંદ્રપ્રભનાં દર્શન કરી જૂનાગઢના મૂળ મુકામ ઉપર પાછો આવે છે, ત્યારે મંડલિક સંઘને પ્રયાણ કરાવે છે, અને "હવે ન રહેશો" એમ સૂચવે છે. આ વાક્ય અપમાનજનક નહિ, પણ "તીર્થયાત્રા પૂરી થઇ ગઇ છે, એટલે હવે અહીંથી ખુશીથી વિદાય લો, અહીં કાંઇ બાકી નથી રહી જતું કે જોવાને અહીં રહેવું પડે," એવી મતલબ જ બતાવે છે. એટલે કે આ કવિનું નામ નહિ, પણ રાજાનું નામ છે. ઉપરના ૧લા અવતરણમાં "મંડલકિ મંડિઉ વાસ" એમ મંડલિકે વાસની સગવડ કરી આપ્યાનો ઉલ્લેખ છે: સોરઠ વિષમ દેશ હતો અને તેથી ત્યાં "ભોલ" ભોળા-ભલા આવેલા મેમાન લોક સુખેથી વસી શકે તેવું કરી આપ્યું.

હવે જે મુશ્કેલી ઊભી થાય છે તે "ખેંગાર"ના નામની છે. અહીં એ નામનું કેવી રીતે સમાધાન કરવું? કાં તો આ કાવ્યનો કવિ જ એ "ગઢવિ ખઇંગાર" હશે; તેમ ન હોય તો મંડલિકનો પિતા ખેંગાર જીવતો હશે, જે વૃદ્ધ હોવાને કારણે મંડલિક કર્તાહર્તા હશે. "ગઢવિ" શબ્દ ગઢપતિ=ગઢવઇ=ગઢવિ=ગઢવી એમ થયો છે. કવિ એમ કહે છે કે ઉગ્રસેન મંદિરનો પ્રાકાર જોયો ત્યાં અતિનર=નરશ્રેષ્ઠ ગઢપતિ ખેંગાર હતો. એનાં પોળ અને પ્રાકાર ગરુઆં હતાં, નિરુપમ હતાં, કેમકે નરસિંહ એવા તે નર ગઢપતિ ખેંગારનો તેને આધાર હતો; અથવા ઉગ્રસેન મંદિરની રચના એ ખેંગારે કરાવી હશે; તેની આ ક્રિયા અનુપમ છે. આ અર્થ લેતાં તે તે સમયે જીવતો ન હોય તોયે સંગતિ મળી રહે. બેશક આ વિષયમાં ચોક્કસ કાંઈ પણ કહી શકાય નહિ. (ઉપર બતાવ્યું છે કે ઇ. સ. ૧૨૬૦–વિ. સ. ૧૩૧૬માં ખેંગાર મરાયાનું કહેવાય છે.)[૧]

૧ ગૂજરાત રાજસ્થાન, પૃ. ૩૦૮

સ્વ. દલાલે તો આ કૃતિને કર્તાના નામ વિનાની કહી છે.[1] આ કૃતિ અપૂર્ણ છે, એમ કોઈ કહેતું નથી, પણ કાવ્યનું સ્વરૂપ જોવાથી "મંડલિક ભણઇ ઇમ" ત્યાં એક ઢાળ પૂરો થાય છે, તે પછી તરત જ બીજા ઢાળની શરૂઆત થાય છે, જેની બે તૂક જ છપાયેલી છે :

> દિઉ પીયાણ્ વેગિ તહિં હરિયાલા સૂડા રે
> સૂરવાહે સંપત્ત મનીલા સૂડા રે ॥[2]

દોહરાના એક અર્ધના બે ટૂકડા જ માત્ર આપી કાવ્ય આમ તૂટે છે. અને તૂટક હોવાને કારણે જ કવિના નામનો કશો નિશ્ચય કે નિર્ણય કરી શકાય તેમ નથી.

વસ્તુપાલ તેજપાલ પછી સંડેરનો પેથડશાહ પ્રતાપી થાય છે. પોતાના છ ભાઇઓ સાથે સંઘ કાઢી સૌરાષ્ટ્રમાં જાય છે, તેને વસ્તુ તરીકે લઈ આ કાવ્ય રચવામાં આવ્યું છે. કાવ્ય કરતાં તેની ઉપયોગિતા ઇતિહાસ, ભૂગોળ અને કાવ્યબંધની દૃષ્ટિએ ખાસ છે. આ કાવ્યમાં નીચેના ઐતિહાસિક અને ભૌગોલિક મુદ્દાઓ મહત્ત્વના છે:

૧. ઉપર બતાવ્યું તેમ પાટણમાં કર્ણ વાઘેલાનું રાજ્ય હતું.

૨. સંઘ પાટણથી નીકળી પીલૂયાણઉ, ડાભલનયર, દેવાલુ, નાગલપુર, પેથાવાડઉ, સીકર, જંબૂ, ભડકૂઉ, રાણપુર, કનાલઇ, લોલિયાણુ અને પીપલાઈ થઈ પાલીય તાણઉ આવ્યો.

૩. પેથાવાડઉ ગામમાં કોઇ મંડણદેવ પેથડને મળવા આવ્યો હતો.

> [ **પેથાવાડઇ** જાઇ ભેટીય **મંડણદેવ** તહિં ।
> લાધઉં માન પ્રમાણ સીકરિ આવઇ ગુણપવરો ॥ ][3]

---

[1] ૫મી સા. પરિ. રીપોર્ટ, સ્વ. દલાલનો નિબંધ, પૃ. ૨૮

[2] પ્રા. ગૂ. કા. સં. પૃ. ૩૦

છાયા : દીધું પ્રયાણ વેગે ત્યાં, હરિયાળા સૂડા રે,
સૂર્ય-વાહે સંપત્તિ, મનીલા (ડાહ્યા) સૂડા રે ॥

[3] પ્રા. ગૂ. કા. સં. Appendix X, પૃ. ૨૬

છાયા : પેથાવાડે જાય ભેટી મંડણદેવ ત્યાં ।
લાધ્યું માન-પ્રમાણ સીકરે આવે ગુણપ્રવર ॥

૪. ભડકૂએ આવતાં ત્યાંનો રાણો પેથડને મળ્યો અને ધીરજ આપી; પછી લોલિયાણાનો ધણી આનંદથી પેથડની પાસે બેઠો.

[ ભડકૂએ આવાસ ગોહિલસંડઉ ધરીય મનિ ।
બહુ ગુણવંત સુજાણ રાણ પહૂતઉ તેણ ખણિ ॥૩૭॥
સંઘહ દીન્હી ધીર વલીય સંઘપતિ એકમનિ ।
રાણપુરે સંપત્ત સંઘ કનાલઇ ન રહએ ॥૩૮॥
× × × ×
બઇઠઉ સંઘપતિપાસિ રંજીય રુલીયાયત હરિસે ।
ગુણગરઉ મુખરાઉ લોલીયાણપુર સઇ ધણીય ॥૪૦॥[1]

૫. પાલીતાણાનું કાર્ય પતાવી અમરેલી અને ત્યાંથી તેજલપુર આવ્યા, જ્યાં ઉપર જણાવ્યું તેમ મંડલિકે સંઘને રહેવાની સગવડ કરી આપી. ત્યાં ગિરનાર, દામોદર દેવ, સુવર્ણરેખા નદી, કાલમેઘ ક્ષેત્ર-પાલ અને મંત્રી બાહડ (રેવંતગિરિરાસુ પ્રમાણે તો અંબડ) મંત્રીએ કરેલી પાજ જોઈ, અને પછી ઉપરકોટમાં નેમિનાથનાં દર્શન કર્યાં.

ગિરિ ગરઉ **ગિરનાર** સ પસિદ્ધઉ તા લહિ **દમોદરો દેય**
પ્રસિદ્ધઉ વહિ **સોવનરેખ** નદી જલપૂરીય ।
**કાલમેઘો** ક્ષેત્રપાલ ગિરિપાહરી મંત્રિ **બાહડદેવિ પાજ**
કરાવીય ધવલીય વર **પરવ** તીણ કરાવીય ।

---

૧ એજન, પૃ. ૩૭

છાયા : ભડકૂવે આવાસ ગોહિલખંડ ધરી મને ।
બહુ ગુણવંત સુજાણ રાણો પહોચ્યો તે ક્ષણે ॥૩૭॥
સંઘને દીધી ધીર વળીને સંઘપતિને એકમને ।
રાણપુરે સંપ્રાપ્ત સંઘ કનાલે ન રહે ॥૩૮॥
× × × ×
બેઠો સંઘપતિ પાસે રંજીને રળિયાત હરખે ।
ગુણ-ગરવો મુખ્યરાવ લોલિયાણપુર સ્વયં ધણી ॥

૨ પ્રા. ગૂ. કા. સં., પૃ. ૨

વિસમ ડુંગર ગુરૂઉ ગિરનારો ચડીય નેમિકુમરિ લીયઉ
સંજમભારો । (વગેરે) ][1]

કાવ્યબંધની દૃષ્ટિએ "પેથડરાસ"માં ખૂબ વિવિધતા મળે છે; નવા જ બંધો સૌથી પ્રથમવાર જોવા મળે છે; ચાલુ રોળા, દોહરો, ચોપાઇ અને ચોપાયા તો છે જ. નવા છંદમાં સવૈયા અહીં ગૂજરાતી કવિતામાં સૌથી પ્રથમ જણાય છે. ગૂજરાતી કવિતામાં કહેવાનું કારણ એ કે આ પૂર્વે જયદેવના ગીતગોવિંદમાં સવૈયાના ઢાળની દેશી પ્રયોજાયેલી છે જ.[2] પણ રાસમાં સવૈયામાં વિવિધતા લાવવાનો પ્રયત્ન છે; એટલે કે ચાલુ માપના પદમાં કવચિત માત્રાઓ વધારી દીધેલી અને કવચિત તેવાં માત્રા વધારેલાં પદોમાં "ત્રિભંગી" છંદ જેવી યતિ–અનુપ્રાસ જેવી પદ્ધતિ દાખલ કરેલી છે:

(૧) ધમ્મીય નિસુણઉ લોયમજ્જિ સંઘતણઉ સમાહઉ ભવીઅણઉ ।
આણંઅ દીજઇ ભત્તિજત્તિ ભવીયા લહઇ લાહઉ ધણકણઉ ।
ષેલસિ સલીયઇં રંગિ રાસ હવં નવરસ નવરંગ નવીય પરે ।
સુણિ સામહણી સંઘ તણી જો કાઇં નિરંતર ઘરેહિં ઘરે ॥૧૩॥

(૨) દેવાલઇ બાલીય નયણિ વિસાલીય દિંતીય તાલી રંગિ ફિરંતી હરિસ ભરે ।
તહિં નાચઇં ખેલા બહુયત વેલા બાલા ભોલા લઉડારસિ રમઇં ॥૨૦॥[3]

---

૧ એજન, Appendix X, પૃ. ૨૯

છાયા : ગિરિ ગરવો ગિરનાર તે પ્રસિદ્ધ, ત્યાં લે દામોદર દેવ,
પ્રસિદ્ધ, વહે સુવર્ણરેખા નદી જલપૂરી ।
કાલમેઘ ક્ષેત્રપાલ ગિરિ–પાધરે મંત્રી બાહડ દેવે પાજ
પાજ કરાવી ધવળ વર પરબ તેણે કરાવી. ।
વિષમ ડૂંગર ગરવો ગિરનાર ચઢીને નેમિકુમારે લીધો સંયમભાર ॥

૨ જુઓ આ સાથેના **પરિશિષ્ટ**–૪માં "ગૂજરાતી ગરબીનું મૂળ" એ લેખ.

૩ એજન, પૃ. ૨૫

છાયા : ધાર્મિક સુણો લોકમધ્યે સંઘતણો સમાધિ ભવ્યજન ।
આણું દીજે ભક્તિ–મુક્તિ ભવ્યો લે લાભ ધણકણનો ।
ખેલશે રૂડે રંગે રાસ હવે નવરસ નવરંગ નવી પેરે ।
સુણી સામગ્રી સંઘતણી જે કરે નિરંતર ઘેરઘેર ॥૧૩॥

[ નોંધઃ—ઉપર લઉડારસિ=ડાંડિયારસનો પ્રકાર લક્ષ્યમાં લેવો. ]

લઢણથી ૨૪ મી કડી શરૂ થાય છે, ૪૧ મી કડી સુધીમાં અનુપ્રાસ રહિત સોરઠો પ્રત્યેક અર્ધને છેડે કવચિત્ એકારવાળો છે. ૪૨ મી કડીથી ૫૨ મી કડી સુધીમાં દોહરો છે, પણ ઉત્તરાર્ધમાં સમ પદના પ્રથમના શબ્દોમાં આવર્તન મળે છેઃ

દીઠઉ ડૂંગર દૂરિ થિયાં ચડીય સરોવરપાલે ।
સંઘપતિ દઇ વધામણી હરિષીઉ એ હરિષીઉ એ હરિષીઉ નયણિ
નિહાલે ॥૪૨॥[1]

આ પછી ચાર દેશીઓ આવે છે. એમાંની પહેલી બે બંધની દૃષ્ટિએ ખૂબ વિચિત્ર છે અને કેમ ગવાતી હશે તેનો પણ ખ્યાલ ન આવે તેવી લગભગ છેઃ

(૧) વાય વદ્ધામણઉં અતિહિં સોહામણું રિસહભૂઅણિ રુલીઆમણું એ
ભવિયજન કલસ કંચણમય મંડિયલે એ
દુક્ખ જલંજલિ દેયંતિ કુસુમંજલે ।
થુણંતિ દીણ રીણ જીણ ઉતારંતિ
જલલવણ નમ્હણ કરંતિ સામી સુગંધજલે ॥
કપૂરિ પૂરિ પૂરીય તિણિ કીયલિ મૃગનાભિમડણ ત્રિજગગુરુ
ગુણનિલઉ દેવાધિદેવ જોઉ વેલવઉ સેવત્રીપાડલ બહલ
કુસુમ પરમલ વિપુલ પૂજહે ॥ વાય વદ્ધામણું ।

(૨) આયસ મગ્ગીય પેથ જ ચલિઉ ઢલીય ટોડર સંઘપતિ મોકલાવએ ।
સયલ સંઘો પહુત પાલીતાણએ ઘરિઘરિ સાહમીવચ્છલ કારએ ।
વાવીય વિત્ત તિહિ સયલ સિદ્ધિક્ષેત્રે જન્મફલ લેઉજો
બહુધણવંતઈ રૂપાવટી ચલીય પીયાણએ ।

---

દેવાલયે બાળા નયન-વિસાલ, દેતી તાળી રંગે ફરતી હર્ષભરી ।
ત્યાં નાચે ખેલા બહુ વેળા બાલા ભોળી લકુટારસે રમે ॥

૧ એજન, પૃ. ૨૭
દીઠો ડૂંગર દૂરથી ચઢી સરોવરપાળે ।
સંઘપતિ દે વધામણી હરખ્યો નયને નિહાળે ॥

વડઉ સંઘાતિપતિ લોક વખાણુએ સેલડીયા સંઘ પહુત તહિ
ચલયઉ અખંડ પીઆણુએ ॥[1]

આ પછીની બે દેશીમાંની નીચેની ૨૭ માત્રાની સવૈયાની દેશીમાં છે, જે માત્ર આ પૂર્વે ગીતગોવિંદમાં જ મળે છે:

તહિ નાચિન એ એ સહિલડી એ લ લાગીય ગિરિનારે ।
રાજલિવર રુલિઆમણઉ સામલડઉ સંસારે ॥ તહિ ના૦ ॥
અંગ પખાલિ સુગયંદમઇ એ જલ પહરીય ધોતિ પ્રવીત ।
ઈંદ્રમહોત્સવ આચરંભી તહિં બયઠલિ બહુ ધણવંત ॥ તહિં ના૦ ॥[2]

---

૧ એજન પૃ. ૨૮–૨૮
વાજે વધામણું અતિ સોહામણું ઋષભભુવને રલિયામણું એ ।
ભવ્યજન કલશ કંચનમય માંડેલો એ
દુઃખજલાંજલિ દે કુસુમાંજલિએ ।
સ્તવે દીન, ઋણ જેણે ઉતારે જલ લવણ, નમન કરે સ્વામી (ને)
સુગંધ જલે ॥

કપૂરે પૂરે પૂરી, તેણે કરેલ મૃગનાભિ–મંડન ત્રિજગ–ગુરુ ।
ગુણનિલય દેવાધિદેવ જુઓ વેલ–પદ સેવંત્રી–પાટલ બહુલ
કુસુમ પરિમલ વિપુલ પૂજે ॥ વાજે૦ ॥
આદેશ માગી પેથડ જ ચાલ્યો, ઢળી ટોડર સંઘપતિ મોકલાવે ।
સકલ સંઘ પહોંચ્યો પાલીતાણે, ઘેર ઘેર સામૈયું વત્સલતાએ કરાવે ॥
વાવરે વિત્ત ત્યાં સકલ સિદ્ધિક્ષેત્રે જન્મફલ લેજો
બહુ ધનવંતે રૂપાવટી ચાલી પ્રયાણે ।
વડો સંઘાધિપતિ લોક વખાણે સેલડીએ સંઘ પહોંચ્યો
ત્યાં ચાલ્યો અખંડ પ્રયાણે ॥

૨ એજન, પૃ. ૨૯
ત્યાં નાચેને એ સાહેલડી એ લે લાગી ગિરિનારે ।
રાજલ–વર રળિયામણો સામલડો સંસારે ॥ ત્યાં૦ ॥
અંગ પખાળે સુગંધમય જલે પહેરીને ધોતી પવિત્ર ।
ઈંદ્ર–મહોત્સવ આરંભી ત્યાં બેઠેલા (છે) બહુ ધનવંત ॥ ત્યાં૦ ॥

એ પછી "હરિયાલા સૂડા રે" અને "મનીલા સૂડા રે" એ તૂકવાળી દોહરાની દેશી શરૂ થઇ ત્યાં જ તૂટે છે.

આ ઢાળો જૂના છે; આમાંના પાછલા બે અને વચ્ચેનો એક પ્રચારમાં રહ્યા છે, જ્યારે પહેલા બે પછી ભાગ્યે જ જણાય છે, એ હવે પછીના રાસ જોવાથી જાણી શકાશે.

ભાષાની દૃષ્ટિએ આ રાસ આપણને નવાં રૂપો વધુ પ્રમાણમાં આપે છે. ચાંડસી ( ચંદ્રસિંહ ) , સીહ ( સિંહ ), બોલાવઇ, અછઇ, ભમાર ( આ શબ્દનો પ્રયોગ લક્ષ્યમાં લેવા જેવો છે ), લાછિ, લીજઈ, સાત, આણૂંઅ, ફાગુણ, સીષામણ, લાધઉં, થિયાં, નિહાલે ( તદ્દન નવું રૂપ ), ભાટ, ફૂલપગર, કાપડ, વધામણઉં, સીધષેત્ર, તીરથ, સાંનિધ, પહિલૂં, પાસ, પહૂંતા, પાલિ, સરગારોહણ, પહુતઉ, લોટીંગણાં, સોહામણું, આરતી, ઊતારઇ, તમ્હચી, ટોડર ( હાર ), પાલીતાણએ, વખાણએ, સુરઠ, વડ, ભોલ, ગિરનાર, સોવનરેખ, પાજ, કરાવીય, પરવ, પહૂતઉ, ઊલટ, નાચિન એ, લાગીય, સામલડઉ, પખાલિ, પહરીય, ધોતિ, ઊતારઉ, દેખીઉ, હિવ, રહિસઉ, મનીલા વગેરે રૂપો લક્ષ્યમાં લેવા જેવાં છે.

ખાસ ધ્યાન ખેંચે છે તે "તમ્હચી" શબ્દ ઉપરાંત દીઠલા, લાગલા, મંડિયલે, બંધીયલે, ઠવિયલે, ચડીયલિ એ વગેરે રૂપો છે. આ પાછલાં રૂપોમાં અપભ્રંશકાલીન इल्ल પ્રત્યય વિકૃત થઈ ઊતરી આવ્યો છે; "ચી" અને "યલ" પ્રત્યય મરાઠીમાં પણ ગયા છે; તે આટલાં જૂનાં રૂપોમાં આપણે ત્યાં સામાન્ય હતા, તે લક્ષ્યમાં લેવા જેવી વસ્તુ છે.

સંસ્કૃત તત્સમ શબ્દોનો વપરાશ પણ વધતો જતો હતો તે ઉપરનાં અવતરણો જોવાથી જાણી શકાશે.

૧૦. ઉપરના જેવી જ, કાવ્યની દૃષ્ટિએ ઉત્તમ નહિ, પણ કાંઇક ઇતિહાસની દૃષ્ટિએ અને વિશેષ કરીને તો બંધની દૃષ્ટિએ

ઉપયોગી થાય તેવી એક કૃતિ "કછૂલી રાસ" સં. ૧૩૬૩ માં રચાયેલી મળી આવે છે. આ રાસના કર્તાનું નામ કાવ્યમાં મળી શકતું હોય તેમ લાગતું નથી; જો કે "પ્રજ્ઞાતિલકસૂરિ" નામ કાવ્યની છેલ્લી કડીઓમાં આવે છે, તે ઉપરથી શ્રી. મોહનલાલ દેસાઈએ એ સાધુને કર્તા માન્યા જણાય છે:[1]

કમલસૂરિ નિયપાટિ સઈ હથિ પ્રજ્ઞાસૂરિ ઠવીઓ ।
ષમીઉ ષમાવીઉ જીવુ અણસણિ અપ્પા સૂધ્ધુ કીઓ ॥
ષણિ પહુત્તઉ સુરલોઇ ગણહરુ ગંગાજલવિમલો ।
તાસુ સીસુ ચિરકાલુ પ્રતપઉ પ્રજ્ઞાતિલકસૂરો ॥
જિણસાસણિ નહચંદુ સુહગુરુ ભવીયહં કલપતરો ॥
તા જગે જયવંત ઉમ્હાઉ જાં જગિ ઊગઇ સહસકરો ॥[2]

કમલસૂરિએ પોતાની પાછળ પ્રજ્ઞા(તિલક)સૂરિને પાટ બેસાડયા, તે પ્રજ્ઞાતિલકસૂરિ ચિરકાલ તપો, એમ આ કાવ્ય આશીર્વાદ આપે છે. કર્તા, પ્રજ્ઞાતિલકસૂરિને વળી જિનશાસનનો નભ–ચંદ્ર, શુભગુરુ અને અનુયાયીઓનું કલ્પતરુ કહે છે. પ્રજ્ઞાતિલક પોતે કર્તા હોય તો કથન સંભવી શકે નહિ. પોતે પોતાનાં વખાણ મોંફાટ કરે જ નહિ; એટલે જ મને લાગે છે કે કોઇ અજ્ઞાત લેખકે આ રાસ રચ્યો છે.

આ રાસમાં ઐતિહાસિકતા એ છે કે આબુમાં અચલેશ્વર

---

૧ જૈન. ગૂ. કવિઓ ભાગ ૧ લો પૃ. ૮

૨ પ્રા. ગૂ. સં. પૃ. ૬૨

છાયા :

કમલસૂરિ નિજપાટે સ્વયં હાથે પ્રજ્ઞાસૂરિ સ્થાપ્યો ॥
ખમ્યો ખમાવ્યો જીવ અનશને આત્મા શુદ્ધ કીધો ॥
ક્ષણે પહોંચ્યો સુરલોકે ગણધર ગંગાજલ–વિમલ ।
તેનો શિષ્ય ચિરકાલ પ્રતપો પ્રજ્ઞાતિલકસૂરિ ॥
જિનશાસને નભ–ચંદ્ર શુભગુરુ ભવ્યોનો કલ્પતરુ ।
ત્યાંસુધી જગે જયવંત ઉષ્મિત બનો જ્યાંસુધી જગે ઊગે સહસ્રકર ॥

નજીક તળેટીમાં આવેલા કછુલી ગામમાં થયેલા ઉદયસિંહસૂરિના[1] તેજો-બલનું વર્ણન છે. સાથેસાથ શ્રીપ્રભસૂરિ, શ્રીસૂરિ, માણિક્યસૂરિ, ઉદયસિંહસૂરિ, કમલસૂરિ અને પ્રજ્ઞાતિલકસૂરિ એ રીતે પરંપરા અપાઈ છે. ઉદયસિંહસૂરિએ એ પંથકના ધંધલરાઉલ સાથે સંઘ કાઢયો, તેમાં તેમનો જે એક ચમત્કાર થયો તે આમાં આપવામાં આવ્યો છે. એ પછી સંઘ ચંદ્રાવલિ ગયો, જ્યાં ૧૩૦૨ ના વર્ષમાં સાજણના પુત્રને શિષ્ય કર્યો, તે કમલસૂરિ. સં. ૧૩૩૭ ના આષાઢમાં છયણી નગરમાં એ વણિકે "આરિઠવણુઉં" કર્યું. એ પછી પ્રજ્ઞાતિલકના સમયમાં લેખકે કોરિંટવડ નામક સ્થળમાં આ રાસ સં. ૧૩૬૩ માં રચ્યો.

પણ બંધની દૃષ્ટિએ ઉપયોગિતા સૌથી વિશેષ છે. "ભરતેશ્વર બાહુબલિરાસ"[2]માં જાણીતા ૧૬+૧૬+૧૩ વાળા બંધનો આ રાસમાં પ્રયોગ મળે છે:

ગણવઇ જો જિમ દુરીઉવિહંડણુ
રોલનિવારણુ તિહુયણમંડણૂ
પણમવિ સામીઉ પાસજિણુ ।
સિરિ ભદ્દેસર સૂરિહિ વંસો
બીજી સાહ વંનિસુ રાસો
ધમીય રોલુ નિવારીઉ ॥
સગ્ગખંડુ જિમ મહીયલિ જાણઉં
અઠારસઉ દેસુ વખાણઉં
ગોઉલિ ધન્નિ રમાઉલઉ ।
અનલકુંડસંભમ પરમાર
રાજુ કરઈ તહિંછે સવિવાર
આબૂ ગિરિવરુ તહિ પવરો ।

---

૧ આ સૂરિએ શ્રીપ્રભસૂરિના "ધર્મવિધિ" પ્રકરણ ઉપર વૃત્તિ લખેલી છે; તેની સં. ૧૪૦૮ની હાથપ્રતમાં આ રાસ ઉતારેલો છે. જૈ. ગૂ. કવિઓ, ભાગ ૧ લો, પૃ. ૯, અને સ્વ. સી. ડી. દલાલનો નિબંધ પૃ. ૨૧

૨ આ પૂર્વે પૃ. ૧૫૯-૬૦

વિમલડવસહીં આદિ જિણંદો
અચલેસરુ સિરિમાસિરિ વંદો
તસુ તલિ નયરી ય વન્નીય એ ।
જણમણનયણહ કમ્મણમૂલી
કઇલી કિરિ લંકવિલાસી
સરપ્રવવાવિ મણોહરી ય ॥૧

ચોપાઇ, દોહા અને વસ્તુ પણ વપરાયેલ છે. એ ઉપરાંત ઝૂલણાની ૨૦ માત્રાનાં ચરણો પણ મળે છે. પણ જે ખાસ ધ્યાન ખેંચે છે, તે બે ઢાળ છે. તેમાંનો ૧ લો દોહરાનો છે, જ્યારે બીજો કોઈ દ્વિપદી છે.

(૧) ધંધલજિણહ સવિ મિલિય રાણુલોય અસેસ ।
ઉદયસૂરિ સંધિહિ સહીઉ
નિવસઇ એ નિવસઇ એ નિવસઇ વરહરિ પીઠિ ॥
સતિય પમાણી હરાવીઉ
મંત્રિહિં એ મંત્રિહિં એ મંત્રિહિં વાદિકમઠો ॥

---

૧ એજન પૃ. ૫૯
ગણપતિ જે જેમ દુરિતવિખંડન રોળ-નિવારક ત્રિભુવન-મંડન
પ્રણમી સ્વામી પાર્શ્વજિન (ને) ।
શ્રીભદ્રેશ્વરસૂરિનો વંશ બીજી શાખાનો વર્ણવીશું રાસ
ધાર્મિક-રોળ નિવારચો ॥
સ્વર્ગખંડ જેમ મહીતલે જાણું અઢારસો દેશ વખાણું
ગોકુલે ધન્ય રમ્ય ।
અનલકુંડ-સંભવ પરમાર રાજ્ય કરે ત્યાં સવ્યવહાર
આબુ ગિરિવર ત્યાં પ્રવર ।
વિમલ-વસહીમાં આદિ જિનેંદ્ર અચલેશ્વર શ્રી-મા-શિર-વંદ્ય
તેને તલે નગરી વર્ણવી એ ।
જનમન-નયનની કર્મ-મૂલક કદલી શું લંકા વિશાલ
સર-પરબ-વાવે મનોહર ॥

સેયંવર તઉં હિવ રહિજે જે ગુરુ સિદ્ધિહિં ચંડો ।
વિસહરુ આવતુ પરિષલિ જે
          લંષીઉ એ લંષીઉ એ લંષીઉં દંડુ પયંડો ॥
તઉ ગુરિ મુહંતાં મિલ્હિ કરિ હોઇ ગરુડુ ષણેણ ।
ધાઈઉ લીધઉ ચંચુપડે
          ગિલીઉ એ ગિલીઉ એ ગિલીઉ છાલ ભુયંગે ॥[1]

અમ્હહં સાજણસેઠે છમ્માસહં કાલો ।
વસ તિણિ ઊયરિ ઊપનઉ પદ્દિ ઠાવિજિ બાલો ॥[2]

આમાં ઉદાહૃત ૧ લો બંધ ઉત્તરાર્ધમાં જે વચ્ચે શબ્દનું આવર્તન આપે છે, તે જરૂર સુંદર છે. એ ગવાતું હશે, ત્યારે જરૂર વિશિષ્ટ લય આપતું હશે.

ભાષાની દૃષ્ટિએ, આમાં તત્કાલીન વિકસિત રૂપ મળી આવે છે. પાસજિણુ, વખાણઉં એ વગેરે રૂપોને ધ્યાનમાં લેવાં, જેમાં નવીનતા તરફ સ્પષ્ટ વલણ દેખાશે. ચાલુ પરંપરા મુજબ જૂનાં રૂપો છોડી શકાતાં નથી, છતાં ભાષામાં પ્રચલિત નવાં રૂપો પણ જતાં

---

૧ એજન પૃ. ૬૦
છાયા :
ધંધલ જિનગૃહે સર્વ મળી રાણા લોક અશેષ ।
ઉદયસૂરિ સંઘમાં સહી નિવસે વરગૃહે પીઠે ॥
સત્યે પ્રમાણી હરાવ્યો મંત્રીએ વાદિ-કર્મઠ ।
શ્વેતાંબર તું હવે રહેજે જે ગુરુ સિદ્ધિથી ચંડ ॥
વિષહર આવતો પરખલે જે નાખ્યો દંડ પ્રચંડ ।
ત્યારે ગુરુથી મહેતે મળી કરી હોય ગરુડ ક્ષણે ॥
ધાયો લીધો ચંચુપટે ગળ્યો છલ-ભુજંગ ।

૨ એજન, પૃ. ૬૧
અમારા સજ્જન શેઠ છ માસનો કાળ ।
વશ, તેણે ઉદરે ઊપનો, પદે સ્થાપિયે બાલ ॥

કરાતાં નથી. બૂંબ[1] શબ્દનો પ્રયોગ આ કાવ્યમાં લક્ષ્યમાં લેવા જેવો છે. એ ફારસી શબ્દ ભાષામાં દાખલ થઇ ગયેલો આટલો જૂનો મળે છે.

૧૧. **રાસયુગ**માં અનેક પ્રકારની વિશિષ્ટતા ધરાવતો "સમરા-રાસુ" ઉપરના રાસ પછી થોડાં જ વર્ષે આપણને સાંપડે છે. એમાં આપણને ઠીક ઠીક કવિતા, ઉપયોગી ઐતિહાસિક માહિતી, ભિન્ન ભિન્ન પ્રકારના દેશી ઢાળ અને થોડી ગૂજરાતની ભૂગોળ પણ મળી આવે છે. એ રાસ સં. ૧૩૭૧ લગભગમાં રચાયેલો હોઈ ભાષાની દૃષ્ટિએ પણ થોડો ઉપયોગી નથી; ખાસ કરીને એમાં વપરાયેલા થોડાક પણ મહત્ત્વના અરબી ફારસી શબ્દોને કારણે.

આ એક ઉપયોગી "રાસ" રચી આપનાર કવિના સંબંધમાં કાવ્યમાં નીચે મુજબ માહિતી મળે છે:

> **પાસડસૂરિહિં ગણહરહ નેઊઅગચ્છ** નિવાસો
> તસુ સીસિહિં **અંબદેવસૂરિહિં**
> રચિયઉ એ રચિયઉ એ રચિયઉ **સમરારાસો**[2] ॥

નેઊઅ=નિવૃત્તિ ગચ્છના પાસડસૂરિ[3] ગણધરના શિષ્ય અંબદેવ-

---

૧ છાયા: હુઇ કમાલીઉ કાલુમુહો
લોકિહિં એ લોકિહિં એ લોકિહિં વાઇય બૂંબ ॥
પ્રા. ગૂ. કા. સં. પૃ. ૬૧

૨ પ્રા. ગૂ. કા. સં. પૃ. ૩૭,
અને ઐ. જૈ. કા. સંચય, પૃ. ૨૫૩
છાયા :
પાર્શ્વસૂરિ ગણધરનો નિવૃત્તિગચ્છે નિવાસ ।
તેના શિષ્ય અંબદેવસૂરિએ રચ્યો સમરારાસ ॥

૩ આ પાસડસૂરિએ સં. ૧૩૩૦માં વીજાપુરમાંની પદ્માવતીના મંદિરમાં આદિનાથની મૂર્તિ, અને સં. ૧૩૪૯માં વડોદરાના મનમોહન પાર્શ્વનાથના મંદિર-માંની પદ્મપ્રભની મૂર્તિઓ પ્રતિષ્ઠિત કરેલી. જુઓ ઐતિ. જૈન. કા. સંચય, પૃ. ૧૬૮–૬૯

સૂરિએ આ સમરારાસ રચ્યો છે. રચન-વર્ષ અહીં આપવામાં આવ્યું નથી. સમરસિંહ શત્રુંજય ઉપર ઋષભદેવનું મંદિર કરાવી ઘેર આવ્યો તેની સાલ કર્તાએ આપી છે:

**સંવચ્છરિ ઇક્કહત્તર એ થાપિઉ રિસહ** જિણિંદો ।
**ચૈત્ર વદિ સાતમિ** પહુત ઘરે
નંદઉ એ નંદઉ એ નંદઉ જા રવિચંદો ॥[1]

નાભિનંદનજિનોદ્ધારપ્રબંધમાં એટલો ઉલ્લેખ આવે છે કે નિવૃત્તિગચ્છના આ આમ્રદેવસૂરિ સમરસિંહની યાત્રામાં સામેલ હતાઃ

श्रीम**न्निवृत्तिगच्छीया आम्रदेवाख्यसूरयः** ।
चेलुर्यै**र्देसलस्या**स्ति यात्रायाः **रासकः** कृतः ॥[2]

આ રાસમાં જેમના નામનો નિર્દેશ છે છે તે કક્કસૂરિએ રચેલા એ સં. પ્રબંધની રચ્યાસાલ સં. ૧૩૯૩ છે; એ વખતે 'સમરારાસુ' સુપ્રસિદ્ધ થઈ ચૂકયો હતો તે સ્પષ્ટ થાય છે. એટલે સં. ૧૩૭૧ અને ૧૩૯૩ વચ્ચેના ગાળામાં આ રાસ રચાયો સંભવે છે. આ ઉપરાંત કવિ વિશે બીજી માહિતી મળતી નથી.

આ ઐતિહાસિક રાસમાં વસ્તુ તરીકે પાટણના સમરસિંહ નામના ઓસવાલ વણિકે સંઘ કાઢી શત્રુંજય તીર્થમાં આદિનાથના મંદિરોનો જીર્ણોદ્ધાર કર્યો[3] તે વાત લીધી છે. વસ્તુપાલ અને તેજપાલ પછી સમરસિંહ એક સમર્થ જૈન સંઘપતિ એ જમાનામાં હતો. ઉપકેશ વંશમાં થયેલા વેસા કુલમાં સલષણ નામનો પુરુષ થયેલો,

---

૧ એજન, પૃ. ૩૭ અને (ગુજરાતી સાર) પૃ. ૨૫૨-૫૩ અનુક્રમે.
છાયા : સંવત્સર એકોત્તરે થાપ્યો ઋષભ જિનેંદ્ર ।
ચૈત્ર વદિ સાતમે પહોંચ્યા ઘેર આનંદ-પામો જ્યાંસુધી રવિચંદ્ર ॥

૨ ના. નં. જિ. પ્રબંધ, ૪-૬૦૦

૩ આ પહેલાં સં. ૧૨૧૩માં મંત્રી બાહડે ઉદ્ધાર કરેલો: એજન, પૃ. ૧૨૦

તેનો આજડ, તેનો ગોસલ, તેના ત્રણ પુત્રો: આસધર, દેસલ અને લૂણઉ. તેમાંથી દેસલના ત્રણ પુત્ર તે સહજઉ, સાહણ અને સમરસિંહ. આ કુટુંબ મૂળ પાલણપુરમાં રહેતું, પણ દેસલ પાટણમાં આવી વસ્યો હતો. પછીથી સમરસિંહની આગેવાની નીચે સં. ૧૩૭૧ માં સંઘપતિ દેસલે સંઘ કાઢી શત્રુંજય જઈ આદિનાથ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવી સોરઠનાં તીર્થોની યાત્રા કરી. સં. ૧૩૫૬–૬૦ માં મુસલમાનોએ પાટણ સર કર્યું હતું અને તીર્થોની ખાનાખરાબી કરી હતી. કવિએ તે આ શબ્દોથી બતાવ્યું છે:

નિસુણઉ એ સમઇપ્રભાવિ તીરથરાયહ ગંજણઉ એ ।
ભવિયહ એ કરુણારાવિ નીઠુરમનુ મોહિ પડિઉ ॥[1]

પણ સમરસિંહે પોતાની બુદ્ધિથી ખાનની કૃપા મેળવી અને ફરમાન મેળવી શત્રુંજય મંદિરનો ઉદ્ધાર કર્યો.

આટલેથી જ આ કાવ્યની ઐતિહાસિકતાની પરિસમાપ્તિ નથી થતી. તેમાં નીચેની મુખ્ય ઐતિહાસિક વીગતો સમાયેલી છે; વિસ્તાર નહિ કરતાં ટૂંકમાં જ એ અહીં નોંધું છું.

૧. ઉપકેશગચ્છમાં એ વખતે સિદ્ધસૂરિ (જેઓ નાભિનંદનજિનોદ્ધાર-પ્રબંધના કર્તા કક્કસૂરિના ગુરુ થાય તે) વિદ્યમાન હતા.

[ તિહ પહુ પાટ અલંકરણુ ગચ્છભાર-ધોરેઉ ત ।
રાજુ કરઇ સંજમતણઉ એ સિદ્ધિસૂરિ ગુરુ એહુ ત ॥૬॥[2]

૨. પાલણપુરની તે વખતે જાહોજલાલી હતી.

---

૧ એજન, પૃ. ૨૪૧

છાયા :

નિસુણ્યો એ સમયપ્રભાવે તીર્થરાયનો ગંજનાર ।
ભવ્યોના કરુણારાવે નિષ્ઠુર મન મોહી પડ્યું ॥

૨ એજન. પૃ. ૨૩૯

ત્યાં પ્રભુપાટ–અલંકારક ગચ્છભાર–ધૌરેય ત ।
રાજ્ય કરે સંયમ તણું એ સિદ્ધિસૂરિ ગુરુ એહ ત ॥

[ **પાલ્હણપુર** સુપ્રસીધુ પુન્નવંત લોયહ નિલઇ ।
સોહઇ પાલ્હવિહારૂ પાસભુવણુ તહિ પુરતિલઉ ॥૧૦॥[1]

૩. એ વખતે પાટણમાં અલપખાન અલ્લાઉદ્દીન તરફથી સૂ
તરીકે હતો.

[ પાતસાહિ સુરતાણુભીવુ તહિં રાજુ કરેઇ ।
**અલપખાનુ** હિંદુઅહ લોય ઘણુ માનુ જુ દેઇ ॥૯॥
સાહુ રાય **દેસલહ પૂતુ** તસુ સેવઇ પાય ।
કલા કરી રંજવિઉ ખાનુ બહુ દેઇ પસાય ॥૧૦॥
મીર મલિકિ માનિયઇ **સમરુ** સમરથુ ભણીજઇ ।
પર-ઉવયારિય માહિ લીહ જસુ પહિલી ય દીજઇ ॥૧૧॥[2]

૪. સમરસિંહના મોટાભાઈ સહજપાલે દક્ષિણમાં દેવગિરિમાં
જિનાલય કરી પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરાવી હતી.

[ જેહ સહોદરિ **સહજપાલિ** નિજ પ્રગટિઉ સહજૂ ।
દક્ષણ મંડલિ દેવગિરિહિ કિઉ ધમ્મહ વણિજૂ ॥૧૨॥
ચઉવીસ જિણાલય જિણ ઠવિઉ સિરિપાસજિણિંદો ।
ધમ્મધુરંધરૂ રોપિયઉ ધર ધરમહ કંદો ॥૧૩॥[3]

---

૧ એજન, પૃ. ૨૩૯, છાયા:
પાલણપુર સુપ્રસિદ્ધ પુણ્યવંત લોકનું નિલય ।
સોહે પાલ્હ-વિહાર પાર્શ્વભવન ત્યાં પુરતિલક ॥

૨ એજન, પૃ. ૨૪૧
છાયા :
પાતસાહ સુલ્તાન-ભૂપ ત્યાં રાજ્ય કરે ।
અલફખાન હિંદુ લોકને ઘણું માન જ દે ॥
સાહ રાય દેશલનો પુત્ર તેના સેવે પાય ।
કલા કરી રંજવ્યો ખાન બહુ દે પ્રસાદ ॥
મીર મલેકે માન-પામે સમર સમર્થ ભણીજે ।
પર-ઉપકારી માંહિ રેખ જેને પહેલી દીજે ॥

૩ એજન, પૃ. ૨૪૧, છાયા:
જેના સહોદર સહજપાલે નિજ પ્રગટ્યું સહજ ।
દક્ષિણમંડલે દેવગિરિમાં કર્યું ધર્મનું વાણિજ્ય ॥

૫. તેવા વખતે આબુમાં મહીપાલદેવ નામનો રાજા હતો. તેની રાજધાની ત્રિસંગપુરમાં હતી.

[ રાણેરા તહિ રાજુ કરઇ **મહીપાલદેવ** રાણઉ ॥[1]

૬. સમરસિંહ પૌષ વદિ ૭ ને દિવસે સંઘ કાઢી સેરીસા, સરખેજ, ધોળકા, ધંધૂકા, લોલિયાણા, પિપલાલી થઇ પાલીતાણા આવ્યો હતો.

[ **સેરીસે** પૂજિયઉ પાસુ કલિકાલિહિં સકલો ।
**સિરષેજિ** થાઇઉ **ધવલક** એ સંઘુ આવિઉ સયલો ॥
**ધંધૂકઉ** અતિક્રમિઉ તામ લોલિયાણઇ પહુતો ।
નેમિભુવણિ ઉછવુ કરિઉ પિપલાલીય પત્તો ॥૫॥ ][2]

× × ×

**પાલીતાણઇ** નયરે સંઘ ભયલિ પ્રવેસુ ।
**લલતસરોવર-તીરે** કિઉ સંઘ નિવેસુ ॥[3] ]

પાલિતાણા કાર્ય કરી પછી સોરઠની યાત્રાએ નીકળતાં ચઉંડ (?) અને અમરેલી માર્ગમાં આવ્યાં, જ્યાં સોરઠરાય મંડલિક સમરસિંહને મળવા આવ્યો હતો.

---

ચોવીશ જિનાલયે જિન સ્થાપ્યો શ્રીપાર્શ્વજિનેંદ્ર ।
ધર્મધુરંધર રોપ્યો ધરામાં ધર્મનો કંદ ॥

૧ એજન, પૃ. ૨૪૨, છાયા:
રાણો રા' ત્યાં રાજ્ય કરે મહિપાલદેવ રાણો ॥

૨ એજન, પૃ. ૨૪૫, છાયા:
સેરિસે પૂજ્યો પાર્શ્વ કલિકાલમાં સકલ ।
સરખેજે થઇને ધોળકે સંગ આવ્યો સકલ ॥
ધંધૂકા અતિક્રમ્યું ત્યારે લોલિયાણે પહોંચ્યો ।
નેમિભુવને ઉચ્છવ કર્યો પિપલાલિએ પહોંચ્યો ॥

3 એજન, પૃ. ૨૪૬, છાયા:
પાલીતાણે નગરે સંઘ ભલે પ્રવેશ્યો ।
લલિત-સરોવર તીરે કર્યો સંઘ નિવેશ ॥

[ **સોરઠ** દેસ સંઘુ સંચરિઉ મા૦ **ચઉડે** રયણિ વિહાઇ ॥૧॥
આદિભકતુ **અમરેલીયઇ** મા૦ આવિઉ દેસલરાઉ ।
અલવેસરુ અલજ મિલએ મા૦ **મંડલિકુ**[1] **સોરઠરાઉ** ॥૨॥

ત્યાંથી આગળ ચાલતાં જૂનાગઢ વગેરે થઇ દીવ પહોંચે છે, તે વખતે પ્રભાસપાટણમાં મૂધરાજ અને દીવમાં હરપાલ રાજ કરતા હતા.

ઠામિ ઠામિ ઉચ્છવ હુઅઇ મા૦ **બઢિજૂનઇ** સંપત્તુ ॥
**મહિપાલદેઉ** રાઉલુ[2] આવએ મા૦ સામુહઉ સંઘ અણુરત્તુ ॥૩॥
**મહિપુ સમરુ** બિઉ મિલિય સોહઇ મા૦ ઇંદુ કિરિ અનઇ ગોવિંદુ ।
તેજિ અંગજિઉ **તેજલપુરે** મા૦ પૂરિઉ સંઘ આણંદુ ॥૪॥
**વઉણુથલી** ચૈત્રપ્રવાડિ કરે મા૦ તલહટીય ગઢ માંહિ ।
**ઊજિલ**[3] ઊપરિ ચાલિયા એ મા૦ ચઉવિહ સંઘહ માહિ ।
**દામોદરુ હરિ પંચમઉ** મા૦ **કાલમેઘો** ક્ષેત્રપાલુ ।
**સુવનરેહા** નદી તહિં વહએ મા૦ તરુવર તણઉં ઝમાલુ ॥૫॥[4]

× × ×

---

૧ આ વિશેષણ છે, રાજા મહિપાલદેવને કવિ "મંડલિક" કહેતો લાગે છે.

૨ રા' મંડલિકનો એ પુત્ર થાય.

૩ ગિરનાર પર્વત, ઉજ્જયંત.

૪ એજન, પૃ. ૨૪૮, છાયા:

સોરઠ દેશ સંઘ સાંચર્યો મા૦ ચઉડે રેણ વિતાવી ॥૧॥
આદિભક્ત અમરેલીએ મા૦ આવ્યો દેયલરાય ।
અલવેસર અલજ મળે મા૦ મંડલિક સોરઠરાય ॥૨॥
ઠામે ઠામે ઉચ્છવ હોય મા૦ ગઢ જૂને સંપ્રાપ્ત ।
મહિપાલદેવ રાઓલ આવે મા૦ સામો સંઘ અનુરક્ત ॥૩॥
મહિપ સમર બેઉ મળ્યા સોહે મા૦ ઇંદુ શું અને ગોવિંદ ।
તેજે અંગ તેજલપુરે મા૦ પૂર્યો સંઘ (ને) આનંદ ॥૪॥
ઊજલ (ગિરિનાર) ઉપર ચાલ્યા મા૦ તલેટી ગઢ માંહ્ય ।
દામોદર હરિ પાંચમો મા૦ કાલમેઘ ક્ષેત્રપાલ ।
સુવર્ણરેખા નદી ત્યાં વહે મા૦ તરુવર તણું ઝમાળ ॥૫॥

**દેવપાટણિ** દેવાલઉ આવઇ સંઘ સરવો સરુ **પૂરાવઇ**[1]
**અપૂરવ પરિ** જહિં **એક** હુઈઅ ।
તહિં આવઇ સોમેસરછત્તો ગઉરવ કારણિ ગરુઅ પહૂતો
આપણિ રાણુઉ **મૂધરાજો** ॥૨॥

× × ×

**કોડિનારિ** નિવાસણદેવી અંબિક **અંબારામ** નમેવી
**દીવિ વેલાઉલિ** આવિયઉ એ ॥૬॥

× × ×

હરખઉ **હરપાલુ** ચીતિ પહુતઉ એ સંઘુ મોલવિકરો ॥[2]

ત્યાંથી વળતાં અજાહરવર તીર્થ થઈ ફરી શત્રુંજય **આવ્યા** પછી ગૂજરાત આવવા ઉપડી પિપલાલી, લોલિયાણા, રાણુપુર, વઢવાણ થઈ પછી સમરસિંહ પાટણ આવ્યોઃ

[ સમરઉ એ સમરઉ એ સમરઉ એ આવિઉ **ગુજરાત** ।
**પિપલાલિય લોલિયાણે** પુરે × × × ×
**રાણુપુરે** રાણુપુરે રાણુપુરે પહુચેઇ
**વઢવાણિ** ન વિલંબુ કિઉ જિમિઉ **કરીરે** ગામિ ॥ ][3]

---

૧ એજન, પૃ. ૨૪૯, છાયાઃ
દેવપાટણે દેવાલય આવે સંઘ સરવો સૂર પુરાવે
અપૂરવ જ્યાં એક હોય ।
ત્યાં આવે સોમેશ્વર છત્ર ગૌરવ-કારણે ગરવો પહોંચ્યો
આપે રાણો મૂધરાજ ॥

૨ એજન, પૃ. ૨૫૦, છાયાઃ
કોડિનારે નિવાસણ દેવી અંબિકા અંબારામ નમી
દીવે વેલા-કૂલે (? વેરાવલે) આવ્યો એ ।
હરખ્યો હરપાલ ચિત્તે પહોંચ્યો એ સંઘ મોલવિકરો (?) ॥૧॥

૩ એજન, પૃ. ૨૫૨, છાયાઃ
સમરો આવ્યો ગૂજરાત । પિપલાલી લોલિયાણપુરે × × × ॥
રાણુપુરે પહોંચે
વઢવાણે ન વિલંબ કર્યો જમ્યો કરીર ગામે ॥

આમ આમાં ઐતિહાસિક તેમ જ ભૌગોલિક માહિતી મળે છે. જૂનાગઢ, પ્રભાસપાટણ અને દીવમાં કોણુ હિંદુ રાજા તે વખતે હતા, તે માહિતી પણુ આમાંથી મળે છે.

આનાથી પણુ વિશેષ ઉપયોગિતા તેની કાવ્ય તરીકે, અને બંધની દૃષ્ટિએ તો તેથી પણ વિશેષ. આ બંને અહીં પૃથક્ ન બતાવતાં બંધને પ્રધાન રાખી નમૂના આપું છું, તેનાથી કાવ્યની તેમાં રહેલી ઉપયોગિતા પણુ પ્રતીત થશે જ. બધી મળી તેર[1] ભાસા=કડવાંમાં આ કાવ્ય ગૂંથાયેલું છે, જે પ્રત્યેકમાં નીચે પ્રમાણે કાવ્યબંધ જણાશે:

૧ લી ભાસા—રોળા ૧૦ અર્ધી કડી (આખી ૫ કડી)
૨ જી ભાસા—દોહરો ૧૨ કડી, પણ પ્રત્યેક અર્ધને છેડે ત
ગેયતા માટે ઉમેરવામાં આવ્યો છે.
૩ જી ભાસા—દ્વિપદી ૧૪
૪ થી ભાસા—સોરઠા એની ૧ કડીની ગણુતરીએ ૬—પણુ
૧ લા શબ્દ પછી પ્રત્યેક અર્ધમાં ए અને અંતે
પણુ ए નું ઉમેરણુ.
૫ મી ભાસા—૮ રોળા
૬ ઠ્ઠી ભાસા—ચોપાયા ૭ કડી
૭ મી ભાસા—૫ રોળા
૮ મી ભાસા—દ્વિપદી ૧૦ (જો કે આંક ૬ નાખ્યા છે).
૯ મી ભાસા—ઝૂલણાનું ૯ કડીનું એક પદ
૧૦ મી ભાસા—૧૨ દોહરા, પણુ વિષમ પદને અંતે
"માલ્હંતડે પૂજિય દરિસણુ પાય
સુણિ સુંદરે પૂજિય દરિસણુ પાય"
એ તૂક ઉમેરવામાં આવી છે.

---

૧ ભાસા તેર છે: પણુ પ્રત્યેક ભાસાને અંતે દ્વિતીય ભાસા, તૃતીય ભાસા વગેરે લખેલ હોવાથી મુનિશ્રી જિનવિજયજીએ ૧૨ બતાવી, તે પ્રમાણે ઉપયોગ કર્યો છે, એટલે તે રીતે અહીં ૧-૧ ભાસાનો ફેર સમજવો.

૧૧ મી ભાસા—૬ કડી એવી કે જેમાં ચરણાકુલનાં બે ૧૬–૧૬ માત્રાનાં ચરણ અને પછી ૧૩ માત્રાનું એક એવાં અર્ધ.

૧૨ મી ભાસા—વિષમ-સમ કોઈ પણ પદમાં અંત્યાનુપ્રાસ નહિ તેવો ૬ કડીમાં ત્રિપદી અજ્ઞાત છંદ.

૧૩ મી ભાસા—૧૦ દોહરા, પણ ઉત્તરાર્ધમાં આવતા સમ-પદનો પહેલો શબ્દ ' ए ' સાથે ત્રણ વાર આવર્તન પામે.

૯ મી ભાસા ઝૂલણામાં છે; એમાં કાવ્યની દૃષ્ટિએ પણ ચમકારો છે:

ચલઉ ચલઉ સહિયડે સેત્રુંજિ ચડિય એ
આદિજિણપત્રીઠ અમ્હિ જોઇસઉં એ ।
મહાસુદિ ચઉદસિ દૂરદેસંતર સંઘ મિલિયા તહિં અતિઅ બાહ ॥૧॥
માણિકે મોતિએ ચઉકુ સુર પૂરઇ રતનમઇ વેહિ સોવન જવારા ।
અશોકવૃક્ષ અનુ આમૂ પલ્લવદલિહિ રિતુપતે રચિયલે તોરણમાલા ॥
દેવકન્યા મિલિય ધવલમંગલ દિયઇ કિંનર ગાયહિ જગતગુરો ।
લગન મહૂરતુ સુરગુરો સાધએ પત્રીઠ કરઇ સિધસૂરિગુરો ॥૩॥[1]

નરસિંહના ઝૂલણાનો ખ્યાલ આપતું આ પદ સં. ૧૩૭૧–૯૩ ના ગાળામાં રચાયેલું–અંત્યાનુપ્રાસવાળું આવડું પ્રથમ જ વાર મળે છે, એ ખાસ નોંધવા જેવી વસ્તુ છે.

---

૧ એજન, પૃ. ૨૪૭, છાયા:
ચાલો ચાલો સહિયરો શેત્રુંજે ચડિયે
આદિ-જિણપ્રતિષ્ઠા અમે જોઈશું એ ।
માહ સુદિ ચૌદશ દૂર દેશાંતર સંઘ મળ્યા ત્યાં અતિ બહુ ॥૧॥
માણેકે મોતીએ ચોક સુર પૂરે રત્નમય વ્રીહિ સુવર્ણ જવારા ।
અશોકવૃક્ષ અને આમ્રપલ્લવદલે ઋતુપતિએ રચી તોરણમાલા ॥૨॥
દેવકન્યા મળી ધવલમંગલ દે કિંનર ગાય જગતગુરુ(ને) ।
લગ્નમુહૂર્ત સુરગુરુ સાધે પ્રતિષ્ઠા કરે સિદ્ધસૂરિ ગુરુ ॥૩॥

૧૦ મી ભાસાનું અવતરણ આ પૂર્વે આવી ગયું છે, જેમાં "સુણી સુંદિરી" "ગિહિલી કુણિ કરી" જેવી દોહરાનાં વિષમ પદ પછી "માલ્હંતડે પૂજિય દરિસણ પાય–સુણિ સુંદરે પૂજિય દરિસણ પાય" એ તૂક આવર્તન પામ્યા કરે છે. આવા રાસ સ્ત્રીઓ ગાઈ લેતી હોય તો જ આવા શબ્દો સંભવી શકે, એ ભુલાવું ન જોઈએ. બીજા બંધોમાં ઉદાહરણો ઉપર અત્રતત્ર આવી જાય છે.

ભાષાની દષ્ટિએ પણ આ કાવ્યની ઉપયોગિતા ઘણી છે. એમાં એક કરતાં વધુ અરબી–ફારસી શબ્દો આપણને વપરાયેલા મળે છે.

(૧) **પાતસાહિ સુરતાણ**ભીવુ તહિં રાજુ કરેઇ
**અલપખાનુ** હીંદુઅહુ લોય ઘણુ માનુ જુ દેઇ ॥[૧]
(૩) કલા કરી રંજવિઉ **ખાનુ** બહુ દેઇ પસાય ।
(૪) **મીરિમલિકિ** માનિયઇ સમરુ સમરથુ પાભણીજઇ ॥
(૫) ભેટિઉ એ તઉ **ખાનુખાનુ** ।
(૬) વીનતી એ લાગુલઉ **ખાનુ** પૂછએ પહુતા કેણ કાજે ।
સામિય એ નિસુણિ **અડદાસિ** આસાલંબણ અમ્હતણઉ એ ॥
ભઇલી એ **દુનિય** નિરાસ **હજ** ભાગીય **હીંદુઅ** તણીએ ।
(૭) આપઉ એ સ૦વ વયણેહિં **ફુરમાણુ** તીરથ માડિવા એ ।
**અહિદર** એ **મલિક**–આએસ દીન્હલે શ્રીમુખિ આપણ એ ।
**ખજમત** એ **ખાનપ**એસિ કિઉ રલિયાઇતુ ઘરિ સંપત્તો ।[૨]

---

૧ એજન, પૃ. ૨૪૧, છાયાઃ
(૧) પાદશાહ સુલ્તાન ભૂપ ત્યાં રાજ્ય કરે ।
(૨) અલફખાન હિંદુ લોક(ને) ઘણું માન જ દે ।
(૩) કલા કરી રંજવ્યો ખાન બહુ દેઇ પ્રસાદ ।
(૪) મીર મલેકે માન–પામ્યો સમર સમર્થ ભણીજે ।
(૫) ભેટયો એ ત્યારે ખાનખાના ।
(૬) વીનતી એ લાગલો ખાન પૂછે, પહોંચ્યા કયે કાજે ।
સ્વામી એ (નિ)સુણ અરદાસ આશાલંબન અમ તણો ।
થઇ એ દુનિયા નિરાશ હજ (યાત્રા) ભાંગી હિંદુ તણી ।

૨ એજન, પૃ. ૨૪૨, છાયાઃ (જુઓ સામે પાને)

(૮) ઘોડે ચડઇ સહલાર સાર રાઉત સીંગડિયા ।[1]

ભાષા મધ્યકાલીન ગૂજરાતીની નજીક આવતી જાય છે, તે ઉપર આવી જતા નમૂનાથી માલૂમ પડશે. અપભ્રંશનાં રૂપોને સ્થાને નવાં કે સંસ્કૃત તત્સમ રૂપો વપરાયેલાં હવે બહોળા પ્રમાણમાં મળે છે. તત્સમ રૂપો તરીકે ઉપર આવતા ઉતારાઓમાં પ્રભાવ, ગુરુ, સહજપાલ, દેવગિરિ, તીરથ (સં. 'તીર્થ' માંથી 'તિત્થ' ને બદલે), ધરમ ('ધર્મ' માંથી 'ધમ્મ' ને બદલે), સમરથુ ('સમર્થ' માંથી 'સમત્થુ' ને બદલે), મંડલિક વગેરે રૂપો ગણાવી શકાય; ત્યારે નવાં રૂપોમાં નીઠુર, મોહિ પડિઉ, રાજુ, સુપ્રસીધુ, જુ, પૂતુ, કરી, માનિયઇ, પભણીજઇ, દીજઇ, રોપિયઉ, પાસુ, પહુતો, સોરઠ, આવિઉ, મિલએ, ઠામિ, જૂનઈ ગઢિ, આવએ, સામુહઉ, ઊજિલ, વહએ, પૂરાવઇ, આપણિ, રાણઉ, ગુજરાત, રાણપરે પહુચેઇ, વઢવાણિ, ચડિયએ, વગેરે રૂપો થોકબંધ મળે છે, છતાં અપભ્રંશકાલીન રૂપો પણ સાથોસાથ છે જ. એટલું સ્પષ્ટ છે કે મધ્યકાલીન ગૂજરાતીની પ્રથમ ભૂમિકાની નિકટમાં નિકટ આ રૂપ છે.

આ રાસમાં રાસ લકુટારસમાં ગવાતાનો નીચે પ્રમાણે ઉલ્લેખ મળે છે; તેને આપણે જતો ન કરી શકિયે:

જલવટનાટકુ જોઇ નવરંગ એ રાસ લઉડારસ એ ।।[2]

૧૨. આ ગાળાના ઐતિહાસિક રાસોમાં એકનો ઉમેરો કરે તેવો એક નાનો જિનકુશલસૂરિપટ્ટાભિષેક રાસ છે. આ રાસનો

---

(૭) આપ્યું એ સર્વ વચને ફરમાન તીર્થ માંડવા એ ।
હૈદર એ મલેક-આદેશે દીધું શ્રીમુખે આપણે ।
ખિદમત એ ખાન-પ્રદેશે કર્યો રળિયાત ઘેર સંપ્રાપ્ત ।।

૧ એજન, પૃ. ૨૪૫, છાયા:
(૮) ઘોડે ચઢે સલ્લાર-સાર રાવત સીંગડિયા ।।

૨ એજન, પૃ. ૨૫૧, છાયા:
જલવટ-નાટક જુઓ નવરંગ એ રાસ લકુટારસ એ ।।

રચનાર "ધર્મકલશ" કરી કોઈ જૈન સાધુ છે. કાવ્યાંતે કવિ માત્ર પોતાનો નામનિર્દેશ જ કરે છે; વિશેષ કશી માહિતી આપતો નથી:

ગુણિ ગોયમ ગુરુ એસુ, પઢહિં સુણહિ જે સંથુણહિ ।
અમરાઉર તહિ વાસુ, ધમ્મિય "**ધમ્મકલસુ**" ભણઇ ॥૩॥[1]

સંભવ છે કે સુપ્રસિદ્ધ જૈનાચાર્ય અને આ રાસના ચરિત્રનાયક જિનકુશલસૂરિનો એ કોઈ શિષ્ય હોય. કાવ્યના આરંભમાં કવિ દાદા-ગુરુને પ્રણામ કરી ગુરુના ગુણનું ગાન કરવા પ્રતિજ્ઞા કરે છે:

સયલ કુશલ કલ્લાણવલ્લી ઘણુ સંતિ જિણેસરુ ।
પણમેવિણુ જિણચંદ્રસૂરિ, ગોયમસમુ ગણહરુ ।
નાણ મ હોયહિ ગુણનિહાણુ, ગુરુ-ગુણ ગાએસુ ।
પાટ ઠવણુ જિનકુશલસૂરિ, વર રાસુ ભણેસુ ॥૧॥[2]

કાવ્યાંતે પણ એ પ્રકારનો નિર્દેશ તે વખતના પાટણના સંઘ-પતિના નામ સાથે આપવામાં આવ્યો છે:

અણહિલપુર મંઝારિ, અહિણવ ગુરુ દેસણ કરઇ ।
નાણ નીરુ વરિસંતુ, પાવપંકુ જિમ ઘણુ હરઇ ॥૩૫॥
તા મહિ-મંડલિ મેરુ, ગયણાંગણિ જા રવિ તપએ ।
સિરિ જિણકુશલ મુણિંદુ, જિણસાસણિ તા ચિરુ જયઉ ॥૩૬॥
નંદઉ વિહિ સમુદાઉ, તેજપાલુ સાવય-પવરો ।
સાહંમિય સાધારુ, દસદિસિ પસરિઉ કિત્તિભરો ॥૩૭॥[3]

---

૧. ઐ. જ. કા. સંગ્રહ, પૃ. ૧૯

છાયા : ગુણે ગૌતમ ગુરુ એહ, પઢે સુણે જે સંસ્તવે ।
અમરાપુર તેનો વાસ, ધાર્મિક ધર્મકલશ ભણે ॥

૨. એજ પૃ. ૧૫

છાયા : સકલ કુશલ કલ્યાણવલ્લી ઘણો શાંતિ-જિનેશ્વર ।
પ્રણમી જિનચંદ્રસૂરિ ગૌતમ-સમ ગણધર ।
જ્ઞાન મને હોય ગુણ નિધાન ગુરુ-ગુણ ગાઈશ ।
પાટસ્થાપન જિનકુશલસૂરિનું, વર રાસ ભણીશ ॥

૩ એજન, પૃ. ૧૯ (જુઓ સામે પાને)

વિક્રમના ૧૪મા શતકના ઉત્તરાર્ધમાં આ વ્યક્તિઓ જીવંત હતી અને કવિ તેમનો સમકાલીન છે, વળી જિનકુશલસૂરિનો દેહાંત સં. ૧૩૮૯માં થયો છે, એટલે એ પૂર્વે કાવ્યરચના સં. ૧૩૭૭–૮૮ લગભગમાં થયું સંભવે છે.

આ રાસ માત્ર ૩૮ કડીનો નાનો રાસ છે; છતાં એ ઉપયોગી છે. એમાં કવિતા એટલી ચમત્કારવાળી નથી, પણ તેમાં ઇતિહાસની થોડી ઉપયોગી માહિતી છે. કાવ્યબંધ અને ભાષાની દૃષ્ટિએ તો તેનું મહત્ત્વ છે. ખરતરગચ્છીય જિનચંદ્રસૂરિની ગાદીએ જિનકુશલસૂરિ આવ્યા તેની હકીકત આ રાસમાં આપવામાં આવી છે. પૂર્વવંશનું વર્ણન કરતાં કવિ એ જિનકુશલસૂરિની વંશાવલી આપી છે. એમાં આવતી નીચેની ઐતિહાસિક બીના ધ્યાન ખેંચે તેવી છે:

૧. મૂળ પુરુષ જિનેશ્વરસૂરિએ ચાલુકય દુર્લભરાજની કૃપા મેળવી હતી:

[ આસિ જિણેસર સૂરિ પઢમુ, અણહિલપુર પટ્ટણિ ।
વસહિ મગ્ગ પયડેણ, રાઉ રંજિઉ "દુલ્લહ" જિણિ ॥૧ ]

---

છાયા : અણહિલપુર મઝાર અભિનવ ગુરુ દેશના કરે ।
જ્ઞાન–નીર વરસંત, પાપપંક જેમ ધણો હરે ॥૩૫॥
ત્યાંસુધી મહીમંડલે મેરુ ગગનાંગણે જ્યાંસુધી રવિ તપે ।
શ્રીજિનકુશલ મુનીંદ્ર જિનશાસને ત્યાંસુધી જીવો ॥૩૬॥
આનંદો વિધિ–સમુદાય તેજપાલ શ્રાવક–પ્રવર ।
સાધુઓના સાધાર દસ દિશાએ પ્રસર્યો કીર્તિભર ॥૩૭॥

૧. એજન, પૃ. ૧૫

છાયા : હતા જિનેશ્વરસૂરિ પ્રથમ અણહિલપુર પાટણે ।
વસતિમાર્ગ પ્રકટવાથી રાય રંજ્યો દુર્લભ જેણે ॥

× × ×

ત્યારે જિનવલ્લભ સૂરિ–તરણિ સંવેગ–શિરોમણિ ।
સંબોધી ચિત્તોડમાં તેણે ચાંમુંડા પદ્મિની ॥

૨. એમના શિષ્યના પ્રશિષ્ય જિનવલ્લભસૂરિએ ચિત્તોડમાં ચામુંડા-પદ્મિનીનું સંબોધન કર્યું હતું.

[ તઉ જિણવલ્લભસુરિ તરણિ સંવેગિ સિરોમણિ ।
સંબોહિય ચિત્તઉડિ તેણિ, ચામુંડા પઉમણિ ॥૩॥ ]

૩. જિનવલ્લભસૂરિના પ્રશિષ્યના પ્રશિષ્યના શિષ્ય જિનચંદ્રસૂરિએ દિલ્હીના કુતુબુદ્દીન શાહની મહેરબાની મેળવી હતી:

[ "કુતબદ્દીન" સુરતાણુ રાઉ રંજિઉ સ મણોહરુ ।
જગિ પયડઉ જિણુચંદસૂરિ, સૂરિહિં સિરસેહરુ ॥૬॥[1]

આ જિનચંદ્રસૂરિ તે જિનકુશલસૂરિના ગુરુ થાય. જિનચંદ્રસૂરિએ સુલતાનને દિલ્હી જઈ રંજિત કર્યાનું અને પછી નિધન સમય નજીક આવતાં જિનકુશલસૂરિના પટ્ટાભિષેકમાં કોણે અગ્રણી થઈ ભાગ ભજવ્યો તે રોચક રીતે કવિ જણાવે છે:

**ઘાત :**

ચંદકુલનિહિ ચંદકુલનિહિ તવઇ જિમ ભાણુ ।
નાણુકિરણ ઉજ્જોયકરુ, ભવિય-કમલ પડિબોહ-કારણુ ।
કુગ્ગહ ગહ મચ્છિન્ન પહ, કોહ લોહ તમહર પણાસણુ ।
મહિમંડલિ અચ્છરિય ધરો, જિણ રંજિઉ સુરતાણ ।
સૂરિરાઉ સો સગ્ગહિ ગયઉ, જાણિઉ નિય નિરવાણુ ॥૭॥
ત અહ ઢિલ્લિય પુર વર નયરિ, જિણસૂરિ ગણધારુ ।
ત જયવલ્લહ ગણિ તેડિયઉ, મંતુ કિયઉ સુવિચારુ ।
ત વિજયસીહ ઠક્કરપવરો, મહંતિયાણ કુલિ સારુ ।
ત નામુ ઠામુ તસુ અપ્પિયઉ, તઉ ગોલઇ સઉં ગણધારુ ॥૮॥
ત ગુજ્જરધર-મંડણઉ, અણહિલવાડઉ નામુ ।
ત મિલિય સંઘ સમુદાઉ તહિ, મહતિયાણ અભિરામુ ॥૮॥

---

૧. એજન, પૃ. ૧૬
છાયા : કુતુબુદ્દીન સુલ્તાન રાય રંજ્યો તે મનોહર ॥
જગે પ્રગટ્યો જિનચંદ્રસૂરિ સૂરિઓનો શિર-શેખર ॥

ત ઉસવાલ–કુલમંડણુ, તેજપાલ તહિ સાહુ ।
ત લહુ બાંધવ રૂદઇ સહિઉ ગુરુ સાહિમ્મ પસાઉ ॥૧૦॥
× × ×
તેરહ સય સતહત્તરઇ કિન્ન ઇગારસિ જિટ્ઠ ।
× × ×
ત કુશલકીર્તિ પાટહિ ઠવિઉ મણુહર વાણારિસ ॥૨૦॥[1]

આમાં વિજયસિંહ ઠાકોર અને પાટણના ઓસપાળ તેજપાળ–રુદ્રપાળ એ બે શેઠ ભાઈઓની આગેવાની હતી. આટલી ઐતિહાસિકતા નોંધવા જેવી છે.

આ રાસમાં "ગુજરાત" શબ્દ પ્રયોજાયેલો છે, તે પણ ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગી છે:

૧. એજન, પૃ. ૧૬–૧૭

છાયા : ચંદ્રકુલનિધિ ચંદ્રકુલ તપે જેમ ભાણ ।
જ્ઞાન કિરણ–ઉદ્યોતકર ભવ્ય–કમલ–પ્રતિબોધ કારણ ।
કુગ્રહ ગ્રહ મિથ્યાત્વ–પથ ક્રોધ લોભ તમ–નો પ્રણાશક ।
મહીમંડલે આશ્ચર્યધર જેણે રંજ્યો સુલ્તાન ।
સૂરિરાજ તે સ્વર્ગે ગયો, જાણ્યું નિજ નિર્વાણ ॥૭॥
ત અથ દિલ્હી પુરવર નગરે જિનચંદ્રસૂરિ ગણધર ।
ત જયવલ્લભ ગણી તેડાવ્યો મંત્ર કર્યો સુવિચાર ।
ત વિજયસિંહ ઠક્કર- પ્રવર મહંતના કુલે સાર ।
ત નામઠામ તેને આપ્યું નો ગોલક સું (?) ગણધર ॥
ત ગુજ્જરધરા–મંડન અણહિલવાડ નામ ।
ત મળી સંઘ સમુદાય ત્યાં મહંતના અભિરામ ॥૯॥
ત ઓસવાળ–કુલમંડન તેજપાલ ત્યાં શાહ (=સાધુ) ।
ત લઘુબંધવ રુદ્રે સહ્યો ગુરુ સાધર્મ્ય–પ્રસાદ ॥૧૦॥
તેરસો સિત્તોતેર કૃષ્ણ અગિયારશે જેઠ ।
× × ×
ત કુશલકીર્તિ પાટે સ્થાપ્યો મનોહર વારાણસીએ ॥૨૦॥

સયલ સંઘહ સયલ સંઘહ કેલિ આવાસુ ।
અણુહિલપુર વર નયર ગુજરાત ધર મુખહ મ ડણુ ॥[1]

કાવ્યબંધની દૃષ્ટિએ વિચારતાં એમાં નીચે મુજબ ટુકડા પડે છેઃ

કડી ૧ થી ૬–રોળા
કડી ૭ મી –"ધાત (કે ઘત્તા)" એ મથાળે વસ્તુ છંદ
કડી ૮ થી ૨૧–દોહરામાં પણ ગવાય તે રીતની યોજના
કડી ૨૨ મી –"ધાત" એ મથાળે વસ્તુ છંદ
કડી ૨૩ થી ૩૦–સોરઠાની પણ સમપદના અનુપ્રાસવાળી કડીઓ ૧૧ થાય છે; ગેયતાની દૃષ્ટિએ રચાયેલી
કડી ૩૧ મી –"ધાત" એ મથાળે વસ્તુ છંદ
કડી ૩૨ થી ૩૮–ઉપરના જેવી જ સોરઠાની કડીઓ.

આમાંનો સોરઠાનો ઢાળ " રેવંતગિરિરાસુ "માં આવેલા ૪થા કડવાની પદ્ધતિને। કડી ૨૩ થી ૩૧ સુધીમાં છે; જેમકે

ત આદિહિ એ આદિજિણિંદ ભરહુ નેમિ જિમ નારાયણુ ।
પાસહ એ જિમ ધરણિંદુ, જિમ સેણિય ગુરુ વીર જિણુ ।
તિણ પરિ એ સુહગુરુ ભત્તિ, મહંતિયાણિ પરિ સલહિય એ ।
પડિવન એ તહિ પરિપુન્ન, વિજયસીહુ જગિ જસ લિયઇએ ॥૨૩॥[2]

શરૂમાં त અને ૧લા શબ્દોની અંતે ए એ ગેયતા માટે છે. ૩૨ થી ૩૮ કડીમાં એવું કશું નથી. ઉપર અવતરણ આવી ગયાં છે.

ભાષાની દૃષ્ટિએ તત્સમ શબ્દોનો ઠીક ઠીક પ્રયોગ ધ્યાન ખેંચે

---

૧. એજન, પૃ. ૧૮
છાયા : સકલ સંઘનો, સકલ સંઘનો કેલિ–આવાસ ।
અણહિલપુર વર નગર ગુજરાત-ધરા–મુખ–મંડન ॥

૨. એજન, પૃ. ૧૮
છાયા : ત આદિમાં એ આદિ જિનેંદ્ર ભક્ત નેમિ જેમ નારાયણ ।
પાર્શ્વ એ જેમ ધરણીંદ્ર, જેમ શ્રેણીક–ગુરુ વીર જિન ।
તે પેરે એ શુભ–ગુરુ ભક્તિ મહંતોની પેરે લે ।
પ્રતિપન્ન એ ત્યાં પરિપૂર્ણ વિજયસિંહ જગે જસ લે ॥

છે; જોકે અપભ્રંશના રૂપબંધન તરફ કવિને આગ્રહ જણાય છે. નવાં રૂપો : પાટ, ઘાત, ગુજરાત, વખાણિય, ઊગઇ, દીઠઇ, નાચહિ વગેરે મળે છે. મિલાવઇ (૨૨) અને કારાવઇ (૨૨), પહિરાવિયઇ (૨૫), લિહાવઇ (૨૫) એ પ્રેરકરૂપોનો પ્રયોગ ધ્યાન ખેંચે છે.

૧૩. જિનકુશલસૂરિની પાટ ઉપર સં. ૧૩૮૯ માં આવેલા જિનપદ્મસૂરિના પટ્ટાભિષેકના વર્ણનનો ઉપર રાસની જ પદ્ધતિએ રચાયેલો રાસ કોઈ કવિ સારમૂર્તિ મુનિએ રચેલો મળી આવે છે: કાવ્યને અંતે તેનું નામ માત્ર મળે છે:

ઇહુ પય ઠવણહ રાસુ, ભાવ ભગતિ જે નર દિયહિ ।
તાહ હોઇ શિવ વાસ, 'સારમુત્તિ" મુણિ ઇમ ભણઇ ॥૨૯॥[1]

આ મુનિ જિનપદ્મસૂરિને ગુરુ તરીકે નિર્દેશતો નથી લાગતો; એ જિનચંદ્રસૂરિને ગુરુ કહે છે: જેમકે—

સુરતરુ રિસહ જિણિંદ પાય અનુસર સુયદેવી ।
સુગુરુ રાય જિણચન્દસૂરિ ગુરુચરણ નમેવી ।
અમિય સરિસુ જિણપદમસૂરિ, પટ ઠવણહ રાસૂ ।
સવણંજલ તુમ્હિ પિયઉ ભવિય, લહુ સિદ્ધિહિ તાસૂ ॥૨॥[2]

સંભવે છે કે જિનકુશલના ગુરુ જિનચંદ્રસૂરિનો જ એ સામાન્ય શિષ્ય હશે, જેણે પટ્ટધરની આ પ્રશસ્તિ ગાઈ છે.

આ રાસની રચના સંભવે છે તે પ્રમાણે સં. ૧૩૯૦ લગભગમાં થઈ છે. જિનપદ્મસૂરિના પટ્ટાભિષેકનું એ વર્ષ છે:

---

૧ એજન પૃ. ૨૩

છાયા : અહીં પદ-સ્થાપન રાસ ભાવ-ભક્તિએ જે નર દે ।
તેને હોય શિવ-વાસ "સારમૂર્તિ" મુનિ એમ ભણે ॥

૨ એજન, પૃ. ૨૦

છાયા : સુરતરુ ઋષભ જિનેંદ્ર-પાય-અનુસરી શ્રુતદેવી ।
સુગુરુ-રાય જિનચંદ્રસૂરિ ગુરુચરણ નમી ।
અમૃત સરસા જિનપદ્મસૂરિપાટ-સ્થાપનનો રાસ ।
શ્રવણાંજલિએ તમે પિયો ભવ્ય લઘુ સિદ્ધિએ તેને ॥

વિક્રમ નિવ સંવચ્છરિણ તેરહ સઇ નઊએહિં ।
જિટ્ઠિ માસિ સિય છટ્ઠિ તહિ, સુહ દિણિ સસિવારેહિં ॥૧૫॥

× × ×

સુગુરુવયણિ પટ્ટહિ ઠવિઉ પદમસૂરિ તિ મુણિરયણુ ॥૧૭॥[1]

એ પછીના વર્ષમાં કે તે જ વર્ષમાં આ રાસ રચાયો સંભવે. કવિ આમ ૧૪ મા શતકની છેલ્લી પચીસીનો ગણી શકાય.

આ કાવ્યમાં કવિતાની દૃષ્ટિએ તેમ જ ઇતિહાસની દૃષ્ટિએ ખાસ જાણવા જેવું નથી. કાવ્યબંધની દૃષ્ટિએ જોતાં તેમાં ૭ મી અને ૧૯ મી એ બે "ધત્તા" મથાળે વસ્તુ છંદની કડીઓ છે, બાકીની—

કડી ૧ થી ૬—રોળા છંદ

કડી ૮ થી ૧૮—દોહરા

કડી ૨૦ થી ૨૯—એવી રીતે સોરઠા ગોઠવાયેલા છે કે ૨૦, ૨૨, ૨૫, ૨૬, ૨૭ અને ૨૮ એમાં સમપદમાં અંત્યાનુપ્રાસ છે, જ્યારે ૨૧, ૨૩, ૨૪ અને ૨૯ માં વિષમપદમાં અંત્યાનુપ્રાસ છે, આવી યોજના લગભગ નવી જ છે.

ભાષાની દૃષ્ટિએ જોતાં તત્સમ શબ્દો વધુ પ્રમાણમાં વપરાયેલ મળે છે; તેમ હજી અપભ્રંશની લાક્ષણિકતા જાળવવાનો પણ પ્રયત્ન છે; છતાં સીસ, પાસુ, પણાસઇ, જેમ, પાટ, આંબઉ, નાચઇ, ઊભવિય, એ વગેરે શબ્દો નવા સ્વરૂપમાં પ્રયોજાયેલા મળે છે.

૧૪. ધવલ મંગલ ગવાતાં હતાં એ આપણે જુદા જુદા રાસોમાં જોઇયે છિયે, પણ એ કેવાં હતાં, તેનો હજી સુધી આપણને પરિચય

---

૧ એજન, પૃ. ૨૨

છાયા : વિક્રમ નૃપ- સંવત્સરે તેરસે નેવુંએ ।
જેઠ માસે સિત છઠે ત્યાં શુભ દિને શશિ-વારે ॥

× × ×

સુગુરુવચને પાટે સ્થાપ્યો પદ્મસૂરિ તે મુનિરત્ન ॥૧૭॥

નથી થયો. આપણને એવાં સૌથી જૂનાં બે ધવલગીત મળે છે. બેશક એ પૂર્વે ધવલો નથી રચાયાં તેમ નથી, કેમકે લગભગ સાહિત્યકીય અપભ્રંશમાં સં. ૧૨૭૭ માં રચાયેલાં સાહ રયણ અને કોઇ ભત્તઉનાં જિનપતિસૂરિની પ્રશસ્તિનાં બે, સવૈયાની દેશીના ઢાળનાં ૨૦-૨૦ કડીનાં ધવલ ગીતો મળી આવ્યાં છે. એમાં પ્રથમ અને દ્વિતીય યતિએ કવચિત્ અનુપ્રાસ મેળવવાનો પણ પ્રયત્ન થયો છે; જેમકે

તિહુઅણતારણ સિવસુખકારણ, વંછિય પૂરણ કલ્પતરો ।
વિઘનવિનાસણ પાવપણાસણ દુરિતતિમિરભર સહસકરો ॥[1]

ભત્તઉના ધવલ ગીતમાં તો એક ૭ મી કડી ઝૂલણામાં પણ વણાઇ ગઈ છે; બીજી પણ કેટલીક પંક્તિઓ ઝૂલણામાં છેઃ

અવર વર વાસુરિ પુન્યભર-ભાસુરિ
મૂલ નક્ષત્રિ ચઉથઇ જુ સારો ।
થુણઇ સુર નમઇ નર ચરણ ચૂડામણિ
જયઉ પુત્રુ નરવય-કુમારો ॥૭॥

અપભ્રંશનાં એ ધવલ ગીતો પછી સો વર્ષે રચાયેલાં નાનાં ચાર ગીતો-પદો મળી આવ્યાં છે, જે સુપ્રસિદ્ધ જૈનકવિ જિનપ્રભસૂરિની પ્રશસ્તિનાં છે, એ કોણે રચ્યાં છે, તે જાણી શકાતું નથી. પહેલાં બે ગીત ૬-૭ કડીનાં, ૩ જું ગીત ૧૦ કડીનું અને ૪ થું ગીત ૮ કડીનું છે. આ કૃતિ ૧૪ મા શતકના અંત ભાગની છે, કેમકે મહમદ અને કુતુબુદ્દીનની જિનપ્રભે મુલાકાત લીધી હતી, તેનો ઉલ્લેખ છે. એમાં મહમદ સાથેની મુલાકાતનો નિર્દેશ આમ છેઃ

---

૧ એજન, પૃ. ૬, ૮

છાયા : ત્રિભુવનતારણ શિવસુખકારણ વાંછિત-પૂરણ કલ્પતરુ ।
વિઘ્નવિનાશન પાપ-પ્રણાશન દુરિતતિમિરભર સહસ્રકર ॥

× × × ×

અવર વર વાસરે પુણ્યભર-ભાસુરે મૂલ નક્ષત્રે ચોથે જ સાર ।
સ્તવે સુર નમે નર ચરણ-ચૂડામણિ, જયો પુત્ર નરપતિ-કુમાર ॥

તેર પંચાસિયઇ પોસ સુદિ આઠમિ, સિણિહિ વારો ।
ભેટિઉ અસપતે "મહમદો", સુગુરિ ઢીલિય નયરે ॥૨॥
આપુણુ પાસ બઇસારએ, નમિવિ આદાર નરિન્દો ।
અભિનવ કવિતુ બખાણિવિ, રાય રંજઇ મુણિંદો ॥૩॥[૧]

આ નાનાં પદોમાં કાલની પદ્ધતિએ આંચળી અને ધ્રુવપદની કડીઓ ૧ લી અને પછી આપવામાં આવી હોય છે:

(૧) [૨]ખરતર ગચ્છિ વર્દ્ધમાન-સૂરિ, જિણેસરસૂરિ-ગુરો ।
અભયદેવસૂરિ જિણવલહ, સૂરિ જિણદત્ત જુગપવરો ॥૧॥
સુગુરુ પરંપર થુણહુ તુમ્હિ, ભવિયહુ ભત્તિભરિ ।
સિદ્ધિ રમણિ જિણવરઇ સયંવર નવ નવિય પરિ ॥ આંચલી ॥
જિણચન્દસૂરિ જિનપતિસૂરિ, જિણેસર ગુણનિધાનુ ।
તદણુક્રમિ ઉપનલે સુગુરુ, જિણસિંઘસૂરિ જુગપ્રધાનુ ॥૨॥

(૨) [૩]કે સલહઉ ઢીલી નયરુ હે, કે વર નઉ વખાણુ એ ॥
જિનપ્રભસૂરિ જગ સલહીજઇ, જિણિ રંજિઉ સુરતાણું ॥૧॥
ચલુ સખિ વંદણ જાહુ ગુણ-ગરુવઉ જિનપ્રભસૂરિ ।
રલિયઇ તસુ ગુણ ગાહિ રાયરંજણુ પંડિયતિલઉ ॥આંચલી॥

---

૧ એજન, પૃ. ૧૩

છાયા : તેર પંચાશીએ પોસ સુદિ આઠમે શનિનો વાર ।
ભેટયો અસપતિ મહમદ સુગુરુ દિલ્હી નગરે ॥૨॥
આપણે પાસ બેસારે નમી આદરે નરેંદ્ર ।
અભિનવ કવિત વખાણી રાયે રંજ્યો મુનીંદ્ર ॥૩॥

૨ (૧) ખરતર ગચ્છે વર્ધમાનસૂરિ જિનેશ્વરસૂરિ-ગુરુ ।
અભયદેવસૂરિ જિનવલ્લભસૂરિ જિનદત્ત યુગ-પ્રવર ।
સુગુરુપરંપરા સ્તવો તમે ભવ્યો ભક્તિભરે ।
સિદ્ધિ-રમણી જેમ વરે સ્વયંવર નવ નવી પેરે ॥આંચલી॥
જિનચંદ્રસૂરિ જિનપતિસૂરિ જિનેશ્વર ગુણનિધાન ।
તદનુક્રમે ઊપન્યા સુગુરુ જિનસિંહસૂરિ યુગ-પ્રધાન ॥

૩ (૨) કે લઉં દિલ્હી નગર હે કે વરને વખાણું એ ।
જિનપ્રભસૂરિ જગ લઇયે, જેણે રંજ્યો સુલ્તાન ॥૧॥
ચાલો સખી, વંદવા જઇયે ગુણ-ગરવો જિનપ્રભસૂરિ ।
રળીએ તેના ગુણ ગાઇએ રાજ-રંજક પંડિત-તિલક ॥આંચલી॥

આગમુ સિદ્ધંતુ પુરાણુ વખાણિઇ, પડિબોહ સવ્વલોઇ એ ।
જિણુપ્રભસૂરિ ગુરુ સારિખઉ હો, વિરલા દીસઇ કોઇ એ ॥૨॥

(૩) [૧]ઉદયલે ખરતરગચ્છગયણિ અભિનવઉ સહસકરો ।
સિરીજિણપ્રભુસૂરિ ગણહરો જંગમ કલ્પતરો ॥૧॥
વંદહુ ભવિક જન જિણત્રાણ વણ નવ વસંતો ।
છતીસ ગુણસંજૂત્તો વાઇય મયગલ-દલણસીહો ॥આંચલી॥
તેર પંચાસિયઇ પોસ સુદિ આઠમિ, સણિહિ વારો ।
ભેટિઉ અસપતે "મહમદો", સુગુરિ ઢીલિય નયરે ॥૨॥

(૪) [૨]નિરૂપમ ગુણગણ-મણિનિધાનુ સંજમિ પ્રધાનુ ।
સુગુરુ જિણપ્રભસૂરિ પટ ઉદયગિરિ ઉદયલે નવલ ભાણુ ।
વંદહુ ભવિ ય હો સુગુરુ જિણદેવસૂરિ ઢિલ્લિય વરનયરિ દેસણઉં ।
અમિયરસિ વરસિએ મુણિવરુ જણુ ઘણુ ઊનવિઉ ॥આંચલી॥
જેહિ કન્નાણપુરમંડણુ સામિઉં વીર જિણુ ।
મહમદ રાઇ સમિપ્પઉં થામિઉ સુભ લગનિ સુભ દિવસિ ॥૨॥

આ ચાર પદોમાં ૨ જું પદ માત્ર દોહરામાં છે; બાકીનાં અજ્ઞાત

---

આગમ સિદ્ધાંત પુરાણ વખાણિયે, પ્રતિબોધ સર્વ લોક એ ।
જિનપ્રભસૂરિ ગુરુ સરખો હો વિરલા દીસે કોઇ એ ॥

૧ (૩) ઊગ્યો ખરતરગચ્છ-ગગને અભિનવ સહસ્રકર ।
શ્રીજિનપ્રભુ-સૂરિ ગણધર જંગમ-કલ્પતરુ ॥૧॥
વંદો ભવ્યક-જન જિન-ત્રાણ વન નવ વસંત ।
છત્રીસ ગુણે સંયુક્ત વાજે મદકલ-દલન સિંહ ॥આંચલી॥
તેર પંચાશીએ પોસ સુદિ આઠમે શનિનો વાર ।
ભેટ્યો અસપતિ મહમદ સુગુરુએ દિલ્હીનગરે ॥

૨ (૪) નિરુપમ ગુણગણમણિ-નિધાન સંયમે પ્રધાન ।
સુગુરુ જિનપ્રભસૂરિ પાટ-ઉદયગિરિએ ઊગ્યો નવલ ભાણ ॥૧॥
વંદો ભવ્ય હો સુગુરુ જિનદેવસૂરિ દિલ્હી-વર નગરે દેશના-કર ।
અમૃતરસે વરસે મુનિવર જન ઘણા ઉષ્મિત કર્યા ॥આંચળી॥
જ્યાં કલ્યાણપુર-મંડન સ્વામી વીર જિન ।
મહમદ રાય સમર્પ્યો થાપ્યો શુભ લગ્ને શુભ દિવસે ॥

દ્વિપદીઓમાં જણાય છે. ગેયતાની દષ્ટિએ ઉમેરાયેલા શબ્દો કે, એ પણ બીજા પદમાં દેખાય છે. કે નો પ્રયોગ આનાથી જૂનો હજી મળ્યો નથી. પદો રીતસર જૂના સમયથી ગાતાં હોવાવાં જોઇયે, એ આ ઉપરથી સમઝાય છે. "સમરારાસુ" વગેરેમાં પદો છે જ, પણ તે સળંગ ગૂંથણીમાં "ભાસા" વગેરે મથાળે સચવાયેલાં છે, ત્યારે આ સ્વતંત્ર છે.

ઇતિહાસની દષ્ટિએ આ પદોમાં જિનપ્રભસૂરિનો સં. ૧૩૮૫ માં દિલ્હીમાં મહમદશાહનો મેળાપ નિર્દેશાયેલો છે.

ભાષાની દષ્ટિએ આમાં ઉદયલે, ઉપનલે, દીઠેલિ, ભયલિ (થયું), વગેરે લવાળાં ભૂતકૃદન્તો ધ્યાન ખેંચે છે, તે સાથોસાથ સુરતાણૂ, ફુરમાણુ, મલિક અને કરીતો (=ખરીતો) એ ચાર અરબી શબ્દો પણ ધ્યાન ખેંચે છે. ક્રમિક વિકાસની દષ્ટિએ તત્સમ શબ્દોનો વધુ વપરાશ, હજી અપભ્રંશકાલીન લાક્ષણિકતાનું રક્ષણ, છતાં પાટિ, પવીતુ, સિઝહિ, ઢીલી (દિલ્હી), વખાણુ, સલહીજઇ, વખાણિઈ, દીસઉ, પૂરી, તૂઠઉ, ઇચ્છઇ, પૂરા, આઠમિ, આપુણુ, પાસ, હરખિતુ, મોકલઇ, મઝારે, સંજૂત, સાનિધિ, ઊનવિઉ, ઉપનું, સોહાવણિય, રલિયાવણિય, એ નવા સ્વરૂપમાં આવેલા શબ્દો પણ પ્રયોજાયેલા છે. ચૌદમા શતકના અંત ભાગની પલટતી આવતી લાક્ષણિકતાઓ આમ આ પદો રજૂ કરે છે.

૧૧. "રાસયુગ" માં સાથોસાથ પ્રસિદ્ધિમાં આવેલી ફાગુ-પદ્ધતિનાં અત્યાર સુધીમાં મળેલાં કાવ્યોમાં જૂનામાં જૂનું કાવ્ય 'સિરિથૂલિભદ્દફાગુ' છે. પૂર્વેનું તેવું કોઇ કાવ્ય હોય તોયે અદ્યાપિ મળ્યું જાણવામાં નથી. એ કાવ્યના રચનાર જૈનાચાર્ય જિનપદ્મસૂરિ છે. કાવ્યાંતે એ વિષયમાં તેઓ માત્ર નીચે મુજબ જ ઉલ્લેખ કરી ગચ્છ સિવાય વિશેષ માહિતી આપતા નથી:

> નંદઉ સો સિરિથૂલિભદ્દ જો જુગહ પહાણો ।
> મલિયઉ જિણિ જગિ મલ્લસલ્લરઇવલ્લહમાણો ।

ખરતરગચ્છિ જિણુપદમસૂરિ કિય-ફાગુ રમેવઉ ।
ખેલા નાચઇં ચૈત્રમાસિ રંગિહિ ગાવેવઉ ॥૨૭॥[1]

શ્રી. મો. દ. દેસાઇના જણાવ્યા પ્રમાણે તેઓનો જન્મ સં. ૧૩૮૨, આચાર્યપદવી–પ્રાપ્તિ સં. ૧૩૯૦ અને મરણુ સં. ૧૪૦૦ માં થયાં હતાં.[2] આમ કૃતિ વિક્રમની ૧૪ મી સદીની છેલ્લી પચીસીની જણાય છે.

વિષય તરીકે કવિએ શ્રી. સ્થૂલિભદ્રના પાટલિપુત્રમાંના એક ચાતુર્માસમાં એક વેશ્યાએ આવી તેમને પ્રલોભનથી લલચાવવા પ્રયત્ન કરેલો, પણ તેને તાબે તેઓ ન થયા, એ લીધેલ છે. કવિએ એ પ્રસંગ ચાતુર્માસમાં ગોઠવી વર્ષાનું વર્ણન પણ આપ્યું છે. પણ વિષય શૃંગારિક હોવાને કારણે એને ફાગુ કાવ્ય કહ્યું છે. અને છેવટ તેઓ જણાવે છે તે પ્રમાણે આ ફાગુ કાવ્ય હોવાને કારણે જ ખેલાઓ ચૈત્ર માસમાં=વસંતઋતુમાં આ કાવ્યને ગાતા રમે અને નાચે. એ અત્યંત સ્પષ્ટ છે કે ફાગુ–કાવ્યનો વિષય શૃંગારખેલ હોય છે, અને તે પણ ફાલ્ગુન–ચૈત્રની વસંતઋતુમાં થવો જોઇયે; પણ સાધુના જીવનમાં એ સંભવી ન શકે, કેમકે ચાતુર્માસ સિવાય એ સ્થિર થઈ બેસતા નથી; એ માટે જ ન છૂટકે કવિએ આ પ્રસંગ ચાતુર્માસમાં ગોઠવ્યો હશે. વેશ્યાને ત્યાં સ્થૂલિભદ્ર ગુરુના હુકમથી ભિક્ષાએ આવે છે, ત્યારે કવિ વેશ્યાની વાણીમાં શરૂ કરી જણાવે છે:

[ દોહરો ]

ધર્મલાભુ મુણિવઇ ભણિસુ ચિત્રસાલી મંગેવી ।
રહિયઉ સીહકિસોર જિમ ધીરિમ હિયઇ ધરેવી ॥૫॥

---

૧ પ્રા. ગૂ. કા. સં. પૃ. ૪૧

છાયા : આનંદો તે શ્રીસ્થૂલિભદ્ર જે જગનો પ્રભાનક ।
મળ્યો જેને જગે મલ્લ–સાલારને વલ્લભમાન ।
ખરતરગચ્છે જિનપદ્મસૂરિ–કૃત ફાગ રમવો ।
ખેલા નાચે ચૈત્ર માસે રંગે ગાવો ॥૨૭॥

૨ જૈ. ગૂ. કવિઓ, ભાગ ૧ લો, પૃ. ૧૧

[ રોળા ]

ઝિરિમિરિ ઝિરિમિરિ ઝિરિમિરિ એ મેહા વરસંતિ ।
ખલહલ ખલહલ ખલહલ એ વાહલા વહંતિ ।
ઝબઝબ ઝબઝબ ઝબઝબ એ વીજુલિય ઝબકઇ ।
થરહર થરહર એ વિરહિણિમણુ કંપઇ ॥૬॥
મહુરગંભીરસરેણ મેહ જિમ જિમ ગાજંતે ।
પંચબાણ નિય કુસુમબાણ જિમ જિમ સાજંતે ।
જિમ જિમ કેતકિ મહમહંત પરિમલ વિહસાવઇ ।
તિમ તિમ કામિય ચરણ લગ્ગિ નિયરમણિ મનામઇ ॥૭॥
સીયલ કોમલ સુરહિ વાય જિમ જિમ વાયંતે ।
માણમડપ્ફર માણિણિ ય તિમ તિમ નાચંતે ।
જિમ જિમ જલભરભરિય મેહ ગયણાંગણિ મિલિયા ।
તિમ તિમ કામી તણા નયણ નીરિંહિ ઝલહલિયા ॥૮॥

[ દોહરા ]

મેહારવભરઉલટિ ય જિમ જિમ નાચઇ મોર ।
તિમ તિમ માણિણિ ખલભલઇ સાહીતા જિમ ચોર ॥

× × × ×

[ રોળા ]

મયણખગ્ગ જિમ લહલહંત જસુ વેણીદંડો ।
સરલઉ તરલઉ સામલઉ રોમાવલિદંડો ।
તુંગ પયોહર ઉલ્લસઇ સિંગારથવક્કા ।
કુસુમબાણિ નિય અમિયકુંભ કિર થાપણિ મુક્કા ॥૧૨॥[1]

---

૧ એજન, પૃ. ૩૮–૩૯

છાયા : ધર્મલાભ મુનિપતિ, ભણીશ ચિત્રશાલાએ માંગી ।
રહેજો સિંહકિશોર જેમ ધૈર્ય હૈયે ધરી ॥૫॥
ઝરમર ઝરમર ઝરમર એ મેઘ વરસંતા ।
ખળહળ ખળહળ ખળહળ એ વાયુ વહંતા ।
ઝબઝબ ઝબઝબ ઝબઝબ એ વીજળી ઝબકે ।
થરહર થરહર એ વિરહિણીમન કાંપે ॥૬॥
મધુર ગંભીર સ્વરે મેઘ જેમ જેમ ગાજે ।

પુષ્કળ વેશભૂષા કરી મુનિ સમક્ષ આવેલી વેશ્યાના હાવભાવ મુનિને કોઈ રીતે પ્રલોભન કરી શકતા નથી, ત્યાં તો

મુણિવઇ જંપઇ વેસ સિદ્ધ રમણી પરિણેવા ।
મણુ લીણઉ સંજમ સિરીહિસું ભોગ રમેવા ॥૨૦॥

અને

અઇબલવંતુ સુ મોહરાઉ જિણિ નાણિ નિધાડિઉ ।
ઝાણખડગ્ગિણ મયણસુભડ સમરંગણિ પાડિઉ ।
કુસુમવુટ્ઠિ સુર કરઇ તુટ્ઠિ હુઉ જયજયકારો ।
ધનુધનુ એહુ જુ થૂલિભદ્દ જિણિ જીતઉ મારો ॥૨૫॥[1]

---

પંચબાણ નિજ કુસુમબાણ તેમ તેમ સજે ।
જેમ જેમ કેતકી મઘમઘતી પરિમલ વિકસાવે ।
તેમ તેમ કામી–ચરણ લાગે નિજરમણે મનાવે ।
શીતલ કોમલ સુરભિ વાયુ જેમ જેમ વાય ।
માન–મદ–સ્ફુર માનિની ય તેમ તેમ નાચે ॥૭॥
જેમ જેમ જલભર-ભરી મેઘ ગગનાંગણે મળ્યા ।
તેમ તેમ કામી તણાં નેણ નીરે ઝળહળ્યાં ॥૮॥
મેઘારવ-ભર ઊલટી જેમ જેમ નાચે મોર ।
તેમ તેમ માનિની ખળભળે સાહંતા જેમ ચોર ॥

× × × ×

મદનખડ્ગ જેમ લહલહંત જેનો વેણી–દંડ ।
સરલ તરલ શ્યામલ રોમાવલી–દંડ ।
તુંગ પયોધર ઉલ્લસે શૃંગાર–સ્થાપક ।
કુસુમબાણે નિજ અમૃતકુંભ શું થાપણ મૂકયા ! ॥૨॥

૧ એજન, પૃ. ૪૦–૪૧

છાયા : મુનિપતિ કહે વેશ્યાને, સિદ્ધ રમણી પરણવા ।
મન લીન સંયમશ્રી સાથે ભોગ રમવા ।
અતિ બલવંત મોહરાય જેણે જ્ઞાને હણ્યો ।
જ્ઞાન–ખડ્ગે મદન સુભટ સમરાંગણે પાડયો ।
કુસુમવૃષ્ટિ સુર કરઇ, તુષ્ટિ, હવો જયજયકાર ।
ધન્ય ધન્ય એહ જ સ્થૂલિભદ્ર જેણે જીત્યો માર ॥૨૫॥

પ્રાચીન પદ્ધતિના કાવ્યની દૃષ્ટિએ આમાં આલંકારિક કવિત મળે છે. એ રીતે એ કાવ્ય છે. બંધની દૃષ્ટિએ જોકે ખાસ ચમત્કૃતિ નથી, છતાં કવિએ ૭ ટુકડા પાડ્યા છે. દરેક ટુકડામાં એક દોહ અને પછી રોળા છે. (માત્ર ૬ ઠ્ઠી ભાસામાં બે રોળા છે.) પ એ બધા જ ગેય છે, એ ઉપર જણાવ્યું તેમ કાવ્યની છેલ્લ કડીથી સ્પષ્ટ છે.

આ કાવ્યની સામાજિક દૃષ્ટિએ કાંઇક ઉપયોગિતા જણાય છે એક તો જૈન સાધુઓ ભિક્ષાને માટે કોઇ પણ જાતના ભેદ વિ દરેક ઘેર જઈ શકતા (બેશક એક દિવસ એકને જ ત્યાં) અને બીજ એ કે વેશ્યાઓની વ્યવસ્થિત સંસ્થા હતી. આ કાવ્યમાં શરૂમાં સ્થૂલિભ વેશ્યાને ત્યાં જાય છે, તે વખતે દરવાજામાં રહેલી દાસી તેમને જો શેઠાણીને ખબર આપે છે કે તરત જ વેશ્યા શૃંગાર સજી હાજર થાય છે

મંદિર-તોરણિ આવિયઉ મુણિવરુ પિક્ખેવી ।
ચમકિય ચિત્તિહિ દાસડિય વેગિ જાઇ વધાવી ।
વેસા અતિહિ ઊતાવલિ ચ હારિહિ લહકંતી ।
આવિય મુણિવરરાયપાસિ કરયલ જોડંતી ॥૪॥[1]

કવિના સમયમાં આ સ્થિતિ હો યા ન હો, એ વાત અલ છે, પણ એ પ્રકારની સંસ્થાનું અસ્તિત્વ હિંદમાં હતું એમ તે સ્વીકારવું જોઇયે.

ભાષાની દૃષ્ટિએ આ કાવ્યની ઉપયોગિતા પણ તેટલી જ છે ઉપરનાં અવતરણો જોવાથી માલૂમ પડશે કે સંસ્કૃત તત્સમ શબ્દે અપભ્રંશકાલીન રૂપો ઉપરાંત નવો વિકાસ પામેલાં રૂપો આ કાવ્યમ પ્રયોજાયાં છે. સંસ્કૃત તત્સમ રૂપોઃ ધર્મલાભુ, ચિત્ર-, ગંભીર, પંચબાણ

---

૧ એજન, પૃ. ૩૮

છાયા : મંદિર-તોરણે આવ્યા મુનિવર પેખીને ।
ચમકિત ચિત્તે દાસડી વેગે જાય વધાવી ।
વેશ્યા અતિ ઉતાવળી ચ હારે લહકંતી ।
આવી મુનિવરરાય પાસે કરતલ જોડંતી ॥૪॥

કુસુમબાણુ, કેતકિ, પરિમલ, જલભર–, વગેરે ગણાવી શકાય; જ્યારે નવા રૂપોમાંઃ ભણિસુ, રહિયઉ, ઝબકઇ, મેહ, મનામઇ, વાય, મિલિયા, ઝલહલિયા, નાચઇ, મોર, –સું, પરિણેવા, રમેવા, પાડિઉ, જીતઉ, આવિયઉ, દાસડિય, ઊતાવલિ, પાસિ, ઉપરાંત વાજઇ, આવી, વાંકઉ બોલાવઇ, મૂં–સિઉ, કીજઇ, માણીજઇ, મૂં, રાતઉ, એ વગેરે ગણાવી શકાય.

આ કાવ્યમાં કચોલા (કચોળું), ગાલિમસૂરા (ગાલમસૂરિયું) અને સલ્લર (સિપાઈ–સાલાર) એ શબ્દો પ્રયોજાયેલા મળે છે, જેમાં તો છેલ્લો અરબી છે.

૧૬. જોકે ચોક્કસ સમય નથી મળતો, છતા સંભવતઃ આ જ ગાળામાં રચાયેલી બે માતૃકા (=કક્કો) કોઈ પઉમ નામના લેખકની મળે છે. આ પઉમ તે ઉપરના જિનપદ્મસૂરિ છે કે નહિ, તેનો નિર્ણય કરી શકાતો નથી. બંને કૃતિઓનું "સિરિથૂલિભદ્દ ફાગુ" સાથે કોઇ પણ પ્રકારનું સામ્ય જોઇ શકાતું નથી. આ પાછલી બે કૃતિઓમાંની ૧ લી માં કાવ્યગત કોઈ ખાસ ચમત્કૃતિ જણાતી નથી. એ કક્કો છે, એટલી એની એક પ્રકારે ઉપયોગિતા. "સાલિભદ્દકક્ક" માં પ્રત્યેક વર્ણની બબ્બે કડી આપી છે, જેમાં અકારયુક્ત અને આકાર-યુક્ત વ્યંજનો અનુક્રમે આપવામાં આવ્યા છે; સ્વરોને લેવામાં આવ્યા જ નથી; જેમકે શરૂથીઃ

ભલિ ભંજાણુ કમ્મારિબલ વીરનાહુ પણમેવિ ।
પઉમુ ભણઇ કક્કક્ખરિણુ સાલિભદ્દગુણુ કેઇ ॥૧॥
કત્થ વચ્છ કુવલયનયણુ સાલિભદ્દ સુકમાલ ।
ભદ્દા પભણઇ દેવ તુહુ કહ થિઉ ઇત્તિયવાર ॥૨॥
કારુન્નામયનીરનિહિ સમવસરણિ ઠિઉ સામિ ।
અજ્જુ માઇ મઈ વંદિયઉ વીરનાહુ સિવગામિ ॥૩॥[1]

---

૧ એજન, પૃ. ૬૨

છાયા : ભલે–ભંજક–કર્મારિબલ વીરનાથ(ને) પ્રણમીને ।
પદ્મ ભણે કક્કાક્ષરે શાલિભદ્રગુણ કહું

લેખકે ઙ-ઙા, ઞ-ઞા અને ણુ-ણાને બદલે ન-નાથી શરૂ થતા શબ્દો આપ્યા છે; શ-શાને સ્થાને સ-સા આપી ફરી સ-સા સ્વતંત્ર પણ આપ્યા છે.

વિષય શાલિભદ્ર અને તેની માતા વચ્ચેનો સંવાદ એ છે, જેમાં માતા તેને ત્યાગની મુશ્કેલીઓ જણાવે છે, જેનું શાલિભદ્ર સમર્થન કરે છે.

બીજું કાવ્ય "દૂહામાતૃકા"માં ૐકારથી શરૂ કરી ક્ષ સુધી અક્ષરો આપવામાં આવ્યા છે, જેમાં સ્વરોમાં રિ-રી, લિ-લી તેમ જ ઐ-ઔ, ઙ, ઞ, ણ આપવામાં આવ્યા છે; જો કે ઙવિ=નવિ, ઞહુ= નહુ સ્વીકારવા પડે છે. શ ને સ્થાને સ અપાયો છે, અને સ પોતે ફરી ષ પછી આપવામાં આવ્યો છે.

આ કાવ્યનો કર્તા પણ પઉમ છે, એ છેલ્લી કડીમાં સ્પષ્ટ છે:

મંગલમહાસિરિસરિસુ સિવફલદાયગુ રમ્મુ ।
દૂહામાઈ અક્ખિયઇ **પઉમિહિં** જિણવરધમ્મુ ॥૫૭॥[1]

આ કાવ્યમાં "સાલિભદ્દકક્ક"ની જેમ દોહરા જ છે; પણ પહેલામાં કાંઈ ચમત્કૃતિ નથી, તેથી ઊલટું આમાં ચમત્કૃતિ છે, અને તે એ કે તેમાં કેટલાંક મહત્ત્વનાં સુભાષિતો રચાયેલાં મળી આવે છે; જેવાં કે કેટલાંક:

---

ક્યાં, વત્સ કુવલયનયન શાલિભદ્ર સુકુમાર ।
ભદ્રા પ્રભણે, દેવ તું ક્યાં થયો(=હતો) આઠલીવાર ॥૨॥
કારુણ્યામૃત-નીરનિધિ સમવસરણે થયો સ્વામી ।
આજ માઈ મેં વંદ્યો વીરનાથ શિવગામી ॥૩॥

૧ એજન પૃ. ૭૧

છાયા : મંગલમહાશ્રી સરસો શિવ ફલદાયક રમ્ય ।
દૂહા-માતૃકા કહી પદ્મે જિનવર-ધર્મ ॥૫૭॥

(૧) નવનિહિ ધમ્મિહિ સંપડએ સક્કચક્કહરિરિદ્ધિ ।
ધમ્મુ ઇક્ક કરિ ધીર જીવ સઇ કર આવઇ સિદ્ધિ ॥૩॥
(૨) મણગયવરુ ગ્ગાણંકુસિણ તાણિઉ આણઉ ઠાઉં ।
જઇં ભંજેસઇ સીલવણુ કરિસઇ સિવફલહાણિ ॥૪॥
(૩) અણહુંતા પયડેસિ તુહુ દોસ પરાયા મૂઢ ।
નિય દોસણ પવ્વય સરિસ તે સવિ કારિસ ગૂઢ ॥૭॥
(૪) ઈસરુ દેક્ખિય કોઇ નરુ નિદ્ધિણુ મણિ દૂયેઇ ।
એઉ ન જાણઇ મૂઢ જિઉ જણુ વાવિયઉં લુણેઇ ॥૧૦॥
(૫) ઉપ્પલદલ જલબિંદુ જિવ તિવ ચંચલુ તણુ લચ્છિ ।
ધણુ દેખંતા જાઇસએ દઇ મન મેલ તઅચ્છિ ॥૧૧॥
(૬) ઊયરુ જઉ ભરિવઉં કુપુરિસહ તો ભરિયઉ ભંડારુ ।
ઇક્કિ જીવ પુનિહિ પવર લક્ખહ કોડિ આધાર ॥૧૨॥
(૭) રીસ કરંતા જીવ–રીહ અચ્છઇ અવગુણ તિન્નિ ।
અપ્પઉં તાવિસિ પરુ તવસિ પરતહ હાણિ કરેસો ॥૧૪॥

---

છાયા :

(૧) નવવિધિ ધર્મે સાંપડે શક્ર–ચંદ્ર–હરિ–ઋદ્ધિ ।
ધર્મ એક કર્યે ધીર જીવ સ્વયં કરે આવે સિદ્ધિ ॥૩॥
(૨) મન–ગજ–વર જ્ઞાનાંકુશે તાણ્યો આણો ઠામે ।
જો ભાંગશે શીલવન કરશે શિવ–ફલ–હાનિ ॥૪॥
(૩) અણહૂંતા પ્રકટીશ તું દોષ પરાયા, મૂઢ ।
નિજ દોષ પર્વત સરસા તે સૌ કરાવીશ ગૂઢ ॥૭॥
(૪) ઈશ્વર દેખ્યો કોઇ નર, નિર્ધન મને દુવાય ।
એ ન જાણે મૂઢ જીવ, જન વાવ્યું લણે ॥૧૦॥
(૫) ઉત્પલદલે જલબિંદુ જેમ તેમ ચંચલ–તન લક્ષ્મી ।
ધન દેખતાં જાશે દઇ મને મેલ તદર્થે ॥૧૧॥
(૬) ઉદર જો ભરવું કુપુરુષનું તો ભર્યો ભંડાર ।
એક જીવ પુણ્યે પ્રવર લક્ષ–કોટીનો આધાર ॥૧૨॥
(૭) રીસ કરતા જીવને છે અવગુણ ત્રણ ।
આપને તપાવશે, પર તપશે, પરત્ર ને હાનિ કરશે ॥૧૪॥

(૮) લિહિયઉં લબ્ભઇ સિર તણુઉં જઇ ચાલિયઈ સમુદ્દુ ।
લચ્છિહિ કેસવુ સંગિહિઉ તિણિ વિસિ ધારિઉ રુદ્દુ ॥૧૫॥

(૯) ટલઇ મેરુ નિયઠાણહ જઇ પચ્છિમ ઉગ્ગહ સૂરુ ।
પુવ્વ કિયઉં તો નવિ ચલઇ કમ્મમહાભરપૂરુ ॥૩૩॥

(૧૦) તઉં એકલ્લઉ સહસિ જિય ખાએસઇ પરિવારુ ।
વિહવુ વિહંચિઉ લેઇ જણુ પાવ ન વિહુચણહારુ ॥૩૮॥

(૧૧) નઇ વહમાણી સઘણ જલ સુક્કઇ ઇયર તલાય ।
દાયર વઢ્ઢઇ રિદ્ધિડી મગ્ગણ નિધણ થાઇ ॥૪૨॥

(૧૨) બલિ કિજ્જઉં તહ સુહગુરુહ જો જગુ મારગિ લાઇ ।
ઉમ્મગહ દંસણિ ગમણિ જણુ પુણુ પુહવિ ન માઇ ॥૪૬॥

(૧૩) રે વાહા મગ્ગેણ વહિ મા ઉમ્મૂલિ પલાસ ।
કલ્લહે જલહરુ થક્કિસએ કયણ પરાઇ આસ ॥૪૯॥

(૧૪) ષર કિસોર મત્ત કરિ દમઇ કરિ કરેવિણુ કટ્ઠુ ।
નિય જીવુ કોવિ ન વસિ કરએ થિઉ ગલિયારુ વિઘટ્ટુ ॥૫૩॥

ચૂંટી કાઢેલાં આ સુભાષિતોથી કવિની મહેનતનો ખ્યાલ આવશે. ભાષાની દૃષ્ટિએ જોતાં આ કૃતિઓમાં અપભ્રંશનું સ્વરૂપ મોટે ભાગે

---

(૮) લખ્યું લાભે શિરતણું જો ચાલિયે સમુદ્ર ।
લક્ષ્મીએ કેશવ સંગ ધર્યો, તેણે વિષે ધાર્યો રુદ્ર ॥૧૫॥

(૯) ટળે મેરુ નિજ ઠામનો, જો પશ્ચિમ ઊગે સૂર ।
પૂર્વ કર્યું તો નવ ચળે કર્મ મહાભરપૂર ॥૩૩॥

(૧૦) તું એકલો સહીશ જીવ, ખાશે પરિવાર ।
વિભવ(ને) વહેંચી લે જન, પાપ(ને) ન વહેંચનાર ॥૩૮॥

(૧૧) નદી વહતી સઘન જલ, સુકાય ઇતર તળાવ ।
દાતાને વાધે ઋદ્ધિ, માગણ નિર્ધન થાય ॥૩૯॥

(૧૨) બલિ કરું તેમ શુભ ગુરુ પર, જે જગે મારગે લાવે ।
ઉન્માર્ગના દર્શને–ગમને જન પણ પૃથ્વીમાં ન માય ॥૪૫॥

(૧૩) રે વાહક, માર્ગે વહ, મા ઉન્મૂલે પળીશ ।
કાલે જલધર થાકશે, કેવી પરાઇ આશ ? ॥૪૯॥

(૧૪) ખર કિશોર મત્ત કરી (ને) દમે કરમાં (=સૂંઢમાં) કરી કાઠ ।
નિજ જીવ કોઇ ન વશ કરે, થયો ગલિયારો વિઘટ્ટ ॥૫૩॥

જાળવવાનો પ્રયત્ન થયો છે, એ ઉપરનાં અવતરણો ઉપરથી સમઝાશે; છતાં નીધિણ્, મેલત, ચાલિયઇ, વિહચણહારુ, મારગિ, એ વગેરે નવાં રૂપો પણ પ્રયોજાયાં છે.

આ પદ્યનો નિશ્ચિત સમય મળતો નથી; છતાં એટલું કહી શકાય કે વિક્રમના ચૌદમા શતકના ઉત્તરાર્ધમાં એ થયો હોય. જિન-પ્રભની કૃતિઓ સાથે આ કૃતિઓ ઉતારાયેલી મળે છે, એ જોતાં આ સમય શકય છે. તેમ અપભ્રંશ તરફનું લેખકનું વલણ પણ એને ૧૪મા શતકથી આ બાજૂ આવવા દે તેમ નથી.

૧૭. "ચચ્ચરી" નામનો ગેય-કાવ્યપ્રકાર એક અગાઉ નોંધાયો છે. એ પદ્ધતિની એક ચચ્ચરી વિક્રમના ૧૪મા શતકના ઉત્તરાર્ધની મળે છે.[1] ૩૮ દોહરાના એ કાવ્યનો કર્તા કોઈ સોલણ નામનો જણાય છે. આરંભમાં જ એ કહે છે:

> કર જોડિઉ **સોલુણુ** ભણઇ જીવિઉ સફલુ કરેસુ ।
> તુમ્હિ અવધારહુ ધમ્મિયઉ **ચચ્ચરિ** હઉં ગાએસુ ॥૨॥[2]

આ સિવાય કર્તાના વિષયમાં બીજી વિશેષ માહિતી મળતી નથી.

કાવ્યના વિષય તરીકે એણે ગિરનારની તીર્થયાત્રાનો પ્રસંગ સ્તુત્યાત્મક રીતે લીધો છે. કવિતાની દૃષ્ટિએ એમાં ખાસ ચમત્કાર જણાતો નથી. કયાંક કોઈક અંશો આમ છતાં નોંધવા જેવા છે:

> નીઝહપાણિઉ ખલહલઇ વાનર કરહિં ચુકાર ।
> કોઇલસદ્દુ સુહાવણઉ તહિં ડુંગરિ ગિરિનારિ ॥૩૩॥
> જઉ મઇં દિટ્ઠી પાજડી ઉંચ ફિટ્ટુ ચડાઉ ।
> તઉ ધંમિઉ આણંદિયઉ લદ્ધ[ઉ] સિવપુરિ ઠાઉ ॥૩૪॥

---

૧ જૈ. ગૂ. કવિઓ, ભાગ ૧લો, પૃ. ૧૨ અને પ્રા. ગૂ. કા. સં. પૃ. ૭૧–૭૪

૨ પ્રા. ગૂ. કા, સં. પૃ ૭૧

છાયા : કર જોડી સોલણ ભણે જીવિત સફલ કરીશ ।
તમે અવધારો ધાર્મિકો ચર્ચરી હું ગાઇશ ॥૨॥

હિયડા જંઘઉ જે વહઇં તા ઊજિંતિ ચડેજે ।
પાણિઉ પીઉ ગઈંદવઇ દુખજલંજલિ દેજે ॥૩૫॥

ગિરિવાઈં ઝંઝોડિયઉ પાય થાહર ન લહંતિ ।
કડિ ત્રોડઇં કડિ થક્કી હિયડઉં સોસહ જંતિ ॥૩૬॥

જાવ ન ધંધલિ ધલ્લિયા લખુપત્તીપાણુ ।
તાંવ કિ લબ્ભહિં ચિંતિયા હિયડા ઊણુત્તાણુ ॥૩૭॥

ડુંગરડા અધો ફિરિં ફિરિં લગ્ગઉ સીયલિ વાઉ ।
હૂય પુણું નવદેહડી અંમુલિ કિયઉ પસાઊ ॥૩૮॥[1]

આ કાવ્યમાં એક નાનું સુભાષિત નોધાયેલું છે, તે ખાસ ધ્યાન ખેંચે છેઃ

જે મલિ મઇલા પહિયડા તે મઇલા મ ભણેજે ।
પાવમલી જે મઇલિયા તે મઇલાહ સુણેજે ॥૨૩॥[2]

---

૧ એજન, પૃ. ૭૩–૭૪

છાયા : નિર્ઝર–પાણી ખળહળે વાનર કરે ચૂંકાર ।
કોયલ–શબ્દ સુહાવનો ત્યાં ડૂંગરે ગિરનારે ॥૩૩॥
જ્યારે મેં દીઠી પાજડી, ઊંચો દીઠો ચઢાવ ।
ત્યારે ધાર્મિક આનંધો, લાધો શિવપુરે ઠામ ॥૩૪॥
હૈડા, જાંઘે જો વહે તો ઊજંતે (ગિરનારે) ચઢજે ।
પાણી પીઇ ગજેંદ્ર–પદે (હાથી પગલે) દુઃખજલાંજલિ દેજે ॥૪૫॥
ગિરિ–વાયુએ ઝંઝોડયો પગ સ્થિરતા ન લે ।
કટે તોડે, કટે થાકે, હૈડું સોસે જંતુનું ॥૩૬॥
જ્યાંસુધી ન ધાંધલે ધાલ્યા લક્ષાધિપતિ–પાણિ ।
ત્યાંસુધી કે લાભે ચિંતા હૈડાને ઊનત્વની ॥૩૭॥
ડૂંગરડા અધઃ ફરી ફરી લાગ્યો શીતલ વાયુ ।
થાય પણ નવી દેહડી (=દેહ) અમૂલ્ય કર્યો પ્રસાદ ॥૩૮॥

૨ એજન, પૃ. ૭૩

છાયા : જે મળે મેલા પથિકડા તે મેલા મ ભણજે ।
પાપ–મળે જે મેલા તે મેલા સુણજે ॥૨૩॥

આ કાવ્ય યાત્રાપરક હોવાને કારણે એમાં ગિરનાર–ઉજ્જયંત ઉપરાંત યાત્રા નીકળવાનું સ્થાન વઢવાણ પ્રથમ મળે છે. વઢવાણથી યાત્રા કાઢતાં કેટલાક પાછા ફરે છે, તે કહેતાં વઢવાણની ભૂમિ અને ત્યાંની ગરમીનો ખ્યાલ કવિએ ટૂંકમાં આપ્યો છેઃ

> પાઇ ચહુટ્ટઇ કક્કરીઉ ઉન્હાલઇ લૂ વાઇ ।
> જે કાયર તે વલિયા જે સાહસિય તે જાઇં ॥૧૦॥[1]

તે પછી સહજિગપુર, ગંગિલપુર, અણુંતપુર, વીસાવડ અને સુરધાર (સરધાર) જાય છે. સરધારથી ગિરનારનાં દર્શન થવા લાગે છે. એ પછી મંગૂખંભ, વહડેઉ, ખડહડ, ગોવાડલિહ, ભાદ્ર, ઉજ્જિલ પહોંચ્યાં. ત્યાથી સુરઠડિય, ખંડદેઉલ અને વંચૂ નામક નદીએ ગયા. ત્યાંથી વણુથલી આવી, અને વણુથલી થઇ ગિરનાર આવ્યા. "રેવંત-ગિરિરાસુ"માં પણ વણુથલી થઇ પછી ગિરનાર આવ્યાનો ઉલ્લેખ છે, એ ખાસ લક્ષ્યમાં લેવા જેવું છે.

અણુંતપુર પહોંચ્યા ત્યાં ચોરોનો ભય હતો, તે વાત લેખકે નોંધી છેઃ

> નાલિયરીડુંગરિ–તડિહિં બહુ ચોરાઉલિઠાઇં ।
> ધમ્મિયડા વોલિઉ ગિયા અમુલ તણઇ સહાઇં ॥૧૫॥[2]

વણુથલી ગિરનારની તળેટીમાં હોવાનું કવિ કહે છે, એનો આશય એ જ માનવો કે ચાર ગાઉમાં તળેટી માનવી. વામનસ્થલી=વણુથલી=વંથલી ગિરનારથી સહેજ નૈર્ઋત્ય કોણ તરફ ચાર ગાઉ

---

૧ એજન, પૃ. ૭૨

છાયા : પાયે ચોંટે કાંકરી ઉનાળે લૂ વાય ।
જે કાયર તે વળ્યા જે સાહસિક તે જાય ॥૧૦॥

૨ એજન, પૃ. ૭૨

છાયા : નાળિયેરી–ડૂંગરે તટે બહુ ચોરાવલી–ઠામ ।
ધાર્મિકો વળી ગયા અમૂલ્ય તણે સહાયે ॥૧૫॥

આવેલી છે. ત્યાં તીર્થસ્થળ તરીકે માહાત્મ્ય હશે, તે ખાતર વંથલી થઇ પછી ગિરનાર જવાનો સામાન્ય નિયમ હશે.

ભાષાની દષ્ટિએ આ કૃતિ આપણને સંક્રાંતિકાળની ભાષા તે વખતની અન્ય કૃતિઓ જેમ આપે છે. પૂત, પોટલી, સાથડઉ, વઢવાણુ, દીસઇ, સીહ, વોલાવી, ઉન્હાલઈ, લૂ, માડી, કહિજિ, પેખિવિ, નિંવરુ, ગિયા, વીસાવડ, સુરધારડી, નઈ (અવ્યયનો પ્રયોગ "ભાદ્રનઇ જઇ વોલિઉ"), નાચઇ, સુરડડિય, ભણેએ–સુણેજે. ઊજિલ–ઊર્જિત (ગિરનાર), લાગઉ, ખિસિયઉ, પલાંવડે, માગુ, જોહારિયઉ, નીઝર, સુહાવણઉ, પાજડી, ચડાઊ, ઢાઉ, ચડેજે, દેજે, એ શબ્દો નવાં રૂપો તરીકે પ્રયોજાયેલા છે.

૧૮. વિક્રમના ૧૪મા શતક અને ૧૫મા શતકની સંધિમાં આપણને "નેમિનાથફાગુ" નામક એક સુંદર ફાગુકાવ્ય મળી આવે છે. કવિ કાવ્યને અંતે પોતાના નામના નિર્દેશ ઉપરાંત વિશેષ કાંઇ નથી આપતો:

> રાજલદેવિસઉં સિદ્ધિ ગયઉ સો દેઉ થુણીજઇ ।
> **મલહારિહિં રાયસિહરસૂરિહિં** કિઉ **ફાગુ** રમીજઇ ॥૨૭॥[1]

રમવાને માટે રચેલા આ ફાગુ કાવ્યના કર્તા મલધારી રાજશેખર-સૂરિ છે. એ સુપ્રસિદ્ધ વ્યક્તિ છે. "પ્રબંધકોશ" કે "ચતુર્વિંશતિપ્રબંધ" સં. ૧૪૦૫માં દિલ્હીમાં રચી આપી ગૂજરાતને લગતી ઐતિહાસિક હકીકતમાં પણ ઉપયોગી થાય તેવા અને લોકવાર્તાપ્રધાન ૨૪ ગદ્ય પ્રબંધો સંસ્કૃત ભાષામાં એમણે આપણને આપ્યા છે. આ ઉપરાંત શ્રીધરની સં. ન્યાયકંદલી ઉપર પંજિકા નામક ટીકા અને વિનોદકથા-

---

૧ પ્રા. ગૂ. કા. સં. પૃ. ૮૬

છાયા : રાજલદેવીશું સિદ્ધિ ગયો તે દેવ સ્તવિયે ।
મલધારી રાજશેખરસૂરિએ કર્યો ફાગ રમિયે ॥૨૭॥

સંગ્રહ એ બે ગ્રન્થો પણ તેમણે રચ્યા છે.[1] આ કવિએ ૧૩૯૩ માં પાર્શ્વનાથબિંબની પ્રતિષ્ઠા કરાવી હતી, એટલે એઓનો લેખનકાળ ૧૩૯૩–૧૪૦૫ તો નિશ્ચિત જ છે.

આ કૃતિ પણ કવિએ સંભવ છે કે સં. ૧૪૦૦ આસપાસ રચી હશે, એટલે તેને ૧૪મા શતકમાં અહીં ગણાવી છે. કદાચ એ બે પાંચ વર્ષ મોડી રચાયેલી હોય તોયે ભાષાની દૃષ્ટિએ એ ૧૪મા શતકના કાવ્યયૂથમાં જ સમાઇ જાય તેવી છે.

"નેમિનાથફાગુ" જો કે નિર્વેદાંત છે, છતાં એક રસમય કૃતિ છે. નેમિનાથનું સગપણ ઉગ્રસેનદુહિતા રાજિમતી–રાજુલ સાથે થયા પછી નેમિનાથની જાન ઉગ્રસેનને ત્યાં જાય છે, ત્યાં અતિથિસત્કાર માટે મારવાનાં પશુ જોઈ તેમને નિર્વેદ થાય છે અને પરણ્યા વિના ચાલ્યા જાય છે, તે વસ્તુ બતાવવામાં આવી છે. પણ પ્રસંગને ઉદ્દેશી વસંત-વિહાર કવિએ આપ્યો છે અને તેમ કરી "ફાગુ" નામનું સાર્થક્ય કરી આપ્યું છે. ૨૭ કડીના આ કાવ્યના ૭ ખંડ પાડવામાં આવ્યા છે તેઃ ૩, ૬, ૧૨, ૧૫, ૧૮, ૨૧, ૨૪ અને ૨૭મીએ પૂરા થાય છે. ખંડની ૧લી કડી દોહરામાં છે, જ્યારે બાકીની રોળામાં છે. કવિએ પ્રાચીન આલંકારિક શૈલીનો સ્વીકાર કર્યો છે. નેમિનાથનું વર્ણન કરતાં એ લખે છેઃ

> અહ નવજુવ્વણુ નેમિકુમરુ જાદવકુલ–ધવલો ।
> કાજલસામલ લલવલઉ સુલલિયમુહકમલો ॥
>
> × × ×
>
> અહિર સદ્દિ હરિસંખુ જેણ પૂરિય ઉદ્દંડો ।
> હરિ હરિ જિમ હિંડોલિયઉ ભુયદંડપયંડો ।
> તેય પરિક્કમિ આગલઉ પુણ્ણિ નારિ વિરત્તઉ ।
> સામિ સુલક્ખણુ સામલઉ સિવસિરિઅણુરત્તઉ ॥૩॥

---

૧ જૈન ગૂ. કવિઓ, ભાગ ૧લો, પૃ. ૧૩

હરિ-હલહર-સઉં નેમિ પહુ ખેલઇ માસ વસંતો ।
હાવિ ભાવિ ભિજ્જઇ નહી ય ભામિણિ માહિ ભમંતો ॥૪॥[1]

કવિ રાજિમતીનું વર્ણન આપે છે કે

રાઇમઐ સમ તિહુ ભુવણિ અવર ન અત્થઇ નારે ।
મોહણવિલ્લિ નવલ્લડીય ઉપ્પનીય સંસારે ॥૭॥

અહ સામલ કોમલ કેશપાસ કિરિ મોરકલાઉ ।
અદ્ધ ચંદ સમુ ભાલુ મયણુ પોસઇ ભડવાઉ ।
વંકુડિયાલીય ભુંહડિયહં ભરિ ભુવણુ ભમાડઇ ।
લાડી લોયણ લહકુડલઇ સુર સગ્ગહ પાડઇ ॥૮॥
કિરિ સિસિબિંબ કપોલ કન્નહિંડોલ ફુરંતા ।
નાસાવંસા ગરુડચંચુ દાડિમફલ દંતા ।
અહરપવાલ તિરેહ કંઠુ રાજલસર રૂડઉ ।
જાણુ વીણુ રણરણઇં જાણુ કોઇલ-ટહકડલઉ ॥૯॥

સરલ તરલ ભુયવલ્લરિય સિહણ પીણઘણતુંગ ।
ઉદરદેસિ લંકાઉલિ ય સોહઇ તિવલ-તુરંગુ ॥૧૦॥

અહ કોમલ વિમલ નિયંબબિંબ કિરિ ગંગાપુલિણા ।
કરિ કર ઊરિ હરિણ જંઘ પલ્લવ કરચરણા ।

---

૧ પ્રા. ગૂ. કા. સં. પૃ. ૮૩

છાયા : અથ નવયૌવન નેમિકુમાર યાદવ-કુલ-ધવલ ।
કાજલ શ્યામલ ઝળહળે સુલલિત-મુખકમલ ॥

× × ×

ઘેરા શબ્દે હરિશંખ જેણે પૂર્યો ઉદ્દંડ ।
હરિ હરિ જેમ હિંડોળ્યો ભુજ-દંડ-પ્રચંડ ।
તેજ-પરાક્રમે આગળો પણ નારી-વિરક્ત ।
સ્વામી સુલક્ષણ શ્યામળો શિવશ્રી-અનુરક્ત ॥૩॥
હરિ-હલધરશું નેમિ પ્રભુ ખેલે માસ વસંત ।
હાવે ભાવે ભીંજે નહિ ભામિની માંહ્ય ભમતો ॥૪॥

મલપતિ ચાલતિ વેલડીય હંસલા હરાવઇ ।
સંઝારાગુ અકાલિ બાલુ નહકિરણિ કરાવઇ ॥૧૧॥[1]

કવિના સમયે વરઘોડાનું સ્વરૂપ કેવું હતું, વરરાજા શણગાર કેવા કરતા અને વધૂના શણગાર કેવા હતા, તેનો થોડો ખ્યાલ નીચેના શબ્દોમાં કવિ આપે છે:

રઅહ-સેયતુંગ તરલ તુચ્છ રહરહિ ચડઇ કુમારો ।
કન્નિહિ કુંડલ સીસિ મઉડ ગલિ નવસર હારો ।

---

૧ એજન, પૃ. ૮૩-૮૪

છાયા : રાજિમતી સમ ત્રણ ભુવને અવર નથી નારી ।
મોહનવલ્લી નવલડી ઊપની સંસારે ॥૭॥
અથ શ્યામલ કોમલ કેશપાશ શું મોરકલાપ ।
અર્ધચંદ્ર સમ ભાલ મદન પોષે ભડ-પાદ ।
વાંકડી ભમાંએ-ભરે ભુવન ભમાડે ॥૮॥
લાડી લોચન-લટકડલે સુર સ્વર્ગના પાડે ।
શું શશિબિંબ કપોલ કર્ણ-હિંડોળ સ્ફુરતા ।
નાસા-વંશ ગરુડ-ચાંચ દાડિમ-ફલ દંત ।
અધરપ્રવાલ ત્રિરેખ કંઠ રાજલ-શિર રૂડું ।
સરલ તરલ ભુજવલ્લરી સિહણ પીન-ઘન-તુંગ ।
ઉદર દેશે લંકાવલી સોહે ત્રિવલ્લી-તુરંગ ।
અથ કોમલ વિમલ નિતંબબિંબ શું ગંગાપુલિન ।
શું કર ઊરુએ હરિણ-જાંઘ પલ્લવ કર ચરણ ।
મલપતી ચાલતી વેલડી હંસલા(ને) હલાવે ।
સંધ્યારાગ અકાલે બાલા નખ-કિરણે કરાવે ॥૧૧॥

૨ એજન, પૃ. ૮૫

છાયા : અથ શ્વેત તુંગ તરલતુરી(વાળા) રતિરથે ચઢે કુમાર ।
કાને કુંડલ શીશે મુકુટ ગલે નવસર હાર ।
ચંદને ચર્ચે ચંદ્રધવલ કાપડે સણગાર ।
કેવડિયાળો ખૂંપ ભરી વાંકુડો અતિ-સ્ફાર ।

ચંદણિ ઊગટિ ચંદધવલ કાપડિ સિણગારો ।
કેવડિયાલઉ ખુંપુ ભરવિ વંકુડઉ અતિફારો ॥૧૪॥

ધરહિ છત્તુ વિત્તુ ચમર ચાલહિં મૃગનયણી ।
લૂણુ ઉત્તારિહિં વર બહિણી હરિસુજ્જલવયણી ।
ચહુપરિ બઇસઇ દસારકોડિ જાદવ ભૂપાલા ।
હયગયરહપાયકચક્કસીકિરિહિં ઝમાલા ॥૧૫॥

મંગલ ગાયહિં ગોરડીય ભટ્ટહ જયજયકારો ।
ઉગ્ગસેણુ-ઘરનારિ વરો પહુતઉ નેમિકુમારો ॥૧૬॥

× × ×

ગઉખિ બઇઠી રાયમએ નેમિનાહુ નિરખઇ ।
પસઇપમાણિહિં ચંચલિહિં લોઅણિહિં કડખઇ ॥૧૭॥
કિમ કિમ રાજલદેવિ તણુઉ સિણગારુ ભણેવઉ ।
ચંપઈ ગોરી અઇધોઇ અંગિ ચંદનુ [તણુ] લેવઉ ।
ખુંપુ ભરાવિઉ જાઇકુસુમિ કસતૂરી સારી ।
સીમંતઇ સિંદૂર રેહે મોતીસરી સારિ ॥૧૮॥

---

ધરે છત્ર વેત્ર ચમર ચાલે મૃગનયની ।
લૂણ ઉતારે વર-બહેન હર્ષ જલ-વદની ।
ચોમેર બેસે દસ ક્રોડ યાદવ ભૂપાલો ।
હય-ગજ-રથ-પાદાતિ-ચક્ર-સીકરે (ઝાક)ઝમાલ ॥૧૫॥
મંગલ ગાય ગોરડી, ભટ્ટનો જયજયકાર ।
ઉગ્રસેન-ઘર-નારી (કને) વર પહોંચ્યો નેમિકુમાર ॥૧૬॥

× × ×

ગોખે બેઠી રાજિમતી નેમિનાથ(ને) નીરખે ।
પ્રશત-પ્રમાણ ચંચલ લોચને કટાક્ષે ॥૧૭॥
કેમ કેમ રાજલદેવી તણો સણગાર ભણવો
ચંપક ગોરી અતિધૌત અંગે ચંદનલેપ ॥
ખૂંપ ભરાવ્યો જાતિ-કુસુમે કસ્તૂરી સારી ।
સીમંતે સિંદૂર-રેખ મોતીસર સારી ॥૧૮॥

નવરંગિ કુંકુમિ તિલય કિમ રમણુ તિલઉ તસુ ભાલે ।
મોતીકુંડલ કન્નિ થિય બિંબાલિય કરજાલે ॥૧૯॥
અહ–નિરતીય કજ્જલ–રેહ નયણિ મુહકમલિ તંબોલો ।
નગોદર–કંઠલઉ કંઠિ અનુહાર વિરોલો ।
મરગદ જાદર કંચુયઉ ફુડફુલ્લહં માલા ।
કરિ કંકણુ મણિવલયચૂડ ખલકાવઇ બાલા ॥૨૦॥

કવિ આમ કાવ્યને રસિક બનાવવા પ્રયત્ન કરે છે. કવિએ આ કાવ્યમાં આમ વરઘોડો મુખ્યત્વે આપ્યો છે. શરૂઆતમાં વસંત ખેલનું સૂચન છે, પણ લગ્નનો દિવસ તો "સાવણુ સુકિલ છઠ્ઠિ" છે. પણ લગ્નપ્રસંગ સામાન્ય રીતે વસંતમાં થતા હોવાને કારણે આ "ફાગુ" છે, એમ સમઝવું રહ્યું.

કવિની બીજી કોઈ અપભ્રંશકૃતિ જાણવામાં નથી. પ્રબંધકોશમાં અત્રતત્ર આપેલાં અવતરણોમાં પ્રકૃત ભાષાનાં પદ્યો આવે છે એ પદ્યો જોતાં આપણને કવિના સમયની ભાષાનો ખ્યાલ આવી શકે છે. તેમાંના થોડાં આ છે:

(૧) ઉવયારહ ઉવયારડઉ સવ્વુ લોઉ કરેઇ ।
અવગુણિ કિયઇ જુ ગુણ કરઇ વિરલઉ જણણી જણેઇ ॥[૧]

(૨) ગુલસિઉં ચાવઇં તિલતાંદલી વેડિઈં વજાવઇં વાંસલી ।
પહિરણિ ઓઢણિ હુઇ કાંબલી ઇણપરિ ગ્વાલઇ પૂજઇ રુલી ॥

---

નવ રંગે કુંકમે તિલક કર્યું રત્નતિલક તેના ભાલે ।
મોતીકુંડલ કાને રહ્યું બિંબાલિત કર જાલે ॥૧૯॥
અથ–નાચે કજ્જલરેખ નયને, મુખકમલે તંબોલ ।
નગોદર–કાંઠલો કંઠે અને હાર વિરોલ ।
મરકત–જાત કંચુક સ્ફુટ ફૂલની માલા ।
કરમાં કંકણુ મણિવલય ચૂડો ખલકાવે બાલા ॥૨૦॥

૧ પ્રબંધકોશ (સિંધી જૈ. ગ્રંથમાળા), પૃ. ૮, છાયા:
(૧) ઉપકારનો ઉપકાર સર્વ લોક કરે ।
અવગુણ કર્યે જે ગુણ કરે વિરલો જનની જણે ॥

કાલઉ કંબલુ અનુ નીચાટુ છાસિહિં ખાલડુ ભરિઉ નિપાટુ ।
અઇવડુ પડિયઉ નીલઇ ઝાડિ અવર કિસર ગહ સિંગ નિલાડિ ॥[1]

(૩) હંસ જિહિં ગયા તિહિં ગયા મહિમણ્ડણા હવંતિ ।
છેહુ તાંહ સરોવરહ જ હંસે મુચ્ચંતિ ॥[2]

(૪) છાયાકારણિ સિરિ ધરિય પચ્ચવિ ભૂમિ પડંતિ ।
પત્તહં હુઇ પત્તત્તણઉં તરુઅર કાંઇ કરંતિ ॥[3]

(૫) સાહસજુત્તઇ હલુ વહઇ દૈવહ તણઇ કપાલિ ।
ખૂંટા વિણુ સીંખઇ નહી ખેડિ મ ખૂંટા ટાલિ ॥

કુમરપાલ ! મન ચિંત કરિ ચિંતિઇં કિંપિ ન હોઇ ।
જિણિ તુહુ રજ્જુ સમ્મપ્પિઉ ચિંત કરેસઇ સોઇ ॥[4]

---

૧ એજન, પૃ. ૧૬, છાયા:

(૨) ગોડશું ચાવે તિલ-તાંદુલ વેડે બજાવે વાંસળી ।
પહેરણે ઓઢણે હોય કાંબળી એણીપેર ગ્વાલે પૂજી રળી ॥

કાળો કાંબળો અને નિચાટો (?) છાસે ખાલડ ભર્યું (?) નિપાટ ।
એવડો પડયો નીલે ઝાડે અવર કિસર (?) ગૃહ શૃંગ લલાટે ॥

૨ એજન, પૃ. ૩૦, છાયા:

(૩) હંસ જ્યાં ગયા ત્યાં ગયા મહીમંડન હોય ।
છેહ તે સરોવરને જેને હંસે મૂક્યાં ।

૩ એજન, પૃ. ૩૧, છાયા:

(૪) છાયા-કારણે શિરે ધરી પછી ભૂમિએ પડે ।
પત્રોનું અહીં પત્રપણું, તરુવર શું કરે ?

૪ એજન, પૃ. ૫૧, છાયા:

(૫) સાહસ-જૂત્યે હળ વહે દેવ તણે કપાળે ।
ખૂંટા વિણ શીખે નહિ, ખેડ મ ખૂંટા ટાળી ।

કુમારપાલ મ ચિંતા કર. ચિંતા કર્યે કાંઈ ન હોય ।
જેણે તને રાજ્ય સમર્પ્યું, ચિંતા કરશે તે ॥

(૬) સા સુક્કંતઈં જગુ મરઇ તે વીરડી મ સુક્ક ।
ઇક્કુ મરંતઇ સુમરઇ વરિ સઉ મરઉ મ ઇક્ક ॥[1]

નેમિનાથફાગુ અને આ અવતરણોની ભાષા જોતાં સંક્રાંતિકાળની એ માલૂમ પડશે. અહીં આપેલાં બધાં અવતરણો જોતાં તત્સમ શબ્દોનો પ્રયોગ કાંઈક વધતેરો લાગશે, તે સાથે નવાં રૂપો પણ ઘણાં મળશે. નવ, કુલધવલો, કમલ, કપોલ, વગેરે તત્સમ શબ્દો તરી આવે છે, જ્યારે કાજલ, આગલઉ, સઉં, ભમાડઇ, રૂડઉ, ટહકડલઉ, મલપતિ, ચાલતિ, સોસિ, કાપડિ, કેવડિયાલઉ, બઇઠી, નિરખઇ, સિઉં, પહિરણિ, ઓઢણિ, કાંબલી, સીંખઇ, વગેરે રૂપો નવા સ્વરૂપમાં આવ્યાં છે.

૧૯. ચૌદમા સૈકામાં થયેલા મનાતા સર્વાનંદસૂરિએ "મંગલકલસ-ચોપાઈ" નામની એક કૃતિ રચી છે. શરૂમાં એક વસ્તુછંદ આપી પછી દોહરા અને પછી ચોપાઈમાં આ કૃતિ રચાયેલી જણાય છે. એ પ્રસિદ્ધ થઈ નથી, એટલે વિશેષ કાંઈ પણ માહિતી મળી શકતી નથી. એની ભાષાનો ખ્યાલ આવે એટલા પૂરતું અવતરણ અહીં પ્રાપ્ય છે તેટલું આપવામાં આવે છેઃ

[વસ્તુ]-સયલ મંગલ સયલ મંગલ-મૂલુ મુણિનાહ
આબુગિરિ આદિજિણ-પાયપઉમ પણમેવિ ભાવિણ
કછોલી-મુખમંડણુ પાસનાહુ ઉરવરિ ધરેવિણુ
વાગુવાણિ સુભ વયણા લે અવતરી અક્ષરમાલ
**મંગલકલસચરિત** હિત ભણસિઉ રલિઅ રસાલ ૧

[દૂહા]-રલિઅ રસાલ નિસુણતાં મંગલકલસચરિત્ત
ભવિઆં ભાવિઇ સંભલુ કરીઉ સુનિચલચિત્તુ ૨

---

૧ એજન, પૃ. ૯૫, છાયાઃ

(૬) તે સુકાતાં જગ મરે, તે વીરડી મ સુકાય ।
એક મરતે સ્મરણ થાય; વારુ સો મરો, ન એક ॥

નિશ્ચલચિત્ત પસાઉલઇ વિઘન વિલીજઇ દૂરિ
સુલલિત વાણી ઇમ ભણઇ **શ્રીસર્વાનંદસૂરિ.** ૩[1]

આ રાસના કર્તા સર્વાનંદસૂરિ કયારે થયા એ વિષયમાં ચોક્કસ માહિતી મળતી નથી. એક સર્વાનંદસૂરિએ સં. ૧૩૦૨માં "ચંદ્રપ્રભ-ચરિત્ર" રચેલું છે[2] તે આ છે કે નહિ એ કહી શકાય તેમ નથી. એક સર્વાનંદે "પાર્શ્વનાથચરિત્ર-કાવ્ય" સસ્કૃતમાં રચેલું છે, જેની નકલ સં. ૧૩–૬ની મળે છે. (દશકનો આંક તૂટે છે.[3]) જાલ્યોદ્ધરગચ્છના એક સર્વાણુદસૂરિ ૧૪મા શતકના આરંભમાં થયેલા જણાય છે, જ્યારે ધર્મઘોષગચ્છના એક સર્વાનંદસૂરિ ૧૪૧૫માં હયાત હતા. બીજા એક વળી સં. ૧૪૯૫માં હયાત હતા.[4] સ્વ. સી. ડી. દલાલે એક જગડુચરિતકાર સર્વાનંદસૂરિ હોવાનું પણ જણાવ્યું છે. આમ કયા સર્વાંનંદસૂરિની આ કૃતિ ગણવી, એ મુશ્કેલીભર્યું છે. કાવ્યના આરંભમાં કછોલી ગામના શ્રીપાર્શ્વનાથનું સ્મરણ છે, એ ઉપરથી એમ સંભવે છે કે કવિનું કછોલી ગામમાં ગુરુગૃહ હોય.

---

૧ જૈ. ગૂ. કવિઓ, ભાગ ૧ લો, પૃ. ૩૫

છાયા : સકલ મંગલ સકલ મંગલ–મૂલ મુનિનાથ ।
આબુગિરિ–આદિજિન–પાદપદ્મ પ્રણમી ભાવે ।
કછોલી–મુખમંડન પાર્શ્વનાથ ઉરવરે ધરી ।
વાગ્વાણી શુભ વેણુલે અવતરી અક્ષરમાલા ।
મંગલ–કલશ–ચરિત હિતે ભણીશ રળિયું રસાલ ॥
રળિયું રસાલ સુણતાં મંગલકલશચરિત ।
ભણ્યો, ભાવે સાંભળો કરી સુનિશ્ચલચિત્ત ।
નિશ્ચલ ચિત્ત પ્રસાદે વિઘ્ન વિલાય દૂર ।
સુલલિત વાણી એમ ભણે શ્રીસર્વાનંદસૂરિ ॥

૨ પત્તનસ્થ જૈ. ગ્ર. સૂ. પૃ. ૨૮૩

૩ એજન, પૃ. ૭૮

૪ પ્રાચીન લેખ સંગ્રહ (ભાવનગર), પૃ. ૧૯, ૨૨, અને ૪૭

ભાષા ઉપરથી કવિનો સમય ચૌદમા શતકનો અંતભાગ જણાય છે. અપભ્રંશનો ઉકાર આદિજિણુ, મુખમંડણુ, પાસનાહુ, ચિત્તુમાં છે, જ્યારે ચરિત્ત–માં નથી. સાથે તત્સમ શબ્દો ઠીકઠીક પ્રમાણમાં પ્રયોજાયેલા છે.

આ કૃતિ સંપૂર્ણ છપાઈ ન હોવાને કારણે કવિ અને કૃતિના વિષયમાં વિશેષ માહિતી આપી શકાય તેમ નથી.

**[ ૧૪મા શતકનું ગદ્ય ]**

૧૪મા શતકની કાવ્યપ્રવૃત્તિ અને ભાષાસ્વરૂપનો આ પૂર્વે પરિચય આપવામાં આવ્યો છે. આ જ યુગમાં થોડી ગદ્યપ્રવૃત્તિ પણ થઈ છે. બેશક એ કાંઈ પણ મહત્ત્વ ધરાવતી નથી; કેમકે એ માત્ર સ્વતંત્ર ગદ્યકથાઓ નહોતાં ટીકા ટિપ્પણ જેવી છે. પણ એમાં ૧૪મા શતકનું ભાષાસ્વરૂપ એના સ્વાભાવિક રૂપમાં સચવાઈ રહેલું મળે છે. ઉપર આવેલી પદ્યકૃતિઓમાં ભાષાનું સ્વાભાવિક લક્ષણ વ્યક્ત નથી થતું તેટલું આ કૃતિઓમાં વ્યક્ત થાય છે એમ કહેવામાં મુદ્દો એ છે કે પદ્યમાં તો જૂનાં શબ્દસ્વરૂપોને જાણે અજાણે સાચવી રાખવાનો પ્રયત્ન હોય છે, પદ્યને પ્રૌઢ બનાવવા સાહિત્યકીય ભાષાનાં રૂઢ રૂપો સાચવવાનો પ્રયત્ન હોય છે, અને ગદ્યકથાઓ કે એવું વિશિષ્ટ કાવ્યમય ગદ્ય લખાયું હોય તો તેમાંયે તેવું પ્રૌઢ ગદ્ય સાચવવાનો પ્રયત્ન થયો હોય છે, પણ માત્ર સમર્જૂતી ખાતર લખવામાં આવેલાં ટીકા–ટિપ્પણમાં તો માનવમુખમાં વ્યક્ત થતું ભાષાસ્વરૂપ નીકળી આવે તે વધુ સંભવિત છે; અને મારું તો દૃઢ માનવું છે કે સૈકાસૈકાના ભાષાસ્વરૂપે ક્રમિક વિકાસ કેવી રીતે સાધ્યો છે, તે તેના સ્વાભાવિક સ્વરૂપમાં જાણવું હોય તો સાદી ગદ્યકૃતિઓ જ–ચિટ્ઠીચપાટી અને ખતપત્રો જ–મેળવવી જોઈયે. અહીં રજૂ થતા નમૂનાઓ પ્રાયઃ એ વસ્તુની ખાત્રી આપશે.

૧. સં. ૧૩૩૦ના અશ્વિન સુદિ ૫ ગુરુવારે આશાપલ્લીમાં લખાયેલી, અત્યાર સુધીમાં મળેલી ગૂજરાતી ગદ્યકૃતિઓમાં સૌથી જૂનામાં

જૂની કૃતિ આ **આરાધના**[1] છે. આ કૃતિ એના એક વિશિષ્ટ સ્વરૂપથી બીજી ગદ્યકૃતિઓથી જુદી તરી આવે છે; તે તેના પ્રૌઢ અને આડંબરી ગદ્યથી. ભારોભાર સંસ્કૃત તત્સમ શબ્દોથી લદાયેલું આ ગદ્ય તત્કાલીન સમાન્ય વ્યવહારુ ગદ્યથી જરૂર જુદું પડી જાય છે. વચ્ચે આવતું આ એક વાક્ય જુઓ:

> પરમેશ્વર અરહંત-સરણિ સકલકર્મનિર્મુક્ત સિદ્ધ-સરણિ સંસાર-પરીવારસમુત્તરણયાનપાત્ર—મહાસત્ત્વસાધુ-સરણિ સકલ-પાપપટલક-વલનકલાકલિતુ કેવલીપ્રણીતુ ધમ્મુ-સરણિ સિદ્ધસંઘ-ગણ કેવલિ શ્રુત આચાર્ય ઉપાધ્યાય સર્વ સાધુ વ્રતિણી શ્રાવક શ્રાવિકા ઇહ જ કાંઇ આશાતના કી હુંતી તાહ મિચ્છા મિ દુક્કડં ।[2]

આ અવતરણમાં સમાસાંત પદો લાદ્યાં છે, તેથી જુદા પડતા નીચેના અવતરણમાં પ્રાસાનુપ્રાસવાળી શૈલી મળે છેઃ

> પંચ પરમેષ્ઠિનમસ્કારુ જિનશાસનિ સારુ ચતુર્દશપૂર્વસમુદ્ધારુ, સંપાદિતસકલકલ્યાણસંભારુ વિહિતદુરિતાપહારુ ક્ષુદ્રોપદ્રવપર્વતવજ્રપ્રહારુ લીલાદલિતસંસારુ સુ તુમ્હિ અનુસરહુ, જિણિ કારણિ ચતુર્દશપૂર્વધર ચતુર્દશપૂર્વસંબંધિઉં ધ્યાનુ પરિત્યજિઉ ।[3]

---

૧ પ. જૈ. ભં. ગ્રં. સૂચી, એને આધારે સ્વ. સી. ડી. દલાલે પ્રા. ગૂ. કા. સં.માં પૃ. ૮૯ ઉપર અને મુનિ શ્રીજિનવિજયજીએ પ્રાચીન ગૂ. ગદ્ય-સંદર્ભમાં પૃ. ૨૧૮ ઉપર આ છપાવી છે.

૨ પ્રા. ગુ. કા. સં. પૃ. ૮૬, છાયા:

પરમેશ્વર અર્હત્-શરણે, સકલકર્મનિર્મુક્ત સિદ્ધ-શરણે, સંસાર-પરિવાર-સમુત્તરણયાન-પાત્ર મહાસત્ત્વસાધુ-શરણે, સકલ-સંઘ-પાપ-પટલ-કવલન-કલા-કલિત કેવલી-પ્રણીત ધર્મ-શરણે સિદ્ધસંઘગણ-કેવલિ-શ્રુત-આચાર્ય-ઉપાધ્યાય સર્વ સાધુ વ્રતિની શ્રાવક-શ્રાવિકાએ અહીં જે કાંઇ આશાતના કરી હતી, તે મિથ્યા મારું દુષ્કૃત.

૩ એજન, પૃ. ૮૭, છાયા:

પંચપરમેષ્ઠિ-નમસ્કાર જિનશાસને સાર ચતુર્દશ-પૂર્વસમુદ્ધાર સંપાદિતસકલ-કલ્યાણસંભાર વિહિત-દુરિતાપહાર ક્ષુદ્રોપદ્રવપર્વત-

આ બંને અવતરણો જોવાથી જણાશે કે લેખક પ્રૌઢ ગદ્ય લખવા પ્રયત્ન કરે છે, જેમાં તત્સમ સંસ્કૃત શબ્દો ભારોભાર પ્રયોજે છે. તત્કાલીન લોકભાષાની છાંટ સરણિ <સં. शरणे, વતિણી >સં. व्रतिनी, જ <સં. यद्, કાઇ <સં. काचित्, કી <પ્રા. किआ<સં.कृता, હુંતી <સં.भूता, તાહ <સં.तस्याः, મિચ્છા <સં.मिथ्या, મિ <સં. मे, દુક્કડં <સં. दुष्कृतं, સુ <સં. तद्, તુમ્હિ <સં * तुष्मे, જિણિ <સં. येन, આ રૂપો જૂનાં પ્રાકૃત કે અપભ્રંશનાં છે. ઉપરાંત પ્રથમા–દ્વિતીયાનો उ પ્રત્યય, અને ક્રિયાપદ–કૃદંતનાં રૂપોમાં 'અનુસરહુ' અને 'પરિત્યજિઉ'માં અનુક્રમે हु અને इउ પ્રત્યય છે.

પણ આ આખી આરાધના વાંચવાથી તેમાં નવાં સ્વરૂપો પણ સંક્રાંતિકાળમાં સિદ્ધ થવા જતાં–પ્રયોજાયેલાં મળે છે, જેવાં કે ટીપણાં, ઉતરી, ઠવણી, પાડા, દોરી, સઉં (=શું), એ (=તે), પાંચ, ચારિ, ઈહ તણઈ વિષઇ (=આ તણે વિશે), હું, નહીં, ઊચરહુ (=ઊચરો), પનર (=પંદર), છપ્પન, સાત, તણા, જે, ઊપના, પાછિયા, ચૂકિયા, –(ર)હઇં (=ને), અઢાર, કરાવણિ, તુમ્હિ, સ્મરેવઉ, અનઇ (=અને), કરિસઉ (=કરશો), સંપાદિયઇ=(સંપાદિયે–કર્મણિરૂપ), એ માલૂમ પડે છે, જે બતાવે છે કે ભાષા અપભ્રંશ કાળમાંથી મધ્યકાલીન ગૂજરાતીમાં વિકાસ સાધવા માંડી હતી. નીચેનું વાકય જુઓ:

> પંચપરમેષ્ઠિનમસ્કારુ સ્મરહિ, તઉ તુમ્હિ વિશેષિ સ્મરેવઉ, અનઇ પરમેશ્વરિ તીર્થંકરદેવિ ઇસઉ અર્થુ ભણિયઉ અચ્છઇ, અનઇ સંસાર તણઉ પ્રતિભઉ મ કરિસઉ, અનઇ રુદ્ધિ નમસ્કાર ઇહ લોકિ પર લોકિ સંપાદિયઇ ॥[1]

---

વજ્રપ્રહાર લીલાદલિતસંસાર, તે તમે અનુસરો, જેણે કારણે ચતુદશ–પૂર્વધર ચતુર્દશપૂર્વસબંધી ધ્યાન પરિત્યજ્યું(હતું).

૧ એજન, પૃ. ૮૭, છાયા:
પંચપરમેષ્ઠિનમસ્કાર સ્મરે, તો તમોએ વિશેષે સ્મરવો. અને પરમેશ્વર તીર્થંકરદેવે એવો અર્થ ભણ્યો છે, અને સંસાર તણો પ્રતિભવ મ

संस्कृताढ्या च गौर्जरी એ લક્ષણ આમ એકદમ સાર્થક થતું આ અવતરણોમાં–આ આરાધનાના ગદ્યમાં દેખાય છે, સાથોસાથ મધ્યકાલીન ગૂજરાતીનાં વ્યાપક રૂપો પણ સં. ૧૩૩૦ જેટલા જૂના સમયમાં વપરાયેલાં મળે છે. આ પ્રત તાડપત્ર ઉપર લખાયેલી જૂની છે, એ પણ થોડું સૂચક નથી.

આ ગદ્ય જોતાં તે સમયે તત્કાલીન ભાષામાં પ્રૌઢ ગદ્ય પણ લખવાનો અવશ્ય રિવાજ હશે તેમ જણાય છે; ભલે પછી આજે તેવું સુંદર સાહિત્ય ન મળતું હોય. અને પંદરમા શતકના અંત ભાગના "પૃથ્વીચંદ્રચરિત્ર"માં આપણને સુંદર ગૂજરાતી ગદ્ય=ગદ્યકાવ્યની પ્રાપ્તિ થાય પણ છે.

૨. સંસ્કૃત ભાષાના વ્યાકરણને વિષય બનાવી કોઇ સંગ્રામસિંહ નામના વ્યાકરણકારે સં. ૧૩૩૬માં "બાલશિક્ષા" એ મથાળે કેટલુંક ભાષાબંધારણ આપવા પ્રયત્ન કર્યો છે. વિક્રમના ૧૪મા શતકના આરંભમાં **બોલાતી ભાષા**નું સાદું સ્વરૂપ કેવું હતું, તે એ ગ્રંથમાં મળી આવે છે. એણે શરૂમાં જુદા જુદા કાળનાં રૂપો આપ્યાં છે; જેવાં કે

વર્તમાનકાળ–કરઈ, લિયઈ, દિયઈ
વર્તમાનકાળ–કર્મણિ–કીજઈ, દીજઈ, લીજઈ
વિધ્યર્થ–કરિજે, લેજે, દેજે
આજ્ઞાર્થ–કરિ, લઈ, દઇ
,, –કર્મણિ–કીજઉ. દીજઉ, લીજઉ
ભૂતકાળ–કીધઉં, લીધઉં
ભવિષ્યકાળ (૨જો પુરુષ)–કરિસિ, લેસિ, દેસિ
ભવિષ્યકાળ (૩જો પુરુષ)–કરિસિઈ, લેસિઈ, દેસિઈ
,, –કર્મણિ–કીજિસિઇ, લીજિસિઇ, દિજિસિઈ.
ક્રિયાતિપત્તિ–કરત, લેત, દેત

---

કરશો, અને ઋદ્ધિ–નમસ્કાર અહીં લોકમાં પરલોકમાં સંપાદિયે (કર્મણિ પ્રયોગ).

ક્રિયાતિપત્તિ-કર્મણિ-કીજત, લીજત, દીજત
વર્તમાનકૃદંત-કરતઉ, લેતઉ, દેતઉ
,, -કર્મણિ-કીજતઉ, લીજતઉ, દીજતઉ
ભવિષ્યકૃદંત-કરુણાહરુ, લેણાહરુ, દેણાહરુ
ભૂતકૃદંત-કીધઉં, દીધઉં, લીધઉં
સંબંધક ભૂતકૃદંત-કરીઉ, લેઉ, દેઉ
હેત્વર્થ કૃદંત-કરિવા, લેવા, દેવા
સામાન્ય કૃદંત-કરિવઉ, લેવઉ, દેવઉ
પ્રેરક રૂપો-કરાવઇ, કરાવિવઉં, કરાવિસઇ, કરાવતઉ, કરાવી, કરાવિવા.

સંગ્રામસિંહે જુદો શબ્દસંગ્રહ અને ક્રિયાપદોનાં મૂળરૂપ તત્કાલીન ભાષામાં કયાં કયાં પ્રયોજાય છે, તે આપ્યાં છે. એમાંનાં ઉપયોગી અહીં આપું છું:

**શબ્દસંગ્રહ**—આજુ (આજ), કાલિ (કાલ), પરમ (પરમ દિવસ), હિવડાં (હમણાં), નહીત (નહિ તો), લિગઇ (લગી), પાષઇ (વિના), જહિયં-તહિયં (જ્યારે ત્યારે), કહિમા (કયારે), કીહાં-જીહાં-તીહાં (કયાં-જ્યાં-ત્યા), ઇહાં (અહીં), સગલઇ (સર્વત્ર), વલીઉ (વળી), ઝટકઇં (ઝટ દઇ), જૂઉ (જુદો), તાહરું (તારું), માહરઉં (મારું), તુમ્હારું (તમારું), અમ્હારઉં (અમારું), સરીષઉ (સરખો), કિસઉ-જિસઉ-તિસઉ-ઇસઉ-યસઉ (કેવો-તેવો-આવો-જેવો). અમ્હ-તૂ-મૂ-તુમ્હ સરીષઉ (અમ-તું-હું-તમ સરખો), જેતલુ-તેતલુ-એતલુ-કેતલુ (જેટલો-તેટલો-એટલો-કેટલો), ઓરહુ (ઓરો, નજીક), પરહુ (પરો, દૂર), પાષલિ (ફરતું), સવહિ ગમા (સર્વ બાજૂ), બાહિરિ (બહાર), ધુરિલું (પહેલું), છહિલઉં (છેલું), એક-બિહુ-છહિં પરિ (એક-બે-છ પ્રકારે), જડપણઉં, જાનાવાસઉ (જાનીવાસ), ઉસીઆલું (ઓશિયાળું), ધુઘટઉ (ઘૂંઘટો), આહર જાહર (આવ જાવ),

મસાહણી (મહાસાધનિક), ચાંદ્રિણું (ચાંદરણું–ચંદરવો), બલ-બલીઉ (વાચાળ, બડબડિયો), વાદલું (વાદળું), પછોકઉ (પાછલું), ઉપવાસીઉ (ઉપવાસી), ફૂઈહાઇઉ (ફોઈનો પુત્ર), મસિહાઇઉ (માસીનો પુત્ર–મસિયાઈ), બાપ (પિતા), ફૂટરઉં (સ્ફુટ), ષાણુઉ (ખાંડણિયો), હથીયારુ (હથીયાર), કઉસીઉં (કોસીસું), ગોગીડઉ (ગોગીડો–ગોકીટ), પડાઇ (પતંગ), વાંકઉં-ફૂબડઉં (વાંકું–કૂબડું), વાલાલુંછી (વાળની ચૂંટાચૂંટી), છેત-રિઉ (છેતર્યો), આકડઉ (આકરું), ઉજાણી (ઉદ્યાનિકા), ભોગલા (ભોગળ), મહરુ (મહત્તર), વરાંસિઉ (ઊલટું કર્યું) વગેરે.

**ક્રિયાપદો**—રાષઇ, આરંભઇ, સાંભરઇ, બોલઇ, નાસઇ (નાસી જાય છે), જાણુઇ, બૂઝઇ, જિમઇ (જમે છે), ખાઅઇ, ભીષઇ, શોભઇ, સીષઇ, શોષવઇ, વિણસઇ, વિમાસઇ, અચ્છઇ (છે), કહઇ, સોહઇ, જાઈ, આવઇ, નિકલઇ (નીકળે છે), ઊગઇ, આથમઇ, હાલઇ, ચાલઇ, આપઇ, વરસઇ, ધાસઇ (ધસે છે), ભેટઈ, વીનવઈ, વાપરઈ (વાપરે છે), પ્રામઇ (પામે છે), નાહઇ, ભાવઇ (ભાવે–ગમે છે), વીષરઇ (વીખરાય છે), સમારઇ (સમાર-કામ કરે છે), પરિણઈ, ખંજુહાલઇ (ખજવાળે છે), હીંડોલઇ, બાંધઇ, બીહઇં, બીહાવઇ, ઉલ્લીંચઇ (ઉલેચે છે), લાજઇ, ફિરઇ, સૂંઘઇ, ઝાડઇ (છોડે છે), સાંપડઈ, નિરષઇ, ઊપજઈ, પરષઇ, નીપજઇ, ઊવેષઈ, ઊધ્રકઇ, બુહારઈ (બુહારી–વાસીંદું કાઢે છે), બાલઈ (બાળે છે), બલઈ (બલે છે), પીઅઇ (પીએ છે), વિઢઇ (વઢે છે), વાંછઇ, તૂસઇ (તુષ્ટ થાય છે), પૂચ્છઇ, નાચઇ, માચઈ (મચે છે), સાંભલઇ, થવઇ (સ્થિર રહે છે) કરડઈ, કાટઇ, લાંષઇ (નાખે છે), ધોઅઇ, વીછલઇ (વીંછળે છે), ધાતઇ (ફેંકે છે), છઉંટઇ (ફેંકે છે), સંધૂષઇ (અગ્નિ પ્રજ્વલિત કરે છે), સાચઇ (સંચય કરે છે), ચૂંટઇ, ઊજાલઇ, પ્રાસુઇ (પ્રસવે છે), હુઅઇ (હોય છે) ચૂયઇ, ગાંઠઇ (ગાંઠ

બાંધે છે), થીજઈ, ભીજઈ, ઊકલઈ, વાધઇ, પીજઈ, ઊમટઈ, વીધઈ, પઢઇ, માયઈ (સમાય છે), પ્રસવઈ, સૂઅઈ, ફેડઇ, જુડઈ (જોડે છે), રુંધઇ, ઉઢઈ (ઓઢે છે), પોઅઇ (પરોવે છે), વલઇ (વળે છે), છાયઈ (ઢાંકે છે), લાડઇ, (લાડ કરે છે), પંફેલઇ (પંપાળે છે), મનાવઇ, દ્રઉડઈ, રોઅઇ, ઢીલઈ, (ઢીલું કરે છે), લહઈ, ભેલઇ, ઝાંપઇ, નિઉંજઇ (નિયોજે છે), ખૂડઈ, ખોડાઅઇ (ખોડાય છે, ખોડાંગે છે), લુણઇ (લણે છે), આંબઈ (પહોંચે છે), સીઝઈ, સૂઝઈ (સૂઝ પડે છે), મીચઇ (મીંચે છે), માનઈ, મથઇ, ઢાંકઇ, પહિરઈ, પડઇ, અડવડઇ, કુરમાઇ (કરમાય છે), હકારઇ (બોલાવે છે), છણઈ (છણે છે), પઇસઇ, આંજઇ, ઉઘડઇ, પીટઈ, સૂકઇ, છોલઇ, ખુદઈ, ખુટઈ, સીદાઅઇ (નાશ પામે છે), ઊગટઇ, ઝૂંબઇ, સાહઇ, ભેદઈ, સરવઇ (સ્રવે છે), ચાટઇ, ઊલટાવઇ, ધ્રૂજઇ, ધ્રાઅઈ (ધરાય છે), ખીજઇ, વિહંચઇ (વહેંચે છે), ખડહડઈ, પાલટઇ, તાણઇ, કાઢઇ, ટલવલઈ, ગાંગિરઇ (ગાંગરે છે), ઝૂઝઇ, ઘંઘાલઇ, વીંટઇ, ચમેટઈ, પરીસઈ (પીરસે છે), ખાસઇ (ખાંસી ખાય છે), વીસમઇ (વિશ્રામ લે છે), ચડઈ, ધૂણઈ, મોકલઇ, કલકલઇ, તજઇ, માંજઇ, ડસઇ, ગાજઇ, ગાયઇ, કરઈ, ધરઇ, દિઅઈ, લિઅઇ, ઊડઈ, ધૂપઇ, ખિરઇ (ખરે છે), વીકઇ (વેચે છે), મરદઇ (મર્દન કરે છે), મલઇ, ઊઘડઇ, અડઇ, ઊઠઇ, કિરગિરિઇ, વઘારઇ (વઘાર આપે છે), વખાણઇ, વાવઈ, છિબઈ (છબે છે), ચોરઇ, ઉખેલઇ, સકઇ, પરવારઇ, વારઇ, પલ્હાલઇ (પલાળે છે), લેઅઇ, ફૂટઇ, પતીજઇ (પ્રતીતિ થાય છે), જાઅઇ (ઉત્પન્ન થાય છે), ખાજૂઅઇ, (ખંજોળે છે), ઓલંભઇ (ઠપકો આપે છે), વાઢઇ (વધારે છે), લોઢઇ, આખુડઇ (આખડે છે), ફડફડઇ, કડકડઇ, વીછોહઇ, ત્રડત્રડઇ, હીંડઈ, દેખઇ, જોઅઈ (જુએ છે), લોટઇ, નાથઇ, પાઠવઇ (મોકલે છે), ખોત્રઈ (ખોતરે છે), ગૂંથઇ, ઝંપાવઇ,

ભાંજઇ, સીવઈ, પીસઇ, ઘોસઇ (ગોખે છે), હણઇ, મારઇ, આભિડઇ (આભડે છે), ગિલગિલાવઈ, ચાંપઇ, હિણહિણઇ, બઇસઇ, ઊલષઈ, ઓહટઇ, મોકલાવઇ, ગંધાઅઇ, ખિસઈ (ખસે છે), ઓઠંભઇ (ટેકો લે છે), પલાણઈ, સૂજઈ, સૂજવઇ, દૂષઇ, દુહઈ, વાટઇ, ધડધડઇ, ફરકઇ, રહઇ, ભડહડઇ, છેકઈ, છીંકઇ, હાકઈ, હૂંફઈ, ચૂકઇ, થૂંકઈ, ચોંચૂઈ (ચોંચવે છે), મેલ્હઈ, છાટઇ (છાંટે છે), લીંપઇ, માગઇ, ઘૂમઇ, રાચઇ, વાજઈ, દાઝઇ, ખાજઈ, ઘાસઇ, જણાઈ, કરાઇ વગેરે.

આજે ગૂજરાતીમાં વપરાતાં ક્રિયાપદોનાં મૂળ આમ વિક્રમના ૧૪મા શતકના પૂર્વાર્ધ જેટલાં જૂનાં છે, એમાં ભાષાનું સ્વરૂપ પણ મધ્ય ગૂજ.ની ૧લી ભૂમિકાનું મળે છે. આમાં કયાંય પ્રાચીન ગૂજરાતી કિંવા અપભ્રંશની વિશિષ્ટ લાક્ષણિકતાને સ્થાન રહ્યું નથી. બેશક અગાઉ જણાવ્યું છે તે પ્રમાણે કવિઓએ તો ઘણાં સૈકાંઓ સુધી તેવી લાક્ષણિકતા જાળવવા પ્રયત્ન કર્યો છે.

૩. સં. ૧૩૪૦ના અરસામાં લખાયેલા જણાતા તાડપત્રમાંથી એક **અતિચારનો** ખંડ પણ છપાયેલો મળે છે. એનો શરૂનો ભાગ અહીં ઉતારી લેવામાં આવે છે:

[1]કાલવેલા પઢચં, વિનયહીણુ બહુમાનહીણુ ઉપધાનહીણુ ગુરુનિ-

---

૧ પ્રા. ગૂ. કા. સં., પૃ. ૮૭–૮૮

છાયા : કાલવેલા પઢ્યું, વિનયહીન બહુમાનહીન ઉપધાનહીન ગુરુ–નિહ્નવ અનેરા કને પઢ્યું, અનેરે કહ્યે વ્યજનકૂટ અર્થકૂટ તદુભયકૂટ કૂડો અક્ષર કાને માત્રે આગલો ઓછો દેવવંદણ–વંદને પ્રતિક્રમણે સઝાય (=સ્વાધ્યાય) કરતાં પઢતાં ગુણતાં હુઓ હોય, અર્થકૂટ કયાંય હોય, સૂત્ર અર્થ બેઉ કૂડાં કહ્યાં હોય, જ્ઞાનોપકરણ પાટી પોથી કામળ (=કલમ) સાંપડું સાંપડી(ને) આશાતન પગ લાગ્યો, થૂંક લાગ્યું, પઢતાં પ્રદ્વેષ મત્સર અંતરાય હૂં (=મેં) કીધો હોય, તથા જ્ઞાન દ્રવ્ય ભક્ષિત ઉપેક્ષિત પ્રજ્ઞાપરાધે વિનાશ્ય વિણાસ્યું ઉવેખ્યું હોતાં (=થી) શક્તિ સાર સંભાલ ન કીધી હોય, અનેરે જ્ઞાનાચારે કોઇ અતિચાર

ए्हव अनेरा कणुहई पढयं, अनेरइं कहइं व्यंजनकूडु अर्थकूडु तदु-भयकूडु कूडउ अक्‌खरु कानइ मात्रिं आगलउ ओछउ देवंदणवांदणइ पडिक्रमणुई सज्झाउ करतां पढतां गुणतां हुउ हुयइ, अर्थकूडु कहउ हुइ, सूत्रु अर्थु बेउ कूडां कह्यां हुइ, ज्ञानोपकरण पाटी पोथी कमली सांपडं सांपुडी आशातन पगु लागउ थुंकु लागउं पढतां प्रद्वेष मच्छरु अंतराइउ हउं कीधउ हुई, तथा ज्ञानद्रव्यु भक्षितु उपेक्षितु प्रज्ञापराधि विणास्य विणासितउं ऊवेख्यं हुंती सक्ति सार संभाल न कीधियइ, अनेरइ ज्ञानाचारिइ कोइ अतीचारु हुउ सुक्ष्मबादरु मनि वचनि काइ पक्षदिवसमांहि तेह सवहि मिच्छा मि दुक्कडुं ॥

આમાંથી અપભ્રંશનો લાક્ષણિક उકાર કાઢી નાખવો. એમ કરવાથી મધ્યકાલીન ગૂજરાતીની ૧લી ભૂમિકાનું ભાષાસ્વરૂપ આવી જશે. આમાં પણ તત્સમ શબ્દોની બહુલતા લક્ષ્યમાં લેવા જેવી છે. "પઢયં" અને "ઊવેખ્યં" એ રૂપો "પઢયું" અને "ઊવેખ્યું" એ રૂપે મને લાગે છે. કરતાં, પઢતાં, ગુણતાં એ અવ્યયાત્મક વર્તમાન કૃદંત (સાતમીના આં પ્રત્યયવાળાં) આજ સુધી અવિચ્છિન્ન રૂપે વપરાયેલાં છે. આ ખંડમાં કાનઇ, આગલઇ, ઓછઉ, વાંદણઇ, બેઉ, કૂડાં કહ્યાં, મોટી, સાંપુડ, સાંપુડી, લાગઉ, થુંકુ, ઊવેખ્યં હુંતી (=ઊવેખ્યાથી), તેહ, ઉપરાંત સાતમઇ, પાનિ, કોફલિ, અંગોહલિ, ફૂલિ, આંબિલ, કીધી, એકાસણાં, કીધઇ, વિરાસઇં, પીધઉં, વગેરે રૂપો નવા સ્વરૂપનાં ધ્યાન ખેંચે છે.

તૃતીયા વિભક્તિ એકવચનનું "માત્રિં" રૂપ પણ ધ્યાન ખેંચે છે. ગૂજરાતીમાં તૃતીયાનો સાનુનાસિક "એં" આ રૂપમાં ગર્ભિત પડ્યો છે. સાતમીમાં "માંહિ"નો પ્રયોગ તો ખૂબ જાણીતો છે. સાતમીનો "इ" તો જૂનો છે; "એ" ના રૂપમાં હવે આવવાનો છે.

૪. સં. ૧૩૫૮માં કાગળની પોથીમાં લખાયેલ "સર્વતીર્થ-

---

હુઓ, સૂક્ષ્મ બાદલું મને વચને કાંઇ પક્ષ દિવસમાં, તે સર્વ મિથ્યા મારૂં દુષ્કૃત.

**નમસ્કાર**" એ સમયની લોકભાષાનું આબાદ સ્વરૂપ સાચવી રાખે છે. સંધિકાળમાં જેવી ભાષા હોવી જોઇયે તેનો એ એક સારો નમૂનો છેઃ

[1]પહિલઉં ત્રિકાલુ અતીત અનાગત વર્ત્તમાન બહત્તરિ તીર્થંકર સર્વ-પાપક્ષયંકર હઉં નમસ્કરઉં ।

તદનંતરુ પાંચે ભરતે પાચે ઐરવતે પાંચ મહાવિદેહે સત્તરિસઉ ઉત્કૃષ્ટ-કાલિ વિહરમાણ હઉં નમસ્કરઉં ।

તઉ પહિલઉ સૌધર્મિ દેવલોકિ બત્રીસ લાખ, બીજઇ ઇસાનિ દેવલોકિ અઠ્ઠાવીસ લાખ, ત્રીજઇ સનતકુમારિ દેવલોકિ બાર લાખ, ચઉત્થઇ મહેંદ્ર દેવલોકિ આઠ લાખ, પાંચમઇ બ્રહ્મદેવલોકિ ચ્યારિ લાખ, છઠ્ઠઇ લાંતકિ દેવલોકિ પંચાસ સહસ, સાતમઇ શુક્ર દેવલોકિ ચ્યાલીસ સહસ, આઠમઇ સહસ્રારિ દેવલોકિ છ સહસ, નવમઇ આણતિ દેવલોકિ બિ સઇ, દસમઇ પ્રાણુતિ દેવલોકિ બિ સઇ, ઇગ્યારમઇ આરણિ દેવલોકિ બારમઇ અચ્યુત દેવલોકિ બિહૂ દઉઢુ દઉઢુ સઉ. અનઇ હેઠિલે ત્રિહૂ ગ્રૈવેયકે ઇગ્યારોત્તરુ સઉ, માહિલે ત્રિહૂ ગ્રૈવેયકે સત્તોત્તર

[1] એજન, પૃ. ૮૮–૮૯

છાયા : પહેલું ત્રિકાલ અતીત અનાગત વર્તમાન બોંત્તેર તીર્થંકર સર્વ પાપ-ક્ષયંકર (ને) હું નમસ્કાર કરું. તદનંતર પાંચે ભરતે પાંચે ઐરાવતે પાંચ મહાવિદેહે સપ્તઋષિ(ને) ઉત્કૃષ્ટ કાલે વિહરતો હું નમસ્કાર કરું. તો પહેલે સૌધર્મ દેવલોકે બત્રીસ લાખ, બીજે ઇશાન દેવલોકે અઠ્ઠાવીસ લાખ, ત્રીજે સનત્કુમાર દેવલોકે બાર લાખ, ચોથે માહેંદ્ર દેવલોકે આઠ લાખ, પાંચમે બ્રહ્મદેવલોકે ચાર લાખ, છઠે લાંતક દેવલોકે પચાસ સહસ્ર, સાતમે શુક્ર દેવલોકે ચાલીસ સહસ્ર, આઠમે સહસ્રાર દેવલોકે છ સહસ્ર, નવમે આનત દેવલોકે બસ્સે, દસમે પ્રાણત દેવલોકે બસ્સે, અગિયારમે આરણિ દેવલોકે બારમે અચ્યુત દેવલોકે બેઉ દોઢ દોઢ સો, અને હેઠલે ત્રણ ગ્રૈવેયકે અગિયારોત્તરસો ( = ૧૧૧ ), માંહ્યલે ત્રણ ગ્રૈવેયકે સપ્તોત્તર સો ( = ૧૦૭ ) ઉપલે ત્રણ ગ્રૈવેયકે એક સો પાંચ પાંચ-ઉત્તર ( સો = ૧૦૫ ) વિમાને, એમ સ્વર્ગલોકે ચોર્યાશી લાખ સત્તાણુ સહસ્ર ત્રેવીસ આગલા જિનભવન(ને) વંદું.

> સઉ, ઊપઇલે ત્રિહૂ ગ્રૈવેયકિ એકુ સઉ પંચ પંચોત્તર વિમાને, એવંકારઇ સ્વર્ગલોકિ ચઉરાસી લાખ સત્તાણુઇ સહસ ત્રેવીસ આગલા જિનભુવન વાંદઉં ।

આ અવતરણમાંથી અપભ્રંશનો લાક્ષણિક ઉ અને તત્સમ શબ્દો બાદ કરતાં બાકીનાં મધ્યકાલીન ગૂજરાતીનાં ચોખ્ખાં રૂપો છે; એટલું જ નહિ પણ હેઠિલે, માહિલે, ઊપઇલે એ સપ્રમ્યંત પદો તો અર્વાચીન લાક્ષણિકતાનાં (મુદ્દે મધ્યકાલીન ગૂજરાતીની ૪થી મિશ્ર ભૂમિકાનાં) રૂપો છે. આમ અર્વાચીન બોલીના અંશો આટલા જૂના માલૂમ પડી આવે છે. બિ સઈ ( = બસ્સે ) અને એકસઉ ( = એકસો ) એ રૂપો, ઉપરાંત બત્રીસ, લાખ, અઠ્ઠાવીસ, આઠ, પાંચમઇ, ચ્યાલીસ, આઠમઇ છ, ઇગ્યારસઇ, બારમઇ, દઉઢ, ચઉરાસી, સત્તાણુવઇ, ત્રેવીસ, આગલા, વાંદઉં, બહત્તરિ, છન્નવઇ, છહત્તરિ, સાત, બાવન્ન, પંચ્યાસી, પાંચ, છિયાસિયા એ શબ્દસ્વરૂપો મધ્યકાલીન ગૂજરાતીની લાક્ષણિકતા ધરાવનારાં પણ મળી આવે છે. સાથે આ ગદ્ય નાનાં નાનાં વાક્યોમાં નહોતાં મોટો વાક્યખંડ રજૂ કરે છે. આગલા બેય નમૂના જેમ, એ જોતાં ગૂજરાતી સ્વાભાવિક ગદ્ય કેવું હતું, તેનો પણ ખ્યાલ મેળવી શકાય છે.

૫. ટીકાઓ—વિવરણો કેમ લખાતાં એનો નમૂનો પણ સં. ૧૩૫૮ની એક હાથપ્રતમાંથી મળે છે. એ નવકાર મંત્રનું વ્યાખ્યાન છે. આ પદ્ધતિના પણ પછીથી અનેક ગ્રંથો મળે છે. ગીતા, ગીત-ગોવિંદ વગેરેનાં ભાષાંતરોની તેવી અનેક હાથપ્રતો ૧૬મા શતકની મળે છે. આ પદ્ધતિ વ્યાખ્યાન ગ્રંથોમાં સર્વત્ર વ્યાપક હતી. ગદ્ય કે પદ્યના વિવેચન તરીકે ખંડાન્વય પદ્ધતિનો પ્રયોગ થતો, જેમાં મુખ્ય વાક્ય કહી પછી વિશેષ્યોનાં વિશેષણો પ્રશ્ન કરી કરી મૂકવામાં આવતાં અર્થસ્વરૂપમાં. જુઓ આ:

> नमो अरिहंताणं ॥૧॥ માહરઉ નમસ્કારુ અરિહંત હઉ ।
> કિસા જિ અરિહંત: રાગદ્વેષ રૂપિઆ અરિ વયરી જેહિ હણિયા,

અથવા ચતુષષ્ટિ ઇંદ્રસંબંધિની પૂજા મહિમા અરિહઇ; જિ ઉત્પન્ન દિવ્ય વિમલ કેવલ જ્ઞાન, ચઉત્રીસ અતિશયિ સમન્વિત, અષ્ટ મહાપ્રતિ-હાર્યશોભાયમાન મહાવિદેહિ ખેત્રિ વિહરમાન તીહ અરિહંત ભગવંત માહરઉ નમસ્કારઉ હુઉ ॥૧॥[1]

આમાં પણ સંસ્કૃત તત્સમ શબ્દોનો પ્રયોગ બહોળો છે, પણ અપભ્રંશનો પ્રથમા–દ્વિતીયા વિભક્તિનો ઉ લુપ્ત થતો જાય છે. આ આખા વ્યાખ્યાનમાં આ નવાં રૂપો પ્રયોજાયેલાં મળે છે: હુઉ (= હો), માહરઉ–મહારઉ, કિસા, ગ્યા, આઠ, ભણિયઇ, તણઇ, જિસઉ, તિસઇ, ઊપરિ, તેહ, જિ, તિ, ભણિઇ (= ભણિયે, હજી કર્મણિ રૂપ જ) પઢાવઇ, આંગ (= અંગો, શબ્દો), અછઇ, અઢાઇ, પનર, પાંચ, હુંતઉ (= થતો), કરતઇ હુંતઇ (= કરતો હોતે, સતિસપ્તમી), સુમેરવઉં (= સમરવું), તુમ્હે, હિવડા તણઇ, ગુણેવઉ–પઢેવઉ, (ગુણવો–પઢવો), માહિ, છ, ઇકસઠિ.

૬. સં. ૧૩૬૯માં લખાયેલા તાડપત્રમાંનો **અતિચાર** તો મધ્યકાલીન ગૂજરાતીની પ્રથમ ભૂમિકાને જ લગભગ રજૂ કરી આપે છે. એમાં અપભ્રંશનો લાક્ષણિક ઉ નષ્ટ થઇ જતો લાગે છે; અને જ્યાં રહે છે, ત્યાં ગૂજરાતીમાં સ્વરભારને કારણે જેની અનિવાર્યતા છે અને તેથી ઓકારમાં પરિણમવાનો છે, તેવો, કેટલાક અપવાદ સિવાય રહે છે. સં. ૧૩૪૦માંના "અતિચાર"ના એક ભાગની ૨૯ વર્ષમાં જ થયેલી આ બીજી નકલ એ વિકારો કેમ ઓસરતા જતા હતા તે બતાવે છે:

---

૧ પ્રા. ગુ. કા. સં. પૃ. ૮૯

છાયા : મારો નમસ્કાર અર્હત્(ને) હો. કેવા જે અર્હત્; રાગદ્વેષ રૂપિયા અરિ વૈરી જેણે હણ્યા. અથવા ચોસઠ ઇંદ્રસંબંધી પૂજા મહિમા અર્હિયે. જે ઉત્પન્ન દિવ્ય વિમલ કેવલજ્ઞાન, ચોત્રીસ અતિશયે સમન્વિત અષ્ટ મહાપ્રાતીહાર્ય–શોભાયમાન મહાવિદેહે ક્ષેત્રે વિહરતા, તે અર્હત ભગવાન(ને) મારો નમસ્કાર હો.

૧ જ્ઞાનાચારિ કાલવેલા પઢિઉ ગુણિઉ વિનયહીનુ બહુમાનહીનુ ઉપધાનહીનુ ગુરુનિન્હવુ અનેરી કન્હઇ પઢિઉં અનેરઉ કહિઉ। વ્યંજનકૂટ અક્ષરકૂટ કાનઇ માત્ર આગલઉ ઓછઉ દેવવંદણઇ પડિક્રમણઇ સજ્ઝાઓ કરતાં પઢતાં ગુણતાં હુઓ હુઇ, અર્થકૂટ તદુભયકૂટ, જ્ઞાનોપકરણિ પાટી પોથી ઠવણી સાંપડા સાંપડી પતિ આસાતના પગુ લાગઉ પઢતાં ગુણતાં પ્રદ્વેષુ મચ્છરુ અંતરાઇ હુઇ કીધઉં હુઇ ભવ સગલાહઇ માંહિ તેહ મિચ્છા મિ દુક્કડં ॥

આમાં પ્રથમ વાક્યમાં ઉકાર રહેલો છે, જ્યારે "વ્યંજનકૂટ" વગેરે શબ્દોમાં ઉકાર ઓસરી ગયો છે. પણ જે વિશેષ ધ્યાન ખેંચે છે તે શબ્દ તો સજ્ઝાઓ < સં. स्वाध्यायकः અને હુઓ < સં. भूतकः છે, જેમાં ઉનો અર્વાચીન ગૂજરાતીની લાક્ષણિકતાવાળો ઓ થઇ ચૂક્યો છે. શું આટલા વહેલા સમયમાં નરજાતિનો ઓકાર પ્રચારમાં આવી ગયો હશે?

ઉપરના વાક્યખંડથી બાકીનામાં : આલુ, દીધઉં, કીધઇ, કુડી, સાખિ, થાપણિ, રાડિ, ભેડિ, વિઢાવિઢિ, છાનઉં, પીટુઉં, લીધઉં, વાવરિઉં, બાહિરિ, પાડોસિ, અણમોકલાવિઉ, આડમિ, નીમ, ઊચરઉં, અઢાર, હીંડતઇ હૂતઇ ( = હીંડતે હૂતે = હીંડતાં ) ઊપાર્જિ, ખાંડાં, કીધાં, કરાવ્યાં, અનુમોદ્યાં, કીધી, લિખાવ્યાં, વાંદણાંઇ, ઊજમુ અમ્હારઉં, આ રૂપો મધ્યકાલીન ગૂજરાતીનાં સૂચક છે. અપભ્રંશના અંતિમ વિકારો આમ ઘસાતા ઘસાતા સં. ૧૪૦૦–૫૦ વચ્ચે મધ્યકાલીન ગૂજરાતીની લાક્ષણિકતામાં રજૂ થઈ ગયા છે; સાથોસાથ સં. તત્સમ શબ્દો ભારોભાર પ્રયોજાવાનું કામ તો ચાલુ જ રહ્યું છે.

## [ પંદરમું શતક ]

ચૌદમા શતકના પદ્ય અને ગદ્યના વિકાસ પછી આપણી સામે ૧૫ મા શતકની પદ્ય–ગદ્ય કૃતિઓ રજૂ થાય છે. ભાષાનું સ્વાભાવિક

૧ એજન પૃ. ૯૧–૯૨; આની છાયા માટે સરખાવો આ પૂર્વે પૃ. ૨૬૦

સ્વરૂપ અર્પનાર ગદ્યને ઉપરની જેમ જ અલગ રાખી પ્રથમ અહીં પદ્યકૃતિઓ અને તેના કર્તાઓના સંબંધમાં માહિતી આપવાનો પ્રયત્ન કરવામાં આવે છે. આ શતકની છેલ્લી પચીશીમાં નરસિંહ મહેતાનો જન્મ છે. એની કાવ્યપ્રવૃત્તિ સં. ૧૪૯૦ આસપાસથી માનવામાં બાધ નથી; એટલે અહીં **રાસયુગ**ના અંતિમ શતકને સં. ૧૪૯૦ સુધી તો લઈ જઇ જ શકિયે. છેલ્લી પચીશીનો વૃદ્ધ પ્રૌઢ કવિ, **નરસિંહયુગ**ના સંધિકાળમાં કવિતા લખે તેને **નરસિંહયુગ**માં ગણવા કરતાં **રાસયુગ**માં મૂકિયે તો તેથી સ્વાભાવિકતા વધુ જળવાઇ રહેશે.

## મધ્યકાલીન ગૂજ.ની પ્રથમ ભૂમિકા

ભાષાદૃષ્ટિએ પંદરમા શતકની કીમત વિશેષ છે. ચૌદમા શતકના અંત સાથે સાહિત્યમાં અપભ્રંશકાલીન લાક્ષણિકતા નષ્ટ થવા આવે છે અને પ્રાચીન ગૂજરાતીની બંને ભૂમિકાઓ પૂરી થવા જાય છે, જ્યારે પંદરમા શતકથી શુદ્ધ મધ્યકાલીન ગૂજરાતી ભાષાનું સ્વરૂપ અભિવ્યક્ત થવા માંડે છે, જોકે બહુ મોડે સુધી જૈન કવિઓ જૂનું રૂપ સાચવવાનું વલણ ધરાવે છે. ભાષાનું બંધારણ વગેરે અહીં ન આપતાં **પરિશિષ્ટ** –૩ માં આપવામાં આવ્યું છે, તે અહીં અનુસંહિત કરી શકાશે.

૧. માત્ર જૈન ધાર્મિક કથાઓને વસ્તુ તરીકે સ્વીકારી અનેક જૈન સાધુઓએ ગૂજરાતી કવિતાને આ પૂર્વે ભરી દીધી છે; પણ સ્વતંત્ર પૌરાણિક કથાનકોને વસ્તુ તરીકે લઇ રચવામાં આવેલાં કાવ્યો મળતાં નથી. એ ખોટ પૂરી પાડવાનો એક સત્પ્રયત્ન શાલિભદ્રસૂરિ નામના જૈન સાધુએ સં. ૧૪૧૦ માં નાંદોદમાં કર્યો છે, તે નીચેના તેના ગ્રંથના અંત ભાગના અવતરણ ઉપરથી જાણવામાં આવે છે:

> [1]**પંડવ તણઉ ચરીતુ** જો પઢએ જો ગુણઇ સંભલએ ।
> પાપ તણઉ વિણાસુ તસુ–રહઈ એ હેલાં હોઈસિ એ ।

૧ આ કાવ્યની હાથપ્રતનો ઉપયોગ કરવા બદલ મારા મિત્ર શ્રી. મધુસૂદન મોદીનો ઋણી છું.

નીપનઉ નયરિ નાદઉદ્રિ વચ્છરિ એ ચઊદ દહોતર એ ।
તંદુલ વેયાલીય-સૂત્ર-માઝિલા એ ભવ અમ્હિ ઊધર્યા એ ।
પૂનિમ-પખ-મુણીંદ સાલિભદ્ર એ સૂરિહિં નીમીઉ એ ।
દેવચન્દ્ર-ઉપરોધિ પંડવ એ રાસુ રસાઉલુ એ ॥[1]

આ કાવ્ય તે પંચપંડવચરિત્ર રાસ અને તેનો કર્તા તે પૂર્ણિમા ગચ્છનો શાલિભદ્રસૂરિ. તેણે કોઇ દેવચંદ્રસૂરિના સૂચનથી આ કાવ્ય રચ્યું છે.

પંચપંડવચરિત્ર રાસની વસ્તુ નામ ઉપરથી જ સ્પષ્ટ થશે કે મહાભારત પોતે જ છે. માત્ર ૭૯૫ પંક્તિમાં ૧૫ ઠવણી ( કડવા )માં કવિએ આખા મહાભારતનો કથાસાર આપી દીધો છે: બેશક એ કથાને જૈન રૂપાંતર આપવામાં આવ્યું છે, પણ તે તો માત્ર ગૌણ વસ્તુ છે.

આ કાવ્યની, કવિતા કાવ્યબંધ અને ભાષા એ ત્રણે રીતે મને ઉપયોગિતા જણાઈ છે. વસ્તુની ધારાવાહિતા એ શાલિભદ્રસૂરિની કવિતાનો પ્રધાન ગુણ છે. એક પછી એક બહુ સિફતથી કવિ કથાનકો સાંકળ્યે જાય છે. એણે સ્વીકારેલું લાઘવ ભૂષણ તરીકે થઈ રહે છે. ઠવણી ૨ થી કથાનો વિસ્તાર કવિ ગાય છે:

રહથિણા-ઉરિ પુરિ કુરુ-નરિંદ કેરો કુલમંડણ ।
સહજિહિં સંતુ સુહાગસીલુ હૂઉ નર-વરુ સંતણુ ।

---

૧ છાયા :

પાંડવ તણું ચરિત જે પઢે જે ગુણે સાંભળે ।
પાપ તણો વિનાશ તેને એ હેલાં હશે ।
નીપનું નગર નાંદોદે એ વત્સર એ ચૌદ દશોત્તરે ।
તાંદુલ-વૈતાલિક-સૂત્ર-માંહેના (?) એ ભવ અમે ઊધર્યા ।
પૂર્ણિમા-પક્ષ મુનીંદ્ર શાલિભદ્ર એ સૂરિએ નિર્મ્યું ।
દેવચંદ્ર-ઉપરોધે પાંડવ એ રાસ રસિક ।

૨ છાયા:

હસ્તિનાપુર પુરે કુરુ-નરેંદ્ર કેરો કુલમંડન ।
સહજે સંત સુભગશીલ હુઓ નરવર શંતનુ ।

તસુ ઘરિ રાણી અછઇ દુન્નિ એક નામિ ગંગા ।
પુત્તુ જાઉ ગંગેઉ નામિ તિણિ તિહૂણિ ચંગા ।
સત્યવતી છઇ અવર નારિ તસુ નંદણ દુન્નિ ।
સવે સ-લક્ખણ રૂપ-વંત અનુ કંચણ-વન્નિ ।
પહિલઉ બેટઉ કરમ-દોસિ બાલપ્પણિ વિવનઉ ।
વિચિત્રવીર્યું બીજઉ કુમારુ બહુ-ગુણ-સંપનઉ ।
રાઉ પહૂતઉ સરગ-લોકિ ગંગેય કુમારિં ।
તઉ લઘુબંધવુ ઠવિઉ પાટિ તિણ વયણ-વિચારિં ॥

કવિ પાંડવ-કૌરવના બચપણમાંનો વિદ્યાપરીક્ષાનો એક પ્રસંગ કેવી રીતે બન્યો હતો તે બતાવતાં ૪ થી ઠવણીમાં ગાય છેઃ

[૧]ગુરિ વીનવિઉ અવસરિ રાઉ "સવિહું બેઠાં કરઉ પસાઉ ।
તુમ્હિ મંડાવઉ નવઉ અખાડઉ નવ નવ ભંગિ પુત્ર રમાડઉ ॥૧॥
આઇસુ વિદુરહ દીધઉં રાઇ દહદિસિ જણવઇ જોવા ધાઇ ।
સોવન થંભે મંચ ચડાવઇ રાણોરાણિ તે સહૂય આવઇ ॥૨॥

---

તેને ઘેર રાણી છે બે એક નામે ગંગા ।
પુત્ર જાયો ગાંગેય નામે, તેથી ત્રિભુવને ચંગ ॥
સત્યવતી છે અવર નારી, તેના નંદન બે ।
સર્વ સુલક્ષણ રૂપવંત અને કંચનવર્ણે ।
પહેલો બેટો કર્મદોષે બાલપણે વિપન્ન (= મરી ગયો)
વિચિત્રવીર્ય બીજો કુમાર બહુ-ગુણસંપન્ન ।
રાજા પહોંચ્યો સ્વર્ગલોકે, ગાગેય કુમારે ।
તો લઘુબાંધવ સ્થાપ્યો પાટે તેણે વચન-વિચારે ॥

૧ છાયાઃ

ગુરુએ વીનવ્યો અવસરે રાજા "સર્વને બેઠાં કરો પસાય ।
તમે મંડાવો નવો અખાડો નવ નવ ભંગે પુત્ર રમાડો ॥૧॥
આયસ વિદુરને દીધો રાએ દસ દિશે જનપદ જોવા ધાય ।
સુવર્ણ સ્થંભે મંચ ચઢાવે રાણોરાણ તે સહુએ આવે ॥૨॥

પહિલઉં આવઇ ગુરુ ગંગેઉ ધાયરટ્ઠ ધરિ બઇસઇં રાઉ ।
વિદુર કૃપા ગુર અવર નરિંદ મંચિ ચડયા સોહઇ જિમ ચંદ ॥૩॥
કેવિ દેખાડઇં ખાડાં-સરમુ કેવિ તુરંગમ જાણઇ મરમુ ।
ચક્ર છુરી કિવિ સાબલ-ભાલઇં કિવિ હથીયાર પડંતા ઝાલઇં ॥૪॥
પહિલું સરમઇ ધરમહ પૂત્રો જેહ-રહઇં નવિ કોઇ શત્રો ।
ઊઠિઉ ભીમુ ગદા ફેરંતઉ તઉ દુર્યોધન ભિડઇ તુરંતઉ ॥૫॥
મનિ માવિત્રહ મત્સર રહિઉ પાછઇ અરજુનુ અતિ ગહગહીઉ ।
ભીમુ દુજોહણુ જાં બે મિલિયા તાં ગુરુ-નંદણિ પાછા ફરીઆ ॥૬॥
ગુરુ ઉઠાડઇ અરજુનુ કુમરો કરણહિં સરસિઉ માડઇ વયરો ।
બે ભાથા બિહું ખવે વહેઇ કરયલિ વિસમુ ધણુહુ ધરેઇ ॥૭॥
લોહ-પુરુષ છઇ ચક્રિ ભમંતઉ પંચ બાણિ આહણઇ તુરંતઉ ।
રાધા વેધુ કરિઉ દિખાડઇ તિસઉ ન કોઇ તીણ અખાડઇ ॥૮॥
તીંછે હૂંકી ઊઠઇ કરણુ 'અરજુનુ પામઇ મૂં કરિ મરણુ' ।
રોસિં ઊઠઇ બેઉ ઝૂંઝેવા રણ-રસ જોઇં દેવી-દેવા ॥૯॥

---

પહેલો આવે ગુરુ ગાંગેય, ધૃતરાષ્ટ્ર ધુરે બેસે રાય ।
વિદુર કૃપા ગુરુ અવર નરેંદ્ર મંચે ચઢયા સોહે જેમ ચંદ્ર ॥૩॥
કોઇ દેખાડે ખાંડા-શ્રમ કોઇ તુરંગમ જાણે મર્મ ।
ચક્ર છુરી કોઇ સાબલ-ભાલે કોઇ હથિયાર પડંતા ઝાલે ॥૪॥
પહેલું શ્રમ-કરે ધર્મનો પુત્ર જેહ-ને નવ કોઇ શત્રુ ।
ઊઠયો ભીમ ગદા ફેરવતો તો દુર્યોધન ભીડે તરત ॥૫॥
મને માવતરને મત્સર રહ્યો પછે અર્જુન અતિ ગહગહ્યો ।
ભીમ દુર્યોધન જ્યાં બે મળ્યા ત્યા ગુરુ-નંદને પાછા ફેરવ્યા (કર્યા) ॥૬॥
ગુરુ ઉઠાડે અર્જુન કુમાર(ને) 'કર્ણ સાથે માંડે વૈર ।
બે ભાથા બેઉ ખભે વહે કરતલે વિષમ ધનુષ ધરે ॥૭॥
લોહ-પુરુષ છે ચક્રે ભમતો પાંચ બાણે આહણે તરત ।
રાધેય વેધ કર્યો દેખાડે તેવો ન કોઇ તે અખાડે' ॥૮॥
ત્યાં હૂંરી ઊઠે કર્ણ 'અર્જુન પામ્યો, મુજ કરે મરણ' ।
રોષે ઊઠે બેઉ ઝૂઝવા રણરસ જોઇ દેવી દેવા ॥૯॥
બેઉ હૂંકે બેઉ બાકરી વાય (= હોડ બકે) રાયને મને રીઝ ઉપાઈ ।

બેઉ હૂંફઈ બેઉ બાકર વાઈ રાય તણા મન રીઝુ ઊપાઈ ।
ધરણિ ધસક્કઇ ગાજઇ ગયણુ હારિઇ જીતઇ જયજય વયણુ ॥૧૦॥
હીયાં ધ્રસક્કઇં કાયર લોક સંત તણાં મન કરઇ સશોક ।
જાણે વીજ પડી અકાલિ જાણે મુંદ્ર ખુભ્યા કલિ-કાલિ ॥૧૧॥
ક્ષણિ નાન્હા ક્ષણિ મોટા દીસઈ માહોમાહિ સુખઇ બેઉ રીસઇં ।
બંધવિ વીંટીઉ રાઉ દુર્જોહણુ ચિહું પંડવિ વીંટીઉ દ્રોણુ ॥૧૨॥

કવિનો સ્વાભાવિક વેગ આમાં મૂર્ત થયો દેખાશે. આવા તો ઘણા સુંદર પ્રસંગો કવિએ આપ્યા છે.

કાવ્યબંધની દૃષ્ટિએ પણ સારું વૈવિધ્ય મળે છે. એણે આખા કાવ્યને ૧૫ ઠવણી (સ્થાપના = કડવાં)માં વિભક્ત કરી નાખ્યું છે. આ બધી ઠવણીઓ સ્પષ્ટ રીતે ગાઈ શકાય તેવી છે. પ્રત્યેક ઠવણીને અંતે એક કે વધુ વસ્તુ છંદ પ્રયોજવામાં આવ્યા છે કે જે ઠવણીની કથાનો ઉપસંહાર કરી નવી કથાનો ઉપક્રમ કરી આપે છે. આખા કાવ્યમાં બંધની દૃષ્ટિએ નીચેની યોજના મળે છે:

ઠવણી ૧ લી—૧૬+૧૬+૧૩ ની ૨૨ કડીને ૨૩ મી કડી "વસ્તુ"
ઠવણી ૨ જી—એક દ્વિપદી અને એક ચોપાઈ એવો મિશ્ર બંધ, જેમાં કેટલીકવાર સળંગ બેચાર ચોપાઇઓ સાથે પણ આવી જાય છે, તેવી ૨૬ કડી, ને ૨૭મી "વસ્તુ"
ઠવણી ૩ જી—રોળા છંદ ૨૪ ને ૨૫-૨૬ મી "વસ્તુ"
ઠવણી ૪ થી—દૂહા ૨૧, ને ૨૨-૨૩-૨૪ "વસ્તુ"
ઠવણી ૫ મી—ચોપાઇ ૨૯ ને ૨૧-૨૨ "વસ્તુ"
ઠવણી ૬ ઠી—વિષમચરણ ચોપાઇ + સમચરણ દૂહાનું ૧૩ માત્રાનું

---

ધરણી ધસકે ગાજે ગગન હારે જીતે "જયજય" વચન ॥૧૦॥
હૈયાં ધ્રસકે કાયર લોક(નાં) સંત તણાં મન કરે સશોક ।
જાણે વીજ પડી અકાલે જાણે સમુદ્ર ક્ષુબ્ધ-થયા કલિ-કાલે ॥૧૧॥
ક્ષણે નાના ક્ષણે મોટા દીસે માંહોમાંહ્ય સુખે બેઉ રીસે ।
બાંધવે વીંટચો રાય દુર્યોધન ચારે પાંડવે વીંટચો દ્રોણ ॥૧૨॥

અંતે एकारના પૂરણવાળું. માત્ર જો ચોપાઈની ૧૫ માત્રાને સ્થાને ૧૬ માત્રા આવી જાય તો સવૈયાની દેશી બની શકે, તેવી ૪ કડી. એ પછી દૂહાના સમચરણનાં ૪ ચરણ, પછી ૧ હરિગીત; પાછી ૭ થી ૧૦ ઉપર મુજબ. ૧૧-૧૨ મી કડી ફરી દૂહાના સમચરણનાં ૪ ચરણ અને ૧ હરિગીત; જ્યારે ૧૨ થી ૧૫ ઉપરનો ઢાળ. ૧૬ થી ૨૨ ચોપાઇ. ૨૩-૨૪-૨૫ મી "વસ્તુ"

ઠવણી ૭ મી—અનુપ્રાસ રહિત સોરઠા ૧૨, જેમાં વિષમચરણમાં ૧ લા શબ્દ પછી ए નો પ્રક્ષેપ; ૧૩ મી "વસ્તુ"

ઠવણી ૮ મી—૨૩ શુદ્ધ સોરઠા-વિષમપદે અનુપ્રાસવાળા, અને ૨૪ મી કડી "વસ્તુ"

ઠવણી ૯ મી—૧૮ ચોપાઇ અને ૧૯ મી "વસ્તુ"
ઠવણી ૧૦ મી—૨૦-૩૦ ,, અને ૩૧-૩૬ મી "વસ્તુ"
ઠવણી ૧૧ મી—૩૭-૫૫ ,, અને ૫૬-૫૭ મી "વસ્તુ"
ઠવણી ૧૨ મી—૫૮-૬૯ ,, અને ૭૦ મી "વસ્તુ"
ઠવણી ૧૩ મી—૭૧-૭૬ ,, અને ૭૭-૮૨ મી "વસ્તુ"
ઠવણી ૧૪ મી—૯ ,, અને ૧૧-૩૮ અને રોળા + ૧ વસ્તુ
ઠવણી ૧૫ મી—૧૪ સોરઠા વિષમપદે અનુપ્રાસવાળા, પણ સમપદમાં ૧ લા શબ્દ પછી અને અંતે एના પ્રક્ષેપવાળા.

આ રીતે બંધ-વૈવિધ્ય કવિએ સાધ્યું છે. આ બંધો ખાસ અજાણ્યા નથી; આમાંનો માત્ર ૧૫ મી ઠવણીનો અત્યાર સુધીમાં આવેલો નથી, જેનો નમૂનો આ કવિના સમયનો નિર્દેશ કરતાં શરૂઆતમાં જ આપવામાં આવ્યો છે.

ભાષાની દૃષ્ટિએ નિહાળતાં આ કવિની ભાષામાં મધ્યકાલીન ગૂજરાતી સ્પષ્ટ સ્વરૂપે સ્થપાઈ ચૂકી છે. ઉપરના નમૂનાઓને જ

તપાસતાં માલૂમ પડશે કે નીપનઉ, માઝિલા, ઊધર્યા, પૂનિમ, નીમીઉ, કેરો ( તદ્દન અર્વાચીન ), અછઇ, છઇ, પહિલઉ, કરમ ( અર્વાચીન તદ્દભવ ), બીજઉ, પહૂતઉ, પાટિ, વીનવિઉ, બેઠાં ( "બે"માં તદ્દન અર્વાચીનતા ), રમાડઉ, દીધઉં એ વગેરે બધાં મધ્ય. ગૂજ.નાં રૂપો છે.•તત્સમ શબ્દો પણ ખૂબ પ્રયોજાયા છે, છતાં વન્નિ, લક્ખણ, સંતણુ વગેરે શબ્દો જૂના રહી જવા પામ્યા છે, જે પણ હવે અપરિચિત જેવા તો નથી જ લાગતા. " જાણે વીજ પડી અકાલિ " જેવાં રૂપો તો આપણને છેક સં. ૧૬૫૦–૧૭૦૦ લગભગ લઇ જાય તેવાં છે. એક મુદ્દો, તેથી, આમાંથી એ પણ તરી આવશે કે સાહિત્યકીય ભાષાનું ગૌરવ જાળવવાનો પ્રયત્ન છતાં ચાલુ બોલીમાં અર્વાચીનતાની નિકટ આવવાનો પ્રયત્ન હતો. જે જાણ્યે અજાણ્યે સાહિત્યકીય રચનામાં પણ દાખલ થઇ જતો હતો.

૨. જયાનંદસૂરિનો સં. ૧૪૧૦ આસપાસનો એક ક્ષેત્રપ્રકાશ રાસ જાણવામાં છે, પણ તે મેળવી શકાયો નથી. એ જ સમયમાં વિજયભદ્રસૂરિની સં. ૧૪૧૧ આસપાસ રચાયેલી કમલાવતી રાસ ( ૩૬ કડી ), કલાવતીનો રાસ (૪૯ કડી), હંસરાજ વચ્છરાજ (સં. ૧૪૧૧), શીલ વિશે (સં. ૧૪૧૧) એ કૃતિઓ જાણવામાં આવી છે. આમાંની પ્રથમ બે કૃતિના આદિ અંત નોંધાયેલા મળે છે.[1] આમાંની કલાવતીનો રાસ એ કૃતિમાં તત્કાલીન ભાષાના અંશો ઠીક ઠીક સચવાઇ રહેલા મળે છે; જેમકે

આદિ—[2]ભરત ક્ષેત્રિ રે નયરી છિ મગલાવતી,
શંષ રાજા રે રાજ કરઇ જસિઉ સૂરપતી,

---

૧ જૈ. ગૂ. કા. ભાગ ૧ લો, પૃ. ૧૪–૧૫

૨ છાયા : ભરતક્ષેત્રે રે નગરી છે મૃગલાવતી
શંખ રાજા રે રાજ્ય કરે જેવો સુરપતિ,
એક દિવસે રે રામે મંત્રી(ને) બોલાવ્યો
દત્ત મંત્રી રે દેશાવરથી આવ્યો. ૧
× × × ×

એક દિવસે રે રાઇ મંત્રી બોલાવીઉ,
દત્ત મંત્રી રે દેસાઉરથી આવીઉ.

**અંત**—ભૂપનૂ સૂત રાજ થાપી લીધુ સંયમ સુષ-ભરિઇ,
દેવલોકિ બિહુ પુહતા સુગતિ જાસિ અવતરી,
કલાવતીની પછીય સઝાય, ન પડીઇ સંસાર-સિઉં,
**વિજયભદ્ર** મુનિવર સતીય ધ્યાઇ, મોક્ષ જઇઇ લીલ-સિઉં. ૪૯

આ અવતરણમાં, જસિઉ, બોલાવીઉ, આવીઉ, ભરિઇ, જાસિ, પડીઇ, સિઉં, જઇઇ વગેરે રૂપો મધ્યકાલીન ગૂજરાતીની **પ્રથમ** ભૂમિકાનાં સ્પષ્ટ છે. બેશક લહિયાના કે ગમે તે દોષે ભૂપનુ, લીધુ, એ વગેરે રૂપો મધ્ય. ગૂજ.ની દ્વિતીય ભૂમિકાનાં અને દિવસે એ ચતુર્થ ભૂમિકાનું વૈકલ્પિક રૂપ પણ આમાં મળે છે. ભાષા–સ્વરૂપ સ્પષ્ટ રીતે શુદ્ધ ગૂજરાતી થઇ ચૂકયું છે.

૩. આ કાળનું મહત્ત્વનું બીજું કાવ્ય વિનયપ્રભનો ગૌતમરાસ છે. પહેલાં તો કોઇ "જૈનપ્રબોધ" માસિકમાં અને પછી—સ્વ. ચીમનલાલ દલાલે પ્રાચીન ગૂર્જર કાવ્યસંગ્રહ પ્રસિદ્ધ નહોતો કર્યો તે પૂર્વે—**સૌથી** જૂનામાં જૂની કૃતિ તરીકે આ રાસ ભાવનગરની જૈન–ધર્મપ્રસારક સભા તરફથી સં. ૧૯૬૫ (ઈ. સ. ૧૯૦૯)માં પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો, ત્યારે મોટા ભાગના વિદ્વાનોએ એ રાસના કર્તા વિજય-પ્રભ (?) ઉર્ફે ઉદયવંતને ગૂજરાતી ભાષાનો આદિકવિ માન્યો હતો,[1] પણ હવે ગૂજરાતી ભાષાના આદિકવિ તરીકે આ. હેમચંદ્ર સિવાય બીજા

---

ભૂપનો સુત રાજ થાપી લીધો સંયમ સુખ-ભરે
દેવલોકે બે પહોચ્યા સુગતિ જેને અવતરી.
કલાવતીની પછી સઝાય (=સ્વાધ્યાય) ન પડાય સંસાર શું
વિજયભદ્ર મુનિવર સતી(ને) ધ્યાય, મોક્ષે જઇયે લીલાશું. ૪૯

૧ જૈન કૉ. હેરોલ્ડ, (ઇ. સ. ૧૯૧૫) વર્ષ ૧૧ પૃ. ૩૦૧માં શ્રી. ગોકુલ-દાસ ના. ગાંધીનો "પ્રાચીન ગુજરાતી ભાષાનું સાહિત્ય" એ લેખ. (**જૈન ઈતિહાસ-સાહિત્ય અંક**).

કોઇને મૂકી શકાય તેમ નથી. "ભરતેશ્વર-બાહુબલિરાસુ" (સં. ૧૨૪૧)-ના કર્તા શાલિભદ્રસૂરિને આપણે આદિકવિ ગણવા લલચાઇયે, પણ તે તો પ્રાચીન ગૂજરાતીની બીજી ભૂમિકાનો કવિ છે; પ્રથમ ભૂમિકાના કવિઓ તે પૂર્વે છે જ, જેમાં આ. હેમચંદ્રનું પ્રાથમ્ય છે. મધ્યકાલીન ગૂજરાતીમાં પણ વિનયપ્રભના સમકાલીન પંચપંડવચરિત-કાર (સં. ૧૪૧૦) શાલિભદ્રસૂરિ, ક્ષેત્રપ્રકાશરાસ-કાર જયાનંદસૂરિ અને કમલાવતીરાસ વગેરેના કર્તા વિજયભદ્ર છે જ. આ સમકાલીનોમાંથી કોને આદિકવિ માનવો? અને એ પૂર્વેની કૃતિઓ મળે તો આદિકવિનું માન વારંવાર બદલાવ્યા કરવું પડે; અને છતાં ગૂજરાતીનો આદિકવિ તો તે તે ન જ થાય.

બધી મળી ૫૯ કડીનો પણ છ ભાસામાં વિભક્ત થયેલો, દરેક ભાસાને અંતે એક એક વસ્તુ છંદ આપતો આ રાસ કવિની સં. ૧૪૧૨ ની કૃતિ છે; જેમકે

> [1]**ચઉદહસે બારોત્તર વરિસે**, (ગોયમગણધર કેવલ-દિવસે)
> ખંભનયર પ્રભુપાસ-પસાયે, કીધો કવિત ઉપગારપરો.
> આદિહી મંગલ એહ ભણીજે, પરવ મહોત્સવ પહિલો દીજે,
> રિદ્ધિવૃદ્ધિ કલ્યાણકરો. ૫૮

આ ઉપરથી જણાય છે કે કવિએ ખંભાતના પાર્શ્વનાથના મંદિરમાં રહી આ રાસ રચ્યો છે.

જૂના ભાગમાં લેખકની છાપ નથી; પણ પછીની મોડી હાથ-પ્રતમાં છે. "જૈનપ્રબોધ"માં વધુ ત્રણ કડી છપાયેલી છે. તે પ્રમાણે કર્તાનું નામ ઉદયવંત (= વિજયભદ્ર બીજું નામ) જણાય છે:

> [2]ગૌતમ સ્વામીનો રાસ ભણીજે, ચઉવિહ સંઘ રલિયાયત કીજે,
> સયલ સંઘ આણંદકરો;

---

૧ છાયા: ચૌદસે બારોત્તર વર્ષે, (ગૌતમ-ગણધર કૈવલ્ય-દિવસે), ખંભાત-નગર પ્રભુ-પાર્શ્વ-પ્રસાદે કીધો કવિત્ત ઉપકાર-પર। આદિમાં મંગલ એ ભણીજે, પર્વ મહોત્સવ પહેલો દીજે, ઋદ્ધિવૃદ્ધિ કલ્યાણ-કર. ૫૮

૨ ભાષા સ્પષ્ટ છે: છાયાની જરૂર નથી.

કુંકુમચંદન છડો દેવરાવો, માણિક મોતીના ચોક પુરાવો,
રયણ સિંહાસણ બેસણું એ. ૬૦

તિહાં બેસી ગુરુ દેશના દેશે, ભવિક જીવનાં કાજ સરેસે,
ઉદયવંત (વિજયભદ્ર) મુનિ એમ ભણે એ;
ગૌતમ સ્વામી તણો એ રાસ, ભણતાં સુણતાં લીલવિલાસ,
સાસન સુખનિધિ સંપજે એ. ૬૧

એહ રાસ જે ભણે ભણાવે, વર મયગલ લચ્છી ઘર આવે,
મનવંછિત આશા ફળે એ. ૬૨

(આ પાઠની આમ ભાષા અર્વાચીન જેવી થઇ ગઇ છે.)
આ કવિનું સાચું નામ વિનયપ્રભ છે;[1] જેમકે—

દેવહ ધુરિ અરિહંત નમીજઇ, **વિનયપ્પહ** ઉવઝાય થુણીજઇ.

આ વિનયપ્રભસૂરિ જિનકુશલસૂરિના શિષ્ય હતા અને એમને ઉપાધ્યાયનું પદ મળેલું હતું. એમણે જ "ગૌતમરાસ" રચ્યાનો જૂનો ઉલ્લેખ એક અપ્રસિદ્ધ પટ્ટાવલીમાં નોંધાયેલો છે. ઉપરના પહેલા અવતરણમાં ઉદયવંત (વિજયભદ્ર) નામ મળે છે, તેમાંનું વિજયભદ્ર તે વિનયપ્રભ જોઇયે; અને બીજા અવતરણ પ્રમાણે તો તે ઉદયવંત વિનયપ્રભ જ છે.

કવિતાની દષ્ટિએ પણ આ નાના રાસમાં ચમત્કૃતિ છે, અને તે જૂની ઘાટીની આલંકારિક પદ્ધતિના પરિણામેઃ

**ભાસ**—તવ ચડિઓ ઘણમાણ ગજે, ઇંદભૂઇ ભૂદેવ તો;
હુંકારો કરિ સંચરિઅ, કવણસુ જિણવર દેવ તો. ૧૭
યોજન ભૂમિ સમોસરણ, પેખે પ્રથમારંભ તો;
દહદિસિ દેખે વિવિધ વધુ, આવંતી સુર-રંભ તો. ૧૮
મણિમય તોરણ દંડધજ, કોસીસે નવ ઘાટ તો;
વયર વિવર્જિત જંતુ-ગણ, પ્રાતીહારજ આઠ તો. ૧૯

---

[1] જૈ. ગૂ. કવિઓ ભાગ ૧ લો, પૃ. ૧૫-૧૬
છાયા : દેવોને ધુરે અર્હત નમિયે, વિનયપ્રભ ઉપાધ્યાય સ્તવિયે.

સુર નર કિંનર અસુરવર, ઇંદ્ર ઇદ્રાણી રાય તો;
ચિત્તે ચમક્કિય ચિંતવે એ, સેવંતા પ્રભુપાય તો. ૨૦

સહસકિરણ સમ વીર જિણ, પેખવે રૂપ વિશાલ તો;
એહ અસંભમ સંભવે એ, સાચો એ ઈંદ્રજાલ તો. ૨૧

તવ બોલાવે ત્રિજગગુરુ, ઇંદભૂઇ નામેણ તો;
શ્રીમુખે સંસય સામિ સવે, ફેડે વેદ-પએણ તો. ૨૨
માન મેલ્હી મદ ઠેલી કરી, ભક્તિએ નામે શીસ તો;
પંચ સયાંશું વ્રત લીઓ એ, ગોયમ પહેલો સીસ તો. ૨૩

બંધવ સંજમ સુણવિ કરી, અગનિભૂઇ આવેય તો;
નામ લેઇ અભ્યાસ કરે, તે પણ પ્રતિબોધે ય તો. ૨૪
ઇણે અનુક્રમે ગણહરરયણ, થાપ્યા વીરે અગ્યાર તો;
તવ ઉપદેસે ભુવનગુરુ, સંયમશું વ્રત બાર તો. ૨૫

બિહુ ઉપવાસે પારણું એ, આપણપે વિહરંત તો;
ગોયમ સંયમ જગ સયલ જયજયકાર કરંત તો. ૨૬[1]

કાવ્યબંધની દૃષ્ટિએ આ રાસ જોતાં નીચે મુજબ કડીઓ છેઃ

ભાસા (૧)—કડી ૧-૬ રોળા છંદ
,, ૭ મી વસ્તુ છંદ
ભાસા (૨)— ,, ૮-૧૫ ચરણાકુલ છંદ
,, ૧૬ મી વસ્તુ છંદ
ભાસા (૩)— ,, ૧૭-૨૬ દોહરા
,, ૨૭ મી વસ્તુ છંદ
ભાસા (૪)— ,, ૨૮-૪૪ સમપદે અનુપ્રાસવાળા સોરઠા
,, ૪૪ મી વસ્તુ છંદ
ભાસા (૫)— ,, ૪૫-૪૯ ચાર અર્ધના નિરનુપ્રાસ સોરઠા
,, ૫૦ મી વસ્તુ છંદ

---

૧ ગૌતમ સ્વામીનો રાસ (જૈ. પ્ર. સભા, ભાવનગર), પૃ. ૯-૧૦; ભાષા સ્પષ્ટ છે; છાયાની જરૂર નથી.

ભાસા (૬)— „ ૫૧–૫૯ ૧૬+૧૬+૧૩ માત્રાનાં અર્ધવાળો અર્ધ-સમ છંદ

પણ આ છંદોમાં ગેયતાનું તત્ત્વ સંપૂર્ણ જળવાયેલું મળે છે. ઉપર ૩ જી ભાસા આપવામાં આવી છે, તેમાં પ્રત્યેક અર્ધને છેડે "તો" નિરર્થક ઉમેરાયેલો મળે છે, તે એ વાતની સાક્ષી આપે છે; જ્યારે પાંચમી ભાસામાં પ્રત્યેક અર્ધમાં ૧ લા શબ્દ પછી "એ" "રેવંત-ગિરિરાસુ"ના છેલ્લા કડવામાં ઉમેરાયેલો મળે છે તે પ્રકારનો જ મળે છે.

અસલ સારી હાથપ્રતને અભાવે શુદ્ધ સ્વરૂપમાં ભાષા નથી મળતી, અને અઇ, અઉ ને સ્થળે પ્રાયઃ એ–ઓ થઇ ગયેલા મળે છે, આમ છતાં સંબંધક ભૂતકૃદંતો વગેરે રૂપો જોતાં જૂની લાક્ષણિકતા સ્પષ્ટ તરી આવે છે. બીજી ભાસાઓ કરતાં ૧ લી ભાસામાં જૂનાં રૂપો ઠીક ઠીક સચવાઇ રહ્યાં છે:

[1]વીર જિણેસર–ચરણકમલ–કય–વાસો,
પણમવિ પભણિસુ સામિ સાલ ગોયમગુરુ–રાસો;
મણુ તણુ વયણ એકંત કરવિ નિસુણો ભો ભવિઆ,
જિમ નિવસે તુમ દેહગેહ ગુણ–ગણ ગહગહિઆ. ૧

જંબુ દીવ સિરિ ભરહખિત્ત ખોણીતલમંડણ,
મગધ દેસ સેણીય નરેશ રીઉદલ–બલખંડણ;
ધણવર ગુબ્બર નામ ગામ જહિં ગુણ ગણ–સજ્જા,
વિપ્પ વસે વસુભૂઇ તત્થ તસુ પુહવી ભજ્જા. ૨

તાણ પુત્ત સિરિ ઇંદભૂઇ ભૂવલય–પસિદ્ધો,
ચઉદહ વિજ્જા વિવિહરૂવ નારિ–રસવિદ્ધો (લુદ્ધો);
વિનય વિવેક વિચાર સાર ગુણગણહ મનોહર,
સાત હાથ સુપ્રમાણ દેહ રૂપે રંભાવર. ૩

નયણ વયણ કર ચરણ જિણવિ પંકજ જલે પાડિઅ,
તેજે તારા ચંદ સૂર આકાશે ભમાડિઅ;

૧ ભાષા સ્પષ્ટ છે; છાયાની જરૂર નથી.

હૂવે મયણુ અનંગ કરવિ **મેલ્હિઓ** નિરધ્રાડિઅ,
**ધીરમેં** મેરુ ગંભીર સિંધુ ચંગિમ ચયચાડિઅ. ૪
પેખવિ નિરુવમ રૂવ જાસ જણુ જંપે કિંચિઅ,
**એકાકિ** કલિ**ભીતે** ઇથ્થ ગુણુ મેહલ્યા સંચિઅ;
અહવા **નિશ્ચે પુવ્વજમ્મે** જિણવર **ઇણે** અંચિઅ,
રંભા પઉમા ગૌરી ગંગ રતિ હા વિધિ વંચિઅ. ૫

નહિ બુધ નહિ ગુરુ કવિ ન કોઇ જસુ આગલ **રહિઓ**,
પંચસમા ગુણુ પાત્ર છાત્ર **હીંડે પરિવરિઓ**;
**કરે** નિરંતર યજ્ઞ કર્મ મિથ્યામતિ મોહિઅ,
**ઇણે** છલિ **હોસે** ચરણ–દંસણહ વિસોહિઅ. ૬

ઉપર મોટા અક્ષરમાં આપેલા શબ્દો બાદ કરતાં બાકી સ્વરૂપ સ્પષ્ટ જૂનું છે, જેમાં અપભ્રંશની લાક્ષણિકતા રાખવાનો પ્રયત્ન છે. અઇ, અઉ પૃથક્ કરતાં મોટા અક્ષરવાળા શબ્દો મધ્ય ગૂ. ના બની જાય છે, જેમાં છંદ પ્રમાણે જલે–આકાશે–ને સ્થાને જલિ, આકાશિ, ભીતે–ને સ્થાને ભીતિ,–જમ્મે–નું પણ–જમ્મિ, ઇણે–નું ઇણ, મેલ્હિઓ–ને સ્થાને મેલ્હિઉ રૂપ ઇષ્ટ છે.

પણ આ કાવ્યની જૂની હાથપ્રત ઉપરથી સ્વ. દલાલે અને શ્રી. મો. દ. દેસાઇએ લીધેલા અવતરણમાં મૂળ મધ્ય. ગૂજ. ની ૧ લી ભૂમિકા મળી આવે છે; તે કવિના સમયની ભાષાનો ખ્યાલ આપશેઃ

**આદિ**—પ્રણવાક્ષર પહિલૂં એ ભણીજઇ માયા બીજઇ સિરંતિ સુણીજઇ
શ્રીમુખિ શોભા જ સંભઇ એ.

× × ×

**અંત**—દેવહ ધુરિ અરિહંત નમીજઇ, વિનયપ્પહ ઉવઝાય થુણીજઇ,
ઇણિ મંત્રિ ગોયમ નમઉ એ. ૪૮
પરવર વસતા કાંઇ કરીજઇ, દેસ દેશાંતર કાંઇ ભમીજઇ,
કવણુ કાજિ આયાસ–કર.
પ્રહિ ઉઠી ગોયમ સંભરીજઇ, કાજ સમગ્રહ જન ખિણિ શીઝઇ,
નવનિધિ વિલસઇ તાંહ થાટ. ૪૯

> ચઉદહસઈ બારોત્તર વરિસે, ખંભ નયરિ સિરિ પાસ પસાઈ,
> કીઉ કવિત ઉપગારવરો.
> આદિહિ મંગલ એઅ ભણીંજઇ, પરવિ મહોછવિ પહિલૂં દીજઇ,
> રિદ્ધિ વૃદ્ધિ કલ્યાણકરો. ૫૦[1]

આમાં અઇ, અઉ છૂટા છે, પણ પહિલૂંમાં અઉં એક દીર્ઘરૂપે આવી ગયું છે, જે મધ્ય. ગૂજ. ની બીજી ભૂમિકાની લાક્ષણિકતા છે, પણ જેનો આરંભ ૧ લી ભૂમિકામાં આછો આછો થવા લાગ્યો હતો. ઉપરના અવતરણની ભાષામાં હવે અજાણ્યું તત્ત્વ નથી આવતું, અપવાદરૂપે ષષ્ઠી વિભક્તિનો "હ" પ્રત્યય માત્ર છે; અને આ જ પરિચિતતા તે મધ્ય. ગૂજરાતીની સૂચક છે.

૪. સં. ૧૪૧૫ માં રચાયેલો "ત્રિવિક્રમરાસ" જાણવામાં આવ્યો છે,[2] જેના કર્તા ખરતરગચ્છના જિનોદયસૂરિ છે. આ કાવ્યના વિષયમાં વિશેષ માહિતી હાલ પ્રાપ્ય નથી. આ કવિ મૂળ પાલણપુરના રુદ્રપાલ અને ધારલદેવીને ત્યાં સં. ૧૩૭૫ માં જન્મેલા. બાળ નામ સમર; પણ તેમણે કુંવારાં સં. ૧૩૮૨ માં દીક્ષા લીધી; સોમપ્રભ નામ થયું. સં. ૧૪૦૬ માં જેસલમીરમાં તેમને વાચનાચાર્યની પદવી મળી. સં. ૧૪૧૫માં ખંભાતમાં તરુણપ્રભાચાર્યને હાથે "જિનોદયસૂરિ" નામે અભિષિક્ત થયા. સં. ૧૪૩૨ માં ગુજરી ગયા. સં. ૧૪૧૫ એ, ગુરુના અભિષેકના વર્ષ લગભગમાં તેના એક શિષ્ય જ્ઞાનકલશમુનિનો રચેલો "શ્રીજિનોદયસૂરિપટ્ટાભિષેકરાસ" પ્રસિદ્ધ થયો છે.

> સુહગુરુ-ગુણ ગાયંતુ, સયલ લોય વંછિય લહએ
> રમઉ રાસુ ઇહ રંગિ, "જ્ઞાનકલસ" મુનિ ઇમ કહએ.[3]

---

૧ જૈન. ગૂ. કૃતિઓ, ભાગ ૧લો, પૃ. ૧૫-૧૬; ભાષા સ્પષ્ટ છે.

૨ એજન, પૃ. ૧૭

૩ ઐ. જૈ. કા. સં, પૃ. ૩૮૮. આ કાવ્ય મુનિ શ્રીજિનવિજયજીએ જૈ. ઐ. ગુ. કા. સં. પૃ. ૨૨૮-૩૦ ઉપર પણ છપાવ્યું છે.

૩૭ કડીના આ નાના રાસમાં સં. ૧૪૧૫ માં તરુણપ્રભાચાર્યે શ્રીજિનોદયસૂરિનો પટ્ટાભિષેક કર્યો તેનું સુંદર વર્ણન છે. ખરતરગચ્છના સાધુઓએ આપેલા આવા ઐતિ. રાસ ઘણા મળે છે.

ઐતિહાસિક દૃષ્ટિએ આ રાસની મહત્તા એ છે કે તેમાં જિનોદયસૂરિની પૂર્વ ગુરુપરંપરા આપવામાં આવી છે; એ ઉપરાંત દિલ્હીમાં વસતા રતનસીહ અને પૂનિગ એ બે જૈન શ્રેષ્ઠીઓએ ખંભાત આવી જિનોદયસૂરિના પટ્ટાભિષેકનો પ્રસંગ સં. ૧૩૧૫ ના આષાઢ સુદિ ૧૩ ને દિવસે તરુણપ્રભાચાર્યના પ્રમુખપદે ઊજવ્યો, તે હકીકત પણ આપવામાં આવી છે:

કાવ્ય સાદું પણ આલંકારિક પદ્ધતિનું છે; જેમકે

**ઘાત**—ગચ્છમંડણુ ગચ્છમંડણુ, સાખ-સિંગારુ ।
જંગમુ કિરિ કપ્પતરુ, ભવિય લોય સંપત્તિકારણુ ।
તવ-સંજમ-નાણનિહિ, સુગુરુરયણુ સંસારતારણુ ।
સુહગુરુ સિરિ 'જિણલબધિસૂરિ', પટ્ટકમલ-માયંડુ ।
ઝાયહુ સિરિ 'જિણચન્દસૂરિ', જો તવ તેય પયંડુ ॥૮॥[1]

કાવ્યબંધની દૃષ્ટિએ જોતાં ૧ થી ૭ કડી રોળામાં, ૮-૧૭-૨૭ એ ત્રણ કડી "ઘાત" એ મથાળે, પણ વસ્તુ છંદમાં, ૯ થી ૧૬ નિરનુપ્રાસ પણ ગેયતા જાળવવા પ્રત્યેક અર્ધમાં ૧ લા શબ્દ પછી 'ए' જાળવતા સોરઠામાં અને ૧૮ થી ૩૭ વિષમ પદે અનુપ્રાસવાળા સોરઠામાં છે. એ બંધમાં ખાસ વૈવિધ્ય જણાતું નથી.

---

૧ એજન, પૃ. ૩૮૫-૮૬

છાયા : ગચ્છમંડન ગચ્છમંડન શાખા-શૃંગાર
જંગમ શું કલ્પતરુ ભવ્ય લોક-સંપત્તિ-કારણ ।
તપ-સંયમ-જ્ઞાનનિધિ સુગુરુરત્ન સંસારતારણ ।
શુભ ગુરુ શ્રીજિનલબ્ધસૂરિ, પાટ-કમલ-માર્તંડ ।
ધ્યાયો શ્રીજિનચંદ્રસૂરિ, જે તપ તેજે પ્રચંડ ॥૮॥

ભાષાની દૃષ્ટિએ વિલોકતાં આ કાવ્ય અપભ્રંશની છાંટવાળી મધ્યકાલીન ગૂજરાતીના આરંભની સંક્રાંતિકાળની ભૂમિકા આપે છે. જૂનાં રૂપોને સાચવી રાખવાનો સાહિત્યકીય સ્વરૂપે તેમાં અવશ્ય પ્રયત્ન છે; એટલે આપણે એને મધ્યકાલીન ગૂજરાતીમાં ન પણ લેખિયે તો ચાલે; સંસ્કૃત તત્સમ શબ્દોનો પ્રચાર આથીયે જૂનો છે. "તાસુ સીસુ" જેવાં નવાં રૂપો આમ છતાં વપરાયેલાં મળે છે: એ સાથે ખાસ ધ્યાન ખેંચે છે, એવાં રૂપો: ઢીલિય નયરે, રૂદપાલ, નીબઉ, સધરો, લહીજઇ, પાટિ-પાટ, ઇણિ પરિ, ધરિ-ધરિ, દીસઇ, જીમણવાર (=જમણવાર), ખિસએ (=ખસે), કાપડુ, લેખઇ, દીઠઉ, મઝારિ, એ શબ્દો છે. બાકીની લાક્ષણિકતા ગૌર્જર અપભ્રંશ કિંવા પ્રાચીન ગૂજરાતીની ઉત્તર ભૂમિકાની છે.

"રાસ" રમાતા હતા તેની ખાત્રી આ કાવ્યમાં પણ મળે છે:

નાચઇ એ નયણ વિશાલ, ચંદવયણિ મન રંગભરે ।
નવ રંગિ એ રાસુ રમંતિ ખેલા ખેલિય સુપરિવરે ॥૨૦॥[1]

કર્તાના વિષયમાં વિશેષ માહિતી મળતી નથી. પટ્ટાભિષેક સં. ૧૪૧૫ માં થયેલો હોવાને કારણે કાવ્યકૃતિ પણ એ વર્ષ કે એક બે વર્ષ પછી થઈ જણાય છે.

૫. દરેક છપ્પાને અંતે કવિએ પોતાના નામની છાપ આપી હોય તેવા છપ્પાઓ જૂના સાહિત્યમાં જોવામાં નથી આવ્યા. ૧૫ મા શતકના પૂર્વાર્ધમાં થયેલા એક પહરાજ નામના કવિએ પોતાના ગુરુ, ઉપર્યુક્ત જિનોદયસૂરિ (સં. ૧૪૧૫ માં પાટ બેઠા)ની સ્તુતિના ૬ છપ્પા બનાવ્યા છે, તે પ્રત્યેકમાં તેણે છેલ્લી લીટીમાં પોતાનું નામ જોડયું છે:

મુણિવર મનુમય કલિહિ ભત્તિ જિણવરહ મનાવઇ ।
અવર તરુણિ નહુ ગમઇ સિદ્ધિ રમણિ ઇહ ભાવઇ ।

---

૧ છાયા: નાચે એ નયન વિશાલ ચંદ્રવદની મને રંગભર ।
નવ રંગે એ રાસ રમે, ખેલા ખેલે સુપરિવાર ॥૨૦॥

કરઇ તવણિ બહુ ભંગિ રંગિ આગમ વખાણઇ ।
અબુહ જીવ બોહંત લેત સુભત્થહ નાણય ।
જિણઉદયસૂરિ ગચ્છાહવઇ મુખ મગ્ગિ ધોરિ સુપહ ।
"પહરાજ" ભણઇ સુપસાઉ કરિ સિવ મારગ દિખાલ મહુ ॥૨॥

× × ×

કવણિ કવણિ ગુણિ થુણઉં કવણિ કિણિ ભેય વખાણઉ ।
થૂલભદ્ર તુહ સીલ લબ્ધિ ગોયમ તુહ જાણઉ ।
પાવપંક મઉ મલિઉ દલિઉ કન્દપ્પ નિરુત્તઉ ।
તુહ મુનિવર સિરિ તિલઉ ભવિય કપ્પયરુ પહત્તઉ ।
જિણઉદયસૂરિ મણહરરયણ સુગુરુ પટ્ટધર ઉદ્ધરણ ।
"પહુરાજ" ભણઇ ઇમ જાણિ કરિ, ફલ મન વંછિઉ સુહકરણ ॥૫॥[1]

અપભ્રંશકાલીન રૂપોને સાચવી રાખવાનો કવિનો પ્રયત્ન છે, છતાં વખાણઇ, લેત, ધોરિ, મારગ, દિખાલ (=દેખાડ), ઇમ જાણિ કરિ, વગેરે શબ્દો તેના સમયની ભાષાનો ખ્યાલ આપે છે.

---

૧ ઐ. જૈ. કા. સં., પૃ. ૩૯–૪૦

છાયા : મુનિવર મનોમય કલિત–ભક્તિ(એ) જિનવરને મનાવે ।
અવર તરુણી ન ગમે, સિદ્ધિ રમણી એને ભાવે ।
કરે તપન બહુ ભંગે રંગે આગમ(ને) વખાણે ।
અબુધ જીવ(ને) બોધે, લેતા શુભાર્થનું જ્ઞાન ।
જિનોદયસૂરિ ગચ્છાધિપતિ–મુખ્ય માર્ગ ધોરી સુપથે ।
"પૃથુરાજ" ભણે, સુપ્રસાદ કર, શિવમાર્ગ દેખાડ મને ॥૨॥

× × ×

કોણ કોણ ગુણે સ્તવું કોણ કોણ ભેદે વખાણું ।
સ્થૂલભદ્ર તું શીલ–લબ્ધે ગૌતમ તું જાણું ।
પાપપંક–મદ–મેલો–દલિત–કંદર્પ નક્કી ।
તું મુનિવર–શિરે–તિલક ભવ્ય–કલ્પતરુ પ્રાપ્ત (છો) ।
જિનોદયસૂરિ મનોહરરત્ન સુગુરુ પટ્ટધર ઉદ્ધારક ।
"પૃથુરાજ" ભણે, એમ જાણી કરી ફલ મનવાંછિત શુભકરણ ॥૫॥

આ જ સમય લગભગનો કોઈ અજ્ઞાતનો જિનપ્રભસૂરિની સ્તુતિનો છપ્પો છે, તે પણ લક્ષ્યમાં લેવા જેવો છેઃ

ગયણ થકી જિણકુલહ આણિ ઓઘઇ ઉત્તારી ।
કિયો મહિષ સ્યું વાદ સુણ્યઉ નગરી નવબારી ।
પાતિસાહ રંજિયઉ સાથિ વડ વૃક્ષ ચલાયઉ ।
શત્રુંજય રાઇણ સરિસ, વરિસ દૂધ્ધઇ ઝડ લ્યાયઉ ।
જિણ દોરડઇ મુદ્રિકા પકટ કીય, જિનપ્રતિમા બુલ્લિય વયણ ।
જિણપ્રભસૂરિ ખરતર સુગચ્છિ, ભરતક્ષેત્ર–મંડિય–રયણ ॥૧॥[1]

આ અવતરણમાં સ્યું, સુણ્યઉ, સાથિ, ચલાયઉ, લ્યાયઉ, દોરડઇ, એ શબ્દોનું મધ્ય. ગૂ. પણું લક્ષ્યમાં લેવા જેવું છે. ભાષા નવી ભૂમિકામાં રૂઢ થતી આવતી હતી, તેના આ નમૂના છે.

૬. સં. ૧૪૨૩ માં રચાયેલો "જ્ઞાન પંચમી ચોપાઇ" નામની એક કૃતિ મળી આવી છે. જિનોદયસૂરિના એક શિષ્ય અને ઠક્કર માલ્હેના પુત્ર શ્રાવક વિદ્ધણુએ એ રચી છેઃ

ઠક્કર **માલ્હેપુતુ વિદ્ધણૂ** પભણઇ સુદ્ધમણી
હરખિહિં લાગઉ ચીતુ **ચઉદસઇ તેવીસમએ**
સિય ભાવય ઇગ્યાસિ ગુરુવાસરિ ઇહ ઉપનઉ
નયરવિહાર મઝારિ **પંચમિફલુ** ઇમ ગાઇયઉ ॥૫૪૬॥[2]

---

૧ એજન, પૃ. ૪૨

છાયા : ગગન થકી જિનકુલને આણે ઓઘે ઉતારી ।
કર્યો મહિષશું વાદ, સુણ્યો નગરી–નવબારી (?) ।
પાદશાહ(ને) રંજ્યો, સાથે વડ વૃક્ષ ચલાવ્યો ।
શત્રુંજય–રાયના–સરસો વર્ષા–દૂધની એ ઝટ લાવ્યો ।
જેણે દોરડે મુદ્રિકા પ્રકટ કરી, જિનપ્રતિમા બોલી વચન ।
જિનપ્રભસૂરિ ખરતર સુગચ્છ ભરતક્ષેત્ર–મંડિત–રત્ન ॥૧॥

૨ ૫ મી સા. પરિ. રીપોર્ટ, સ્વ. સી. ડી. દલાલનો નિબંધ, પૃ. ૨૪

છાયા : ઠક્કર માલ્હે–પુત્ર વિદ્ધણૂ ભણે શુદ્ધ મને
હરખે લાગ્યું ચિત્ત ચૌદસે ત્રેવીસમે ।

ખરતર ગચ્છના જિનોદયસૂરિને આચાર્યપદ સં. ૧૪૧૫ માં મળ્યું હતું, તેનો આ કવિ શિષ્ય હોય તેમ લાગે છે. આ જિનોદયસૂરિને લગતાં જ્ઞાનકલશ અને મેરુનંદન વગેરેનાં કાવ્યો પણ જાણીતાં છે.

"જ્ઞાન પંચમી ચોપાઇ" એ ૫૪૮ કડીનું ધાર્મિક કાવ્ય છે. આ કાવ્ય છપાયું નહિ હોવાથી વિશેષ માહિતી આપી શકાય તેમ નથી.

બંધની દષ્ટિએ જોતાં તેમાં ઉપરનો સોરઠાનો ઢાળ અને છેલ્લે રોળા છે. ચોપાઇ તો ચાલુ જ છે; જેવી કે

> ચઉદસઇ તેઇસા સાર મંડલ મગધ નયર વિહાર. ૮
> કિયઉ કવિતુ હરિષે આપને બહુ ફલુ હોઇ પંચમી સુને.[1]

ભાષાની દષ્ટિએ વિચાર કરતાં જૂનાં રૂપો સાચવી રાખવા તરફનું વલણ સ્પષ્ટ છે; છતાં આપને, સુને, હોઇ, નર (ઉકાર વિનાનું રૂપ), વગેરે રૂપો નવાં સ્વરૂપનાં પ્રયોજાયાં મળે છે.

૭. સં. ૧૪૧૧ માં વિજયભદ્રે રચેલ "હંસરાજ વચ્છરાજ ચઉપઇ" સૌથી જૂની ગૂજરાતી લોકકથા આપણા જાણવામાં આવી છે, તે પછી માત્ર ૭ વર્ષે અસાઇત નામના એક કવિએ તે જ વિષયને લઇ "હંસાઉલી" એ મથાળે હંસ અને વચ્છના ચરિતનો પવાડો રચ્યો છે, તે તે કાવ્યને અંતે આવેલા નીચેના ઉલ્લેખથી જણાય છે:

> સંવત ૧૪ ચક(?) ચંદ્ર મુનિ શંષ **વછહંસવર-ચરિત** અસંષ।
> બાવન વીર કથા રસ લીઉ એહ **પવાડુ અસાઇત** કહિઉ ॥૧॥[2]

---

> સિત ભાદરવા–અગિયારસે ગુરુવાસરે આ ઊપન્યો
> નગર–વિહાર મોઝાર પંચમી-ફલ એમ ગાયું ॥૫૪૬॥

૧ છાયા:

> ચૌદશે ત્રેવીસા સાર મંડલ મગધ નગરવિહાર ।
> કર્યું કવિત હરખે આપણે, બહુ ફલ હોય પંચમી સુણ્યે ॥

૨ અસાઇતના આ કાવ્યની હાથપ્રત મોડી મળતી હોવાથી ભાષા સ્પષ્ટ છે; તેથી છાયા નથી આપી. ગૂ. વ. સો. દ. હ. લિ. ગ્રં. નં. ૫૫૩

[નોંધઃ—સં. ૧૪ પછી ચક્ર–ચંદ્ર–મુનિ–શંષમાં ત્રણ માત્રા વધે છે. મને એમ લાગે છે કે પાઠ "સંવત ૧૪ ચઉદ ચંદ્ર મુનિ શંષ" હશે; પણ ચઉદ્દ એમ સ્પષ્ટ લખવું જોઇયે, ત્યાં સંદિગ્ધ चक्र–चक्र એવી બંને વંચાય તેવી જોડણી હોવાથી ચક્ર રાખવા જતાં ચંદ્રને ઉમેર્યો માનવો પડે છે. વિકલ્પ સ્વીકારતાં ૧૪ + ચક્ર[૨] મુનિ[૭] = ૧૪૨૭ અથવા ૧૪ + ચંદ્ર[૧] મુનિ[૭] = ૧૪૧૭ એમ વાંચી શકાય. આને ૧૪૭૨ અને ૧૪૭૧ વાંચવાનું દિલ પણ થાય, ચક્રમુનિ કે ચંદ્રમુનિમાં वर्णानां वामतो गतिः પ્રમાણે; પણ ૧૪ આંક સ્પષ્ટ આપ્યો હોવાથી ગૂજરાતી રીત પ્રમાણે ૧૪૨૭ કે ૧૪૧૭ વાંચવું ઠીક છે.

૧૪૨૭ કરતાં ૧૪૧૭ તરફ મારું વલણ વધારે છે, એ માટે કે चक्र[द]–चक्रની જોડણીમાં લેખનમાં બહુ ભેદ નથી; તેથી પછીના "ચંદ્ર"ને સિદ્ધ માનવો. "મુનિ" ને તો કાઢી શકાય તેમ નથી. તે રીતે ૧૪૭૧ ગણવા દિલ થાય તોયે તેનો ખાસ બાધ નથી; કેમકે તિથિ-વાર મહિનો નથી આપ્યાં કે ગણતરીથી પુરવાર કરી શકાય. અસાઈતનો ચોક્કસ સમય મેળવવાનું હાલ બીજું કોઈ સાધન નથી.]

આમ સંભવતઃ વિક્રમની ૧૫મી સદીની ૧લી પચીશીના ઉત્તરાર્ધ લગભગ અસાઈતે એક લોકકથા આપણને આપી છે. અસાઇત કવિનું મૂલ વતન સિદ્ધપુર હતું[૧] અને તેના પિતાનું નામ રાજારામ ઠાકર હતું. તે યજુર્વેદી ભારદ્વાજ ગોત્રનો આદીચ્ય બ્રાહ્મણ હતો. પાછળથી ગંગા નામની પાટીદાર છોકરીને બચાવવા જતાં તેને જ્ઞાતિબહિષ્કૃત થવું પડયું હતું અને સિદ્ધપુર છોડી ઊંઝામાં હેમાળા પટેલને આશ્રયે આવી રહેવાનું થયું હતું. અહીં તેના પુત્રોનાં ત્રણ ઘર થવાને કારણે એના વંશજો પાછળથી ત્રગાળા કહેવાયા છે. ત્રગાળા નાયકો અસાઇતને પોતાનો પૂર્વજ માને છે. આજની ભવાઇનો પિતા અસાઇત કહેવાય છે. તેની ૩૬૦ જેટલી ભવાઈના વેશ પ્રસિદ્ધ હતા. આજે ઘણા જ થોડા વેશ મળે છે.

૧ "કવિચરિત" (કે. કા. શાસ્ત્રી), પૃ. ૪–૬

આ અસાઇત જૈન હતો એમ સામાન્ય માનવું છે, પણ એના કાવ્યની એક શિષ્ટ હાથપ્રતમાં[1] નીચે મુજબ મંગલાચરણ હોવાને કારણે એ જૈનેતર હોવાની સંભવિતતા વધુ છે. એ મંગલ આ પ્રમાણે છેઃ

સકતિ સંભૂઅ સકતિ સંભૂઅ પત્ત પરમેસુ ।
સિદ્ધબુદ્ધિવર વિઘનહર કરુ કવિત મન ધરું આદિહિ ।
કાસમીર-મુષમંડણી હંસગમણિ સરસતિ સામિણિ ।
તાસ પ્રસાદિ વેદવ્યાસ વાલમિક રષિ ઇમ એહનુ ઉપદેશ ।
તાસ પ્રસાદિ **અસાઈત** ભણિ વીરકથા વરણવ્યોસ ॥૧॥

શંભુ અને શક્તિના અપત્યને કરેલું વંદન તેમ જ કાશ્મીર-મુખમંડની સરસ્વતીનું સ્તવન તો જૈન કવિઓમાં પણ સામાન્ય છે, પણ વેદવ્યાસ અને વાલ્મીકિના પ્રસાદની યાચના જૈનેતરોને માટે જ સંભવે છે; એ કારણે કવિ જૈનેતર જણાય છે. પાછળથી અસાઇતના વંશજો તેમ જ ભોજકોને જૈનાશ્રય મળ્યો અને જૈનોમાં આ કાવ્ય વ્યાપક બન્યું, તે ઉપરથી પાઠાંતરો થતાં તેમ જ જૈનોને હાથે નકલ થયેલાં બીજાં કાવ્યોની સાથે આ કાવ્યની પણ નકલ થઇ એ કારણે, જૈન માનવામાં આવ્યો હશે, એમ મને લાગે છે. આવો ફેરફાર સં. ૧૫૧૩ ની પ્રતમાં થયો જણાય છેઃ

ધર્મઇ લાભઇ અવિચલ શર્મ, જઇ પુણ છાંડઉ પાપ જિ કર્મ્મ,
દેવ આરાહુ જિણવર નામ, દૂષ તણઉ જે ફેડઇ ઠામ. ૩૦
અવર દેવ જઉ પૂજઇ પાય, જિણ પૂજઇ દેહ નિર્મ્મલ થાઇ,
જિણવર બોલિઉ ધર્મ્મ તે કરઉ પાપરેહ જિમ હેલા હરઉ. ૩૧[2]

પણ સં. ૧૬૭૬ ની જૈન હાથપ્રતમાં[1] આવું કશું નથી મળતું; એ કડીઓ જ નથી. ૪ ખંડમાંથી ૧ લા ખંડમાં પહિઠાણના વર્ણનમાં એ સર્વસામાન્ય રીતે પ્રજાનું વર્ણન આપે છેઃ

બ્રાહ્મણ વેદશાસ્ત્ર અભ્યસિ ચારિ વરણ વરણાંતરિ વસિ ।
બિ સહસ જિહાં જિન થાપીઆ વીસ સહસ માહિ વ્યવહારીયા ।૧-૬

---

૧ ગૂ. વ. સો. નં. ૫૫૩ ૨ જૈન ગૂ. કવિઓ, ભાગ ૧લો, પૃ. ૪૬

આમાં એ બધી પ્રજાનો નિર્દેશ કરે છે.

આ અસાઇતની કૃતિ જૈનોમાં સારું માન પામી ચૂકી હતી, તે મતિસુંદરે સં. ૧૬૨૧ માં ઇલિદુર્ગમાં હંસાઉલી-પૂર્વભવચરિત લખી પૂર્વનો ભાગ જોડી આપ્યો છે, તે ઉપરથી સમઝાય છે. પોતાના કાવ્યને અંતે મતિસુંદર જણાવે છે કે

પાણીગ્રહણ-કથા છિ જેહ **અસાઈત** કવિ ભાષઇ તેહ. [૧૪૦મી કડી]

આ "હંસાઉલી"નું અસલ નામ "હંસ-વછચરિત-પવાડો" જણાય છે. ચાર ખંડમાં ૪૪૦ કડીમાં આપેલા આ પ્રબંધમાં કવિતાના ચમકારા આકર્ષક નથી, છતાં રસની દૃષ્ટિએ એ સારી કવિતા છે. આ કાવ્યનો પ્રધાન રસ અદ્‌ભુત છે; પણ પ્રસસોપાત્ત તેમાં કરુણ અને હાસ્ય યોજ્યા છે. કરુણ રસના પ્રસંગે કવિએ વિરહગીતો ત્રણ સ્થળે ગાયાં છે. દૂહાબંધમાં ગવાતાં એ પદો વિરહગીતને અનુરૂપ થઇ પડે છે: મનકેસર નામના પ્રધાને ચિત્રમાં હંસાઉલીને તેના પૂર્વભવના પોપટ પતિનું સ્વરૂપ વ્યક્ત કરી આપ્યું ત્યારે વિરહની મારી એ જે કલ્પાંત કરે છે, તે કવિએ નીચે મુજબ **રામગિરિ રાગમાં** આપ્યો છે:

રાજકુંઅરિ હીઅડુ હણિ: પૂરવ પ્રેમ પ્રસંગ;
આગિ દાવાનલ દહિ; વલી દુષ દાઝિ અંગ.
　　પોપટ પંષીઆ, નવલ નેહ નરનાથ;
　　જિમ વન ભૂલી હરણલી, તિમ હૂં સામી સાથ. પોપટ૦
કિલકિલતિ વન વિચરતી, બેલી વર વીસાસ:
સધિ સામી સાહસ કીઉ; હૂં એકલી નિરાસ. પોપટ૦
ભણિ **અસાઇત**: ભવઅંતરિ સમરિ સામણિ કંત,
હંસાઉલી ધરતી ઢલી, પ્રીઉ પ્રીઉ મુષિ ભણંત. પોપટ૦
[કડી ૭૯-૮૨]

બીજું એક પદ "રાગ ગૂડ દેશાખ"માં અને ત્રીજું "રાગ વઇરાડી"માં તેણે ખંડ ૨ જામાં કડી ૮૯-૯૪ અને ખંડ ૩ જામાં કડી ૨૯-૩૩ નાં આપ્યાં છે.

આ પદોમાં છેડે "અસાઇત"ની છાપ ધ્યાન ખેંચે છે. સં. ૧૪૮૫ માં હીરાણંદસૂરિએ "વિદ્યાવિલાસ-પવાડુ" રચ્યો છે, તેમાં આવતાં પદોમાં પોતાની છાપ આપી છે. ગેય પદોમાં છાપ નાખવાનો આ પ્રકાર વિક્રમની ૧૫મી શતાબ્દીમાં પ્રચલિત થઇ ચૂક્યો હતો, તેનો પુરાવો અસાઇત અત્યારે તો સૌથી જૂનો છે.

આ કૃતિ આમ એક જૈનેતર કવિની સૌથી જૂની છે. એની કવિતામાં અનુસરણ આમ છતાં જૈન પરિપાટીનું છે; જોકે જૈન અને જૈનેતર એવી પરિપાટીનો ભેદ પાડવો એ જ ગેરવાજબી છે, કેમકે એક જ પરિપાટી ગૂજરાતમાં અનન્ય રીતે વિકસી છે; અને તે રીતે તે ચાલુ પરિપાટીનો આશ્રય કરીને અસાઇતે આ લોકકથા આપી છે. એણે ચોપાઇ બંધ કાવ્યના વાહન તરીકે સ્વીકાર્યો છે, જોકે વચ્ચે વચ્ચે દૂહા, વસ્તુ, બે ગાથા, વગેરે થોડાં માત્ર આવે છે. એ બંધમાં તેણે કાવ્યપ્રવાહ પણ ઠીક ઠીક સાધ્યો છે: હંસે વડાભાઈ વચ્છનો પત્તો મેળવવા માટે ઢંઢેરો પિટાવી બીડું બહાર કાઢેલું તે સ્વીકારી વચ્છની રાણી ચિત્રલેખા સૂમણ શેઠ વગેરેની સાથે હંસના દરબારમાં આવે છે, એ પ્રસંગ જોઇયે:

પુષ્પદંત કીધુ શૃંગાર સૂમણ સેઠિ સહિત પરિવાર ।
રાજ કાજ શ્રવણે સાંભલિયઉં વ્યવહારીયા માહાજન મલિઉં ॥૭૭॥

સલૂણુ બૂલણ મિલીયા હસી આસડ પાસડ નિ પદમશી ।
કડૂઉ કેલ્હુ નિ કર્મસી ધાઇઉ ધીગુ નિ ધર્મસી ॥૭૮॥

વસ્તુ વીરુમ ભણિ મ જેડિ પ્રથમુ પૂનુ પેથડ તેડિ ।
વિરુઉ ષેતઉ નલ ષીમ હાડુ ભાટુ માડુ ભીમ ॥૭૯॥

ભણિ કવિ કહાઇ કેતા નામ આપણ માહિ બોલિ સવિ સામિ ।
સૂમણ સેઠિ માન જુ હુસિ કુણ બીજુ કો વલી પહિરસિ ॥૮૦॥

ફાલ્હુ ભણિ હૂઇ કીધું ધરિઉં તીણિ કાજ અમારુ સરિઉં ।
ન્યાતિ ઊતારિ હસ્યા તઈ તમે તીણિ નાતરિ સગા છઉં અમે ॥૮૧॥

સહૂ સુખાસણિ પૂઠિ થયું રાઇ આંગણિ ચુકિ સરિ ગયું ।
તવ પોલીયા સીષામણ હોઇ પાષિ દૂઆ ન મેહલસિ કોઇ ॥૮૨॥

કાંઈ પણ સગાઇ વિનાના વેપારીઓ સૂમણ શેઠના સગાદાવે હાલી નીકળ્યા, તે પ્રસંગ કવિએ આમ ચીતર્યો છે. ચાલતી ચોપાઇમાં એ એ ઠીક ઠીક દીપે છે.

કવિનું પાત્રાલેખન પણ રોચક છે. હંસ અને વચ્છને કવિ એક એક પ્રસંગ સિવાય નાયકના ધીરોદાત્તત્વ લક્ષણમાંથી ચ્યુત થવા દેતો નથી. જ્યાં ચ્યુત થવાનો પ્રસંગ યોજ્યો છે, ત્યાં માત્ર ભ્રાતૃવિરહ જ હેતુ છે. આમાં સામાજિક તત્ત્વ પણ ઠીક વિકસ્યું છે.

ભાષાની દૃષ્ટિએ આ કાવ્ય મધ્ય. ગૂજ. ની ૨ જી ભૂમિકામાં આવી ગયું છે; પણ સમય જોતાં તે પ્રથમ ભૂમિકાનું છે; એટલે કે અ+ઇ, અ+ઉ, અ+ઉં (કે ક્યાંક ઊં પણ), આવી જોડણી હોય તો તે પ્રથમ ભૂમિકા અને ઇ, ઉ, ઊં હોય તો તે દ્વિતીય ભૂમિકા, આટલો ભેદ છે. એટલે કે કરઇ, કરઉ, કરઉં કે કરૂં ને સ્થાને કરિ, કરુ, કરૂં જ આ નવી ૨ જી ભૂમિકામાં માત્ર કરઇના વિકલ્પથી પ્રચારમાં આવી ગયાં હતાં. એ સ્પષ્ટ છે કે પ્રાચીન ગૂજરાતી યુગ પૂરો થઈ ગયો હતો અને મુગ્ધાવબોધ ઔક્તિકની ભાષા (મધ્ય, ગૂજ.ની ૧લી ભૂમિકા)નો યુગ સ્થપાઇ ગયો હતો.

૮. ખરતરગચ્છીય શ્રીજિનોદયસૂરિની દીક્ષાનો પ્રસંગ બતાવતો "શ્રીજિનોદયસૂરિ-વિવાહલઉ" નામનો રાસ શ્રીજિનોદયસૂરિના એક બીજા શિષ્ય ઉપાધ્યાય મેરુનંદન ગણીએ ગુરુના સં. ૧૪૩૨ માં થયેલા મૃત્યુ પછી લખ્યો છે, કેમકે કાવ્યના અંત નજીક કવિ જણાવે છે કે:

ઘાત—અહ અણુક્કમિ અહ અણુક્કમિ પત્તુ વિહરંતુ ।
સિરિ 'પટ્ટણિ' સૂરિવરો, પવર સીસુ જાણેવિ નિયમણિ ।
'બત્તીસઇ ભદ્દવઇ પઢમ પક્ખિ ઇક્કારસી' દિણિ ।

સિર 'લોગહિયાયરિ' વર અપ્પિય નિય પય સિક્ખા ।
સંપત્તઉ સુરલોયિ પહુ, બોહેવા સુર લક્ખા ॥૪૦॥[1]

મેરુનંદને પોતે જિનોદયસૂરિના શિષ્ય હોવા વિશેનાં "સુગુરુ-જિણઉદયસૂરિ કરિસુ વીવાહલઉ," "ઇક્કુ જગિ જુગપવરુ અવરુ નિયદિક્ખગુરુ," "અમ્હ સો દિક્ખગુરુ દેઉ સુપસન્નઉ" વગેરે વાક્યો જાતે જ લખ્યાં છે, એટલે એ વિષયમાં શંકા નથી. એથી તેનો સમય પણ નક્કી થઈ જાય છે. ૪૪ કડીનું આ કાવ્ય ચાલુ આલંકારિક પદ્ધતિએ જ લખાયેલું છે; જેમ કે

**ઘાત**—અત્થિ 'ગુજ્જર' અત્થિ 'ગુજ્જર' દેસુ સુવિસાલુ ।
જહિ 'પલ્હણપુરુ' નયરો, જલહિં જેમ નરરયણિ મંડિઉ ।
તહિં નિવસઇ સાહુ-વરો 'રુદપાલુ' ગુણગણિ અખંડિઉ ।
તસુ મંદિરિ 'ધારલ'-ઉયરે, ઉપન્નઉ સુકુમારુ ।
'સમર' નામિ સો સમર જિમ વદ્ધઇ રૂપિ અપારુ ॥૮॥[2]

ઐતિહાસિક દૃષ્ટિએ વિચારતાં આ કાવ્યની ઉપયોગિતા જિનોદયસૂરિના ચરિત પૂરતી છે. ગૂજરાતી ભાષામાં શિષ્ટગદ્યના વિકાસક તરુણપ્રભાચાર્યે એ મુનિને પટ્ટાભિષેક કર્યો, તે પણ તેટલું જ

---

૧ ઐ. જૈ. કા. સંગ્રહ પૃ. ૩૯૮-૯૯. આ કાવ્ય જૈ. ઐ. ગૂ. કા. સં. માં શ્રીજિનવિજયજી તરફથી અને ભાવનગરના ઐ. રા. સં. ભાગ ૩જામાં છપાયું છે.

છાયા : અથ અનુક્રમે અથ અનુક્રમે પ્રાપ્ત (થયો) વિહરતો ।
શ્રી પાટણે સૂરિવર-પ્રવર શિષ્ય જાણી નિજમને ।
બત્રીસે ભાદરવે પ્રથમ પક્ષે અગિયારસ દિને ।
શ્રીલોક-હૃદયાકરે વર અર્પી નિજ પદ-શિક્ષા ।
સંપ્રાપ્ત (થયો) સુરલોકે પ્રભુ બોધવા સુર લક્ષ ॥૪૦॥

૨, છાયા: અસ્તિ (=છે) ગુર્જર, અસ્તિ (છે=) ગુર્જર દેશ સુવિશાલ ।
જ્યાં પાલણપુર નગર જલધિ જેમ નર-રત્ને મંડિત ।
ત્યાં નિવસે શાહ-વર રુદ્રપાલ ગુણગણે અખંડિત ।
તેને મંદિર ધારલ-ઉદરે ઊપન્યો સુકુમાર ।
સમર નામે તે સમર જેમ વાધે રૂપે અપાર ॥૮॥

ઉપયોગી છે. એ સાથે પાલણપુર, ખંભાત અને પાટણ એ ત્રણ સ્થળોએ જામેલા જૈનધર્મનું પણ તેમાં સૂચન છે.

પણ મને આ કાવ્યની ઉપયોગિતા તેના કાવ્યબંધને લઇને વિશેષ જણાઇ છે. છંદોનો પ્રયોગ નીચે મુજબ છે:

કડી ૧ થી ૭–શુદ્ધ ૩૭ માત્રાનો માત્રામેળ ઝૂલણા છંદ
,, ૮, ૨૧, ૨૨, ૨૩, ૨૯, ૩૫ અને ૪૦–"ઘાત"ને મથાળે વસ્તુ છંદ
,, ૯ થી ૨૦–શુદ્ધ ૩૭ માત્રાનો માત્રામેળ ઝૂલણા છંદ
,, ૨૪ થી ૨૮–પાદાકુલ ૧૬ માત્રાનો
,, ૩૦ થી ૩૪–શુદ્ધ ૩૭ માત્રાનો માત્રામેળ ઝૂલણા છંદ
,, ૩૬ થી ૩૯– ,,
,, ૪૧ થી ૫૪– ,,

આમ આ કાવ્યમાં ૩૨ શુદ્ધ ૩૭ માત્રાના ઝૂલણા છંદ પ્રયોજાયેલ છે. નરસિંહ મહેતો સં. ૧૪૯૦ આસપાસ પોતાની કાવ્ય-પ્રવૃત્તિ શરૂ કરે તે પૂર્વે ૫૮ વર્ષ ઉપર મેરુનંદન ૩૨ જેટલા ઝૂલણા રચી આપે છે. આ પૂર્વે ૫૦ વર્ષ ઉપર અંબદેવસૂરિએ "સમરા-રાસુ"માં ૯ કડી આપી જ છે;[1] જેનાં મૂળ તો અગાઉ બતાવ્યું છે[2] તેમ પ્રાચીન ગૂજરાતી ભાષામાં સં. ૧૨૭૭ લગભગ સુધી ભત્તઉના "જિનપતિ-સૂરિ-ગીત"[3]માં મળે છે, જ્યાં માત્ર એક જ કડી પ્રયોજાઇ છે. મેરુનંદનના ઝૂલણામાં જોર કેટલું છે, તે નીચેના અવ-તરણોથી સમઝાશે:

અત્થિ 'ગૂજરધરા' સુંદરી સુંદરે
ઉરવરે રયણ હારોવમાણં ।[4]

---

૧ પ્રા. ગૂ. કાવ્ય સં. પૃ. ૩૪ ૨ આ પૂર્વે પૃ. ૨૨૯
૩ ઐ. જૈ. કા. સં. પૃ. ૮–૯
૪ છાયા : અસ્તિ (=છે) ગુર્જરધરા સુંદરી–સુંદરે–ઉરવરે રત્નહારોપમાન

૧લચ્છિ-કેલિહરં નયરુ 'પલ્હણપુરં'
સુરપુરં જેમ સિદ્ધાભિહાણં ॥૩॥

× × ×

માઇ ભણઇ નિસુણિ વચ્છ ભોલિમ ઘણો,
તઉં નવિ જાણએ તાસુ સાર ।
રૂપિ ન રીજએ મોહિ ન ભીજએ
દોહિલિ જાલવીજઇ અપાર ॥૧૪॥
લોભિ ન રાજએ મયણિ ન માચએ
કાચએ ચિત્તિ સા પરિહરએ ।
અવર નારી અવલોયણિ રૂસએ
આપણપઇં સચિં સત વરએ ॥૧૫॥

× × ×

કટરિ ગુણ સંચિયં કટરિ ઈંદિય જય
કટરિ સંવેગ નિવ્વેય રંગં ।
બાપુ દેસણ કલા બાપુ મઇ નિમ્મલા
બાપુ લીલા કસાયાણ ભંગં ॥૩૮॥
તસ્સ એહ ગુણગણં જેમ તારાયણં,
કહિઉ કિમ સક્કઉં એક જીહ ।
પારુ ન પામએ સારયા દેવયા
સહસ મુહિ ભણઇ જઇ રત્તિ દીહ ॥૩૯॥

---

૧ છાયા :

લક્ષ્મીકેલીગૃહ નગર પાલણપુર સુરપુર જેમ સિદ્ધાભિધાન ।

× × ×

માતા ભણે, નિસુણ વત્સ ભોળો ઘણો તું ન જાણે તેનો સાર ।
રૂપે ન રીઝે મોહે ન ભીંજે દોહલી જાળવિયે અપાર ॥૧૪॥
લોભે ન રાજે મદને ન માચે કાચે ચિત્તે તે પરહરે ।
અવર નારી-અવલોકને રોષ-કરે આપણુપેં સ્વયં સત્ય(ને) વરે ॥૧૫॥

× × ×

ભાષાની દૃષ્ટિએ આમાં આપણને શુદ્ધ ગૌર્જર અપભ્રંશનું સ્વરૂપ જણાશે, આમ છતાં ઉપરનાં અવતરણો જ માત્ર જોવાથી જણાશે કે ગૂજરધરા, ધણો, જાણએ, રીજએ, ભીજએ, દોહિલી, જાલવીજઇ, રાજએ, માચએ, કાચએ, પરિહરએ, રૂસએ, વરએ, બાપુ, પામએ એ રૂપોમાં મધ્ય. ગૂજ. ની લાક્ષણિકતા દેખાઇ ગઈ છે.

આ કવિનું "અજિતશાંતિસ્તવન" એ નામનું ૩૨ કડીનું એક બીજું કાવ્ય પણ પ્રસિદ્ધ થયું છે.[૧] મેરુનંદનને "ઉપાધ્યાય"ની ઉપાધિ મળેલી હતી, તે આ કાવ્યની છેલ્લી પંક્તિ "સરણિ બિહુ જિણપાય એ શ્રીમેરુનંદણ્ ઉવઝાય એ"થી જાણવામાં આવે છે. આ કવિની વિદ્વત્તા સંસ્કૃત ભાષામાં પણ હોવાનું આ ઉપાધિથી જણાય છે. પણ તેની તેવી સંસ્કૃત-પ્રાકૃત કૃતિઓ જાણવામાં આવી નથી.

૯. માતૃકાઓ અને કક્કા રચવાની પ્રણાલી ચાલુ હતી તેવું લગભગ સં. ૧૪૫૦ આસપાસમાં દેવસુંદરસૂરિના કોઈ એક શિષ્યે **કાકબંધિ ચઉપઇ** (કક્કો-ચોપાઈ) ૬૯ કડીની રચીને આપી છે, તે ઉપરથી સમઝાય છે. કવિના વિષયમાં કાવ્યમાંથી કાંઈ જાણવાનું મળી શકતું નથી. માત્ર આરંભમાં પોતે દેવસુંદરસૂરિને નમન કરે છે, તેટલું જ મળે છેઃ

અરિહંત સિદ્ધ આયરિય ઉવજ્ઝાય સાહુ સુગુરુ **દેવસુંદરસૂરિ-પાય**
વંદિય સુય સામણિ સમરેવિ ધમ્મ-કક્કપ ભણિસુ સંખેવિ. ૧.[૨]

---

કયારેક ગુણસંચિત કયારેક ઇંદ્રિયજય કયારે સંવેગ-નિર્વેદ-રંગ।
બાપુ દેશના-કલા બાપુ મદ-નિર્મલ, બાપુ લીલા કષાયોનો ભંગ ॥૩૮॥
તેના એ ગુણગણ્ જેમ તારાગણ્, કહી કેમ શકું, એક જીભ ।
પાર ન પામે શારદા દેવતા સહસ્ર મુખે ભણે જો રાત-દિવસ ॥૩૯॥

૧ જૈન ગૂ. કવિઓ, ભાગ ૧લો, પૃ. ૧૯

૨ એજન, પૃ. ૨૦,

છાયા : અર્હત્ સિદ્ધ આચાર્ય ઉપાધ્યાય સાધુ શુભ ગુરુ દેવસુંદરસૂરિ-પાય
વંદી, શ્રુત-સ્વામિની(ને) સમરી ધર્મકક્કો ભણીશ સંક્ષેપે ॥૧॥

દેવસુંદરસૂરિને સૂરિપદવી સં. ૧૪૨૦ માં મળી હતી અને સં. ૧૪૫૦ સુધી તેઓ હયાત હતા, એ જોતાં એ ગાળામાં તેમના કોઇ શિષ્યે આ કક્કાની રચના કરી હશે.

કાવ્યની દૃષ્ટિએ આપણને આમાં કાંઇ વિશેષ મળતું નથી; પણ ભાષાની દૃષ્ટિએ તેની ઉપયોગિતા છે. જૂના સ્વરૂપને બદલે મધ્યકાલીન ગૂજરાતીની પ્રથમ ભૂમિકા આ કાવ્યમાં સચવાઇ રહી છે; જેમ કે

[1]કરઉ ધર્મ મન ભૂલા ભમઉ, માણુસ ભવ કાંઇં આલિં નિગમઉ,
દાન સીલ તપ ભાવન સાર સુહગુરુ–વયણુ પાલઉ સવિચાર. ૨.
કાંઇ જુ દીજઇ દાન, તિહાં ચીંતવઇ નવિ અભિમાન,
ચિત્તિ વિત્તિ પત્તિહિં સુવિસુદ્ધ સો શ્રેયં સાંઇ લીલઇં લદ્ધ. ૩
ખરઇં ચિત્તિ નામ એવડા, વિત્તિ અક્ષુ–રસિ પૂરિય ઘડા,
પત્ત જુ પામિઉં પઢમ જિણંદુ ચડઇ સિખા નવિ પડઇ ઇકુ બિંદુ. ૪
ખાધઇં તૃપતિ ઉદર નવિ હોઇ, દીધઉં પાત્રિ દાન ઊગરઇં,
ખીર થાલ દીધઉં સંગમઇ શાલિભદ્ર સોઇ હૂઇઉ તિમઇ. ૫

× × ×

સમરથ રાત્રિ દિવસિ મનિ ધર્મ, ધર્મ તણુઉ મન છંડઉ ભ્રમ;
રાખઇ ધર્મ ચિહું ગતિ દુક્ખ, ધર્મ લગઇ પામી જઇ મુક્ખ. ૬૪
સાયર મર્યાદાં પુણુ રહઇ, ચંદસૂર ગયણિ સંચરઇ,
કુશલ પંચ તે દિ આચાર, સોઇ સહગુરુ બુઝવઇ વિચારુ. ૬૫
હિવ ગુર જાણુઉ સો સંસારિ, જેહ ગુરુ બૂઝઇ વિચાર.
પાલઇં અને પલાવઇં સોઇ, એઉ સુહગુરુ જાણુઇં સહુ કોઇ. ૬૬
હાથિ ચડિઉં ચિંતામણિ રત્ન, જઉ લાભઇ જિણવરનૂં વચન,
જિણવર દેવ ધર્મ ગુરુ સાધુ એમ સમકિતુ શ્રેણિકરાઇં લદ્ધ. ૬૭
ક્ષણુ એકુ મન જઉ થાહર રહઇ, કર્મવિવર નિશ્ચિ સો લહઇ,
કરમ વિવર સીઝઇ સવિ કાજ, લાભઇ મુગતિ તણું સહ રાજ. ૬૮

અપભ્રંશની લાક્ષણિકતાવાળો उकार લગભગ નષ્ટ થવા આવ્યો છે; અપવાદરૂપે ક્યાંક છે; પણ આખું સ્વરૂપ જોતાં ભાષાસ્વરૂપ આપણને વધુ નિકટ આવી ગયું છે. करहु, भमहु ને સ્થાને કરઉ,

૧ ભાષા સ્પષ્ટ છે.

ભમઉ રૂપ, આલિં વગેરે તૃતીયા વિભક્તિમાં સાનુનાસિક ઇં પ્રત્યય, દીજઇ, ચીંતવઇ, એવડા, ખાધઇં, દીધઉં, ઊગરઇ, પામીજઇ, મર્યાદાં (સાતમીનો આં પ્રત્યય), બૂઝઇ, હાથિ, પલાવઇં, જિણવરનૂં (અ+ઉં ને સ્થાને દીર્ઘ ઊંકારનો પ્રયોગ), સીઝઇ, તણૂં એ રૂપો લક્ષ્યમાં લેવા જેવાં છે. તે સાથે તત્સમ શબ્દો બહોળા પ્રમાણમાં પ્રયોજાયા છે કે જેઓએ જૂનાં અપભ્રંશકાલીન રૂપોનું સ્થાન લઈ લીધું છે. બેશક આમ છતાં લદ્ધ, છંડઉ (જો કે ઉ મધ્ય. ગૂ. નો છે), દુક્ખ, મુક્ખ, વગેરે જૂનાં રૂપો રહી જવા પામ્યાં છે.

૧૦. જૈન કવિઓએ મહત્ત્વનાં ઐતિહાસિક કાવ્યો આપ્યાં છે તે આપણે આ પૂર્વે જોયું છે, પણ જૈનેતરનું એક પણ મળ્યું નહોતું. તેવું એક મહત્ત્વનું કાવ્ય "રણમલ્લ છંદ" કવિ શ્રીધર વ્યાસે રચી આપ્યું છે. આ કાવ્યના આરંભમાં તેણે તૈમૂરલંગની હિંદ ઉપરની સવારીનો નિર્દેશ કર્યો છે; જેવો કે

दिल्लीपतिपरिभूतौ तद् ददृशे दृश्यते च बाहुबलम् ।
शकशल्ये **रणमल्ले** यमतुल्ये **तिमिरलिङ्गे** च ॥५॥

દિલ્હીપતિનો પરાભવ ઈડરના રાવ રણમલ્લે પહેલાં કર્યો અને તિમિરલિંગ અત્યારે કરી રહ્યો દેખાય છે, એવો કવિએ વાણીપ્રયોગ કર્યો છે. ઇ. સ. ૧૩૯૮–વિ. સં. ૧૪૫૫ (હિ. સ. ૮૦૦)માં તૈમૂરલંગે હિંદ પર સવારી કરી હતી, તે જોતાં એ સમયમાં કવિએ આ કૃતિની રચના કરી સ્પષ્ટ છે.

કવિ શ્રીધર ક્યાંનો વતની હતો તે આપણે જાણી શકતા નથી. માત્ર ઇડરના રાવ રણમલ્લની પાટણનાં મુસલમાન લશ્કરો સાથેની ઇ. સ. ૧૩૯૦ (વિ. સં. ૧૪૪૬) લગભગની લડાઇનું તેણે વર્ણન કર્યું હોવાથી એ રાવ રણમલ્લનો આશ્રિત થઇ ઇડરમાં આવી રહ્યો હશે.

એ સંસ્કૃત ભાષાનો પણ જાણકાર હતો, તે આ કાવ્યના આરંભમાં તેણે ૧૦ આર્યાઓ સંસ્કૃત ભાષામાં રચી છે, તે ઉપરથી

જાણી શકાય છે. બાકીનું આખું કાવ્ય, જેને "અવહટ્ટ" કિંવા ડિંગલના પૂર્વસ્વરૂપની ભાષા કહી શકાય તેવી વીરરસોચિત ભાષામાં રચાયેલું છે. આ કાવ્યની કવિતા, ઇતિહાસ, કાવ્યબંધ અને ભાષા એ ચારે રીતે ઉપયોગિતા છે.

આ કાવ્યમાં લડાઇનું વર્ણન હોવાને કારણે મુખ્ય રસ વીર છે. એમાં બીજા એક પણ રસનો વ્યભિચાર થવા દીધો નથી. આખો પ્રસંગ પ્રાસંગિક અલંકારોથી પણ ભૂષિત છેઃ નીચેની સ્વભાવોક્તિ લક્ષ્યમાં લેવા જેવી છે; એમાં અતિશયોક્તિ અલંકારનો અંશ આવવા દીધો નથીઃ

**સારસી** ( =હરિગીત)

ઢમઢમઇં ઢમઢમકાર ઢૂક્કર ઢોલ ઢોલી જંગિયા
સુર કરહિ રણ સરણાઇ સમુહરિ સરસ રસિ સમરંગિયા.
કલકલહિ કાહલ કોડિ કલરવિ કુમલ કાયર થરથરઇ,
સંચરઇ શક સુરતાણ સાહણ સાહસી સવિ સંગરઇ. ૨૩[1]

હવે નીચેનું ઉત્પ્રેક્ષા-મિશ્રિત વર્ણન જુઓઃ

**સારસી**

તુક્ખાર તાર તતાર તેજી તરલ તિક્ખ તુરંગમા,
પક્ખરિય પક્ખર, પવન પક્ખીપસરિ પસરિ નિરુપ્પમા.
અસવાર આસુરઅંસ અસ લીઇ અસણિ અસુહડ ઈડરઇ,
સંચરઇ શક સુરતાણ સાહણ સાહસી સવિ સંગરઇ. ૨૫[2]

યુદ્ધનું સુંદર વર્ણન જુઓઃ

**હાંઢઊી** ( મરહટ્ઠા )

તલહટ્ટઇ મેલ્લવિ તરલ તુરક્કી તાર તતાર તુરંગ
ઉલ્લટિઅ અસપતિ અસણિય વાયરિ સાયરવેલિ તરંગ.

---

૧ પ્રા. ગુ. કાવ્ય, પૃ. ૫, ભાષા સ્પષ્ટ છે, એટલે આ કવિની કૃતિની છાયા નથી આપી.

૨ એજન, પૃ. ૫

'હલ, હલ' 'બિગરી, બિગરી' બોલન્તિ અ નીરલહરિ છિલ્લન્ત,
રણ કન્દલિ કલહ કરઇ; કિલવાયણ કાયર નર રેલન્ત. ૫૨
હેષારવિ હયમર હસમસિ; ખુરરવિ અસણિ કિપાણ કસન્ત,
ઉદ્ધસવિ કસાકસિ, અસિ તરતર બિસિ, ધસમસિ ધસણિ ધસન્ત.
ભૂમણ્ડલિ ભડ કમધજ્જ ભડોહડિ ભુજબલિ ભિડસ ભિડન્ત,
રણમલ્લ રણાકુલ રણિ રોસારુણ મુણસત્તણિ તુવરન્ત. ૫૨
ઉલ્લાલવિ ઝાલવિ ઝુજ્ઝકમાલહ લથબથિ લોથિ લડન્ત,
ધારુક્કટ ધારિ ધગડ ધર ધસમસિ ધસમસિ ધુબ્બ પડન્ત.
કમધજ્જ ઉદયગિરિમણ્ડણ સવિતા ઝલમલ મલ્લ ભડન્ત,
ધુરિ ધસિ ધસિ ધૂંસ ધરઇ ધગડાયણિ, ધર વરિ રુણ્ડ રલન્ત. ૫૩

એણે વીરરસને ઉચિત શબ્દાવલીનો પણ પુષ્કળ ઉપયોગ કર્યો છે; એ રીતે ભાષાની પ્રબળતાનો પણ પરિચય આપ્યો છે.

ઇતિહાસની દૃષ્ટિએ આ કાવ્યની ઘણી મહત્તા છે, કેમકે તેમાં ચાલુ અને જૂના ઉપયોગી ઐતિહાસિક પ્રસંગો આપવામાં આવ્યા છે; જેવા કે—

૧. સિંભરપતિ હમીરે સુલતાનની ફોજોને મારી નાખી હતી, જ્યારે ઇડરનો રાવ રણમલ્લ અત્યારે સુલતાનની ફોજનું સંહનન કરે છે, એટલે ઇ. સ. ૧૩૯૮ પર્યંત એ સ્વતંત્ર હતો.

[ **हम्मीरेण** त्वरितं चरितं **सुरताणफोजसंहरणम्** ।
कुरुत इदानीमेको वरवीरस्त्वेव रणमल्लः ॥४॥ ]

૨. તૈમૂરલંગ દિલ્હીપતિ સુલતાન ઉપર ચઢી આવ્યો હતો. (એ વિશે ઉલ્લેખ ઉપર આવી ગયો છે.)

૩. રણમલ્લે ઘોરી બાદશાહનો પરાભવ કર્યો હતો.

[ एको ननु पुनरास्ते **रणमल्लो घोरिकारयिता** ॥६॥ ]

૪. રણમલ્લ એક જ રાતમાં ખંભાત, ધોળકા, પાટણ વગેરેને લૂંટી લેતો તેની ફરિયાદ જતાં મોડાસાના થાણદાર મીર રહેમાનને પાટણના સૂબાએ ફરમાન લખી મોકલ્યું હતું.

[ નિશિ ખમ્ભાઇચ નયર ઉધ્રકઇ, ધૂંધલિ ધ્રૂંસ પડઇ ધ્રૂસકઇ;
પ્રહિ પુક્કાર પઢઇં પટ્ટણતલિ, 'રે રણમલ્લધાડિ!' જવ સમ્ભલિ. ૧૪
મુહડાસિયા મીર રહમાણી દામ હરામ કરઇ સુરતાણી
× × ×
હેલાં લાખ બન્દ બુલ્લાવિ; લખિ ફુરમાણ ખાન ચલ્લાવિ.[1]]

૫. પાટણમાં સૂબો મીર મલિક મુફર્રહ રાસ્તખાન હતો, તેણે ફાટેલા રણમલ્લને ડારવા ઇડર પર ચઢાઈ કરી, જેનું આખું વર્ણન જ આ કાવ્યમાં છે. (ઈ. સ. ૧૩૯૦)

[ ફુક્કારિ મીર મલ્લિક મુફ્રરહ મૂછ મરડી મચ્છરઇ. ][2]

૬. એ પૂર્વેના એક સૂબા દફ્ફરખાનનો રણમલ્લે પરાજય કર્યો હતો.

[દલ દારુણ દફ્ફરખાન જચી મિઇં ભગ્ગઉ અગ્ગઇ ખગ્ગરચિ][3]

૭. એણે સમસુદ્દીન નામના મુસ્લિમ સરદારને હરાવ્યો હતો.

[મિઈં સહ્ગરિ સમસુદ્દીન નઠી પડિભગ્ગઉ અહ્ગોઅહ્ગિ ભિડી][4]

૮. રણમલ્લની પૂર્વે સોનગિરો સિમ્ભર–પતિ સાંતલ પણ પાદશાહ સાથે લડ્યો હતો અને તેણે સોમનાથને મુસ્લિમોના હાથમાંથી કબજે કરી પોતાને ત્યાં સ્થાપ્યા હતા અને ચોહાણનું અચલ રાજ્ય સ્થાપ્યું હતું.

[ સોનગિરઉ સાંતલ[5] સિમ્ભરવઇં વેઢિ કરઇ ગજ્જણવઇ અસુરઇ
દહુ દિસિ દુજ્જણદલ દાવટ્ટિઅ સોમનાથ વડ હાથઇ ઝટ્ટિય, ૬૨.
આદર કરિ શંકર થિર થાપ્પિય અચલ રાજ ચહુઆણ સમપ્પિય.][6]

---

૧ એજન, પૃ. ૩; ૨ એજન, પૃ. ૪; ૩ એજન, પૃ. ૬; ૪ એજન, પૃ. ૬

૫ સ્વ. દી. બ. ધ્રુવ કન્હડ માને છે પણ મૂળ હાથપ્રતમાં તો "સાંતલ"નું જ નામ છે. સાંતલ કાન્હડદેનો ભત્રીજો થતો હતો. પદ્મનાભે (સં. ૧૫૧૨) સોમનાથને પાદશાહના લશ્કર પાસેથી કબજે કરી ઝાલોરમાં સ્થાપવાનું કહ્યું છે; તેનાથી જૂનો શ્રીધર (સં. ૧૪૫૪) એ માન સાંતલને આપે છે. તેથી કવિનો જૂનો પાઠ બદલવાની જરૂર નથી. મૂળ ચર્ચા માટે જુઓ પ્રા. ગુ. કા. પ્રસ્તા. પૃ. ૧૦ની પાદટીપ.

૬ એજન, પૃ. ૧૨–૩

આમાંની ઐતિહાસિકતાના વિષયમાં સ્વ. દી. બ. ધ્રુવ સાથે થોડી વિસંમતિ છે. એઓશ્રીએ આ યુદ્ધ સૂબા ઝફરખાન (ઇ. સ. ૧૩૯૧; પાછળથી સુલ્તાન મુઝફ્ફર ઇ. સ. ૧૩૯૬) સાથે થયાનું સ્વીકારી, તેણે કરેલી ત્રણ સવારી (ઇ. સ. ૧૩૯૩–૧૩૯૮–૧૪૦૧)માંથી વચ્ચેની સવારીમાં રણમલ્લે ઝફરખાનને હરાવ્યો હશે તેમ માન્યું છે; પણ કાવ્યનો પ્રસંગ જોતાં તો પાટણના સૂબા મીર મલિક મુફર્રહ રાસ્તખાનની સાથે યુદ્ધ થયું દીસે છે. એ પૂર્વે રણમલ્લે જે દફ્ફરખાનને હરાવ્યો છે (જુઓ કડી ૩૨મીમાંનો નિર્દેશ) તે દફ્ફરખાન પછીનો સુલતાન મુઝફ્ફર–તે ઝફરખાન નથી, પણ ઝફરખાન બીજો–બંગાળી હતો; તેના બાપ ઝફરખાન બંગાળીને ફિરોજશાહ તઘલખે ગૂજરાતનો સૂબો નીમ્યો હતો. ઇ. સ. ૧૩૬૯માં એ મરી જતાં દરિયાખાન–ઝફરખાન બીજાને એ સત્તા સોંપાઈ હતી. ઇ. સ. ૧૩૭૮ માં ઝફરખાન–બીજાના નાયબ તરીકે મલિક સમસુદ્દીન અબુ રીજાની નિમણૂક થઈ હતી. રણમલ્લે આ બંનેને હરાવ્યા હોય તેમ લાગે છે. (ઇ. સ. ૧૩૮૦ સુધીમાં). સ્વ. ધ્રુવે સમસુદ્દીનને સ્થાને શમ્સખાન વાંચવા ભલામણ કરી છે;[1] પણ ઐતિહાસિક દૃષ્ટિએ બંને નામો આમ મૂળ કાવ્ય–વાચના મુજબનાં જ મળી રહેતાં હોવાથી કલ્પના કરવાની જરૂર નથી. આ જોતાં સ્વ. ધ્રુવે આપેલી બધી જ ઐતિહાસિક વીગત પલટી જાય છે. લડાઇ ઝફરખાન સાથે થઈ અને રણમલ્લે વિજય તેના ઉપર મેળવ્યો, એ વસ્તુ આ કાવ્યની નથી જ, તે તો કાવ્યનું સ્વરૂપ જોતાં સ્પષ્ટ થાય છે.[2] કવિ જફરખાન=મુજફ્ફરના ઝગડા વિશે કશું જ કહેતો નથી; જોકે કાવ્યરચના ઇ. સ. ૧૩૯૮ પછી કરે છે.

આ કાવ્યની કાવ્યબંધની દૃષ્ટિએ ઉપયોગિતા પણ વિશેષ છે;

---

૧ પ્રા. ગુ. કાવ્ય, પ્રસ્તા. પૃ. ૧૦ની પાદટીપ

૨ આ આખી ચર્ચા મૌ. સૈ. અબુઝફર નદવીની મદદથી અહીં આપવામાં આવી છે. તે માટે લેખક તેમનો આભારી છે.

કેમકે તેમાં સં. આર્યા, ચુપ્પઈ, સારસી, દૂહ્ણ, સિંહવિલોકિત, પંચચામર, હાંઢકી (મરહટ્ટા–સવૈયાના રાહની દેશી), દુમિલા, ભુજંગપ્રયાત અને છપ્પય એ છંદો પ્રયોજાયા છે, જેમાંના પંચચામર અને ભુજંગપ્રયાત તો અક્ષરમેળ વૃત્ત છે. અક્ષરમેળ વૃત્તોનો પ્રયોગ આપણને જયશેખરસૂરિ અને શાલિસૂરિ આપે છે અનુક્રમે તેમનાં "અર્બુદાચલ–વીનતી" અને "વિરાટપર્વ"માં; પણ એ પૂર્વેની યા તો એના સમયની જ આ કૃતિ હોવાની સંભાવના પૂરતી છે. આ યુગમાં મુખ્યત્વે આમ અક્ષરમેળ વૃત્તોનો પણ પ્રયોગ પ્રચારમાં આવવા લાગ્યો હતો, એમ જણાય છેઃ અક્ષરમેળ છંદોની ઉપયોગિતા ભાષાસ્વરૂપને નક્કી કરવામાં ખાસ છે.

ભાષાસ્વરૂપની દૃષ્ટિએ અનેક રીતે આ કાવ્ય મહત્ત્વનું છે. એ "અપભ્રંશ"ના એક વિશિષ્ટ પ્રકાર "અવહટ્ઠ" (<અપ. अवहट्ठ <સં अपभ्रष्टः) નામક ભાષાપ્રકારને સાચવી રાખે છે. અગાઉ વિદ્યાપતિની "કીર્તિલતા"ના પ્રસંગે એ ભાષાપ્રકાર તરફ લક્ષ્ય દોરવામાં આવ્યું છે.[1] એની વિશિષ્ટતા એ છે કે એક બાજૂ ભાષા સરળ સ્વરૂપ સાધતી જતી હોય છે, જોડાક્ષરો ઓગળી જાય છે અને પૂર્વ સ્વર દીર્ઘ બનતા જાય છે, ત્યારે બીજી બાજૂ એ વિકારોને સાચવતાં છતાં, ન હોય તેવાં સ્થળોએ પણ વ્યંજનોને બેવડા કરવામાં આવ્યા હોય છે. એમાંનું બેવડાપણું કૃત્રિમ છે, એ તરત જ દેખાઈ જાય છે. "કીર્તિલતા" અને "પ્રાકૃત પિંગલ" આ પ્રકારનો ભાષા-પ્રકાર સાચવે છે, જોકે એ પૂર્વ દેશની કૃતિઓ છે. પણ થોડા પ્રાંતીય ભેદથી પશ્ચિમ વિભાગ અને મધ્ય વિભાગમાંના એક વિશિષ્ટ વર્ગ–ભાટચારણોએ એ પ્રકાર સાચવવા આજ દિવસ સુધી પ્રયત્ન કર્યો છે. પાછળથી એને ડિંગલ–ભાષા કહેવામાં આવી છે. પૃથ્વીરાજ રાસો વગેરે એ પ્રકારનું ભાષાસ્વરૂપ અદલ રીતે સાંચવી રાખે છે. "રણમલ્લ છંદ"માંનું નીચેનું ભુજંગપ્રયાતનું જ ઉદાહરણ લઈયેઃ

---

૧ જુઓ આ પૂર્વે પૃ. ૧૨૮–૩૧

જિ બુરબે અ લરબે ઉલફ્ફે સલિક્કઈ,
જિ બફ્ફે બહફ્ફે લહિફ્ફે ચમુક્કઇ,
જિ થરઙ્ગે તુરઙ્ગે તરઙ્ગે ચઢન્તા,
રણમલ્લ દિઠ્ઠેણ દીનં મુડન્તા. ૬૬

× × ×

જિ રક્કા મલિક્કા બલક્કાક પાડિ,
કિ બુબ્બા પલ્લા સનદ્ધા વિભાડિઇ,
તિ આખડિડ ભૂદડિડ બહુ ખંડિ કિજ્જિજઇ,
રણમલ્લ દિઠ્ઠે મુહે ઘાસ ઘલ્લિઇ. ૬૮[1]

"રણમલ્લ"ને સ્થાને છંદની દૃષ્ટિએ "રણમ્મલ્લ" જોઇયે છે, એ લક્ષ્યમાં રાખવું. એ સિવાયના મોટા અક્ષરવાળાં રૂપો જોઈ જવાં: તેમાં કૃત્રિમ રીતે વ્યંજનો બેવડા કરવામાં આવ્યા છે. કેટલાકમાં મૂળમાં અપભ્રંશમાં બેવડાં રૂપ હતાં, પણ આ સમયને માટે તેની જરૂર નથી; ભાષા મધ્ય. ગૂજ. ની ૧ લી ભૂમિકામાં આવી ચૂકી હતી. છંદની દૃષ્ટિએ એકારાંત રૂપો આમાં જ્યાં જોઇયે છે ત્યાં મૂળમાં છે; નથી ત્યાં તેવાં સલિક્કે, ચમુક્કે, વિભાડે, કિજ્જે, ઘલ્લે એમ રૂપો છંદ માગી લે છે.

આ કાવ્યની સૌથી વિશેષ મહત્તા તો તેમાં ભારોભાર પ્રયોજાયેલા અરબી–ફારસી શબ્દોથી છે. કવિએ ગૂજ. ભાષામાં આબાદ રીતે એ વિદેશી શબ્દોને વણી લીધા છે, એટલું જ નહિ પણ શરૂઆતની સંસ્કૃત આર્યાઓમાં પણ તેવા વિદેશી શબ્દો વણી લીધા છે: सुरताण–फोज, दिल्ली, तिमिरलिङ्ग, घोरि, पादशाह, बाजार એ શબ્દો સંસ્કૃત આર્યાઓમાં પ્રયોજ્યા છે. ઉપર આવતાં ગૂજ. અવતરણોમાં અરબી–ફારસી શબ્દો સ્ફુટ છે. धगड ( ઘણું કરી દેશી ગૂજ. છે. )

આ કવિની બીજી બે કૃતિઓ મળે છે, તે ભાગવત–દશમસ્કંધ

---

૧ પ્રા. ગુ. કા. પૃ. ૧૩, પણ સ્વ. ધ્રુવના પાઠને સ્થાને પાદટીપનો જૂનો પાઠ અહીં સ્વીકાર્યો છે.

અને સમશતી કિંવા ઇશ્વરી છંદ. આ કાવ્યો પણ છંદોબદ્ધ છે. ૧૨૦ કડીના આ કાવ્યમાં આરંભે એક શાર્દૂલવિક્રીડિત સંસ્કૃતમાં છે. તે પછી આ પ્રમાણે ગૂજરાતીમાં છન્દો વ્યવસ્થા છેઃ

શીધર કવિત્ત કહઇ મતી મંદહ
પૂર્વછાયો આર્યા છંદહ ।
થિર થિર કલશ પંચ પર દીપક
વીશ જાતિ વીસાસો રૂપક ॥
રૂપક સોલ ચોક ચોસઠચહ
છપઇ ઘાત તલિ ઊપેર અઠહ ।
નવ સત પૂર્વ આહુ બત્રીસહ
એવં કવીત એક સો વીસહ ॥[1]

આમ કાવ્યમાં ૬૪ રૂપક (૧૬ જુદા જુદા છંદના ઝૂમખાને ૧ રૂપક કહી, તેવાં ચાર), છપ્પય અને ઘાત (= ચરણાકુલ) મળી ૮, ૧૬ પૂર્વછાયુ (= દોહરા) અને ગાથા ૩૨, મળી એકસો વીસ કડી ગણવામાં આવી છે. એક રૂપકમાં તેણે ૧ રોઉલા (અક્ષર ૩૧), ૧ અર્ધનારાચ, ૧ તોટક, ૧ સ્રગ્વિણી, ૧ ભ્રમરાવલી, ૧ કામક્રીડા (૧૬ ગુરુ), ૧ નારાચ એમ ૬ અક્ષરમેળ વૃત્ત, ૧ હનૂમત, ૧ અધસારસી, ૧ પદ્ધડી, ૧ સારંગ, ૧ વાડવ (= રોળા), ૧ સારસો (= હરિગીત), ૧ હાંઢકી (= મરહઠ્ઠા), ૧ ત્રિભંગી અને ૧ ગીતા એ માત્રામેળ એમ જુમલે ૧૬ છંદ ગણ્યા છે. આમાં સં. "શાર્દૂલવિક્રીડિત"ની ગણતરી ગાથામાં કરવી રહી, તો સરવાળો મળે. આ પ્રમાણે ૪ રૂપકમાં ૨૪ અક્ષરમેળ વૃત્તો બહુ જ યુક્તિપૂર્વક કવિએ પ્રયોજ્યાં છે, તે કવિના સમયની ભાષાનો ખ્યાલ આપવામાં ઉપયોગી છે. વિષય તરીકે તો તેણે દેવીની સ્તુતિ જ લીધી છે, અને તે ચારણી સંસ્કારની ભાષામાં એટલે કે ગૂજરાતી ભાષાને કૃત્રિમ રીતે સંસ્કૃત પ્રાકૃતનું રૂપ આપીને.

---

૧ ગૂ. વ. સો. ની નં. ૭૩૮ની હાથપ્રત

**આર્યા**–પર્વત પડઇ **પુકારં દુહુ દિશ દૈત્ય કીદ્ધ સંહારં ।**
**શુંભા કેરં સારં વાહારં ધાય રાય રકતબીજો ॥૮૮॥**

આમાં મોટા અક્ષરવાળાં રૂપમાં સંસ્કૃતાનુકરણ છે; છતાં ભાષા મધ્ય. ગૂજ; ની ૨જી ભૂમિકાની છે. જુઓ નીચેનો **નારાચઃ**

પતાલિ તાલિ વ્યોમ વ્યાલ નટ નટ કૂટયં
એકલ્લ મલ્લ...કરિ...ચંડ મુંડ ઊઠયં ।
ધુસટ ઘટ લટ પટ ત્રૂટિ ઝાલી ઝીકલી
અમૂલ મૂલ કીદ્ધ કેલ અન્નમેલ એકલી ॥૮૯॥

આનું રૂપ તો તેને આ પ્રમાણે જોઈયે છે:

પાતાલ્લિ તાલ્લિ વ્યોમ્મ વ્યાલ્લ નટ્ટ નટ્ટ કૂટયં
ઇકલ્લ મલ્લ...કરે...ચંડ મુંડ ઉઠ્ઠયં ।
ધુસટ્ટ ઘટ્ટ લટ્ટપટ્ટ ત્રુટ્ટિ ઝાલ્લિ ઝિક્કલી
અમુલ્લ મુલ્લ કિદ્ધ કેલ્લ અન્નમેલ્લ એક્કલી ॥

અવહટ્ટના સંસ્કારો માટે બેવડા વર્ણોની ક્યાં ક્યાં જરૂર છે, તે સ્પષ્ટ રીતે **લટપટ** જેવા શબ્દો જ બતાવી આપી છે. **લટ્ટપટ્ટ** ન હોય તો વૃત્તમાં બંધ કેમ બેસાડવા ?

આ કવિના કવિત્ત ભાગવતને જોવાનો પ્રસંગ નથી મળ્યો; પણ એ કૃતિ પણ વૃત્તબદ્ધ કવિતા છે.

આમ શ્રીધર સૌથી પહેલો એવો કવિ છે કે જે જાતે જૈનેતર અને સાથેસાથ છંદ–વૃત્તબદ્ધ કવિતા ગૂજરાતીમાં રચી આપે છે, અને તે પણ ડિંગલના પૂર્વ સ્વરૂપને મૂર્ત કરતી જૂની મધ્ય. ગૂજ. ભાષાનાં લક્ષણો સાથે. આવા કવિઓ પછીથી ગૂજરાતી ભાષામાં મળતા નથી, એ લક્ષ્યમાં લેવા જેવી વસ્તુ છે. શ્રીધર વ્યાસ ચારણ કે બ્રહ્મભટ્ટ હોવાની તો શંકા જ નથી; માત્ર તે રાવ રણમલ્લનો ઈડરમાં જઈ આશ્રયી થઇ રહેલો કોઈ બ્રાહ્મણ છે.

૧૧. હંસ નામક જૈન સાધુએ "શાલિભદ્રરાસ" નામનો ૨૧૯ કડીનો એક રાસ સં. ૧૪૫૫ માં રચી આપ્યો છે. મધ્ય. ગૂજ.ની

પ્રથમ ભૂમિકા હવે સાહિત્યની ભાષા તરીકે સ્વીકારાઇ ગઇ હતી તે "મુગ્ધાવબોધ ઔક્તિક" (ર. સં. ૧૪૫૦)થી આપણે જાણિયે છિયે. આ કાવ્ય સમગ્ર પ્રાપ્ય બન્યું નથી; પણ જે કાંઇ અંશ મળે છે, તે ઉપરથી કવિના વિષયમાં તેમ જ ભાષાના વિષયમાં આપણને કાંઇક ખ્યાલ અવશ્ય આવી શકે છે:

વસ્તુ

દેવિ સરસતિ, દેવિ સરસતિ સકલ સંસાર
જસ નામિઇં કવિજન સવે બુધિ અતિહિં સરસ વાણીય,
વીણા-પુસ્તકધારિણી તે સામિણિ મન માંહિં આંણીય,
કર જોડી કવીયણ ભણઇ, સહગુરુ પાય પણમેવિ,
સાલભદ્ર ધના તણાં ચરિય રચેસુ સંષેવિ. ૧

× × × ×

તપગછિ શ્રીજયશેખરસૂરિ, નાંમઇ પાવ પણાસઇ દૂરિ,
તાસ પાટિ શ્રીજિનરયણ સૂરીસ, મન શુધઇં પ્રણમૂં નિસદીસ. ૨૧૬
સહિ ગુરુ નામ છે હઇડઇં ધરી ચુપઇબદ્ધ કથા મઇં કરી,
સાલિભદ્ર ધન્નાનૂં ચરિત્ર, ભણીઇં હુસ્યઇ અતિહિં પવિત્ર. ૨૧૭
ભાવસહિત નરનારી ભણઇ, કઇ મનિ સુદ્ધિઇં શ્રવણે સુણઇ,
સાધુ હંસ મુનિવર ઇંમ ભણઇ, નવનિધિ તેહ ઘરિ આંગણઇ. ૨૧૮
સંવત ચઉદ પંચાવનિ વરસિ, આસો સુદિ વિજયાનઇ દિવસિ,
જિનવચને કરી સદ્દવહિઉં ભાવિઇં ભગતિ હૈયડઇ ધરિઉં.[1] ૨૧૯

કવિ તપગચ્છના જયશેખરસૂરિના શિષ્ય જિનરત્નસૂરિનો શિષ્ય છે અને તેણે સં. ૧૪૫૫ ના આશ્વિન સુદિ ૧૦ ને દિવસે આ રાસ પૂરો કર્યો છે.

ભાષાની દૃષ્ટિએ નામિઇં, સવે, માંહિ, આંણીય, કર જોડી, તણાં, પણાસઇ, પ્રણમૂં, છે (તદ્દન અર્વાચીન રૂપ), ધરી, કરી, ધન્નાનૂં, ભણીઇં, હુસ્યઇ, શ્રવણે, આંગણઇ, આસો, વિજયાનઇ દિવસિ, જિન-

૧. જૈન ગૂ. કવિઓ, ભાગ ૧લો, પૃ. ૨૨; ભાષા સ્પષ્ટ છે.

વચને કરી, ભાવિઇ, હૈયડઇ એ વગેરે રૂપો મધ્ય. ગૂજ. ની પ્રથમ ભૂમિકાનાં વ્યક્ત થાય છે. માત્ર સદ્ જેવાં કોઇક જ જૂનાં રૂપો છે.

૧૨. "ત્રિભુવનદીપક–પ્રબંધ" કિંવા "પરમહંસ–પ્રબોધ" કે "પ્રબોધચિંતામણિ" નામનું ૪૩૨ કડીનું એક રૂપકકાવ્ય અને બીજાં બે ત્રણ ગૂજ. કાવ્ય અર્પનાર જૈન કવિ જયશેખરસૂરિ સંસ્કૃત પ્રાકૃત અને ગૂજરાતીનો એક સમર્થ કવિ થઇ ગયો છે. શ્વેતાંબર અંચલ (વિધિપક્ષ) ગચ્છના મહેંદ્રપ્રભસૂરિનો એ વચટ શિષ્ય હતો. એના નાના ગુરુબંધુ મેરુતુંગસૂરિનો દીક્ષા સમય સં. ૧૪૧૮ માં હોવાને કારણે એ સમઝાય તેવું છે કે કવિ જયશેખરસૂરિએ તે પૂર્વે દીક્ષા લીધી હશે. આમ હોતાં તેનો જન્મ વિક્રમના ચૌદમા અને પંદરમા શતકની સંધિના કોઇ વર્ષમાં હોવાની સંભાવના છે. આ દીર્ઘાયુ કવિની કૃતિઓ છેક સં. ૧૪૬૨ સુધી મળે છે. તેનું "પ્રબોધ-ચિંતામણિ" નામનું સંસ્કૃત કાવ્ય સં. ૧૪૬૨ માં[1] રચ્યું છે, જેના આધારે ગૂજરાતી ભાષામાં કવિએ ગૂજરાતી ત્રિભુવનદીપક–પ્રબંધ કાવ્ય રચ્યું છે. આ કવિના સંસ્કૃત ગ્રંથોમાં ૧૨ હજારથી અધિક શ્લોક પ્રમાણવાળો "ઉપદેશચિંતામણિ" (ર. સં. ૧૪૩૬ નૃસમુદ્ર-નગર=ખંભાત), શત્રુંજયતીર્થદ્વાત્રિંશિકા, ગિરનારગિરિદ્વાત્રિંશિકા, મહાવીરજિનદ્વાત્રિંશિકા (સમસંસ્કૃત), જૈન કુમારસંભવ મહાકાવ્ય, છંદઃશેખર, નવતત્ત્વકુલક, અજિતશાંતિસ્તવ, ધર્મસર્વસ્વ (ઉદ્ધૃત) એ છે, જ્યારે પ્રાકૃતમા આત્માવબોધકુલક છે. સં. ૧૪૬૨ માં જ તેણે સં. ધમ્મિલચરિત મહાકાવ્ય પણ ગૂજરાતમાં જ રહી રચ્યું છે. સં. ૧૪૬૨ માં આ પ્રબોધચિંતામણિ (સં),[1] ધમ્મિલચરિત મહાકાવ્ય (સં) અને ત્રિભુવનદીપક પ્રબંધ (ગૂ.) એ ત્રણ મોટી કૃતિઓ રચી છે,

---

૧ यम–रस–भुवन-मिताब्दे स्तम्भनकाधीशभूषिते नगरे ।
श्रीजयशेखरसूरिः प्रबोधचिन्तामणिमकार्षित् ॥
ત્રિભુવનદીપક પ્રબંધ–પ્રસ્તા. પૃ. ૩

એ જોતાં આ કવિની શક્તિ કેટલી અસાધારણ હશે, તેનો ખ્યાલ આવી શકશે.

કવિ જયશેખરસૂરિ આચાર્યપદ પર આવ્યા જણાતા નથી, કેમકે એમના ગુરુને મુનિશેખરસૂરિ, જયશેખરસૂરિ અને મેરુતુંગસૂરિ એ ત્રણ શિષ્યો હતા, તેમાંના નાના શિષ્ય મેરુતુંગસૂરિને ગુરુના નિધનને અંતે સં. ૧૪૪૪ માં આચાર્યપદ મળ્યું હતું. જયશેખરસૂરિના શિષ્યો પણ વિદ્વાન થયા છે. એના એક શિષ્ય ધર્મશેખરસૂરિએ તો કવિના જૈન કુમારસંભવ કાવ્યની સં. માં ટીકા પણ લખી છે. અને પૃથ્વીચંદ્રચરિત(ગૂજ.)કાર માણિક્યસુંદરસૂરિની ગૂ. ગદ્યકથા તો મધ્ય ગૂજ. ભાષાની પ્રથમ ભૂમિકાની એક સમર્થ ગદ્ય કૃતિ–ગદ્ય કાદંબરી જાણીતી છે.

જયશેખરસૂરિના વતન, જ્ઞાતિ વગેરેના વિષયમાં કાંઇપણ જાણવામાં આવ્યું નથી; પણ ગૂજરાત તરફનો તેમનો પક્ષપાત અને ખંભાતની સ્થિતિ જોતાં તે જન્મે ગૂજરાતી હોવા જોઇયે. " ગૂજરાત તિહાં આંબા પીઇ " (કડી ૧૧૬મી) એવો ત્રિ. દી. પ્ર. માં ઉલ્લેખ જોતાં કવિને ગૂજરાત તરફ પક્ષપાત હતો તેવું દેખાઈ આવે છે. એ કવિનાં આજે ત્રણચાર જ કાવ્ય ગૂજરાતીમાં મળે છે, પણ " એના બંધની સરળતા, વાણીનો પ્રસાદ અને કવિતાની ધમક જોતાં સૂરીશ્વરે બીજાં ગૂજરાતી સમર્થ કાવ્યો રચ્યાં હોવાં જોઇયે. "[૧] સંસ્કૃત ભાષાને માટે તો એ પોતે પોતાને वाणीदत्तवरः કહે છે. (जै. कु. सं. सर्ग ૧૧ માનો છેલ્લો શ્લોક)

એમનું ગૂજ. રૂપકકાવ્ય " ત્રિભુવનદીપક–પ્રબંધ " કવિતાની દૃષ્ટિએ ગૂજરાતીમાં એક સમર્થ પ્રયત્ન છે, તેટલો જ વિશિષ્ટ કાવ્યબંધ અને ભાષાની દૃષ્ટિએ સમર્થ પ્રયત્ન છે. સંસ્કૃત ભાષામાં આ પદ્ધતિનાં

---

૧ પ્રા. ગુ. કાવ્ય, પ્રસ્તા. પૃ. ૨૩ (સ્વ. દી. બ. કે. હ. ધ્રુવના શબ્દો)

પ્રબોધચંદ્રોદય, મોહરાજપરાજય વગેરે નાટકો છે, તેની જ પદ્ધતિનું આ રૂપકકાવ્ય છે. કવિએ અહીં જીવાત્માને પરમહંસ કહ્યો છે. એ કેવી રીતે જગતમાં ફસાય છે, વિવેક ગુમાવી મોહને કેવી રીતે અધીન થાય છે, પણ સમ્યક્ત્વ વગેરેને આશ્રયી કેવી રીતે અર્હત્પદ પામે છે, એ વગેરે કવિએ બહુ સુંદર રીતે બતાવ્યું છે.

હિવ ચઉવઇ-દૂપદ

તેજવંત ત્રિહુભુવન-મઝારિ પરમહંસ નરવર અવધારિ
જેહ જપતાં નવિ લાગઇ પાપ, દિનિ દિનિ વાધઇ અધિક પ્રતાપ. ૯
બુદ્ધિ મહોદધિ બહુ બલવંત, અકલ અજેઉ અનાદિ અનંત,
ક્ષણિ અમરગણિ ક્ષણિ પાયાલિ, ઇચ્છાં વિલસઇ તે ત્રિહુ કાલિ. ૧૦

× × ×

એક ભણુઇં એહ જિ અરિહંત, એહ જિ હરિ હરુ અલખુ અનંતુ:
જિણિ જિમિ જાણિઉ તિણિ તિમ કહિઉ, મનિ ઇંદ્રિઅ-બલિ તે નવિ ગ્રહઉ.૧૨
કાઠિ જલણુ જિમ ધરણિહિં ત્રેહુ, કુસુમિહિં પરિમલ ગોરસિ નેહ,
તિલિહિં તેલુ જિમ તાઢિક નીરિ, તિમ તે નિવસઇ જગત-શરીરિ. ૧૩[1]

આવા પરમહંસને માયા રમણી લોભાવે છે. કવિ ચેતનામુખે ગાય છેઃ

હિવ દ્રુપદ

રૂયડી રે રમણી મત્ત ગયગમણી, દેષી ભૂલઉ ત્રિહુભુવણ-ધણી,
અમૃત કુંડિ કિમ વિષ ઊછલઇ? સમુદ્ર થકી ન ખેહ નીકલઇ,
સરવર માહિ ન દવ પરજલઇ, ધરણિ-ભારિ શેષ ન સલસલઇ. ૧૭
રવિ કિમ વરિસઇ ઘોરંધાર? ઝરઇ સુધાકર કિમ અંગાર?
જઇ તૂં ચૂકિસિ દેવ! વિચાર, લોક તણી કુણ કરિસિ સાર? રૂઅડી૦ ૧૮
માયા કિરિ છઇ તુમ્હચી નારિ. એહ સંગતિ તું પડિસિ સંસારિ;
એતા દિવસ અભાવડિ કરી, આજ કાંઇ તઇં વલિ આદરી? ૧૯[2]

---

૧ ત્રિ. દી. પ્ર. પૃ. ૨-૩; ભાષા સ્પષ્ટ છે.
૨ એજન, પૃ. ૩

કવિ મોહકુમારના શાસનનું વર્ણન આપે છે કે-

હિવ દ્રુપદ

વાજિયડાં ગુહિ નીસાણ મોહ કુમર હૂઉ રાજીઉ:
વયરીયડા રે કસકઇં પ્રાણ, આણ ફિરિ જગિ મોહની. (ટેક)
માંડિ મોહિ અવિદ્યાનામિ નગરી નિગુરા હિયડા-ઠામિ;
અવિદ્યાનગરી ગઢ અજ્ઞાન, તૃષ્ણા ષાઇ મોટું માન. ૫૬
કદાચારુ કોસીસાંઉલિ, ચ્યારિઇ દુર્ગતિ વહિતી પોલિ;
વિષય વ્યાપ વારૂ આરામ, મંદિર અશુભાં મન-પરિણામ. ૫૭
કામાસન જે કહિયાં પુરાણિ, ચઉરાસી ચહુટાં તે જાણિ;
ભૂરિ ભવંતર સેરી હુઇ, કૂડ બુદ્ધિ તે ઘરિ ઘરિ કુઇ. ૫૮
મમતા પાદ્ર તણી રખવાલિ, કુમત સરોવર મિથ્યા પાલિ.
નિર્વિચારુ નિવસઇં તિહાં લોક, થોડઇં ઉચ્છવ થોડઇં શોક. ૫૯

મોહનું સામ્રાજ્ય સ્થપાયા પછી નિવૃત્તિના રખડપાટ જુઓઃ

હિવ સરસ્વતી ધઉલ

વિપ્રપુરી ગઇ ઊરી ગઇ ઊસની એ, દેખિએ કીજતા યાગ;
બલવંત બડૂએ બાપડા એ, બૂરકૂએ બીધલા છાગ.
બુરક બીધલા છાગ, લાગ ઇહાં નહી અમ્હારઉ;
મોહ તણી ભૂય મારિ, ઇહાં તે પગ-પયસારઉ.
ઊતાવલી ચલી તે વલ્લી, ભમતી દેસિ વિદેસિ;
રહણ રેસિ જોયઇ જોગેસરિ, દન નવનવે વેસિ. ૭૩

× × ×

નયરૂ દીઠઉં રુલિયામણઉં એ, વન પુણ આતમારામ;
કુમુરુ ભણઇ ક્ષણ વીસમઉ, શમ દમ તરુ અભિરામ.
[ શમદમ તરુ અભિરામ ] બેઉ બઇઠાં તરુછાયાં,
વિમલ બોધ કુલપતિ દેખિ વંદઇ તસુ પાયા.
નિર્વૃત્તિ ભણઇ કર જોડિ, મહરિષિ ! નિરતઉં જ્ઞાનિ નિહાલિ;
એ બેટઉ હૂં સુખિ વિલસંતુ દેખિસુ કેતઇ કાલિ ? ૭૫[1]

---

1 ત્રિ. દી. પ્ર. પૃ. ૮-૯; આમાં છંદની દૃષ્ટિએ ૧ દોહરો +॥ રોળા અને + ૦॥ સવૈયાની દેશી (૧૬+૧૧ ની), એ લક્ષમાં લેવું.

વહતી કલમે આમ કવિએ આનાથીયે ઘણાં સુંદર વર્ણનો આપી કાવ્યને ઉત્તમ બનાવવાનો એક પણ પ્રયત્ન જતો કર્યો નથી. નીચે કાવ્યબંધની ચર્ચા કરતાં કેટલીક કડીઓ ઉતારવાની હોવાથી વિશેષ નમૂના અહીં આપ્યા નથી.

કાવ્યબંધની દૃષ્ટિએ વિચારતાં કવિએ ખૂબ વૈવિધ્ય સાધ્યું છે. સ્વ. દી. બ. કે. હ. ધ્રુવના શબ્દોમાં કહું તો "પ્રબંધચિંતામણિનો પદ્યભાગ માત્રાબંધ અને લયબંધ એ બે રૂપે વિભક્તિ છે. માત્રાત્મક છંદમાં આશરે અઢીસેં ચઉપઇ અને લગભગ પોણોસો દૂહા છે. તે સિવાય, પદ્ધરી, ચરણાકુલ, મરહઠ્ઠ, દુમિલા અને ગીતિના નામે જાણીતા માત્રામેળ છંદ વધતા ઓછા દેખા દે છે; અને અપભ્રંશમાંથી જૂની ગૂજરાતીમાં ઊતરી આવેલો વસ્તુ નામે છંદ પણ તેમાં યોજેલો છે. ઉપરાંત છપય, સરસ્વતીધઉલ, તલહાર અને ધઉલ એ મિશ્ર માત્રાબંધ પણ કવિએ ઉપયોગમાં લીધા છે. બાકીના પદ્યાત્મક ભાગમાં સોરઠા જેવા એક કડીના દૂપદનો, પદ જેવાં અનેક કડીનાં દૂપદ તથા ઝાબટ્ટનો અને ધઉલ કિંવા ધોળનો સમાવેશ થાય છે. લયબંધ આખા કાવ્યનો નવમો ભાગ જ રોકે છે. ગદ્ય ભાગમાં બોલીનાં બે ઉદાહરણ છે."[1]

સ્વ. ધ્રુવે જે પ્રમાણે સંપાદન કર્યું છે, તે પ્રમાણે જોતાં પ્લવંગમ, સારસી, છપ્પય, જાતિ, સોરઠો ("જાતિ"ને મથાળે) એ છંદો પણ પ્રયોજવામાં આવ્યા છે; પણ આ બધા છંદો માત્રામેળ છે. સ્વ. ધ્રુવ જેને લયબંધ કહે છે, તે સર્વ સામાન્ય દેશીઓનું પણ સારું પ્રમાણ કવિએ આપ્યું છે. દૂહા અને ચઉપઈ, ઉપરાંત પદ્ધડીની દેશીઓ તો તેને અતિ સામાન્ય છે. ધન્યાસી, મલ્હાર, તલહરુ, ગૂજરી, એ રાગ તેણે દેશીઓ માટે પ્રયોજ્યા છે. આ દેશીઓ ચાલુ હોવાને કારણે અહીં વધુ લંબાણ કરવામાં આવતું નથી.

---

૧ પ્રા. ગુ. કા. પ્રસ્તા. પૃ, ૩૭-૩૮

આ કાવ્યમાં સરસ્વતી ધઉલ, અને ધઉલ એ મથાળે પણ સુંદર દેશીઓ અપાઈ છે. એવી જ ઝાબદ્ના મથાળે (૨૫૪–૨૫૮) દોહરા મળે છે. "હિવ કાવ્ય" એ મથાળે અક્ષરમેળ ઉપજાતિ મળે છે, તે સૌથી વધુ ઉપયોગી છે. સ્વ. ધ્રુવે તો તેને "પદ્ધડી"ને મથાળે જ આપેલ છે.[1] આમ કેમ થવા પામ્યું હશે, એ કાંઇ સમઝાતું નથી. જુઓ નમૂનો :

**હિવ કાવ્ય**

**આદીશનુ** પૌત્ર હૂઉ મરીચિ **ઘાત્યુ** સુ **મઇં** ગંજીઉ ગોત્રિ નીચિ;
**શ્રીવીરનઉ** જે **કહોઇં** જમાઇ, જમાલિ તે મેલ્હિઉ **મઇં** પજાઇ. ૩૮૦
**મઇં** પાઠવી પાપ–**તણુઉં** અનીક તૂં ભક્ત **ભાંજિઉ** ભડ કંડરીક;
**રહિઉ** સદા શ્રેણિક તૂં નિરોપિ **ઘાતિઉ** સુ **મઇં** તાં નરકાંધકૂપિ. ૩૮૧
વિવેક **બોલઇ** સુણિ મોહ ભાઇ **તઇં** તા દિખાડી નિજ પંડિતાઇ,
**ખરું** ખવે જીવ તણે **પ્રમાણ** તે **આપણઉં** કાંઇ **કરઇ** વખાણ ? ૩૮૨[2]

આમાંના મોટા અક્ષરના શબ્દો આ પ્રમાણે વાંચવાઃ આદીશનો, હુઓ, ઘાત્યો, મેં, શ્રીવીરનો, કહિયેં, મેં, મેં, તણૂં, ભાંજ્યો, રહ્યો, ઘાત્યો, મેં, બોલે, તેં, ખરૂં, આપણૂં, કરે. અને ખવે, તણે એ શબ્દો મૂળમાં જ એકારવાળા હોવાને કારણે કવિને એ પ્રમાણે વાચના ઇષ્ટ હશે, એમ માનવામાં બાધ નથી. બેશક ઉચ્ચારણના વિકલ્પને કારણે ગંજીઉ (=ગંજિઉ), મેલ્હિઉ, જેવાં રૂપ પણ ગંજ્યો મેલ્હ્યો. ને સ્થાને વપરાતાં હશે.

સ્વ. ધ્રુવે ઉપરના શ્લોકોની વાચના નીચે મુજબ સુધારી છેઃ

આદીસર પૌત્ર હૂઅઉ મરીચિ, ઘાત્યુ સુ મઇં ગઞ્ઝિઉ ગોત્રિ નીચિ
શ્રીવીરનુ જે કહીઈ જમાઇ જમ્માલિ મેલિહઉ મઇં પજાઇ.
મઇં પાઠવી પાપ તણૂં અનીક તુહ ભક્ત ભાંજ્યુ ભડ કણ્ડરીક,
રહિઉ સઇ સેણિક તઉ નિરોપિ, ઘાત્યુ સુ મઇં તાં નરકાન્ધકૂપિ.

---

૧ પ્રા. ગુ. કા. પૃ. ૧૩૭
૨ ત્રિ. દી. પ્ર. પૃ. ૪૩

બોલઇ વિવેક 'સુણિ મોહ ભાઇ! તઈં તાં દિખાડી નિજ પણ્ડિતાઇ.
ખરૂં ખવે જેહ તે તણુ પ્રમાણુ, તે આપણૂં કાંઇ કરઇ વખાણુ.[1]

પદ્ધડી બનાવવાનો સ્વ. ધ્રુવનો પ્રયત્ન છતાં કેટલાંયે ચરણુ ઉપેન્દ્રવજ્રા–ઇંદ્રવજ્રાનાં છે; જેમકે ઉપરના ૧૨ ચરણોમાંથી ૨, ૩, ૪, ૫, ૬, ૭, ૮, ૧૦, ૧૨ એ ચરણો ઉચ્ચારણુ–વિકલ્પથી ઉપેન્દ્રવજ્રા કે ઇંદ્રવજ્રાનાં છે.

આ કવિએ અક્ષરમેળ છંદમાં કવિતા કરી છે. એ હવે પછીના આવતા નાના કાવ્યથી જાણુવામાં આવશે; એટલે આ પણુ ઉપજાતિમાં જ રચના થઈ છે મૂળ, એમાં શંકા લાવવાનું કાંઈપણુ કારણુ મને જણાતું નથી. પ્રબંધ હોવાથી એમણે સામાન્ય રીતે માત્રામેળ છંદો અને દૂહા, ચોપાઇ, ચરણાકુલ, પદ્ધડી, સવૈયાની રાહની દેશીઓ પ્રયોજી છે; પણુ તે સંસ્કૃત ભાષાનો પણુ એક સમર્થ કવિ હોવાને કારણે અક્ષરમેળ વૃત્તો પ્રયોજે, એ કાંઈ અસ્વાભાવિક નથી.

એણે આ કાવ્યમાં "બોલી" એ મથાળે બે ગદ્ય–ખંડ પ્રયોજ્યા છે. એ કવિની ગદ્યશૈલીનો થોડો પણુ ખ્યાલ આપી શકશે. તેમાંનો એક આ છે:

હિવ બોલી

તિ વાર પૂઠિ મોકલાવિઉ સ્વામી, સ્વામી તણુઉં આયસ પામી;
ચાલિઉ વિવેક રાઉ, વિસ્તરિઉ વિશ્વ ભડવાઉ.
તત્ત્વચિંતન–પટ્ટહસ્તિ હૂઉ આસણિ,
નિવૃત્તિ સુમતિ બેઉ ચાલ્યાં જૂજૂએ સુખાસણિ;
પીયાણુઇ પીયાણુઇ વાધઇ પરિવાર,
જે જિ કાંઇ પ્રાર્થઇ તેહ–રઇ હઇ તે વસ્તુનું દાન અનિવાર;
તત્ત્વ કથા ત્રંબ કથા ત્રંબ દ્રહદ્રઈં ધજ અલંબ લહલહઇં,
સાધુ તણાં હૃદય ગહગહઇ:
દુષ્ટ દોષી તણુઉં દાટણુ, પામિઉં પુણ્ય રંગ પાટણુ. ૧૨૯[2]

૧ પ્રા. ગુ. કા. પૃ. ૧૩૭ ૨ ત્રિ. દી. પ્ર. પૃ. ૧૫

જયશેખરસૂરિનો શિષ્ય માણિક્યસુંદરસૂરિ "પૃથ્વીચંદ્રચરિત" નામક ગદ્યકાવ્ય આ જ પદ્ધતિએ એના પછી વિસ્તારે છે. આ ગદ્યકાવ્યો કેવી રીતે લખાતાં હતાં, તેનો આમ નમૂનો રજૂ કરે છે.

" ત્રિભુવનદીપક પ્રબંધ " ઉપરાંત જયશેખરસૂરિનાં બીજાં ઘણાં ગૂજરાતી કાવ્યો હોવાની સંભાવના કરી છે એમાંનાં બે કાવ્ય ઉપર બતાવ્યાં મુજબ મળી આવ્યાં છે તે "અર્બુદાચલ-વીનતી." અને "નેમિનાથફાગુ." આમાંનું પહેલું માત્ર ૯ કડીનું દ્રુતવિલંબિત વૃત્તનું નાનું સ્તુતિકાવ્ય છે, જ્યારે બીજું કાવ્ય ૧૧૪ દોહરાનું સુંદર સાંકળીકાવ્ય છે, "ત્રિભુવનદીપક પ્રબંધ"માં કવિએ ઉપજાતિ યોજી છે, તે ઉપર બતાવ્યું છે, અને "અર્બુદાચલ-વીનતી"માં એ ૯ દ્રુતવિલંબિત વૃત્ત યોજે છે, એ જોતાં ગૂજરાતીમાં પણ અક્ષરમેળ વૃત્તોમાં આખાં ને આખાં ગૂજરાતી કાવ્યો પણ તેણે લખ્યાં હોય. જયશેખરની ભાષાનું ઉચ્ચરિત સ્વરૂપ નક્કી કરવામાં આ અક્ષરમેળ વૃત્તો જરૂર ઉપયોગી થાય છેઃ

કઇય આબૂય-ડૂંગરિ **જાઇસિઉં**
રિસહ નેમિ તણા ગુણ **ગાઇસિઉં** ।
નમિય સ્વામિય નિર્મલ **ભાવ-સિઉં**
ગુણ તણી ગુણિના અમ્હે **આવિસ્યું** ॥૧॥

વઉલ વેઉલ ચંપક માલતી
**મહમહઈ** ફલિ ફૂલિ વનસ્પતિ ।
અમર-સાલ-તણી તુલના નહી
જિન **બિન્હઈં** તીંહ માંહિ **રહિયા** સહી ॥૨॥

કનક કાંતિ **કલઇ** રિસહેસરો
તિણિ ગુણિઇ પ્રભુ સોહગ-સુંદરો ।
જલદ-જામલિ જાદવુ **સામલઉ**
ભવિક-કેકિય આસ **ભલઉ વલઉ** ॥૩॥

× × ×

રિસહુ થપ્પિઉ જેણ સુ નિર્મલો
વિમલ નામુ વહઇ ગુણિ ઉજ્જલો ।
ઠવિઉ નેમિ જિણિંદ જગ-વલ્લહઉ
પરમ તેજિહિં તેજલુ તે કહઉ ॥૬॥

થપિઉ સેત્રુજિ શ્રીરિસહેસરો
થપિઉ રેવતિ નેમિ-જિણેસરો ।
બિન્હઇ તીરથનાથ ઇહાં મિલિયા
અમ્હ મનોરથ આજુ સવે ફલિયા ॥૭॥

સુગુરુ સાથિય હીણ ઘણું ભમિયા
વિષમ-વાટ કિહાંઈ ન વીસમિયા ।
વસઇં જે જિનમંદિર સીયલઇ
બિહુ પરે તીંહ તાપુ સહી ટલઇ ॥૮॥

સકલ જાણઇ તૂ ગુણ કેવલી
કિમ અમ્હાસિત બોલઇ તે વલી ।
ઇણિ પરિઇ જગદીશ્વરુ ધ્યાઇયઇ
સ્તવન-નઈં મિસિ ઊલગ લાઇયઇ ॥૯॥

આમાં મોટા અક્ષરોવાળાં રૂપો છંદની દૃષ્ટિએ જાઇસ્યૂં, ગાઇસ્યૂં, ભાવસ્યૂ, આવિસ્યૂં, મહમહે, બિન્હે, રહ્યા, કલે, ગુણેં, સામલો, ભલો, વલો, વહે, જિણેં, વલ્લહો, કહો, મિલ્યા, ફલ્યા, ભમ્યા, વીસમ્યા, સીયલે, ટલે, પરેં, ધ્યાઇયે, સ્તવનનેં અને લાઇયે એવાં રૂપ અપેક્ષિત છે. સંક્રાંતિકાળનાં ઉચ્ચારણો આમ સંગ્રહાઈ ગયાં છે. લેખનમાંનો વિકલ્પ પણ તેથી તરી આવે છે. બંને પ્રકારનાં રૂપો પ્રયોજાયાં છે, તે પણ તેટલી જ મહત્ત્વની વાત છે.

"નેમિનાથફાગુ" એ તો સુંદર ફાગુ કાવ્ય છે અને આ પછી આપેલો જંબૂસ્વામિ ફાગુ જયશેખરની કૃતિ હોય અને તેની પૂર્વે આ રાસ રચાયો હોય તો સોમસુંદરની કૃતિ રંગસાગરનેમિફાગુ, વસંતવિલાસ અને ફાગુ એ બે નરસિંહયુગની કવિના નિર્દેશ વિનાની કૃતિઓ, દેવ-

રત્નસૂરિફાગુ એ દેવરત્નસૂરિના કોઇ શિષ્યની કૃતિ, અને ધનદેવગણીનો નેમિનાથફાગ (સં ૧૫૦૨) એ વગેરે ફાગુ કાવ્યોને આ જયશેખરસૂરિના, સ્વરૂપ ઉપરથી કવિના યૌવનકાળમાં રચાયા લાગતા ફાગુ કાવ્યનું અનુકરણ કહેવામાં કાંઇ ખોટું નથી. બેશક "નેમિનાથફાગુ"માં છંદોવૈવિધ્ય નથી તેથી સ્પષ્ટ રીતે જૂનો અને બાકીના ત્રણ મોડેથી થયેલા સંભવે છે. અને તેથી સં. ૧૪૬૨ કરતાં પણ ઘણાં વર્ષો પૂર્વે આ ફાગ રચાયો એ પણ આથી સ્પષ્ટ થઇ શકે.

કવિએ ગિરનારને ક્રીડાસ્થાન નિરૂપી વસંતખેલ નિરૂપ્યો છે. નેમિનાથના વિરક્ત દિલને વસંતનાં આકર્ષણોની કશી અસર નથી, એ નિરૂપતાં કવિએ ઉત્તમ પ્રતિનું આ કાવ્ય આપ્યું છેઃ

મિલિયા નેમિ નારાયણ ગાયણ ગીત સુણેઉ ।
વાર વધૂ મદિ માચતી નાચતી જોઇ બેઉ ।
બેઉ ખેલઇં સરસી-તલિ સીતલિ લાખારાંમિ ।
નીરંગુ નેમિ ન ભીજઇ ખીજઇ નારી-નામિ ॥૭॥

રમઇં રમાપતિ રાણિય આણિય આપણઇ પાસિ ।
તીણિ છલઇં નવિ છીપઇ એ દીપઇ એ જ્ઞાંનપ્રકાસિ ।
તઉ અવતરિઉ રિતુ-પતિ તપતિ સુ મનમથ-પૂરિ ।
જિમ નારીય નિરીક્ષણ દક્ષિણ મેલ્હિય સૂરિ ॥૮॥

કીજઇ અવસરિ અવસરિ નવ-રસિ રાગુ વસંત ।
તરુણીદલ દોલારસ સારસ ભમઇ હસંત ।
લિંપઇ તાવ-નિકંદનિ ચંદનિ ચંદનિ-દેહુ ।
નિજ નિજ નાથ સંભારિય નારિય નવલઉ નેહુ ॥૯॥

એ વખતે રાણીઓ કેવા પ્રકારની ક્રીડા કરી રહી છે, તેનું કવિ વર્ણન આપે છે કે,

વિરચઇ વિપિનિ વિચક્ષણ તક્ષણ દસ વિ દસાર ।
નવ નવ નિર્મલ ભૂષણ દૂષણ-રહિય શૃંગાર ।

એક જોઇ નવ હાટક હાટક-દાન પ્રવીણુ ।
કરઇં તિ ગાયણુ આલવિ આલ વિમન્નઇં વીણુ ॥૧૭॥

એક કરઇ રથવાડિય વાડિય-માંહિ વિવેકિ ।
કુસુમ વિવાદઇં ચૂંટઇ ખૂંટઇ પલ્લવિ એકિ ।
ફલ પુણુ તર-તર ત્રોડએ મોહઇ એ તરુવર-ડાલિ ।
ઉજ્જવલ નિર્મલ સરસીઅ સરસીય લેપઇં બાલ ॥૧૮॥

ગતિ-રસિ હંસ હરાવિય આવિય મન નઇં મેલિ ।
પઇઠી જલિ હરિ-રમણીય બિમણી કરિવા કેલિ ।
હરિ સીંગા ભરી પાણીય રાણીય છાંટઇં પ્રેમિ ।
તે હિય-વરણિ સુ-નેઉર દેઉર નાત્રઇં નેમિ ॥૨૦॥

તે સવિ હરિ સતકારિય ધારિય જિમ ધ્રૂમંત ।
તાઈ ત્રોડિય કમલિની રમલિ નીસંક ભ્રમંત ॥
ધાઈ ધસઇં તિ ઊધસઇં વિલસઇં હસઇં અબાહુ ।
ખંધિ ચડઇ ખંધાગલિ આકલી ન સકઈ નાહુ ॥૨૧॥

પણ એની કાંઈ પણ અસર નેમિને નથી:

પસુબંધન જિમ છોડિય મોડિય માયાપાસુ ।
અસિવ-નિવારણુ વારણુ વલિઉ વહિય ઉદાસુ ॥
તે ગોરંભઉ મંડિઉ છંડિઉ રથ ગોવિંદ ।
કર જોડી વર વાલઇ વાલઇ નેમિજિણંદ ॥૪૭॥

એક ઋતુકાવ્ય તરીકે દીપી ઊઠે એવું આ સર્વશ્રેષ્ઠ કાવ્ય છે, એમ કહેતાં જરાય સંકોચ થતો નથી. કવિનો કાવ્યશાસ્ત્રગત ઔચિત્યનો જે ખ્યાલ છે, એ આમાંથી જણાઈ આવે છે; અને ભાષા ઉપરનું પ્રભુત્વ તો સ્પષ્ટ જ છે.

ભાષાની દૃષ્ટિએ વિચારતાં હવે એ અત્યંત સ્પષ્ટ રીતે મધ્યકાલીન ગૂજ. ની પ્રથમ ભૂમિકા વ્યક્ત કરે છે; એટલું જ નહિ પણ ઉપર બતાવવામાં આવેલાં અક્ષરમેળ વૃત્તો પ્રમાણે જોતાં તે બોલીમાં અર્વાચીન બોલીનાં તત્ત્વ પણ વિકલ્પે વપરાતાં હોવાનું પ્રતીત થાય

છે. સાહિત્યકીય સ્વરૂપ વ્યક્ત કરવા લિપિમાં મધ્ય. ગૂજ.ની લાક્ષણિકતા-વાળાં, ગમે તેટલે પ્રયત્ન છતાં કવિઓથી બોલીનાં તત્ત્વ જતાં કરાયાં નથી એ વસ્તુ કાંઈ થોડા મહત્ત્વની નથી.

એક નામનિર્દેશ વિનાની "જંબૂસ્વામી–ફાગુ" નામની કૃતિ સં. ૧૪૩૦ના વર્ષમાં રચાયેલી મળે છે; જેવી કે,

[1]ચઉદહ તીસ સંવચ્છરિ મુચ્છરિ માનિ વિમત્તુ
જંબુય-ગુણ અનુરાગિહિં ફાગિહિં કહીય ચરિત્તુ ૩૦

આ કૃતિની અને ઉપરના "નેમિનાથ ફાગુ"ની કાવ્યપદ્ધતિ–પેલી સાંકળી–પ્રકારની એક સરખી છે: કવિતા પણ અત્યંત વેગવંત અને સુંદર છે; કવિનું નામ ન હોવા છતાં પણ એક જ કવિની બંને કૃતિઓ હોય તો તેમાં નવાઇ નહિ હોય. સમય માટે તો મૂંઝવણ જ નથી, કેમકે કવિને। આ યૌવનકાળ હતો. એ કવિતાની દૃષ્ટિએ કેટલી સુંદર કૃતિ છે, તે નીચેના અવતરણથી સમઝાશે:

[2]ઇણિ અવસરિ ગહગહતઉ, પહુત્તઉ માસ વસંતુ,
દક્ષિણ વાય વિકાસીય, વાસીય વનિ વિહરંતુ ૪.

રમલિ કતૂહલિ કલીઠ, મિલિઉ નિજ પરિવારિ,
જંબુકુમરુ બહુ તરિવરિ, ગિરિવરિ ગિઉ વૈસારિ.

કામીય કેતકિ પરિમલિ, રમલિ કરઇ બઉ ભંગિ,
રમઇ રસાલ તરુણીય, કરણીય નવ નવ રંગિ. ૫

પંથીય જન મનદમણઉ દમણઉ દેખી અનંગુ,
રંગ ધરઇ મન ગરૂઉ મરૂઉ પલ્લવ ચંગ:
કામિણિમન તણુ કંપક ચંપક વન બહુકંતિ,
કામવિજયધજ જમલીય કદલીય લહલહકંતિ. ૬

---

૧. ગુજરાતી–૧૯૩૨ નો દીપોત્સવાંક પૃ. ૪૨, ભાઈશ્રી ભોગીલાલ સાંડેસરાએ સંપાદિત.

૨ આ કવિની પણ ભાષા સ્પષ્ટ છે.

જંબૂસ્વામીના પ્રલોભન માટે તૈયાર થયેલી નાયિકાનું વર્ણન આપતાં કવિ જણાવે છે:

કન્યા અભિનવ જોવન, સોવન વન્ન સમાણા,
માગીય રૂવિ તિહુત્તમ, ઉત્તમ વંસપહાણા. ૧૨
આઠઇ દિસિ જનરંજન અંજનભૂમ હીય નારિ,
આઠઇ ગુણ સંપન્નીય ઉપન્ની સંસારી.
સિરિવરિ વેણીય લહકહઇ, બહકઇ ચંપકમાલા.
રતિપતિ ધણુ સમાણઉં જાણુઉ ભાલ વિસાલા. ૧૩

ભુમહિય રૂપ કુસુમસરિ, અપસરિ તોરણમાલ,
ત્રિભુવન જમ ઉલાસિહિં, લાસિહિં કીય સમકાલ.
લાડીય પંકય-લોયણી, જોયણી જગમનમોહ.
કન્નજૂયલ રસલવણિમ, નિરુવમ સારણિ મોહ ૧૪.

ગુરુડચંચુ સમ સરલઉ, તરલઉ નાસાવંસુ,
અહરબિંબ પરવાલિય, લાલીય રાગવિસેસુ.
વિમલ કપોલ તિ દીપઇ, જીપઇ દિણયરકંતિ,
દંતપંક્તિ દાડિમકલિ, મિલીય રહીય એકંતિ. ૧૫

આ વગેરે દેહવર્ણન રોચક રીતે આપવામાં આવ્યું છે. કવિતાની દૃષ્ટિએ ઉપરના ફાગુની જેમ જ આ એક સારી ફાગુ-કૃતિ છે. આ કૃતિ સં. ૧૪૩૦ જેટલી જૂની છે, એ જોતાં પછીની બધી ફાગુ-કૃતિઓ સાંકળીપદ્ધતિની-નું મૂળ આમાં ગણાય. એ કૃતિ કોઇ બીજાની જ હોય તો ખુદ જયશેખરસૂરિએ પણ આ સાંકળી-પ્રકારનું અનુકરણ કર્યું છે, એમ કહેવાનું થાય.

આ કાવ્યની ભાષા સ્પષ્ટ રીતે મધ્ય. ગૂજ.ની ૧લી ભૂમિકાની છે; બેશક અપભ્રંશકાલીન લાક્ષણિકતા જાળવવાનો પ્રયત્ન છે; જેવો કે પહુત્તઉ, વન્ન, વંસપહાણા, વગેરેમાં, પણ તે બહુ જ ઓછા પ્રમાણમાં, બાકી તો તત્સમ સં. શબ્દોનો પ્રયોગ વધતેરો મળે છે; અને જાણુઉં જેવાં રૂપો વ્યાપક થઇ ચૂકયાં છે.

૧૩. કવિ તરીકે ખૂબ જાણીતો કહેવાતો એક વસ્તિગ ઉર્ફે વસ્તો કવિ સં: ૧૪૬૨ પૂર્વે થઈ ગયો છે. આ કવિનું અત્યારે તો માત્ર એક જ ધાર્મિક કાવ્ય "ચિહુંગતિની વેલ–ચોપઇ" મળે છે. આ કાવ્ય સં. ૧૪૬૨માં ઉતારાયેલું છે.[1] ૯૫ કડીના આ નાના કાવ્યમાં–અનેક પ્રકારવી યોનિમાં ભટકતા જીવને કેવાં કેવાં ભયંકર દુ:ખ ભોગવવાં પડે છે, તેનું વર્ણન કવિએ આપ્યું છે. એના આ કાવ્યમાં કાવ્યદિષ્ટએ કાંઈ પણ વિશેષ પ્રાપ્ત થતું નથી. છતાં કેટલુંક નગ્નસત્ય જાળવી રાખવા પૂરતું કવિનું આલેખન આકર્ષક છે ખરું: જીવની સ્થિતિનું વર્ણન કરતાં કવિ કહે છે:

ઘર ધંધા પડિઉ સહુ કોઈ, કુટુંબ-મેલાવઉ ખાઇવા હોઇ:
ખત્ર અખત્ર કીધાં અવિચાર, કાકા કુણું કરિસઇ સાર. ૫૫

જરા ભણઇ હિવ મઇ તઉ સાતિ, પહિલા દાંત કરઇ જિમ પલાતિ
ત્રિસણા માડી રહી તઇ હંસિ, ડોકરૂ પાગઇ હિવ લાપસી. ૫૬

ધવલઉ માથઉં દેહ જાજરી, વાકઉ વાંસઉ ઝુલઇ લાલરી.
ઘર–હુંતઉ તે કિહાં ન જાઇ કુટુંબ સઘલા ઉવીઠઉ થાઇ. ૫૭

વાડિ કુખુધી પીડિઉ છઇ સોઇ કાકાની સુધી ન કરઇ કોઇ.
આવઉ વહુડી ભણિં કરઉ માઇ, મુહ મુચકોડી પાછી જાઇ. ૫૮[2]

આમ કવિએ વર્ણનો આકર્ષક બનાવ્યાં છે. છંદની દષ્ટિએ ખાસ ઉપયોગિતા નથી, પણ ભાષાની દષ્ટિએ ઉપયોગિતા છે, અને તે એ કે સં. ૧૪૬૨ લગભગમાં ભાષાનું સાહિત્યકીય સ્વરૂપ કેવું હતું, તે આ કાવ્ય બતાવે છે. મધ્યકાલીન ગૂજરાતીની ૧લી ભૂમિકાનું સ્વરૂપ સ્પષ્ટ રીતે સધાઇ ચૂકયું છે. ખાસ કરી સંબંધક ભૂતકૃદંતનું દીર્ઘ ઇકારવાળું રૂપ લક્ષ્યમાં લેવું.

---

૧ ૫ મી સા. પરિ રીપોર્ટ સ્વ. સી. ડી. દલાલનો નિબંધ, પૃ. ૨૪–૨૫

૨ ફા. ત્રૈમાસિક, વર્ષ ૧લું, પૃ. ૨૮૩ (નરસિંહ યુગના કવિઓ–એ લેખ). ભાષા સ્પષ્ટ છે.

૧૪. ગૂજરાતી ભાષામાં લોકકથા લખવાનો, અત્યાર સુધીમાં મળેલી માહિતી મુજબનો જૂનો પ્રયત્ય વિજયભદ્રની અને અસાઇતની "હંસવચ્છ ચઉપઈ" (ર. સં. અનુક્રમે ૧૪૧૧ અને ૧૪૧૭) છે. એ પછીનો પ્રયત્ન ભીમનું "સદયવત્સચરિત" નામે કાવ્ય છે. જૈનેતર કવિતામાં તો લોકકથાકાર તરીકે અસાઇત પછી ભીમ આવે છે. ભીમે આ કાવ્ય સં. ૧૪૬૬ માં રચી આપ્યું છે.

કવિ કયાંનો વતની છે, જ્ઞાતિએ કેવો છે, એ વિશે કાવ્યમાંથી કશી માહિતી મળતી નથી. કામસેનાના વ્યાધિની ચિકિત્સા ગૂ. વૈદ્ય પાસે કરાવી હોવાથી તે ગૂજરાતનો છે, એમ જણાય છે. સાવળિંગા સતી થાય છે, ત્યારે દેવોની સ્તુતિમાં પ્રથમ શિવની સ્તુતિ કરે છે, તે ઉપરથી, ધર્મે શૈવ જણાય છે. અને કવિએ એક સ્થાને "ચાચર" નામક સ્થળનો નિર્દેશ કર્યો હોવાથી અને એ સ્થાન પાટણમાં હોવાથી, વળી કાવ્યમાં જૈનધર્મી શહેરોનું સારું વર્ણન આવતું હોવાથી એ પાટણનો વતની હોય તે બનવા જોગ છે.

કવિએ જુદાજુદા દૂહા, પદ્ધડી, ચાપાઇ, વસ્તુ, છપ્પય, કુંડલિયો અને મૌક્તિકદામ એ માત્રામેળ છંદોમાં ૬૭૨ જેટલી કડીઓ આપી છે, જેમાં કયાંક કયાંક વિવિધતા ભરેલાં પદો પણ આવે છે. આ એક રસમય સુંદર કૃતિ છે; તે માટે આરંભમાં જ પ્રતિજ્ઞા કરવામાં આવી છે કે:

> સિંગાર હાસ કરુણા રુદ્દો વીરો ભયાન વીભત્થો ॥
> અદ્ભુત શંત નવઇ રસિ જંપિસુ સુદયવચ્છસ્સ ॥૫॥

બેશક, આમ છતાં તેણે પ્રધાનપણે વીર અને અદ્ભુત રસમાં જ કવિતા લખી છે; શૃંગારરસ તો ગૌણ સ્થાન ભોગવે છે. કવિની શક્તિ જુસ્સાદાર અને પ્રસાદયુક્ત છે. રાજા પૃથુવત્સના હાથીનું આયુષ એક જ્યોતિષીને પૂછતાં એક જ દિવસનું કહેવામાં આવતાં રાજાએ હાથીની

રક્ષા માટે સખ્ત બંદોબસ્ત કર્યો, છતાં હાથી તેમાંથી તોડાવી બહાર નીકળી ગયો તેનું વર્ણન આપતાં કવિ જણાવે છે:

ગજિ ચંઉહટઇ જઇ મંડિઉ ગાહ પાનતણાં સવિ લાધ્યાં લાહ ।
ફૂલતણા તહિ પૂર્યા પગર મઇગલિ માથિ કીધૂં નગર ॥ ૩૫ ॥
પુહતઉ શ્રેણી સુગંધીતણી રાજવસ્ત્ર મેલી રેવણી ।
લાંપઇ કેસર નઇ કપૂર વાસ્યાં તેલ વહાવ્યાં પૂર ॥ ૩૬ ॥
તીણઇ દીઠઇ દોસી દડવડઇ પારિષિનઇ પગિ પીંડી ચડઇ ।
કૂડીયા ફોફલીયા સૂનાર નાઠા લોક ન જાણઇ સાર ॥ ૩૭ ॥
હાટમાંહિ હઉં હાલકુલોલ કિરિ કમલાવનિ કરઇ કલોલ ।
પોતા લાધ્યા પારિષિ તણાં કાપડિસરિસ કિરિયાણા ઘણાં ॥ ૩૮ ॥
એકિ અટાલિ માલિ ગઢિ ચડયા ઇકિ પાધરિ દસદિસિ દડવડયાં ।
ઇકિ છાવડાં અછઇ છડછોક તે સીકિઇ-થ્યા લૂસઇ લોક ॥ ૩૯ ॥[1]

કવિ આગળ જતાં સાવળિંગાનું વર્ણન આપે છે કે–

[ પદ્ધડી ]

ગયગમણિ રમણિ તુરગય ગમંતિ જડ અનિલલગ્ગ અંગ ન નમંતિ ।
પયપંકય લ કતલિ ચિડરડંતિ પતિભત્તિ ચિત્તિ ધરિ ચડવડંતિ ॥ ૪૭ ॥
જસ જંઘજૂઅલ વરરંભથંભ પિથલ કિ ઉરથલ કરિણકુંભ ।
કરપલ્લવ નવશાખા અશોક સૌવન્નવન્ન સારીર રોક ॥૪૮॥
મુખકમલ અમલ શશિહરસરિત્થ નિલવટિ તિલય તાડીકમચ્છ ।
કુંડલ કિ કિન્ન પાચાર માર કોસીસનિકર પરિગર અપાર ॥૪૯॥
તિલફુલ્લ નાસ સંજુત્ત મત્ત ત્રડિ દાડિમ દંત અહરા રગત્ત ।
અંજનસહ ષંજનસરિસ નિત્ત સીમંતકુંત કિરિ મયરકિત્ત ॥૫૦॥
હુંઇ ભમઇ કામકોદંડખંડ કટિબિંબ-પ્રલંબિત વેણીદંડ ।
ઉરિ હાર તારશ્રેણી સમાન તનમંડલ અવર ન ઉપમાન ॥૫૧॥[1]

આવાં ઘણાં સુંદર સ્થાનો આકર્ષક કવિતામાં તેણે આપ્યાં છે. વિવિધ પ્રકારના છંદોએ તેમાં ઠીક ઠીક ઉમેરો કર્યો છે. કાવ્યબંધની દૃષ્ટિએ પણ આમ તે ઉપયોગી છે. નીચેનું એક પદ લક્ષ્યમાં લેવા જેવું છે:

---

૧ વસંત, વર્ષ ૧૫મું, પૃ. ૨૬૧-૬૨, (સ્વ. સી. ડી. દલાલનો "સદયવત્સ અને સાવલિંગાની લોકકથા" એ વિષયનો નિબંધ). ભાષા સ્પષ્ટ છે.

### હુઉ ધઉલ : રાગ ધન્યાસી

આસણ તણુઉ અણાવિઉ એ નરવરઇં તરલ તુરંગ ।
સાહણપતિ પલણાવિઉ એ પલાણ પવંગ ।
તીણઇ વરરાઉ ચડાવિઉ એ ॥૯૪॥
[ચામર] ચંડતિ ષેવિ જે જુડંતિ તે તુરંગ આણ્યૂ
જે સુદ્ધ ષિત્ત સાલિહુત્તલક્ષણે વષાણિઉ ।
પાયા લહુંતિ કીકી પયડ હોમ દીઉ આસણે ।
સોહંતિ સુદયવત્સવીર તે તુરંગ આસણે ॥૯૫॥
[પદ ચાલુ] ચિહુ દિસિ ચામર ઢલઇ એ સિરવરિ એ સોહઇ છાત્ર ।
વિપ્ર વેદધુનિ ઉચ્ચરઇ એ આઆ આગલિ એ નાનાવિધ પાત્ર ।
બહુ બંદિણ કલરવ કરઇ એ ॥૯૫॥
[ચામર] કરંતિ બંદિણા અણિક્ક મંગલિક્ક માલયં ।
વિચિત્ત નિત્તિ પત્ત પાડરાગરંગતાલયં ।
ચડી તુરંગિ ચંગિ અંગિ સાર સુંદરી રસે ।
તિ ચાલવંતિ નારિ ચ્યારિ ચામરં ચિહુ દિસે ॥૯૭॥
[પદ ચાલુ] વર આગલિ થિઉ સંચરઇ એ આઆ રાણ લે એ સરિસઉ રાઉ ।
પાયદલ પાર ન પામીઇ એ આઆ બલીયડઉ એ નીસાણએ ધાઉ ।
હય દીસઇ ગયરાય સારસી એ ॥૯૮॥
[ચામર:] કરિંતિ સારસી ગઇંદ સંડિસુંડિ ડંબરં ।
નીસાણ ઢોલઢક્કધાઉ હૂઅ તાવ અંબરં ।
ઉચિત્તવાઉ દિંતિ રાઉ વેગિ તાવ રઇકરો ।
...પ્રેમિ સુહયવચ્છવીર પત્ત તોરણુઇ વરો ॥૯૯॥
[પદ ચાલુ]: ગયગામિણિ ગુણ વિન્નવઇ એ આઆ શશિમુખી એ કરઇ સિણગાર ।
હાર એકાઉલિ ઉરિ ઠવઇ આઆ કંદર્પૂ એ સમઉ કુમાર ।
અહિણઉ ઇંદ નરિંદવરો ॥૩૦૦॥
[ચામર:] નરિંદઇંદ મત્તલોઇ લોય મજ્જિ સોહએ ।
અદિઠ દિઠ માણિણિ મણંતરંગિ મોહએ ।
ભવાનિપત્તિપાયભત્તિકંતલદ્ધકામિની,
તે સુદ્દવીર વન્નવંતિગે (?) ગયંદગામિણી ॥૩૦૧॥[1]

---

૧ એજન, પૃ. ૨૬૩–૬૪

કવિએ જુદાજુદા છંદો તેમ જ ઉપરનો અભિનવ ગીત–પ્રકાર આપી વૈવિધ્ય લાવવાનો પ્રયત્ન કર્યો છે, અને આ છેલ્લા પદે તો લગભગ નવીન જ પ્રકારનો ઢાળ આપ્યો છે. આ પદમાં બે અર્ધ દૂહાનાં ઉપરાંત દૂહાનું ૧૩ માત્રાનું એક પદ વધારે છે.

ભાષાની દૃષ્ટિએ જોતાં મધ્ય. ગૂજ. ની પ્રથમ ભૂમિકા સ્પષ્ટ રીતે વ્યક્ત થાય છે; એમાં હવે અર્વાચીન ગૂજરાતી બોલનારાને મુશ્કેલીમાં મૂકી દે તેવું તત્ત્વ ભાગ્યે જ દેખા દે છે. અક્ષરમેળ વૃત્તો તેણે પ્રયોજ્યાં હોવાથી ભાષાનું વધુ સ્વાભાવિક રૂપ તે રજૂ કરી આપે છે. ઉપર આપેલા ચામરના નમૂનાઓમાં મોટા અક્ષરવાળા શબ્દોને છંદને અનુકૂળ વાંચતાં કવિનાં ઇષ્ટ રૂપો તરી આવશે.

૧૫. છેક છેલ્લી સદી સુધીના ગૂજરાતી સાહિત્યના ઈતિહાસમાં સાહિત્યકાર તરીકે મુસ્લિમ કવિ હોય તેવા અત્યંત જૂજ પ્રસંગ છે. આજે એવાં નામો માત્ર બે છે, તે ૧૫ મા શતકનો અબ્દુર રહેમાન અને ૧૮ મા શતકનો કવિ રાજે. આ પાછલો કવિ તો કૃષ્ણનો ભક્ત હોય તેવી રીતે કૃષ્ણલીલાનાં પદો લખી પ્રસિદ્ધ થયો છે. આજે ગૂજરાતી કવિતાના પ્રેમીઓ એના નામથી જાણીતા છે; પણ પેલા અબ્દુર રહેમાનને ભાગ્યે જ કોઈ જાણે છે. અબ્દુર રહેમાને એની સ્વતંત્ર કૃતિ "સંદેશક રાસ"ના આરંભમાં પોતાના નામનો નિર્દેશ કરતી કડીઓ ન લખી હોત તો એ જાણવું જ મુશ્કેલ થઇ પડત કે એ કૃતિ મુસ્લિમ કવિની છે. એ કવિએ ભાષામાં એક પણ અરબી–ફારસી શબ્દને પ્રવેશ પામવા દીધો નથી. માત્ર શરૂમાં પોતાનું અને પિતાનું નામ, એટલું જ એવા શબ્દોમાં છેઃ

पच्चाएसि पहूओ पुव्वपसिद्धो य मिच्छदेसो वि ।
तह विसए संभूओ आरद्दो **मीरसेणस्स** ॥ ३ ॥
तह तणओ कुलि कमलो पाईयकव्वेसु गीयविसएसु ।
**अद्दहमाण**–पसिद्धो "संनेहयरासयं रइयं" ॥ ४ ॥

પશ્ચિમ દેશમાંના મ્લેચ્છદેશમાં **મીરસેન**=મીરહુશેનને ત્યાં **અદ્દ-હમાણ**=અબ્દુર રહેમાન નામનો પુત્ર અવતર્યો હતો, કે જે ગીત-વિષયક પ્રાકૃત કાવ્યોમાં નિપુણ હતો, તેણે "સંદેશક-રાસ"ની રચના કરી. શ્રીધર વ્યાસે રણમલ્લછંદમાં મીર રહેમાનને મોડાસાનો થાણદાર કહ્યો છે, તેજ આ અબ્દુર રહેમાન છે કે નહિ તે જાણવાનું આપણી પાસે સાધન નથી. અબ્દુર રહેમાનનો પ્રાકૃત ભાષા અને અપભ્રંશ ભાષા તેમ જ મધ્યકાલીન ગૂજરાતી અને "અવહટ્ઠ" ભાષાપ્રકાર ઉપર પૂરો કાબૂ હતો, અને એ ઉપરાંત તે જબર છંદોવેત્તા પણ હતો. આ નાનો સંદેશક રાસ એની સાક્ષી પૂરે છે. હૈમકાલીન સાહિત્યકીય અપભ્રંશમાં એ કાવ્ય કરવા તત્પર થાય છે, પણ બીજા કેટલાક એવા પ્રયોગો આવે છે કે જેનાથી એ લગભપ ૧૫મા શતકના અંતભાગમાં થયો હોય તેમ કહી શકાય. (૨૦મી કડી પ્રમાણે આ કવિ ધંધે **કોલિય**=વણકર[1] હશે ?)

"સંદેશક રાસ" એ એક દૂતકાવ્ય છે. એક વિરહિણી એક પથિકને, પોતાના પ્રિય તરફ મોકલવાનો સંદેશ આપે છે. કવિએ પથિકને દૂત તરીકે આપ્યો છે. પ્રાચીન ગૂજરાતી ભાષાના યુગમાં આવી કવિતા તદ્દન વિરલ છે.

કવિએ જે જે છંદ પ્રયોજવા ઇચ્છા કરી છે, તે તેનું પ્રથમ લક્ષણ આપવાનો પ્રયત્ન કર્યો છે, જે પણ તદ્દન નવીન પ્રકાર છે. મોડે મોડેના હિંદી કવિઓએ પછી આ પદ્ધતિ સ્વીકારી છે, ગૂજરાતમાં તો કોઇએ પણ નહિ જ.

શરૂઆતમાં ૧૭ કડી શુદ્ધ પાકૃત ભાષાની આર્યામાં આપી (અને સામાન્ય રીતે આખા કાવ્યોમાં જ્યાં જ્યાં આર્યાઓ આપી છે, તે મહારાષ્ટ્રી પ્રાકૃતમાં જ આપી છે) તે જ પ્રકારે ૧૮મી એક મિશ્ર-છંદમાં આપી છે, જ્યાં છેલ્લાં બે અર્ધ દોહરાનાં છે. આ છંદનું નામ રડ્ડા છે. ૧૯મી કડીમાં રડ્ડાનું લક્ષણ તેણે સાહિત્યકીય અપભ્રંશમાં આપી

---

૧ જુઓ આ પછી પૃ. ૩૨૪

૨૦મી કડીમાં તે જ છંદમાં "સંનેહ-રાસઉ" ની રચના સાંભળવાને સહૃદયોને નિમંત્રણ આપ્યું છે:

૧ ણિઅ-કવિત્ત-વિજ્જ-માહપ્પુ
પંડિતપવિત્થરણુ મણુજણંમિ કોલ્ળિય-પયાસિઉ
કોઊહલિ ભાસિઅઉ સરલ-ભાઇ સંનેહ-રાસઉ
તં જાણવણિમિ સિટ્ઠુ ખણુ બુહિ-યણ કરવિ સણેહુ
પામર-જણ-થૂલક્ખરહિ રઇયઉ ણિસુણેહુ ॥૨૦॥

આગળ ચાલતાં કવિ પદ્ધડી, દુમિલા, રડ્ડા વગેરે આપતાં કથાનો ઉપક્રમ ૨૫મી કડીથી કરે છે. વિજયનગરની કોઈ વિરહિણી પ્રિય-વિરહે દુઃખી છે:

૨ ફુસઇ લોયણ રુવઇ દુક્ખત્તા
ધમિલ્લ-મુક્ક-મુહ વિજ્જુંભઇ અરુ અંગ મોડઇ
વિરહાનલિ સંતવિઅ સસઇ દીહ-કર-સાહ તોડઇ

---

૧ છાયા: નિજ-કવિત્વ-વિદ્યા-માહાત્મ્ય
પંડિતત્વ-વિસ્તરણ મનુ-જન્મે કોળીએ (?)-પ્રકાશ્યો
કૌતૂહલે ભાસ્યો સરલ-ભાતિ સંદેશ-રાસ
તે જાણવે શિષ્ટ ક્ષણ બુધ-જન કરી સ્નેહ
પામર-જન-સ્થૂલ અક્ષરે જે રચ્યો સુણો ॥૨૦॥

૨ છાયા: ફસે લોચન રુએ દુઃખત્વે
ધમ્મિલ્લ-મુક્ત-મુખ વિજૃંભે અને અંગ મોડે
વિરહાનલે સંતાપી શ્વાસ (લે) દીર્ઘકર-શ્વાસ તોડે
એમ મુગ્ધા વિલપતીના મહીએ ચરણે સ્પર્શતાં
અર્ધઉડ્ડયને તે પથિકને જોયો પ્રવહતો ॥૨૬॥

તે જ પથિક(ને) પેખી પ્રિય-ઉત્કંઠાવાળી
મંથર-ગતિ સરલા જાણે ઉતાવળે ચાલી
તે મનહર ચાલતી-ચંચલ-રવ-ભરી(ને)
છોડીને ખસી રશનાવલી, કિંકિણી ગઇ પ્રસરી ॥૨૭॥

ઇવ મુદ્ધહ વિલવંતિયહ મહિ ચલણેહિ છિહંતુ
અદ્ધુડ્ડીણઉ તં પહિઉ જોયઉ પવહંતુ ॥૨૬॥
તં જિ પહિઉ પિક્ખેવિણુ પિય-ઉક્ખિખિરીય
મંથર-ગય સરલા વિઅ ઉત્તાવલિ ચલિઅ
તહ મણહર ચલ્લંતિઅ ચંચલ-રવણિ-ભરિ
છુડ્ડવિ ખિસીઅ રસણાવલિ કિંકણુ ગય પસરિ ॥૨૭॥

નાયિકા પથિકને તું[૧] ક્યાંથી આવ્યો છે અને ક્યાં જાય છે, તેવું પૂછતાં પથિક પોતે ખંભાત નગરથી આવ્યાનું કહી ખંભાતનું ઘણું સુંદર વર્ણન આપે છે, જેમાં વચ્ચે વનસ્પતિનું પણ ઘણું સારું વર્ણન આપે છે:

[૧]વિવિહ-વિઅક્ખણ-સત્થિહિં જઇ પવસીઇ ણિરુ
સુમ્મઇ ઈંદુ મણોહરુ પાયઉ મહુરયરુ ।
કહવ ઠાઇ ચઉ-વેઇહિ વેઉ પયાસિઅઇ
કહ બહુરૂવિ ણિબદ્ધઉ રાસઉ ભાસીઅઇ ॥૪૪॥
કહ વ ઠાઇ સુદવચ્છકત્થ વર નલ-ચરિઉ
કત્થ વ વિવિહ વિણોઇહિ ભારહુ ઉચ્ચરિઉ ।

---

૧ છાયા: વિવિધ વિચક્ષણ સાર્થે જો પ્રવસિયે નક્કી
સાંભળે છંદ મનોહર-પાદક મધુરતર ।
ક્યાંય ઠામે ચતુર્વેદીએ વેદ પ્રકાશે ।
ક્યાંય બહુરૂપે નિબદ્ધ રાસ ભાસે ।
ક્યાંય ઠામે સુદયવત્સકથા વર નલ-ચરિત
ક્યાંય વિવિધ-વિનોદે ભારત ઉચ્ચરિયો ।
ક્યાંય ઠામે આશંસીને ત્યાગ-દયા-વરે
રામાયણ અભિનવ (થાય) ક્યાંક કવિ-વરે ॥૪૫॥
ક્યાંક આકર્ણિતે વંશ-વીણા-કાહલ-મુરજ
ક્યાંક પદ-વર્ણ-નિબદ્ધ સંભળાય ગીતરત્ન ।
આકર્ણિતે સુસમર્થ-પીન-ઉન્નત સ્તને
ચાલે અદ્દભુત કરતી ક્યાંક નર્તકીએ ॥૪૬॥

કહ વ ઠાઇ આસીસઅ ચાઇય-દયવરિહિં
રામાયણુ અહિણવીસઇ કત્થ વિ કય-વરિહિં ॥૪૫॥
કે આઇન્નહિ વંશ-વીણ-કાહલ-મુરઉ
કહ પય-વન્ન-ણિબદ્ધઉ સુમ્મઇ ગીય-રુઉ ।
આયન્નિહિ સુ-સમત્થ-પીણ-ઉન્નય-થણિહિં
ચલ્લિાહં ચોઅ કરંતીઅ કત્થ વિ ણટ્ટણિહિં ॥૪૬॥

અને

[૧]કંકિલ્લિ-કુંજ કુંજમકઉલ સુરયાર સરલ સલ્લઇ સ-લોલ
નાયંબ નિંબ નિંબૂઅ ચિનાર સિમિ સાય સરલ સિય-દેવદાર ॥૬૧॥
લ્હેસૂડ એલ લંબિય લવંગ કણયાર કરઇ કરવઇકૂખ તંગ
અંબિલી કયંબ બિભીઅ ચોઅ રત્તંજણ જંબુ અગુરુ અસોય ॥૬૨॥

નાયિકા કહે છે કે મારો પતિ પણ ખંભાતમાં રહે છે:

તહ અચ્છઇ મહુ ણાહુ વિરહ-ઉલ્લ્હાવ-યરુ
અહિય કાલુ ગમ્મિયઉ ણ આયઉ ણિદ્દયરુ ॥૬૯॥
પઉ મોડવિ નિમ્મિ સદ્ધુ પહિય જે દય કરહિ
કહઉ કિંપિ સંદેસઉ પિય તુચ્છકૂખરિહિ ॥૬૯૨॥[૨]

પથિક અનેક રીતે નાયકની નિંદા કરી કહે છે કે હું તો તારો સંદેશ નહિ લઈ જાઉં. પછી સમઝાવવાથી લઈ જવા તૈયાર થાય છે, અને નાયિકા સંદેશો મોકલાવે છે.

આખું કાવ્ય વિપ્રલંભશૃંગારનો એક અચ્છો નમૂનો છે. વિરહિણીના મનની દશાનો કવિ સંસ્કૃત કાવ્યશાસ્ત્રના નિયમોને લક્ષ્યમાં રાખી ચિતાર આપે છે. વિરહિણીનું હૃદય જુઓ:

---

૧ વનસ્પતિનાં નામો છે, જેમાંનાં ઘણાં અપ્રસિદ્ધ જેવાં છે.

૨ છાયા: ત્યાં છે મુઝ નાથ વિરહઉલ્વાઘવ-કર
અધિક કાલ ગાળ્યો, ન આવ્યો નિર્દયતર ॥૬૯॥
પદ મોડીને નિર્મિત-શ્રદ્ધ પથિક જો દયા કરે
કહું કાંઇક સંદેશ પ્રિય(ને) તુચ્છ-અક્ષરે ॥૬૯૨॥

[1]પિયવિરહવિહએ સંગમસોએ દિવસ-રયણિ ઝૂરંતિ મણે ।
ણિરુ અંગિ સુસંતહં બાહ ફુરંતહં અપ્પહ ણિદ્દય કિંપિ ભણે ।
તસુ સુયણ નિવેસિય ભાઇણ પેસિય મોહવસિણ બોલંત ખણે ।
મહ સાઇય-વક્ખરુ હરિ ગઉ તક્ખરુ જાઉ સરણિ કસુ પહિ ભણે ॥૯૮॥

કાવ્ય સંપૂર્ણ પ્રાપ્ત નહિ થયેલું હોવાથી વિશેષ કહિ શકાય તેમ નથી. છે તેટલાથીયે તે ઉચ્ચ પ્રતિનું કાવ્ય છે, તે સ્પષ્ટ છે. કાવ્યબંધની દષ્ટિએ, પણ રડ્ડા અને દુમિલા જેવા મોટા છંદો તેણે પ્રયોજ્યા છે તેથી તેની મહત્તા છે. ભાષાની દૃષ્ટિએ જોતાં ઉપલક નજરથી સાહિત્ય-કીય અપભ્રંશ જણાય છે, અને પ્રાકૃત રૂપો ભારોભાર ભરવા કવિ પ્રયત્નશીલ છે, છતાં જાણઉ, જોયઉ, પયાસિઅઇ, ભાસીઅઇ, ચડાઈયઇ, નીસરઇ, વીસરઇ, સંનેહડઉ, સંદેસડઉ, બોલંત વગેરે નવાં રૂપો યોજે છે. તેમ જ "અવહટ્ઠ"ના સંસ્કારવાળાં **ચલ્લિઅ** જેવાં બેવડા વ્યંજન-વાળાં રૂપો પણ પ્રયોજે છે, આ પ્રકારની કૃત્રિમતા તેને ૧૫મા શતકથી જૂના સમયમાં જવા દેતી નથી.

કવિ ખંભાતનું સુંદર વર્ણન આપે છે, તે કદાચ તે ખંભાતનો વતની હોવાને કારણે તો નહિ હોય ને? ખંભાતમાં અનેક મુસ્લિમ વેપારીઓ રહેતા હતા તે વસ્તુપાલના સમયથી તો અત્યંત જાણીતી વાત છે. પશ્ચિમ દેશમાંથી આરબ મીર હુશેન ખંભાતમાં આવી વસ્યો હોય અને ત્યાં અબ્દુર રહેમાનને સંસ્કૃત-પ્રાકૃત ભાષાઓ ભણવાનો સુયોગ મળ્યો હોય એ સંભવિત છે. ખંભાત વિદ્યાનું ધામ હતું તે કાંઈ અજાણી વાત નથી. નાયિકાનું સ્થાન વિજયનગર આપ્યું છે, તે ઈડરથી ૨૫ માઇલ ઉપરનું વિજયનગર સંસ્થાનનું રાજધાનીનું શહેર તો નહિ હોય!

---

૧ છાયા: પ્રિય વિરહ-વિધૂત સંગમ-શોચતી દિવસ-રજની ઝૂરતી મને ।
નક્કી અંગે સુશ્રાંત, બાહુ સ્ફુરતા આત્મા(ને) નિર્દય કૈંક ભણ ।
તેના સદને નિવેસી ભવને પેસી મોહવશે બોલતો ક્ષણે ।
મુજ સંસ્કાર-વસ્ત્ર હરી ગયો તસ્કર જાઉં શરણે, કાંઈ પથિક ભણ ॥

૧૬. શાલિભદ્રસૂરિના પૌરાણિક વસ્તુના સમાશ્રયે રચાયેલા પંચપાંડવચરિત્રરાસ પછી તેવી વસ્તુને સ્વીકારી એક જૈન સાધુએ કરેલો સમર્થ પ્રયત્ન વિરાટપર્વ છે. શાલિસૂરિ નામના જૈન સાધુની એ કૃતિ છે અને એમાં ૧૮૨ જેટલાં શુદ્ધ અક્ષરમેળ વૃત્તો જ પ્રયોજાયેલાં છે. આ કવિનો સમય નિશ્ચિત રૂપે કહી શકાતો નથી, તેમ છતાં તે વિ. સં. ૧૪૭૮થી પૂર્વનો છે.[૧] ગૂજરાતી ભાષામાં અક્ષરમેળ વૃત્તોમાં કાવ્ય કરવાનો પ્રયત્ન ત્રિભુવનદીપકપ્રબંધકાર જયશેખરસૂરિનો જાણવામાં છે.[૨] આ એવો ઘણો જ મોટો સમર્થ પ્રયત્ન છે. ભાષાના પ્રભુત્વ અને સ્વરૂપનો આવાં કાવ્યોથી અવશ્ય પરિચય મળી શકે. કવિએ પોતાના વિષયમાં કાવ્યાંતે આટલો માત્ર નિર્દેશ કર્યો છેઃ

> ગિઉ કૌરવાધિપતિ સૈન્ય સમસ્ત હારી
> ગિઉ પાર્થ ઉત્તર સહિઉ મનુ હર્ષ ભારી ।
> આણિઉ વિરાટ ચહુ પાંડવ હર્ષપૂરિ
> કીધઉ કવિત્ત ઇહ કુતિગિ **સાલિસૂરિ** ॥૧૮૨॥

આમાં કોઇ પણ પ્રકારનો માત્રામેળ છંદ કે દેશીઓનો કવિએ પ્રયોગ જ કર્યો નથી; તેથી દેશી કાવ્યબંધ તરીકે એની ઉપયોગિતા નથી; છતાં અક્ષરમેળ છંદોનો જ બહોળે હાથે પ્રયોગ કર્યો હોવાને કારણે કાવ્યની દૃષ્ટિએ અને ભાષાસ્વરૂપની દૃષ્ટિએ આ કાવ્યની ગૂજરાતી સાહિત્યમાં અસાધારણ ઉપયોગિતા મને લાગે છે. કાવ્યનો વહેતો પ્રવાહ પણ સાહિત્યકીય સંસ્કૃતકાળની યાદ આપે તેવો છેઃ

> કાસમીરમુખમંડણ માડી તૂં સમિ જગિ ન કોઇ ભિરાડી ।
> ગીતનાદિ જિમ કોઇલ કૂજઇ તૂં પસાઇં સવિ કુતિગ પૂજઇ ॥૧॥
> ભારતી ભગવતી એક માગૂં ચિત્ત પાંડવ-તણે ગુણિ લાગઉં ।

---

૧ પૃથ્વીચંદ્રચરિત(સં. ૧૪૭૮)કાર માણિક્યસુંદરસૂરિની સં. શુકકથામાં ૧૬–૧૭મી કડીના પૂર્વાધ ઉદાહૃત થયેલા મળે છે. (શ્રી. ભો. જ. સાંડેસરા) જુઓ રૂપસુંદરકથા, પ્રસ્તા. પૃ. ૭

૨ જુઓ આજ ગ્રંથનાં પૃ. ૩૦૫–૧૩

આપિ મૂં વચન તૂં રસવાંણી હૂં કરઉ જિસિં પ્રાકૃતવાંણી ॥૨॥
પંચ પંડવિ વનંતરિ વિમાસિઉં 'તેરિમૂં વરસ કેમિ ગમેસિઉં' ।
બુદ્ધિ નારદ મહારિસિ આપી 'મધ્યદેશ રહિયો ત્રુમ્હિ વ્યાપી' ॥૩॥
ખેજડીસિહિરિ શસ્ત્ર નિયુંજ્યા દેવરૂપ બલિ મંત્ર પ્રયુંજ્યા ।
દ્રૂપદી-રહઇં તે મતિ આલિ ગ્યા વિરાટનૃપમંદિરિ ચાલી ॥૪॥

કવિ, દ્રૌપદી સૈરંધ્રી થઈ વિરાટનગરમાં જાય છે, તે પ્રસંગ કેવો ખીલવે છે તે નીચેના અવતરણથી જાણવામાં આવશે:

તેહ તેહ પદિ તે નૃપ મેલ્હઇ આવતી લછિ પાય કુણ ઠેલઇ ।
એતલઇ ગઇઅ રૂપિ સુલિંદ્રી તે સુદષ્ણતડિ પાર્થપુરંદ્રી ॥૧૦॥
"કઉણ તૂં કવણ ઘરિ તૂં નારી સ્વર્ગિલોકિ કઇ તૂં અવતારી ।
નારિ કોઇ નથી તુઝ સિરખી મૃત્યુલોકિ કઇ તૂં અનિમેષી ॥૧૧॥
નાગલોકિ વસણાહર કાલી માનવી ઘટિસિ તૂં નિછભાલી ।
તિર્યલોકિ કોઇ દેવ ન દીસઇ તાહરઉ જનમ જેણિ કહીસઇ' ॥૧૨॥
બોલતી રહીય તામ સુદષ્ણા સાંભલી વચન બોલઇ કૃષ્ણા ।
'દેવિ પાંડવ નરેંદ્ર-પુરેંદ્રિ દ્રૂપદી તણઇ હઉં જિ સુલિંદ્રિ ॥૧૩॥
દેવિ જાં પરભવી કુરુનાથિ દ્રૂપદી ગઇ સા પ્રિય સાથિં ।
જેહનઇં બહિન પાંડવનઇં હઉં તેહ કૌરવ કન્હઇં કિમ જાઉં ॥૧૪॥
દ્રૂપદી-રહઇં ઓલગ કીજઇ તૂં કન્હઇં હિવ દીહ ગમીજઇ ।
જાં ન રાજ સહુ પાંડવ હોઇ મૂં-હરઇં અવર ઠાંમ ન કોઇ ॥૧૫॥
પાંચ પાંડવ રહ્યા ઇમ નાસી દ્રૂપદી રહી થાઇય દાસી ।
દેવ દાણવ ન રાય ન રાણઉ દૈવ આગલિ ન કોઇ સપરાણઉ ॥૧૬॥
રામ લક્ષણ મહા દુખિ પાડયા પાંચ પાંડવ વિદેસિ ભમાડયા ।
કૂબનઇં ઘરિ જલ વહિઉં હરચંદિઇં ભાલડી મરણ લાધ મુકુંદિઇં ॥૧૭॥
દ્રોણપુત્ર મુનિ અર્જન લીધઉ ચર્મનૂં કવચ કર્ણિં સુ દીધઉં ।
ચીંતવિઉ સહૂ આલિ જાઇ દૈવસિઉં કુણિ કિંપિ ન થાઇ ॥૧૮॥
પુત્ર ગાંગલિ મહારિષિ કેરા દેવિ બાંધવ અછઇ બહુતેરા ।
નામિ કીચક સવિ તિ કહીજઇં તેહનઇ ભઇ નરાહિવ બીહઇં ' ॥૧૯॥

જુદાં જુદાં વૃત્તોમાં કવિએ ઠીક વૈવિધ્ય સાધ્યું છે. નીચે એણે પ્રયોજેલા પ્રત્યેક છંદનો ઉપરના નમૂના ઉપરાંત એક એક નમૂનો એનો પરિચય આપશેઃ

( દ્રુતવિલંબિત )

અહહ રૂપ અસંભમ ભૂવલઇ
કવલ કાંમિનિ એહ સમી તુલઇ ।
હિવ હઠિઉ મઝ મન્મથ મારિવા
એહ જિ ઊડણુ અંગ ઊગારિવા ॥૨૧॥

( માલિની )

નિરુપમ કુલબાલી રૂપની ચીત્રસાલી
અવિકુલગુણવલ્લી કામભૂપાલભલ્લી ।
કર હુઇ સુરરાણી માનવી મઇં ન જાણી
અહવ હુઇ જિ નારી તોઇ તુ હુઇ ગંધારી ॥૨૫॥

( ઉપજાતિ )

એ ગંધકારી મિસિ રૂપદાસી
રહી અછઇ ઉત્તમ નારિ નાસી ।
કિમઇ ન જાણિઉં ફલ નૈવ ખાજઇ
અણજાણતુ અંધ ઉબાડિ દાઝઇ ॥૨૬॥

( રથોદ્ધતા–સ્વાગતા )

દેવિ દ્રૂપદિય રાડિ સાંભલી
હાથિ લેઇ હથીયાર આંબિલી ।
ભીમુ ભીરુ ઇમ કીચક કૂટઇ
તેહ આગલિ ન કોઇ [વિ]છૂટઇ ॥૬૩॥

( વસંતતિલકા )

વચરાટ ઉત્તર પખઇં કુરુરાઉ ધાયઉ
અક્ષોહણી દલ તણી રજ સૂર છાયઉ ।
નીસાણને સહસિ અંબર ઘોર ગાજઇ
એ પાંચ પાંડવ તણઉ કિરિ મેચુ ભાંજઇ ॥૧૦૨॥

માત્ર સ્વાગતા, ઉપજાતિ, માલિની, વસંતતિલકા અને દ્રુતવિલંબિત એ પાંચ છંદ પ્રયોજ્યા છે, છતાં વચ્ચે વચ્ચે ચાલતો છંદ પલટી કવિએ બંધ પરનું પ્રભુત્વ ખૂબ સાધ્યું છે.

ભાષાની દૃષ્ટિએ વિચાર કરતાં સ્વરૂપ આપણને મધ્ય. ગૂજ.ની ૧લી ભૂમિકાનું દેખાય છે, છતાં માપ ચોક્કસ સ્વરૂપમાં જોઇયે તો

એ પછી મધ્ય. ગૂજ.ની બધી ભૂમિકાઓ—અર્વાચીન ગૂજ.ના અંશ સહિતની આ શ્લોકોમાં જણાય છેઃ નમૂના તરીકે ઉપરની છેલ્લી કડી જ અહીં વાંચિયે તો—નીચે પ્રમાણે વંચાયઃ

વૈરાટ ઉત્તરપખેં કુરુરાઉ ધાયો
અક્ષોહણી દલ તણી રજ સૂર છાયો ।
**નીસાણને** સહસિ અંબર ઘોર **ગાજે**
એ **પાંચ** પાંડવ **તણો** કિરિ મેચુ **ભાંજે** ॥

આમાં મોટા અક્ષરોવાળાં રૂપ તપાસોઃ છંદ કેવું રૂપ રજૂ કરે છે? અર્વાચીન ભૂમિકાનાં જ એ રૂપો સ્પષ્ટ રીતે કવિને અભીષ્ટ નથી લાગતાં? અને હાથપ્રતમાં જ **નીસાણને** પ્રયોજાયેલું છે. એ જ રીતે **તણે** રૂપ ૨જી કડીમાં પ્રયોજાયું છે. ઉપર ઉતારેલા બધા નમૂના એ પ્રમાણે શ્લિષ્ટ કરવાથી કવિને સંમત—અભીષ્ટ રૂપો તરી આવશે, જેમાંનો મોટો ભાગ એમ બતાવે છે કે ગમે તે રીતે બોલીમાં અર્વાચીન અંશો જામી ગયા હતા. બીજી રીતે મધ્ય. ગૂજ.ની ૧લી ભૂમિકાનું સ્વરૂપ લેખનની દૃષ્ટિએ સ્પષ્ટ છે. નીસાણ, ગાજઇ, પાંચ, ભાંજઇ એ સ્વરૂપોથી એ સ્પષ્ટ થશે.

૧૭. ગૂજરાતી સાહિત્યમાં ગદ્ય-પદ્ય એમ ઉભય પ્રકારની સાહિત્યપ્રવૃત્તિ કરનારા ઘણા થોડા કવિઓ પૂર્વે થયા છે, તેમાં સોમસુંદર સૂરિનું લગભગ પ્રાથમ્ય જ ગણાય. એ તપગચ્છના પ્રભાવક આચાર્ય હતા. એમનો જન્મ સં. ૧૪૩૦માં, દીક્ષા સં. ૧૪૩૭માં, વાચકપદ-પ્રાપ્તિ સં. ૧૪૫૦માં અને સૂરિપદ પ્રાપ્તિ સં. ૧૪૫૭માં થઈ હતી. તેઓ સં. ૧૪૯૯માં ગુજરી ગયા હતા. આ સૂરિનો કવનકાળ આમ સં. ૧૪૫૦-૯૯નો ગણી શકાય. મોટે ભાગે તો એમણે જૈનધર્મના સમર્થ ગ્રંથોનો ગદ્યાનુવાદ અને ગદ્યવિવરણ "બાલાવબોધ" એ મથાળે કર્યા છે, જેવાં કે ઉપદેશમાલા (સં. ૧૪૮૫), યોગશાસ્ત્ર, ષડાવશ્યક, આરાધના પતાકા, નવતત્ત્વ, ષષ્ઠીશતક (સં. ૧૪૯૬) વગેરે ઉપર. તત્કાલીન ગદ્યના સ્વરૂપમાં એ ગદ્યકૃતિઓની અત્યંત મહત્તા

છે. ૧૫મા શતકનું ગદ્ય આ પ્રકરણને છેડે આપ્યું છે, ત્યાં તે વિશે સ્વતંત્ર ચર્ચા આવશે. "આરાધનારાસ" નામનું એમનું કાવ્ય હોવાનું જણાય છે,[1] પણ તે હાલ પ્રાપ્ય નથી. એટલે આ સૂરિએ "રંગ-સાગરનેમિનાથ-ફાગુ" નામનું સુંદર ફાગુ-કાવ્ય લખ્યું છે, તે રીતે જે વિશિષ્ટતા છે તે બતાવવાનો પ્રયત્ન કરવામાં આવે છે.

અગાઉ આવેલા અનેક ફાગુ જેવું આ ફાગુ-કાવ્ય છે, પણ તેમાં વિશેષ એટલો છે કે નેમિનાથના જન્મના પ્રસંગથી માંડીને ચરિત્ર આપવામાં આવ્યું છે. એ રીતે અગાઉના નેમિનાથવિષયક ફાગુથી આ વિશેષ આપે છે. શિવાદેવીના ગર્ભમાં નેમિનાથ રહ્યા, તે વખતે શિવાદેવીને સ્વપ્ન આવે છે, તે "ફાગ" એ મથાળે દોહરાઓમાં કવિ આ પ્રમાણે વર્ણવે છે:

> રસપન લહઇ હીંડોલાખાટઇં ખાટઇં પઉઢીય દેવિ,
> ગોરી પીનપયોહરી ઉહરી માહિં સવેવિ. ૭
> પહિલઉં પેખઇં (એ) ગયવર અમર ગઇંદ ઉદાર,
> વૃષભ કપૂર રસામલ સામલ સિંગ સિંગાર. ૮
> ચંદ્રધવલ પંચાનન કાનન નાયક એક,
> દિસિગજ વિહિઅ સુધારસિ સાર સિરિ અભિષેક. ૯
> હીહર ટોડર નવસર નવસર મધુકરવૃંદ,
> સુંદર અમીય રસાગર સાગર નંદન-ચંદ. ૧૦
> દિણયર તેજિં દીપતઉ જીપત તિમિર અભંગ,
> સોવનદંડિ ધરી ધજ કીધઉ મલિ જસુ ગંગ. ૧૧
> મંગલ કલસ અમીભરિઉ કંઠિ પરીઠીઅ માલ,
> પદમ સરોવર નિર્મલં જસુ જલિ રમઇં મરાલ. ૧૨
> મોતીઅ મણિરયણાંયર સાયર ખીરનિહાણ,
> ઝગમગતું મણિરયણનું નયણનું ઠામ વિહાણ. ૧૩

---

૧ જૈ. ગૂ. કવિઓ ભાગ ૧ લો, પૃ. ૩૨

૨ શમામૃતમ્ નેમિનાથ-સ્તવન અને રંગસાગરનેમિ-ફાગ (મુનિ ધર્મ-વિજય-સંપાદિત), પૃ. ૧૬

ભાસુર ગયણિ ગરૂડઉ રૂડઅઉ રયણનઉ રોડ,
પાવક ધૂ નવિ ધરતે તુ કરતઉ મનનઉ મોહુ. ૧૪

શુભ શકુનોને પરિણામે ઉત્પન્ન થયેલા બાળક નેમિનું વર્ણન કરતાં સં. આલંકારિક પદ્ધતિનો આશ્રય કરી કવિ ઉત્પ્રેક્ષે છેઃ

**રાસક**

[1]નેમિ અંગિ અવતરિઉ યૌવન સોવન વિણ સિણગાર રે
તવ મનિ મોહઇ સુરનર રમણી રમણીય રૂપભંડાર રે. ૨૩
બહ્મારઈ કરતા એ સામલવન મછવનનુ હું અનંગ રે
નીલકમલદલ તોલિ સૂં આલિમ કાલિમ ગુણધર–અંગ રે. ૨૪

**આંદોલ**

કાલિમ ગુણધર અંગ પગતલિ અલતા–રંગ
કેલી થંભ કૂઅલી એ સાથલ જુંઅલી એ.
કટિ જિસિઉં કેસરિલંક નાભી ગંભીર નિકલંક
ઉરવરિ ઉન્નતૂ એ શ્રીવચ્છ લંછિતૂ એ. ૨૫
કુસુમ કલી જિમ અતિ આંગુલડી દીસંતિ
કણયર કાંબડી એ લાંબી બેહ બાંહડી એ,
સંખ સરીખઉ કંઠ પ્રગટિઉ ગુહિરઉ કંઠ,
ખંધ ધુરંધરૂ એ અધર બે રંગ–ધરૂ એ. ૨૬

**ફાગ**

અધર કુઅર કેરા તુડિં રાતુડિં ચડઇં પ્રવાલ,
કંપઇ ડાલિઅ જીભઈ જીભઇ વિજિત પ્રવાલ. ૨૭
સકલ કરી નિજ દાસિકા નાસિકાઇ શુકચંચ,
વદન ચરણ કરજુઅલાં કૂઅલાં પદમ એ પંચ. ૨૮
નેમિતણઉં સુહુ બિમણિમ ચંદ અચ્છઇ નિસિદીસ,
દંત નહી એહ ઉજલી ઝલહલઇ કલા બત્રીસ. ૨૯
લોચન વિકસિત કમલકિ અમલ કિરણુ અણીઆલ,
હે હર તુજ સસિમંડલ–ખંડ લહીઉં એ ભાલ. ૩૦

---

૧ એજન, પૃ. ૧૭–૧૮

કાવ્યં [ શાર્દૂલ ]

દંતા દાડિમની કુલી અધર બે જાચી પ્રવાલી જિસી
ક્રીજઇ ખંજન પંખિ અંખિ સરિખા ધારા જિસી નાસિકા
સારી સૌંગિણિ સામલી ભમહી બે વાંકી વલી વીણુડી
કાલિ કિંબહુના કુમાર કિર એ પીજાઇ લગલગ લહી. ૩૧

નેમિ યૌવન પ્રાપ્ત કર્યા પછી કૃષ્ણુ બલરામાદિક સાથે દ્વારિકાની વાટિકાઓમાં અનેક પ્રકારની ક્રીડા કરે છે, ત્યાં કવિએ સુંદર વનવર્ણુન આપ્યું છે, તેમાંનો આ એક શાર્દૂલ જ પર્યાપ્ત છે:

કાવ્યં

આવી એ મધુ માધવી રતિ ભલી ફૂલી સવે માધવી,
પીલી ચંપકની કલી મયણુની દીવી નવી નીકલી;
પામ્પિ પાડલ કેવડી ભમરની પૂગી રૂલી કેવડી,
ફૂડે દાડિમિ રાતડી વિરહિયાં દેલ્હી હૂઇ રાતડી. ૨૭[1]

ગોવિંદની સુંદરીઓ નેમિકુમારને સાથે લઇ ગિરનારનાં જંગલોમાં ક્રીડા કરવા ગઇ છે તે પ્રસંગ પણ મધુર રીતે અર્પવામાં આવ્યો છે:

આંદોલ

કુમર રમાડઇ નારિ હીંડોલે હીંચણુહારિ
ઉચ્છંગિ બઇસારી એ સયરિ સિંગારી એ,
થાઇ થુમણિ થોર દોલઇ દીહર દોર,
કંચણુ ચૂડી એ રણુકઇ રૂયડી એ. ૩૪
દેઉર (માર) ઉરવરિ હાર વઉલસિરી સુકુમાર.
નવનવ ભંગી એ કુસુમચી અંગી એ
ત્રીકમ તરુણી તુંગ વિસ્મઇ સુચંગ,
અતિ અણીયાલઉં એ ખૂંપ ખૂણાલઉ એ. ૩૫

ફાગ

ખૂંપ ખૂણાલઉ વિચિ વિચિત્ર કુસુમ રચઇ ખેમિ
અતિહિ અલંકૃત કલી હરિ હરિરમણી લિઇ ખેમિ. ૩૬

૧ એજન. પૃ. ૨૩, ખંડ ૨ જો

કનક-ચકકિ-વટ માંડતી માંડતી હા રસ-પૂરિ
નેમિ રમાડઇ સોગઠે સોગઠે સઇં સવિ દૂરિ. ૩૭[1]

કૃષ્ણે ઉગ્રસેનપુત્રી રાજિમતીનું માગું કરી સગપણ કરાવી આપ્યા પછી લગ્નની તૈયારી કરવામાં આવી, ત્યારે માંડવાની રચના કરવામાં આવી. હવે નેમિને શૃંગાર કરી વરઘોડો કાઢવામાં આવ્યો. તે વખતે યાદવકુમારો ઘોડેસવાર થયા, ત્યાં કવિએ જુદા જુદા પ્રકારના ઘોડા ગણાવ્યા છે, ત્યાં વરઘોડો વધે છેઃ

( શાર્દૂલ )

મોતી ખંડિત મુંડિ દંડ સરલા દીસંતિ દંતૂસલા
હીરાલાં ઝલકત સોવન કડી સિંદૂર ભાલે ભલા
ગાલી ઘુઘરીઆલ પાખર ખરે હીરે જડે જેહની
અંગે નેહ ગજેન્દ્ર ઊપરિ ચડયા ચાલંતિ રાણા સવે. ૧૯

રાસક

મૃંદગ ભુંગલ ભેરિ ગભીર સર સરણાઇ નીસાણ વાજંતિ રે
દડદડિ દિસિમાં દેવદુંદુભિ મહારવિ રવિરથ તુરીય ત્રાંસંતિ રે. ૨૦
પાલખી તુરીય રથ ગયંદ આડંબરિ અંબરિ અમર નિહાલી રે.
છત્ર ધજા અલંબસી કિરિવા (મરધર) સધર જાન હિવ ચાલી રે. ૨૧[2]

પણ વરઘોડો સસરાને આંગણે પહોંચતાં આલંભનને માટેનાં પશુને જોતાં નેમિનાથ નિર્વેદ પામી પશુઓને છોડાવી ચાલ્યા જાય છે; રાજિમતી વિરહે ઢળી પડે છે; પછી

ફાગ

ચેતન પામિય રાજલિ કાજલિ કલુષિત દૃષ્ટિ,
વિલપતિ વિરહ દેખાડતી પાડતી આંસુઅ વૃષ્ટિ. ૨૫
પીડઇ કાંઈ બાપીયડા પ્રીયડા વિરહ-વિષાદિ,
પ્રાણ હરે તુ મોરડા (મોરડા) મધુર નિનાદિ. ૨૬

---

૧ એજન, પૃ. ૨૪, ખંડ ૨ જો
૨ એજન, પૃ. ૨૭, ખંડ ૩ જો

રડઈ ય પડઇ લોટઇ એ મોટઇ એ કકણુ ફાર,
ગમઇ ય નહિ અંગિ નેઉર કેઉર કરિ ઉરિ હાર. ૨૭

અને અંતે રાજિમતી નેમિ પાસે જઇ દીક્ષા લઇ લે છે. કવિએ આમ કાવ્યને કરુણાંત કરી નાખ્યું છે; પણ છતાં તેની કવિતા કવિતા જ રહેવા પામી છે. ઉપરનાં અવતરણો ઉપરથી જણાશે કે અગાઉના ફાગુ આટલા સુંદર તો નથી જ. અને બંધની દૃષ્ટિએ પણ કવિએ વૈવિધ્ય એટલું જ સુંદર સાધ્યું છે.

આ કાવ્ય ત્રણ ખંડમાં વિભક્ત છે, જેમાં અનુક્રમે ૩૭, ૪૫ અને ૩૭ કડી છે, જેમાં ૧–૧ (અનુષ્ટુભ), ૧–૨ (શાર્દૂલ૦), ૧–૧૫ (શાર્દૂલ૦), ૧–૨૨ (શાર્દૂલ૦), ૧–૩૭ (શાર્દૂલ૦), ૨–૧ (અનુષ્ટુભ), ૨–૧૦ (આર્યા), ૨–૨૦ (અનુષ્ટુભ), ૩–૩૬ (અનુષ્ટુભ), ૩–૩૭ (શાર્દૂલ૦) અને ૩–૩૧, ૩૨ (રાસક), એ સંસ્કૃત ભાષામાં શ્લોકો મળે છે, જ્યારે ૨–૧૮ (શાર્દૂલ૦) અને ૨–૩૦ (ગાથા) એ મહારાષ્ટ્રી પ્રાકૃતમાં છે, બાકીનું કાવ્ય તત્કાલીન ભાષામાં છે. એ ઉપરાંત નીચે મુજબ છંદોવૈવિધ્ય આપવામાં આવ્યું છે:

### ખંડ ૧ લો

રાસક–કડી ૩–૪, ૧૬–૧૭, ૨૩–૨૪, ૩૨–૩૩
આંદોલ–કડી ૫–૬, ૧૮–૧૯, ૨૫–૨૬. ૩૪–૩૫
ફાગુ–કડી ૭–૧૪, ૨૦–૨૧, ૨૭–૩૦, ૩૬
શાર્દૂલવિક્રીડિત–કડી ૩૧મી

### ખંડ ૨ જો

રાસક–કડી ૨–૩, ૧૧–૧૨, ૨૧–૨૨, ૩૨–૩૩
આંદોલ–કડી ૪–૫, ૧૩–૧૪, ૨૩–૨૪, ૩૪–૩૫
ફાગ–કડી ૬–૯, ૧૫–૧૯, ૨૫–૨૬, ૨૮–૩૦, ૩૬–૩૭
શાર્દૂલવિક્રીડિત–કડી ૨૭મી, ૩૧મી
અઢઇઆ (=૫૬)–કડી ૩૮–૪૫

ખંડ ૩ જો

રાસક–કડી ૨–૩, ૯–૧૦, ૨૦–૨૧

આંદોલ–કડી ૪–૫, ૧૧–૧૨, ૨૨–૨૩, ૩૩–૩૪

ફાગુ–કડી ૬–૭, ૧૩મી, ૧૬–૧૭, ૨૪–૨૯, ૩૫મી

શાર્દૂલવિક્રીડિત–કડી ૧લી, ૮મી, ૧૮–૧૯

ભાસા–કડી ૧૪-૧૫

આ પ્રમાણે વિભાગ પડી જાય છે. શાર્દૂલવિક્રીડિત ગૂજરાતીમાં ૭ આવ્યા છે. બાકીના છંદો માત્રામેળ છે, જેમાં આંદોલ એ તો દૂહાના સમ ચરણના આઠ ટુકડાનો છે; જ્યારે ફાગુ–એ દૂહા છે; પણ તેમાં જયશેખરસૂરિએ જે પ્રકારની સાંકળી પ્રયોજી છે, તેવી સાંકળી લેવામાં આવી છે, જે ઉપરના નમૂનાઓમાં સ્પષ્ટ છે. "રાસક" એ સવૈયા બત્રીસાનું અર્ધ એટલે કે બે ચરણની એક કડીને હિસાબે છે; પણ "ભાસા" એ મથાળે આવતો કાવ્યપ્રકાર નવીન છે; જેમકે

બાવની ચંદનિ ગૂહલી રે ઉપરિ ચઉક નવેરો રે
માણિક મોતી કેરો રે માડિઉ સોવન પાટ સુંદરૂ રે.
તેહ ઉપરિ હરષિ થાપિઇ માંડી મનિ ઊમાહો રે
થાલ મણિમય સાહો રે મોતીઅડે વધાવઇં કુંઅરૂ રે ॥[1]

આમાં ૧લી પંક્તિ સવૈયાની દેશીના ઢાળની છે, પણ તેના છેલ્લા શબ્દ સાથે નવી પંક્તિનું એક ચરણ અનુપ્રાસયુક્ત બને છે, અને ૪થું ચરણ દૂહાનું વિષમ ચરણ છે. આ પ્રકાર નવો છે.

"અઢઇઆ"એ મથાળે તો ૧૬+૧૬+૧૩ વાળી જૂની દેશી જ પ્રયોજાયેલી છે; જેમકે

વનખંડ મંડન અખંડ ખડો ખલી મલયાનીલ પીડિત જલ ઉકલી;
ઉકલી ચતુર દુઆરિતુ..................ધન ધન તેહ જલિ. (ટેક)
વિલસતઇં સવિ અલવેસરિ વિગલિત કાજલ કુંકુમ કેસરિ.
તસરિ સોહરિ નારિતુ.........................ધન ધન૦ ૩૯[2]

૧ એજન, પૃ. ૨૬, ખંડ ૩ જો

૨ એજન, પૃ. ૨૪, ખંડ ૨ જો

આમાં બીજા ચરણના છેલ્લા બે અક્ષરો, ત્રીજા ચરણમાં વાળવામાં આવ્યા છે, તેટલી નવીનતા કવિએ આપી છે.

ભાષાની દૃષ્ટિએ જોતાં હવે મધ્ય. ગૂજ.ની ૧લી ભૂમિકાનું રૂપ સ્પષ્ટ રીતે સ્થાપિત થયેલું આ કાવ્યમાં મળે છે: તેમાંય તે અક્ષરમેળ શાર્દૂલવિક્રીડિતનો પ્રયોગ મળતો હોવાથી સ્વરૂપમાં કેટલીક ચોખવટ પણ થઈ જાય છે:

ઉઢી ચાદર ચીર સુંદર કસી દીલી કસી કાંચલી
આંજી લોચન કાજલે સિરિ–ભરી સીમંત સિંદૂરની,
લેઈ સાથિઈ નેમિકુંવર સવે ગોવિંદની સુંદરી
વાડીએ ગિરિનાર ડુંગરિ ગઈ સિંગારિણી ખેલિવા. ૩૧

આમાં કાજલે, વાડીએ રૂપ છેક અર્વાચીન ભૂમિકાનાં સ્થાપિત રૂપો મધ્ય ગૂજ. ની ૪થી ભૂમિકાથી દૃઢ થયેલાં પ્રયોજાયાં છે; જ્યારે **ઉઢી–દીલી** એ **ઓઢી–ડીલે** એ પ્રમાણે છંદ માગતો હોવાથી તેટલાં જૂનાં કવિને ઇષ્ટ લાગે છે. આ પૂર્વના શાર્દૂલો પણ સરખાવી જવા.

એક વસ્તુ તરફ ખાસ ધ્યાન ખેંચાય છે; તે એ કે કવિએ "શાર્દૂલ"માં અંત્યાનુપ્રાસની પરવા કરી નથી. એ મુદ્દો હશે કે સં. પદ્ધતિના અક્ષરમેળ વૃત્તોમાં અંત્યાનુપ્રાસ અપેક્ષિત નહિ હોય? આવે તો વિશેષ ભલું. આ પૂર્વેના શાલિસૂરિએ વગેરે અંત્યાનુપ્રાસ લીધા છે જ. માત્રામેળ અને દેશીઓમાં તો અંત્યાનુપ્રાસ સર્વત્ર ઇષ્ટ છે.

૧૮. ઉપદેસમાલા–કહાણુય છપ્પય પછી લગભગ સો સવાસો વર્ષ પછી ખરતરગુરુ–ગુણવર્ણન–છપ્પય નામનું એક વિસ્તૃત કાવ્ય રચેલું મળે છે, એ કોની કૃતિ છે, તે જાણવામાં નથી, પણ આ બધા શુદ્ધ છપ્પાઓ (રોળા અને ઉલ્લાલનાં મળી ૮ પદના) એ કાવ્યમાં પ્રયોજાયેલા છે. ખરતર ગચ્છના આચાર્યોના ગુણનું તેમાં વર્ણન છે, અને સં. ૧૪૭૫ આસપાસમાં વિદ્યમાન જિનભદ્રસૂરિએ એ વર્ણન અટકે છે. કર્તા એ જિનભદ્રસૂરિનો શિષ્ય જણાય છે: ઐતિહાસિક દૃષ્ટિએ આ કાવ્ય એ માટે ઉત્તમ છે કે એમાં છેક જયસિંહદેવના રાજ્યકાળથી

થયેલા ખરતર ગચ્છના આચાર્યોની સાલવારી અને કેટલીક ઉપયોગી હકીકત આપવામાં આવી છે.

કાવ્યની દૃષ્ટિએ એમાંથી બહુ તત્ત્વ નહિ મળે, છતાં ગ્રંથની દૃષ્ટિએ તેમ જ શબ્દાનુપ્રાસની દૃષ્ટિએ ઠીકઠીક મળે છેઃ

કુસલ બડો સંસાર. કુસલ સજ્જણુ જણુ ચાહઇ ।
કુસલઇ મઇગલ વારિ લછિ કુસલહિ ઘરિ આવઇ ।
કુસલહિ ઘણુ વરસંતિ કુસલિ ઘણુ ધન રવન્નઉ ।
કુસલહિ ઘોડા ઘટ્ટિ કુસલિ પહિરિય સુવન્નઉ ।
એરિસઉ નામ સુહ ગુરુ તણુઉ કુસલહિ જગ રલિયામણુઉ ।
જિણકુસલસૂરિ–નામગ્રહણિ, ઘરિ ઘરિ હોઇ વધામણુઉ ॥૧૯॥

× × ×

જિમ નસિ સોહઇ ચંદ જેમ કજ્જલુ તરુલછહિ ।
હંસ જેમ સુરવરહિ પુરિસ સોહઇ જિમ લછિહિ ।
કંચણુ જિમ હીરેહિ જેમ કુલ સોહઇ પુત્તહિ ।
રમણિ જેમ ભત્તાર રાઉ સોહઇ સામંતઇ ।
સુરનાહ જેમ સોહઇ સુરહ, જગિ સોહઇ જિણધમ્મ ભરુ ।
આયરિય મઝિ સિંહાસણહિ, તિમ સોહઇ જિણચન્દ ગુરુ ॥૨૯॥

× × ×

ભૂવલયંમિ પસિદ્ધ સિદ્ધ જો સંકરુ ભણિયઉ ।
ગોરિ–પયતલિ રુલિય સોય ઇણિ વાણિહિ હણિયઉ ।
દાનવ માનવ અસુર અમરિ હેલઇ જો લિદ્ધઉ ।
સો નારાયણુ સોલ સહસ ગોપી વસિ કિદ્ધઉ ।
હિવ એહ અધિક ભડિ વાઉલઉ, ન મુણિલોયહં કલિહિં ।
જિણભદ્રસૂરિ ઇણિ કારણિહિ મયણુ મલ્લુ જિત્તઉ બલિહિં ॥૩૬॥[1]

ડિંગલના પૂર્વ રૂપની એક "અવહટ્ઠ" એ વિશેષ નામવાળી ભાષાના વિષયમાં વિદ્યાપતિની "કીર્તિલતા"[2] કૃતિની વાત કરતાં નિર્દેશ કરવામાં આવ્યો છે; ડિંગલ ભાષાના પૂર્વ સ્વરૂપવાળી એ

---

૧ ઐ. જૈ. કા. સંગ્રહ; પૃ. ૨૯–૩૨–૩૭

૨ આ પૂર્વે પૃ. ૧૨૬–૩૩

ભાષાના અંશ આપણને આ કૃતિમાં મળે છેઃ કૃત્રિમ રીતે અપભ્રંશ-કાલીન રૂપ આપવાનો તેમાં પ્રયત્ન હોય છે, તે છેલ્લી પંક્તિના જિત્તઉ જેવા શબ્દોથી માલૂમ પડશે. "બડો" શબ્દો પણ લક્ષ્યમાં લેવા જેવો છે. " ઘરિ ઘરિ હોઇ વધામણઉ " એવા મધ્ય. ગૂજ. ના પરિચિત પ્રયોગ સાથે જિત્તઉ, બડો જેવાં રૂપો આપણને ડિંગલ ભાષાનું સ્મરણ કરાવે છે, અને શ્રીધરનો રણમલ્લ છંદ આપણા ગૂજરાતની જ એવી કૃતિ છે કે જેમાં "અવહટ્ટ"ના શુદ્ધ અંશો પ્રયુક્ત છે.

છપ્પાઓમાં એક પ્રકારનું જોસ હોય છે, તે ઉપરના છપ્પાઓથી જણાશે. શામળ જેવાને એ પરંપરા અવશ્ય મળી છે, તે એવા વહેતા છપ્પાઓ સાથે ઉપરના છપ્પાઓ સરખાવતાં આપણે સમઝી શકિયે.

૧૯. લોકકથાઓને પ્રાધાન્ય આપી જે કાવ્યો રચાયાં છે, તેવાં હંસવચ્છ ચઉપઈ, હંસાઉલી, સદયવત્સચરિત એ ત્રણ કાવ્યો પછી "વિદ્યાવિલાસ પવાડુ" આવે છે. સં. ૧૪૮૫માં હીરાણંદસૂરિ નામના જૈન સાધુએ આ કાવ્ય રચ્યું છે. કવિએ પોતાના વિષયમાં નીચે મુજબ માહિતી કાવ્યાંતે આપી છેઃ

**પદ રાગ વસંત ।। હિવ વીવાહલઉ ।।**

મહીઅલિ ધરમ વખાણીઇ ધરમિહિં શિવ-પુરિ જાઈઇ એ ।
ધરમિહિં અચલ વધામણઉ એ વિદ્યાવિલાસ-ચરી એ ।।
અતિહિં સોહામણઉં એ મહીઅલિ ઊપર ચરીઇ એ ।
જે ભણઇં એ સુણઇં તીહં ઘરિ અચલ વધામણું એ ।।૧૮૫।।
**પીંપલગચ્છિ** ગરૂઉં ગુણનિલઉ એ **વીરદેવ-સૂરિહિં** પાટિ એ
અચલ વધામણું એ ।।૧૮૬।।
**વીરપ્રભસૂરિ** ગહગહઇ એ તાસુ પાટિ **હીરાણંદસૂરિ** એ
અચલ વધામણું એ ।।૧૮૭।।
**સંવત ચૌદ પંચ્યાસીઇ** એ વરચીઉં ચરી રસાલૂ એ
અચલ વધામણું એ ।।૧૮૮।।
જાં લગઇ અબરિ રવિ તપઇ એ તાં લગઇ વાપરઉ એ
અચલ વધામણું એ ।।૧૮૯।।

કવિ પીંપલગચ્છના વીરદેવસૂરિના પટ્ટધર વીરપ્રભસૂરિના શિષ્ય પટ્ટધર છે. આ કવિએ દશાર્ણભદ્રરાસ, જંબૂસ્વામીનો વીવાહલો (સં. ૧૪૯૫), કલિકાળ, વસ્તુપાલ તેજપાલરાસ એ કૃતિઓ પણ રચી છે. પ્રાપ્ય કૃતિઓમાં "વિદ્યાવિલાસ પવાડુ" સુંદર કૃતિ છે. આ કૃતિની, કવિતા કાવ્યબંધ અને ભાષા એ ત્રણે દૃષ્ટિએ ઉપયોગિતા જણાઇ છે. કાવ્યનું વસ્તુ લોકવાર્તામાંથી છે; એનું મૂળ સં. ૧૨૮૫ આસપાસ રચાયેલા વિનયચંદ્રકૃત સં. "मल्लिनाथकाव्य"માં મળી આવે છે.

ધનસાગરને એનો પિતા કાઢી મૂકે છે, તે પછી ધનસાગર કોઈ એક શહેરમાં આવી એક નિશાળમાં આશ્રય કરી રહ્યો છે, અને વિનયચટ્ટ નામે સંબોધાય છે. ત્યાં ભણવા આવતી રાજકન્યાનું વર્ણન આપતાં કવિ કહે છે:

તીણિ નયરિ સુરસુંદર રાજા તસુ ઘરિ કમલા રાણી ।
સોહગ-સુંદરિ તાસ તણી ધૂઅ રૂપિઇં રંભ-સમાણી ।
સોલ કલા-સુંદરિ સસિવયણી ચંપકવન્ની બાલ
કાજલ શામલ લહકઇ વેણી ચંચલ નયણ વિસાલ ॥૧૭॥
અધર સુરંગ જિસ્યા પરવાલી સરલ સુકોમલ બાહ ।
પીણ પયોહર અતિહિં મણોહર જાણે અમિય-પ્રવાહ
ઊરુયુગલ કિરિ કદલી-ખંભા ચરણકમલ સુકુમાલ ।
મયગલ જિમ માલ્હંતી ચાલઇ બોલઇ વયણ રસાલ ॥૧૮॥

ત્યાંના પ્રધાનનો કુંવર મનમોહન તે જ નિશાળે આવે છે, તેના ઉપર એ કુંવરી મુગ્ધ થઈ પરણવાનું કહે છે, તેનો મનમોહનના મુખમાં કવિ સુંદર રીતે જવાબ અપાવે છે:

### હિવ દૂહા

સામિણિ સેવક ઊપરિઇં નીચ મણોરથ કાંઇ ।
એહ વાત જુગતિ નહી આઘી વરય ન થાઇ ॥૨૨॥
કિયાં સાયર કિહાં છિલ્લરુ કિહાં કેસરિ કિહાં શાલ ॥
કયાં કાયર કિહાં વર-સુહડ કિહાં વણ કિહાં સુર-સાલ ॥૨૩॥

કિહાં સરસિવ કિહાં મેરુગિરિ કિહાં ખર કિહાં કેકાણ ।
કિહાં જાદર કિહાં ખાસરું કિહાં મૂરખ કિહાં જાણ ॥૨૪॥
કિહાં કસ્તૂરિ કિહાં લસણ કિહાં માનવ કિહાં દેવ ।
કિહાં કાંજ કિહાં અમિય-રસ કિહાં રણિમ કિહાં સેવ ॥૨૫॥
કિહાં રીરી કિહાં વર-કણય કિહાં દીવઉ કિહાં ભાણ ।
સામિણિ મઝ તુઝ અંતરઉ એ એવડઉં પ્રમાણ ॥૨૬॥

પણ મનમોહનની ઇચ્છા પરણવાની નહોતી, એટલે તેણે પોતાને બદલે વિનયચટ્ટને પોતાનું રૂપ આપી કુંવરી સાથે પરણાવરાવી દીધો. પરણી વિનયચટ્ટ-રાજકુંવરી અને એક ત્રીજો માણસ પરદેશ સિધાવે છે. માર્ગમાં પ્રિયને બોલાવતાં કુંવરી કહે છે:

હિવ દૂહા

બપ્પિહઉ જં મુહિ કહઇ તિણિ નામિઇં સહિનાણ ।
રવિનંદન સહિ નામ-હૂઇ કહિ સંતોષ સુજાણ ॥૩૯॥
સાર કિસિઉં જીવી-તણું પ્રિયસંગમિ સિઉં થાઇ ।
ફૂલ માંહિ સિઉં મૂલગઉં સ્ત્રી પરણી કિહાં જાઇ ॥૪૦॥
એક નારિ અતિ સામલિ પાણી માહિ વસંતિ ।
તે તુમ્હ દરસણ દેખિવા અલજઉ અતિ હિ કરંતિ ॥૪૧॥

આમ પ્રશ્નો કરે છે, પણ પ્રિય જવાબ નથી આપતો. આ વગેરે પ્રસંગો કવિએ સુંદર રીતે યોજ્યા છે. આ જાતની સમસ્યાઓ હીરાનંદ પ્રથમ પ્રયોજતો લાગે છે. આખી કથા બહુ સુંદર રીતે વર્ણવી છે. એમાં તત્કાલીન સમાજની પણ કેટલીક કૂટ સમસ્યાઓ કવિએ ચર્ચી આપી છે. વિનેચટ્ટની વાર્તાનું આખું ખોખું કવિએ આમ આપ્યું છે, અને પછીના કવિઓને ઉપયોગી એવી સુંદર સામગ્રી રજૂ કરી આપી છે.

કાવ્યબંધની દષ્ટિએ પણ દેશીબંધનો ઠીકઠીક વિકાસ સાધ્યો છે:

કડી ૧ થી ૨૧—સવૈયાની દેશી
,, ૨૨ થી ૨૭—દૂહા
,, ૨૮ મી —વસ્તુ છંદ

,, ૨૯ થી ૩૭--રાગ દેશાખની સવૈયાની દેશી, પણ છેલ્લે રગણવાળી (જયદેવે આ જાતની પ્રયોજી છે)–અંતે ए સાથે.

,, ૩૮ મી —વસ્તુ છંદ

,, ૩૯ થી ૫૨—દૂહા

,, ૫૩ થી ૯૫—ચોપાઈ

,, ૯૬ થી ૯૯—દૂહા

,, ૧૦૦ થી ૧૧૩—હિવ ચુપઈ–માલવી ગુડુ

,, ૧૧૪ મી —વસ્તુ છંદ

,, ૧૧૫ થી ૧૨૨—રાગ સંધૂઉ–દૂહાની દેશી

,, ૧૨૩ થી ૧૪૦—રાગ રામગિરિની ચોપાઇ

,, ૧૪૧ મી —વસ્તુ છંદ

,, ૧૪૨ થી ૧૫૪—સવૈયાની દેશી, રાગ ભીમપલાસી

,, ૧૫૫ મી —વસ્તુ છંદ

,, ૧૫૬ થી ૧૬૨—"હિવ વધામણાંનઉ ઢાલ" રાગ દેશાષ-સવૈયાની દેશી

,, ૧૬૩ થી ૧૮૪—રાગ વસંત–સવૈયાની દેશી

,, ૧૮૫ થી ૧૮૯—રાગ વસંત–એ જ ઢાળ

કવિએ દરેક ગેય પદને છેડે પોતાના નામની છાપ આપી છે. ૧૧૫ થી ૧૨૨ વાળી દેશીમાં રેનો પ્રયોગ વિષમપદાંતે ધ્યાન ખેંચે છે.

**રાગ સંધૂઉ**

નિસિ ભરિ સોહગ સુંદરી રે જોઇ વાલંભ–વાટ ।
નીંદ્ર ન આવઇ નયણલે રે હિઅડઇ ખરઉ ઊચાટ ॥૧૧૫॥
"સુણિ સામિ લીલ–વિલાસ વલિ વાલંભ વિદ્યાવિલાસ
મઝ તુઝ વિણ ઘડીય છ–માસ પ્રભુ પૂરિ–ન મન–કી આસ"
ઇમ વિરહિ પ્રિય વિણ બોલઇ ॥૧૧૬॥ ॥આંકણી॥

સીહીઅ સમાણી સેજડી રે ચંદન જેહવી ઝાલ ।
દાવાનલ જિમ દિવડઉ રે કમલ જિસ્યાં કરવાલ ॥સુણિ૦॥૧૧૭॥
મઝ ન સુહાઇ ચાંદલુ રે જાણે વિસ વરસંતિ ।
સીતલ વાઉ સોહામણુ રે પ્રિય વિણ તાપ કરંતિ ॥સુણિ૦॥૧૧૮॥
દાખી ડાહિમ આપણી રે રંજિ મુઝ મન-મોર ।
છયલપણઇં છાનઉ રહ્યુ રે હીયડઉં કરી કઠોર ॥સુણિ૦॥૧૧૯॥

× × ×

ઓલંભા દીજઇ કુણ-હરઇં રે કુણહિં દીજઇ દોસ ।
**હીરાણંદ** ઇમ ઉચરઇ રે કીજઇ મનિ સંતોસ ॥સુણિ૦॥૧૨૨॥

એવી જ ૧૫૭ થી ૧૬૨ કડી વાળી દેશી પણ સુંદર છે:

**હિવ વધામણાં-નઉ ઢાલ ॥ રાગ દેશાષ ॥**

ઉજેણી-નયરી-તણી વરનારી હે રંગ ધરેવિ,
ઉલટ આવઇં આપણિ મણિ-મોતીએ થાલ ભરેવિ ।
ઉજેણી-પુરિ સોહિલઉં સાર ॥૧૫૭॥
જગિ મલિઆ એ લોક અપાર વિદ્યાવિલાસ વધાવીઇ ।
ધનુ મહીઅલિ જસુ અવતાર જિણિ જગિ નામ રહાવિઉં એ,
સુર જંપઇ હે જયજયકાર
ઉજેણી-પુરિ સોહિલઉં ઓ॥૧૫૮॥ આંકણી॥
નવજોવન નારી મિલી ઉરિ લહકઇં હે નવસર હાર ।
હંસગમણ મૃગ-લોઅણી મુહિ બોલઇ હે મંગલચાર ॥૧૫૯॥

× × ×

ઇણિ પરિ રાઉ વધાવીઇ મનિ આણ્યાં હે પરમાણંદ ।
નયર-લોક-અ સાંચરીજિ જઉ ઇમ બોલઇ એ **હીરાણંદ** ॥૧૬૨

આમ દેશીઓના ઢાળમાં પણ કવિએ વિવિધતા સાધી છે. કવિના સમય પૂર્વે આ બધા ઢાળ પ્રચલિત થઈ ચૂક્યા હતા, છતાં એણે થોડી વિશિષ્ટતા અર્પી આ ઢાળોને નવીનતા અને રોચકતા અર્પી છે.

ભાષાની દૃષ્ટિએ આ કાવ્યની ઓછી કીમત નથી. નરસિંહના બચપણની સાહિત્યકીય ભાષા એ આપે છે. મધ્યકાલીન ગૂજ.ની ૧લી

ભૂમિકા શુદ્ધ સ્વરૂપમાં તેણે પ્રયોજી છે. ધરમ (અર્વાચીન તદ્ભવ), વખાણીઈ, જાઇઇ, વધામણઉં, ઊપર, પાટિ, તાસુ, પંચ્યાસીઇ, જાંલગઇ–તાંલગઇ, વાપરઉ, કાજલ, સામલ, જિસ્યા, જાણે (અર્વાચીન રૂપ–બેશક जाने પ્ર. પુ.થી પણ जाणे થઈ આવી શકે.), બોલઇ, તણું, સિઉં, વાલંભ, નીંદ્ર, આવઇ, નયણલે (તદ્દન અર્વાચીન રૂપ), ઊચાટ, સેજડી, છાનઉ, રહ્યુ, કરી, ઓલંભા, દીજઇ, ઊચરઇ, કીજઇ, ઊજેણી, ઊલટ, મોતીએ, વધાવીઇ, રહાવિઉં, આણ્યાં, સાંચરીજિ, એ મધ્ય ગુજ.નાં રૂપો લક્ષ્યમાં લેવા જેવાં છે. અપભ્રંશની લાક્ષણિકતા હવે માત્ર "વજ્જી" કે એવાં કોઈ રૂપોમાં જ છે. આ સાથે તત્સમ શબ્દોનો બહોળો પ્રયોગ લક્ષ્યમાં લેવા જેવો છે.

આ કાવ્યની સામાજિક દૃષ્ટિએ વિશેષતા કહી શકાય. કવિએ રાજદરબાર, વાણિજ્ય અને સામાન્ય જનસમૂહના કેટલાક સુંદર પ્રસંગો યોજ્યા છે. સ્ત્રીને નિમિત્તે થતી લડાઇ, રાજખટપટ, લગ્નની ધામધૂમ વગેરે પ્રસંગો ઠીકઠીક ધ્યાન ખેંચે છે.

આ જ કવિએ વસ્તુપાલ–તેજપાલના ચરિતને આપતો રાસ રચ્યો છે, જેની ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગિતા છે. આ રાસ હાલ ઉપલબ્ધ નહિ હોવાથી એ વિશે કશી માહિતી આપી શકાય તેમ નથી.

૨૦. કેટલાંક નાનાં કાવ્યોનો રચનારો કીર્તિમેરુ નામનો એક જૈન કવિ સં. ૧૪૮૭માં હયાત હોવાનું જાણવામાં આવ્યું છે.[૧] તેનાં કાવ્યોના થોડા નમૂનાઓ પ્રસિદ્ધ થયા છે, તે ઉપરથી જણાય છે કે એની કવિતામાં ઉપયોગી તત્ત્વ છે. "અંબિકા છંદ" નામના તેના નાના કાવ્યના નીચેના નમૂનામાં ખંડ હરિગીતની એક કડી આરંભમાં છે, તે તેના અનુપ્રાસ તરફનો પ્રેમ બતાવે છે:

સુગુણ મંદિર, અતિહિ સુંદર સિર સિસહર ધારિણી.
કાનિ કુંડલ, સૂર મંડલ લીલગજગતિગામિણી.

---

૧ ફા. ત્રૈ. વર્ષ ૧ લું, પૃ. ૪૨૯

રૂપ રંભ કિ, વયણ ચંદકિ, નયણપંકજ હારિણી,
નમણિ અંજન, જનહ રંજન, ભવહ ભંજણ ભામિણી. ૧

નેમિનાથ–વિષયક કાવ્યમાં પણ તેણે અનુપ્રાસ પ્રયોજ્યા છે, જ્યાં સવૈયાની દેશીનો રાહ છેઃ

અવિકલ સકલ કમલદલ કોમલ, વદન નયન કર પાય;
શ્રવણ–યુગલ વર રવિ શશિમંડલ કુંડલ કલિત સુકાય. ૧

× × ×

જગગુરુ ગુરુ જગરક્ખણ જગપહુ જગબંધવ જગજાણ;
હરિહર બંભ સુરાસુર ખેચર માનઇ નરપતિ આણ.
અવિગત અવિચલ અપર પરમ પર અકલ અમલ અરિહંત.
અતુલ અંગ જિન અરિજણ–ગંજણ, ગજગતિ ગુણ ભગવંત. ૪

આ કવિએ " ત્રિભુવન ચૈત્યપ્રવાડી" નામે એક કાવ્ય લખ્યું છે, તેમાં કવિના સમયમાં પ્રસિદ્ધ જૈનતીર્થો ગણાવવામાં આવ્યાં છેઃ

સમેઇ સેત્રુજિ સિરિ અઠાવઇ સોપારિ સિરિ રેવઇ પાવઇ,
જીરાઉલિ ફૂલવૃદ્ધિ રયણપુર નઇ સિરિ સાચુરિઇં;
થંભણ ઘોઘ મહુય ડાઠઇ ઊનઇ દીવ પ્રસિદ્ધ

× × ×

અવતરણ સંપૂર્ણ પ્રાપ્ય નહિ હોવાથી વિશેષ ખ્યાલ મેળવી શકાતો નથી. આ પણ સવૈયાની દેશી છે.

ભાષાનું સ્વરૂપ જોતાં એ હવે મધ્ય ગૂજ.ની ૧લી ભૂમિકા સ્પષ્ટ થઇ ચૂકી છે. બેશક લેખનમાં હજી "ણ" સાચવી રાખવામાં આવ્યો છે.

"ફાગુ" નામની એક જૈનેતર કૃતિનો કર્તા નયઋષિ કે નતર્ષિ હોવાની સંભાવના શ્રી. ક. મા. મુનશીએ કરી છે, તે કવિનો આ કીર્તિમેરુ ગુરુ હશે એમ શ્રી. મુનશી કહે છે;[૧] પણ "ફાગુ"ની ૪૯મી કડીના "કીરતિમેરુ નામ સમાણ" શ્રી. મુનશીને પણ "જેની કીર્ત્તિ

૧ એજન, પૃ. ૪૩૪

મેરુના જેવડી છે" એવો અર્થ આપી પછી "કીર્ત્તિમેરુ"ના ગુરુ હોવાની સંભાવના કરવી પડી છે; એટલે મને તો એમ લાગે છે, એવી કોઈ કલ્પના કરવાની જરૂર નથી.

૨૧. પંદરમા શતકના ઉત્તરાર્ધમાં એક સોમકુંજર નામના સાધુએ "ખરતરગચ્છપટ્ટાવલી" જુદાં જુદાં ગીતોમાં રચી છે. કાવ્યને અંતે માત્ર આટલો ઉલ્લેખ પોતા વિશે તેણે આપ્યો છે:

આરાધતઉ વિધિ ખરતર સં.......... ।
ઇમ ભણઇ **સોમકુંજર** જામ ચંદ દિણદઉ ॥૩૦॥

આ કવિ જિનભદ્રસૂરિ (સં. ૧૪૭૫)ના પટ્ટધર જિનચંદ્રસૂરિ સુધી આવી ગુર્વાવલીને અટકાવે છે, એટલે કવિ ભાષાસ્વરૂપ વગેરે ૧૫મા શતકના અંતભાગનું આપે છે, એ નિર્વિવાદ છે. આ કવિના આ ઐતિહાસિક કાવ્યની વિશેષતા મને ભાષા અને કાવ્યબંધ એ બંને રીતે જણાઈ છે.

**પ્રથમ શ્રી (ધવલ) રાગ**

ધન ધન જિણશાસન-પાતકનાશન, ત્રિભુવન ગરુઅઉ ગહગહએ ।
જાસુ તણઉ જસુવાઉ ગંગાજલ, નિરમલ મહિયલે મહમહએ ॥૧॥
શ્રીવયર સ્વામી ગુરુ અનુક્રમિ ચિહુ દિસે, ચંદ્રકુલ ચઉપટ જાણિઇ એ ।
ગચ્છ ચઉરાસીય મહિ અતિ ગરુઅઉ, ખરતર ગચ્છ વખાણિઇ એ ॥૨॥

**છંદ**

વખાણિયઇ ગિરિ માંહિ ગરુઅઉ, જેમ મેરુ મહીધરો ।
મણિ માંહિ ગિરૂયઉ જેમ સુરમણિ, જેમ ગ્રહગણિ દિણયરો ।
જિમ દેવ દાનવ માહિ ગરુઅ(ઉ) ગજ્જએ અમરેસરો ।
તિમ સયલ ગચ્છહ માંહિ ગરુઅઉ, રાજગચ્છ સુ ખરતરો ॥૩॥[1]

કવિએ થોડી કડીનાં પદ આપી તે દરેકને અંતે ઉપર મુજબ શુદ્ધ હરિગીત છંદની એક એક કડી વલણ લેતી આપી છે. પદોમાં આ પછી નીચે મુજબ રાગ અને બંધ છે:

---

૧ ઐ. જૈ. કા. સં. પૃ. ૪૩

**રાગ દેશાખ** – ઉપર જેમ સવૈયાની દેશી ૨ કડી
,, **–છાયા** – ચોપાઇની કડી ૩
**રાગ રાજવલભ**– સવૈયાની દેશી ૫ કડી
**રાગ ધન્યાશ્રી** – સોરઠાનું એક પદ, ધ્રુવપદ સાથે
રાગ વિનાનું – ૧૯મી કડી ઉપર મુજબ
,, – ૨૧મી કડી ,,
,, – ૨૩મી કડી ,,
**રાગ ધન્યાશ્રી** – ૨૫મી કડીની ચાર પંક્તિ ઉપર મુજબ, પણ પ્રત્યેક અર્ધ પૂર્વે "સાહેલી" શબ્દ
રાગ વિનાનું – ઉપર મુજબ, ૨૭–૨૯મી કડીની ચાર ચાર પંક્તિ

નરસિંહના સમયની આ કૃતિમાં ધ્રુવપદવાળાં પદ ખાસ ધ્યાન ખેંચે છે:

શ્રી જિનશાસન ઉધરિઉ એ,
નવ અંગ એ તણઇ વખાનિ શ્રીઅભયદેવસૂરિ જુગપવરો ।
પ્રગટિઉ એ થંભણ પાસ, શ્રીજયતિહુઅણિ જેણે ગુરો ॥૧૭॥

(પ્રત્યેક અર્ધમાં ૧લા પદ પછી "ए" પાદપૂરક લક્ષ્યમાં લેવો.)

જાણિયઇ સુવિહિત સિરોમણિ એ ।
તસુ તણ એ પાટિ સિંગાર, પુહવિહિં "પિંડવિશુદ્ધિ"કરો ।
ઇણિ જુગી એ એક જોગિંદ, શ્રીજિનવલ્લભસૂરિગુરો ॥૧૯॥

"સાહેલી"વાળાં પદ વધુ મધુર જણાય છે:

સાહેલી એ નયરિ દેરઉરિ સુરતરુ, સુગુરુવર શ્રીજિનકુશલસૂરે ।
સાહેલી એ થૂભિહિં પ્રણમઇ તસુ પય, ભવિય જન ભગતિ ઊગતિ સૂરે ।
સાહેલી એ તીહ તણે જાઇહિ દોહગ, દુરિઅ દાલિદ દુહ સયલ દૂરે ।
સાહેલી એ તીહ તણઇ મંદિર વિલસઇ, સંપતિ સય વરસુ ભરિપૂરો॥૨૫॥[1]

---

૧ એજન. પૃ. ૪૪–૪૬

ગેયતા લાવવા માટે લાવવામાં આવેલું વૈવિધ્ય આમ આ કવિ આપણને આપે છે.

ભાષાની દૃષ્ટિએ રૂપ હવે મધ્ય ગૂજ.ની પ્રથમ ભૂમિકામાં સ્પષ્ટ રૂપે આવી ગયું છે; જોકે જૂનાં રૂપો જતાં નથી કર્યાં. નવાં રૂપો જાસુ, દિસે, જાણિઇ, વખાણિયઇ, માંહિ, મહીધરો, જેમ (અપભ્રંશનું છતાં અર્વાચીન લેબાશમાં), જિમ, અમરેસરો, ખરતરો, ઉધરિઉં, વખાનિ, પાસ, જેણે, તણે (આ રૂપ તો મધ્ય–ગૂજ.ની ૪થી ભૂમિકાનું છેક છે.) એ વગેરે ખાસ લક્ષ્યમાં લેવા જેવાં છે.

આ કવિની આ પ્રકારની કાવ્યપદ્ધતિ નવી છે; એ માટે કે એક ગેય પદ અને પછી એક શુદ્ધ હરિગીત છંદ, એમ કાવ્યનો સળંગ પ્રવાહ જાળવવાનો તેનો પ્રયત્ન છે. આ પ્રકારનું આપણે ત્યાં એ પૂર્વે કે એ પછી પણ કાંઇ નિશાન પાછું મળતું નથી. બેશક પદપ્રકાર એકલો તેના સમયમાં જ વિકાસ સાધી ગયો હતો, જે નરસિંહ અને પછી ભાલણની કૃતિઓથી સમઝાય છે.

### [ ૧૫મા શતકનું ગદ્ય ]

ચૌદમા શતકના ગદ્યનું સ્વરૂપ વિશિષ્ટ સમગ્ર ગ્રંથમાંથી નહિ પણ છૂટાંછવાયાં ટીકા–ટિપ્પણ–અનુવાદ કે વ્યાકરણ ગ્રંથમાં નોંધાયેલું જ આપણે મેળવી શકયા હતા. ૧૫મા શતકમાં તો હવે ગદ્યગ્રંથો પણ મળે છે; બેશક–ટિકા–ટિપ્પણ–બાલાવબોધ પણ મળે જ છે. ૧૫મા શતકમાં મને ત્રણ પ્રકારનું ગદ્યસાહિત્ય મળ્યું છે:

૧. સાદી ગદ્યકથાઓ,
૨. વિશિષ્ટ ગદ્ય–પ્રબંધ, અને
૩. ટીકા–ટિપ્પણ–અનુવાદ–બાલાવબોધ–વ્યાકરણ ગ્રંથ.

આમાંની ગદ્યકથાઓનો ઉદ્દેશ સામાન્ય કથા કહાણીઓ સાદી લોકભાષામાં કોઇપણ જાતના આલંકારિક ઓપ વિના આપવાનો છે.

આજે સામાન્ય રીતે જેવી સાદી વાર્તાઓ લખવામાં આવે છે, તેવી જ આ વાર્તાઓ છે; અને તે પણ થોકબંધ લખાયેલી છે; એટલે આપણે ત્યાં સામાન્ય ગદ્યનો આરંભ પણ છેક વિક્રમની ઓગણીસમી સદીનો ઉત્તરાર્ધ છે એવી જે જાતની માન્યતા સેવવામાં આવે છે તેને આથી બાધ આવે છે. બેશક એક વસ્તુ સ્પષ્ટ સ્વરૂપે સ્વીકારવી જોઇયે કે છેલ્લા દોઢ શતકમાં ગૂજરાતીએ વિશિષ્ટ પ્રકારનું જે પ્રૌઢ શૈલીનું ગદ્ય વિકસાવ્યું છે, તેમ જ સર્વસામાન્ય વ્યવહારમાં લોકભોગ્ય ગદ્ય પ્રવર્તે છે, તેવી રીતનું ગદ્યનું પ્રાધાન્ય એ જમાનામાં નહોતું. પદ્યની જેમ ગદ્યમાં પણ લેખન થયા કરતાં; અને ખાસ કરી ટીકા–ટિપ્પણ–સામાન્ય માહિતીના ગ્રંથો ટૂંકી શૈલીના ગદ્યમાં લખાતાં હતાં. આ બે પ્રકારના ગદ્યથી વધી જતું અનુપ્રાસાત્મક વિશિષ્ટ ગદ્ય ૧૫મા શતકમાં ખીલ્યું હતું, તેવા આજે પુરાવા મળે છે. બેશક એને સાચવતા ગ્રંથોમાંથી હજી એક માત્ર મળ્યો છે. સંભવતઃ ચાલુ વાર્તાસાહિત્ય તેમ જ વિશિષ્ટ ગદ્યસાહિત્ય ટીકા–ટિપ્પણ–અનુવાદો જેટલું વ્યાપક ન હોવા છતાં મધ્યકાલીન યુગમાં ચાલુ રહેવા પામ્યું હતું, જે પ્રવાહમાં પાછળથી વૈતાલપચીસી, ભોજની કથા, વગેરે ગદ્યવાર્તાઓ અને કેટલીક ગુર્વાવલીઓ રચાવી ચાલુ રહી હતી.

૧. છેક સં. ૧૪૧૧ જેટલું જૂનું વ્યવસ્થિત ગદ્ય અનેક કથાઓ દ્વારા તરુણપ્રભાચાર્યે મધ્ય ગૂજ. ની ૧લી ભૂમિકામાં રચી આપ્યું છે. આ તરુણપ્રભાચાર્ય એક સમર્થ જૈનાચાર્ય થઇ ગયા છે. તેમણે ધાર્મિક વિષયો સમઝાવતી જે અનેક વાર્તાઓ લખી છે તેમાંની ૨૩ વાર્તાઓ હાલ પ્રસિદ્ધ થયેલી મળે છે.[૧] સમ્યકૃત્વ અને શ્રાવકનાં બાર વ્રત ઉપરની તેમની કથાઓ તત્કાલીન ગદ્યનો સારો નમૂનો પૂરો પાડે છે. ભાષા અને વાકયરચનાનો ખ્યાલ આવે એ માટે પહેલેથી જ કથા અહીં ઉતારું છું:

---

૧ મુનિશ્રી જિનવિજયજી-સંપાદિત પ્રા. ગૂ. ગદ્ય સંદર્ભ, પૃ. ૧ થી ૫૯

સમ્યક્‌ત્વ ગુણરહઇં આવિર્ભાવકુ શ્રીનરવર્મ મહારાજ-કથાનકુ લિખિયઇ ॥ ઈહી જિ જંબૂદ્વીપ માહિ ભરતક્ષેત્ર માહિ મગધ નામિ જનપદુ છઇ । તિહાં વિજયવતી નામિ નગરી. તિહાં નરવર્મુ નામિ રાજા, રતિસુંદરી નામિ પટ્ટ મહાદેવી હૂંતી । હરિદત્તુ નામિ પુત્તુ હૂંતઉ । મતિસાગરાદિક અનેકિ મહામાત્ય હૂંતા । અનેરઇ દિવસિ રાજેંદ્ર આગઇ સભા માહિ ધર્મ-વિચાર વિષઇ આલાપુ નીપનઉ । તત્ર એકિ કહિઉં ધમ્મુ દાક્ષિણ્યૌદાર્યાદિકહ ગુણહ કરી હુયઇ । તથા પરોપકારઇતઉ લોકવિરુદ્ધ ત્યાગઇતઉ પુણિ ધમ્મુ હુયઇ । બીજઇ કહિઉં વેદોક્ત અગ્નિહોત્રાદિકુ ધર્મુ । ત્રીજઇ કહિઉં કુલક્રમાગતુ ધર્મુ । ચઉથઇ કહિઉં ધમ્માધમ્મ પ્રત્યક્ષ પ્રમાણિ કરી ગગનારવિંદ જિમ દીસઇં નહીં, ઇણિ કારણિ નથી । ઇસિ પરિ સભ્ય ધર્મ-વિવાદુ કરતા દેખી કરી વિવેકવંતુ નરવર્મુ રાજા મન માહિ ચીંતવઇ । × × × × સર્વદોષરહિતુ શુદ્ધ કનક જિમ કિસઉ ધમ્મુ હુયઇ । ઇસઉં મન માહિ જેતલઇ નરવર્મુ રાજા ચીંતવઇ, તેતલઇ પડિહારુ રાજા-રહઇં વીનવઇ—'દેવ ! મહારાજ ! તુમ્હારઉ બાલમિત્તુ મદનદત્તુ ચિરાગતુ દ્વારદેસિ વર્ત્તઇ'। રાજાદેસઇતઉ મદનદત્તુ માહિ મેલ્હિઉ । રાજેંદ્રિ સમાલિંગન સન્માન બહુમાન-દાન-પૂર્વકુ પૂછિઉ—'મિત્ર ! એતલઉ કાલુ કિહાં થાકઉ, કિસઉ ઉપાર્જિઉં ?' સુ પુણિ રાજા-રહઇં પ્રણામ કરી વીનવઇ—'મહારાજ ! અનેકિ ૨ દેશ અનેકિ ૨ આશ્ચર્ય દીઠાં । × × ×

એઉ નક્ષત્ર-શ્રેણિ-સહોદરુ એકાવલી હારુ મહારાજ મઇં લાધઉ ।' રાજા ભણઇ 'મિત્ર ! એહ હારનઉ લાભુ મૂ આગઇ આમૂલ-ચૂલ કહિ'। સુ કહઇ 'મહારાજ ! તદા કાલિ હઉં પુરુહૂંતઉ નીસરિઉ પ્રભૂત દેશાંતર ભમતઉ હૂંતઉ દ્રુપદિકાટવી માહિ ગયઉ । તૃષાક્રાંતુ તેહ માહિ ઓરહઉ પરહઉ ઘણઉં ભમિઉ । તિહાં ફિરતઇ હૂંતઇ ગુણધરસૂરિ નામ આચાર્યુ ભેટિઉ । તેહ મહાત્મા આગઇ એકાવલી હાર સારાલંકારધારકુ દેવુ એકુ દેવી સહિતુ, મહાત્મા તણા મુખહૂંતઉં ધમ્મ જિનપ્રણીતુ સાંભલતઉ દીઠઉ । હઉ પુણિ વાંદી કરી તિહાં બઇઠઉ । મૂં-રહઇં પુણિ ધમ્મુ સાંભલતા તૃસ સર્વથા નાઠી । આપણા બાંધવ જિમ મૂં દેખતાં હૂંતાં તેહ દેવ-રહઇં મૂં ઊપરિ મહાંત પ્રીતિ ઉલ્લસી । તઉ પાછઇ તિણિ દેવિ મહાત્મા પૂછિઉ-'ભગવન્ ! મૂં-રહઇ એહ ઊપરિ કિસા કારણ લગી સ્નેહ તણઉ અતિશઉ ।' મહાત્મા ભણઇ-'એહ ભવતઉ પૂર્વ ભવિ કૌશાંબી નગરી માહિં જયરાજેંદ્ર તણા

તુમ્હે વિજય વેજયંત નામહં કરી પ્રસિદ્ધ પુત્ર હૂતા । તુમ્હારી માતા દૈવજોગઇતઉ પરલોકિ ગઇ । × × તુમ્હ માહિ જ્યેષ્ઠુ મરી કરી પ્રથમ દેવલોકિ વિદ્યુત્પ્રભાભિધાનુ દેવ હૂયઉ । તઉ લહુડઉ વિદ્યુત્સુંદરુ નામિ તિહાંઇ જિ દેવુ હૂયઉ । તિહાં હૂંતઉ વડઉ ભાઇ ચવી કરી વિજયવતી નગરી માહિ મદનદત્તુ નામિ નરવર્મ રાજેંદ્રનઉ મિત્રુ વાણિયા-નઉ પુત્રુ હૂયઉ । સુ પુણિ ઇઉ ધનકારણિ ફિરતઉ હૂંતઉ હવડાં તઇં દીઠઉ । તિણિ કારણિ... તૂ-રહઇં એહ વિષઇ સ્નેહાતિસઉ ।' ઇસઉં તિણિ દેવિ એઉ એકાઉલી હાર મૂ-રહઇં દીધઉ ' ॥[1]

આ વાકયખંડ જોવાથી માલૂમ પડશે કે પ્રાચીન ગૂજરાતીની એટલે કે ગૌર્જર અપભ્રંશની બીજી ભૂમિકામાંથી ભાષા મધ્ય. ગૂજરાતીમાં પરિણત થઈ ચૂકી છે. પ્રથમા-દ્વિતીયા વિભક્તિનો उ કાર કાઢી નાખવામાં આવે અને अ+इનો ए, अ+उનો ओ, अ+उંનો ऊं અને પ્રત્યયના इ ને સ્થાને ए કરતાં ભાષા અર્વાચીન બની જશે. એશક દ્વિતીયાનો रहइं, પચમીનો तउ અને हूंतउ એ પ્રત્યયો પણ "ને" અને "થી" તરીકે ફેરવવા પડે, તેમ કેટલાક નાના ફેરફાર કરવા પડે. એ પ્રમાણે—

અહીં જ જંબૂદ્વીપ માંહે ભરતક્ષેત્ર માંહે મગધ નામે જનપદ છે. ત્યાં વિજયવતી નામે નગરી, ત્યાં હરિદત્ત નામે રાજા, રતિસુંદરી નામે પટ-મહાદેવી હતી. હરિદત્ત નામે પૂત હતો. મતિસાગરાદિક અનેક મહામાત્ય હતા. અનેરે દિવસે રાજેંદ્ર આગળ સભા માંહે ધર્મવિચાર વિશે આલાપ નીપનો. ત્યાં એકે કહ્યું, ધર્મ દાક્ષિણ્યૌદાર્યાદિક ગુણે કરી હોય ( = થાય છે). તથા પરોપકારેથી લોકવિરુદ્ધ ત્યાગેથી પણ ધર્મ હોય (=થાય છે.)

આમાં "પુત્તુ" જેવાં કોઇ કોઇ રૂપ મળે છે છતાં જોડાક્ષર ઘસાયે પૂર્વસ્વર દીર્ઘવાળાં રૂપો "નીપનઉ" વગેરેનું જ પ્રાધાન્ય છે. આ વિષયનું ઉપયોગી ભાષાબંધન પરિશિષ્ટ-૩ જા માં આપવામાં આવ્યું છે, તે જોવાથી રૂપરચના લક્ષ્યમાં આવી જશે.

---

૧ એજન, પૃ. ૧-૩

તરુણપ્રભની સંસ્કૃત તત્સમ શબ્દોના બહોળા ઉપયોગ તરફની વૃત્તિ આ વાકયખંડમાં સ્પષ્ટ છે. અગાઉ જે સિદ્ધાંત બતાવવામાં આવ્યો છે કે ઘસાયેલાં જૂનાં રૂપોને સ્થાને પ્રાયઃ તત્સમ સંસ્કૃત શબ્દોની ભરતી કરવાનું ગૂજરાતની ભાષાનું એક પ્રધાન લક્ષણ હતું, તે આમાં સ્પષ્ટ સ્વરૂપમાં માલૂમ પડે છે. સંગ્રામસિંહની બાલશિક્ષા (સં. ૧૩૩૬) પછી (સં. ૧૪૧૧) ૭૫ વર્ષે લખાયેલ આ ગદ્યમાં આપણને લેશપણ તફાવત નથી મળતો, એ વસ્તુ ખાસ લક્ષ્યમાં લેવા જેવી છે. એ ૭૫ વર્ષના પદ્યમાં ભલે જૂનાં રૂપો જાળવવાને ભાષાને જૂની બતાવવા પ્રયત્ન થયો હોય, પણ લોકમાં તો મધ્યકાલીન સ્વરૂપ જ ચાલુ હતું.

૨. શ્રીધર નામના કોઈ જ્યૌતિષાચાર્યનો "ગણિત સાર" નામનો એક સં. ગ્રંથ છે, તેનો ગૂજરાતી અનુવાદ સં. ૧૪૪૯માં કોઈ રાજકીર્તિ મિશ્રને હાથે નકલ થયેલો મળે છે.[૧] આરંભ આ પ્રમાણે છે:

> શિવુ ભણઇ દેવાધિદેવુ ભટ્ટારકુ મહેશ્વર, કિસુ જુ પરમેશ્વરુ, કૈલાસ-શિષરમંડનુ, પાર્વતીહૃદય-રમણુ, વિશ્વનાથ. જિણં વિશ્વ નીપજાવિઉં, તસુ નમસ્કારુ કરીઉ બાલાવબોધનાર્થું, બાલ ભણીઇ અજ્ઞાન તીહં કિહિં અવબોધ જાણિવા તણઇ અર્થિં આત્મીયયશોવૃદ્ધયર્થ શ્રેયસ્કરણાર્થં શ્રીધરાચાર્યું ગણિતુ પ્રકટીકૃતુ ॥[૨]

ભાષાની દૃષ્ટિએ ઉપયોગી થાય તેવા પ્રયોગો આમાં છે; જેવા કે

> વરાટક ભણીઇ કઉડા. તેહે ચાર કઉડે પાંચ ગુણે કીધઇ હુંતે ૨૦, તેહે ૨૦ કઉડે કાગિણી તે ભણીઇ બોડી. × × × × હિવ સુવર્ણાદિક ધાતુ-તૌલ્ય જાણિવા તણઇ અર્થિં આર્યા ૧ કહીસિઇ. × × × × ઇણિ પરિ તોલતાં ભારસઇ લેખઉં.

[આ ગ્રંથમાં ઉપયોગી તોલ માપનાં પારિભાષિક નામો સારા પ્રમાણમાં સચવાયેલાં છે.]

---

૧ ૧૨મું ગૂજ. સા. સં. રિપોર્ટ–ઇતિહાસ વિભાગઃ શ્રી ભોગીલાલ જ. સાંડેસરાનો નિબંધ, પૃ. ૩૬–૩૯

૧ ૫મી સા. પ. રિપોર્ટ–સ્વ. સી. ડી. દલાલના નિબંધમાં પૃ. ૩૫ ઉપર અને Guj. Lang. & Lit. Vol. II, પૃ. ૪૫ ઉપર પણ આ છપાયેલ છે.

ઉપરના વાક્યખંડોને જોતાં પ્રથમા-દ્વિતીયાનો उ કાઢી નાખતાં સં. તત્સમ શબ્દો ૧ લા વાક્યમાં ભર્યા છે. કરીઉ એ સંબંધક ભૂ. કૃ. નો જૂનો અવશેષ છે. જિણં=જિણિ=જેણે, એ સિવાયનાં રૂપો નવાં છે. તીહં-માં ષષ્ઠીનો ह પડ્યો છે. નીપજાવિઉ રૂપ નવા જેવું છે. પણ ધ્યાન ખેંચે છે તે તો તૃતીયા-સપ્તમીનો પ્રત્યય ए છે. 'તોલતાં' એ आं અંતવાળું (સપ્તમ્યર્થે) વર્ત. કૃદંત ધ્યાનમાં લેવા જેવું છે. તૃ. પુ. એ. વ. ભવિષ્યકાળ કહીસિઇ નોંધપાત્ર છે.

૩. જૂનાં ઔક્તિકો મળી આવે છે, તેમાં સં. વ્યાકરણ આપવામાં આવ્યું હોય છે, પણ માધ્યમ તરીકે લોકભાષા રાખવામાં આવી હોય છે. આવાં ઔક્તિકોમાંની એક સંગ્રામસિંહની બાલશિક્ષા આ પૂર્વે[1] નોંધાઇ ગઈ છે, જેની નકલ સં. ૧૩૩૬ જેટલી જૂની મળે છે. ચોક્કસ સમય તો નથી કહી શકાતો છતાં ૧૪મા શતકનો ઉત્તરાર્ધ કે ૧૫મા શતકનો પૂર્વાધ સંભવે છે તેવું કોઈ ભટ્ટારક સોમપ્રભસૂરિનું એક "ઔક્તિક" સ્વ. સી. ડી. દલાલને મળેલું, તેનો તેમણે જે ભાગ નોંધ્યો છે, તે નીચે મુજબ છે:

> એઉ કરઇ તઉ કરઇ લેઇ ઇત્યાદિ હઉ કરઉ લિઉ દિઉ ઇત્યાદિ તથા કરાવઇ લિવડાવઇ દિવરાવઇ યથા લભાડઈ **लंभयति संपादयति** ઉતારઇ **उत्तारयति** હઉ કીજઉ તીણુ કીજઇ યથા દેવદત્તિ તઇ મઇ હુઇ અઇ સુઇ અઇ બઇસઇ યથા સેહિ આવશ્યકુ પઢિઉ એઉ સવેહિ રાજિ જાણીઇ તથા કરતઉ લેતઉ દેતઉ ઇત્યાદિ તથા ગુરિ અણુજાણિઉ ચેલુ વ્યાકરણુ પઢત...[2]

સર્વનામ-હઉ (હું), તઉ (તું) એઉ (એ), તીણુ (તેણે), તઇ (તેં) મઇ (મેં), સવેહિ (સર્વથી)

---

૧ આ પૂર્વે પૃ. ૨૫૬

૨ ૫ મી સા. પરિ. રિપોર્ટ: સ્વ. દલાલનો લેખ, પૃ. ૩૬

ક્રિયાપદ–વર્તમાન કાળ–કરઉ (કરું), લિઉ (લઉં), દિઉ (દઉં); કરઇ–(કરે), લેઇ (લે), હુઇ (હોય), સુઇ (સુએ), બઇસઇ (બેસે)

,, ,, –કર્મણિ–કીજઉ (કરાઉં), કીજઇ (કરાય), જાણીઇ (જણાય)

,, ,, –પ્રેરક –કરાવઇ (કરાવે), લિવડાવઇ (લેવડાવે), દિવરાવઇ (દેવરાવે), લભાડઇ (મેળવાવે), ઉતારઇ (ઉતારે)

ક્રિયાતિપત્તિ–પઢત

વર્તમાન કૃદંત–કરતઉ (કરતો), લેતઉ (લેતો), દેતઉ (દેતો)

ભૂત કૃદંત–પઢિઉ (પઢ્યો), અણુજાણિઉ ( < સં. अनुज्ञातः–અનુજ્ઞા પામેલો).

પ્રથમા વિભક્તિ–એકવચન પ્રત્યય उ–ચેલુ, આવશ્યકુ,

દ્વિતીયા ,, ,, ,, –વ્યાકરણુ

તૃતીયા ,, ,, ,, इ–દેવદત્તિ, ગુરિ(ગુરુએ), રાજિ(રાજાએ) एहि–સવેહિ (બધાથી)

આ પ્રમાણે રૂપો આમાંથી સ્પષ્ટ થઇ શકે છે. પ્રથમા–દ્વિતીયાનો उ હજી પડચો છે. તે જ પ્રમાણે તૃ. બ. વ. નો हि પણ. બાકી બીજું મધ્ય. ગૂજ. નું થઇ ચૂકયું છે.

૪. “ઉક્તિસંગ્રહ” નામની કૃતિ કોઈ દેવભદ્રના શિષ્ય તિલકે રચી છે. તેમાં પણ સં. વ્યાકરણ ગૂજ. માધ્યમથી સમઝાવવામાં આવ્યું છે. એમાંનાં ગૂજ. ઉદાહરણો આ છે:[૧]

ઉપાધ્યાયુ મઇ પઢાવઈ
દેવદત્તિ મઇ પાણિઉ પાવઇ

---

૧ એજન, પૃ. ૩૭

પાપિયઉ સાપુ મારઇ;
આપઇ, વારઇ, સારઇ, દાહવઇ, તાપઇ, કઉણુ, કઉણિ
દેવદત્તુ કરઇ
દેવદત્તિ પઢીયઇ
કસઉ

કઇસઇ કરિઉ, કઇસઇ છેહિ, કઉણિ કરિઉ, કઉણુ છેહિ

આ અવતરણોમાં નીચેનાં રૂપો વ્યક્ત છે:

ક્રિયાપદ–વર્તમાનકાળ–કર્તરિ–કરઇ (કરે)
–કર્મણિ–પઢીયઇ ( પઢાય )
„ „ –પ્રેરક–પઢાવઇ (પઢાવે), પાવઇ (પાય), મારઇ (મારે), વારઇ (વારે), સારઇ (સારે), દાહવઇ (દઝાડે), તાપઇ (તાપે)

ભૂતકૃદંત–કરિઉ (કર્યો)
પ્રથમા વિભક્તિ એ. વ. પ્રત્યય ઉ—દેવદત્તુ, કસઉ (કેવો) ઉપાધ્યાયુ, (આમાં ઉ નથી), પાપિયઉ (પાપિયો).
દ્વિતીયા „ „ „ –પાણિઉ (પાણી), સાપુ (સાપ)
તૃતીયા „ „ પ્રત્યય ઇ–દેવદત્તિ, કઇસઇ, કઉણિ
સર્વનામ—તૃ. વિ. એ. વ.–મઇ (મેં)

આમાં પણ પ્રથમા–દ્વિતીયાનો ઉ હજી પડયો છે.

૫. મધ્યકાલીન ગૂજ. ના સીમાપ્રાંત તરીકે દીપતા "મુગ્ધાવબોધ ઔક્તિક"ની કીમત ગૂજરાતી ભાષાના અભ્યાસીઓને ઘણી છે. સ્વ.[૧]

---

૧ ગૂ. વ. સો. ની દ. હ. લિ. પુ. સં. ની નં. ૧૬૨ ની હાથપ્રત ઉપરથી તેમણે સંપાદન કરેલું, તે કીમતી હાથપ્રતનો આધાર લઇને અહીં આ વિભાગ લખવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે; હાથપ્રત સં. ૧૪૯૦ની છે. એથી પણ સારી પ્રતો મુનિશ્રી જિનવિજયજીએ મેળવી પ્રા. ગૂ. ગદ્યસંદર્ભમાં ઉપયોગી વિભાગ છાપ્યો છે; અવતરણો અહીં તેમાંથી લેવામાં આવ્યાં છે.

હરિ હર્ષદ ધ્રુવે ઇ. સ. ૧૮૮૯ માં છપાવ્યા પછી ઘણા વિદ્વાનોનું તે તરફ ધ્યાન ખેંચાયું છે. સ્વ. દી. બ. કે. હ. ધ્રુવ અને સર જ્યોર્જ એ. ગ્રિયર્સને તો તે ઉપર સુંદર વાર્તિકો લખ્યાં છે. આ વ્યાકરણનો કર્તા કુલમંડન ગણી છે. તેણે સં. ૧૪૫૦માં આ સં. વ્યાકરણની ગૂજરાતી માધ્યમમાં રચના કરી છે. ગ્રંથાંતે એ પોતાનું નામ નથી આપતો, પણ વર્ષના નિર્દેશ સાથે પોતાના ગુરુના નામનો નિર્દેશ કરે છે:

लक्षणासवचनांबुधिबिंदुर्बिंदुबाणकृतभूमित(१४५०)वर्षे ।
औक्तिकं व्यधित मुग्धकृते श्रीदेवसुंदरगुरुक्रमरेणुः ॥

જોકે આરંભમાં ગ્રંથકાર બીજા ગુરુનું નામ આપે છે:

श्रीचंद्रशेखरगुरून् वंदे यैरुक्तियुक्तिभिः ।
मादृशस्यापि बालस्य चक्षुरुद्घाटितं हृदः ॥२॥

नव्यक्षेत्रसमासના રચનાર તપગચ્છના સોમતિલકને પદ્મતિલક ચંદ્રશેખર, જયાનંદ અને દેવસુંદર એ ચાર શિષ્યો હતા. ચંદ્રશેખર સં. ૧૩૭૩માં જન્મ્યા હતા, સં. ૧૩૮૫માં વ્રત લીધું હતું અને ૧૩૯૨–૯૩માં સૂરિપદ પામ્યા હતા. તે ગુરુની પૂર્વે જ સં. ૧૪૨૩માં ગુજરી ગયા હતા. એનાથી નાના જયાનંદસૂરિનો જન્મ સં. ૧૩૮૦માં, વ્રતધારણ સં. ૧૩૯૨માં, સૂરિપદ સં. ૧૪૨૦માં અને મરણ સં. ૧૪૪૧માં થયું હતું. "મુગ્ધાવબોધ ઔક્તિક"માં ઉદાહરણ લેખે લીધેલું સં. सर्वजिनसाधारणस्तोत्र તે આ જયાનંદનું છે. સં. ૧૪૧૦નો "ક્ષેત્રપ્રકાશ રાસ" એય આ જયાનંદસૂરિની કૃતિ સંભવે છે (પૃ. ૨૭૨). દેવસુંદર સં. ૧૩૯૬માં જન્મ્યા હતા, સં. ૧૪૦૪ માં વ્રતી થયા હતા અને સં. ૧૪૨૦માં સૂરિપદ પામ્યા હતા. આ દેવસુંદરને જ્ઞાનસાગર, કુલમંડન, ગુણરત્ન, સાધુરત્ન અને સોમસુંદર નામના પાંચ શિષ્યો હતા. ગૂજરાતી સાહિત્યના અભ્યાસી છેલ્લા સોમસુંદરથી આ પૂર્વે જ જાણીતા છે. "રંગસાગરનેમિ ફાગુ" જેવું સુંદર કાવ્ય અર્પી ગૂજરાતી સાહિત્યમાં તે કવિ તરીકે અમર છે, તેમ ઉપદેશમાલા, યોગશાસ્ત્ર, ષડાવશ્યક વગેરે ઉપર બાલાવબોધ લખી શિષ્ટ ગદ્યકાર તરીકે પણ અમર છે.

એનો જ ગુરુભાઈ કુલમંડન આપણને "મુગ્ધાવબોધ ઔક્તિક" જેવું ગૂજરાતી ભાષાનું શાસ્ત્રીય પ્રતિનિધિત્વ ધરાવતું સં. વ્યાકરણ આપી "ગૌર્જર અપભ્રંશ" અને "મધ્ય. ગૂજ. ભાષા"નો સીમાપ્રાંત નક્કી કરી આપે છે. કુલમંડને ચંદ્રશેખરને પોતાના અધ્યાપક તરીકે નમન કર્યું છે, એ રીતે એ એના ગુરુ છે. સૌથી નાના જયાનંદને તેણે તેના **सर्वजिनसाधारणस्तोत्र**ને ઉદાહરણ તરીકે લઇ માન આપ્યું છે, જ્યારે છેલ્લા દેવસુંદર તો તેના દીક્ષાગુરુ જ છે. આમ છતાં લેખકે ગ્રંથમાં ક્યાંય પણ પોતાનું નામ કે બીજી માહિતી આપ્યાં નથી. આ કારણે સ્વ. દી. બ. કેશવલાલ હ. ધ્રુવે મુ.+ઔ.ના કર્તા તરીકે કુલમંડનના નાના ગુરુભાઇ **क्रियारत्नसमुच्चयकार** ગુણરત્ન હોવાની પૂર્વે શંકા કરી હતી. પણ કુલમંડનના કર્તા હોવા વિશે હાલ કોઇ શંકા ઉઠાવતું નથી.[1]

કુલમંડને વ્યાકરણમાં બધાં ઉદાહરણો ગૂજરાતી ભાષામાં આપ્યાં છે. એ ભાષા કેવી છે, એનો ખ્યાલ આવે એ માટે અહીં કેટલાંક ઉપયોગી વાક્યો આપવામાં આવે છે:

**કારક:—**

(૧) જુ કરઇ, સુઇ, લિઇ, દિઇ, પઢઇ, હુઇ ઇત્યાદિ બોલિવઇ ઉક્તિ માહિ ક્રિયા કરિવઇ જુ મૂલિગઉ હુઇ સુ કર્તા, તિહાં પ્રથમા હુઇ। ચંદ્ર ઊગઇ। ઊગઇ ઇસી ક્રિયા। કઉણ ઊગઇ—ચંદ્ર। વીતરાગ વાંછિત દિઇ ॥

(૨) જં કીજઇ, લીજઇ, દીજઇ, પઢીઇ, ગુણીઇ ઇત્યાદિ બોલિવઇ યુક્તિ ક્રિયાં કરી ઉક્તિ માંહિ જં વસ્તુ કર્ત્તા વ્યાપીઇ તં કર્મ્મ। તિહાં દ્વિતીયા। ચૈત્રુ કટુ કરઇ ॥

(૩) જીણઇં કરી કરઇ, લિઇ, દિઇ, ઇત્યાદિ યુક્તિ જિહાં 'ઇં' કહીઇં, અનઇ જીણઇ કરી કર્ત્તા ક્રિયા સાધઇ તં કરણ। તિહાં;

૧ પ્રા. ગૂ. ગદ્યસંદર્ભમાં મુનિશ્રી જિનવિજયજીએ "કુલમંડન"ને સ્વીકારેલ છે. પૃ. ૧૭૨

અનઇ જેહસિઉં ઇત્યાદિ બોલિવઇં સહાદિ યોગિ તૃતીયા હુઇ। જીવ ધર્મિઇં સંસાર તરઇ। કઉણ તરઇ–જીવ। કિસઉં તરઇ –સંસાર। જં તરીઇ તં કર્મ્મ। કિસિઇં તરઇ–ધર્મિ ॥ ચૈત્રુ લોકસિઉં વાત કરઇ। કીણઇં સિઉં–લોકસિઉં ॥

(૪) **જેહનઇં** કારણિ ક્રિયા કર્ત્તા કર્મ્મ હુઇ। અનઇ જેહ–**રહઇં** દાન દીજઇ, કોપ કીજઇ તિહાં સંપ્રદાનિ ચતુર્થી। વિવેકિઉ મોક્ષનઇં કારણિ ખપઇ ॥

(૫) **જેહ–તઉ, હૂંતઉ, થઉ, થકઉ** ઇત્યાદિ બોલિવઇં જેહ વસ્તુ-નઇં પરિત્યાગ સૂચિયઇં તે અપાદાન। અનઇ આરંભી પ્રભૃતિ અન્યાદિક–નઉ યોગુ જિહાં હુઇ તિહાં પંચમી। વૃક્ષ–તઉ પાન પડઇ ॥

(૬) એહ–**નઉ, તણઉ,** એહ–**રહઇં,** કિહિં ઇત્યાદિ બોલિવઇ ઉક્તિ માહિ જેહ વસ્તુ–રહઇં કારક–સિઉ અથવા સંબંધ–સિઉં સ્વ-સ્વામિત્વાદિક સંબંધ સૂચીયઇ; અનઇ જેહ–રહિં ક્રિયા હેતુ–પણઉં ન હુઇ તે સંબંધ, તિહાં ષષ્ઠી હુઇ। ચૈત્ર–તણઉં ધનુ ગામિ છઇ। ગુરુ–તણઉં વચન હઉં સાંભલઉં ॥

(૭) જિહાં **દેશિ, કાલિ,** જેહનઇ વિષઇ ઇત્યાદિ 'ઇ'કાર-નઇ બોલિ-વઇ જે કર્ત્તાનઉ અથવા જે કર્મ્મનઉ આધારુ હુઇ તે અધિકરણુ। તિહાં સપ્તમી। ચૈત્રુ ગ્રામિ વસઇ। કિહાં વસઇ–ગ્રામિ।

**કૃદંતઃ—**

(૧) કરી, લેઈ, દેઈ, ઇત્યાદિ બોલિવઇં એક ઉક્તિ માહિ પૂર્વિલી ક્રિયા આગલિ 'ઈ'કાર જિહાં બોલાઇ તિહાં 'ત્વા' પ્રસિઉ આવઇ। શિષ્ય શાસ્ત્ર પઢી અર્થ પૂછઇ। કિસઉં પૂછાઇ–અર્થ। કિસું કરી પૂછઇ–પઢી। કિસું પઢી–શાસ્ત્ર ॥ **(સંબંધક ભૂત કૃદંત)**

(૨) કરિવા, લેવા, દેવા ઇત્યાદિ બોલિવઇં એક ઉક્તિ માહિ જિહાં ઉત્તર ક્રિયા આગલિ 'વા' કહીયઇ તિહાં 'તુમ્' પ્રસિઉ આવઇ।

કુંભકાર ઘડા ઘડિવા માટિ આણઇ । કિસા ઘડિવા-ઘડા ।
( હેત્વર્થ કૃદંત )

(૩) કરિ, લેઈ, દેઈ ઇત્યાદિ આગલિ જાણઇ-સકઇ એ બિહુનઇ યોગિ 'તુમ્' હુઇ ॥[૧]

(૪) કરતઉ, લેતઉ; કરતી લેતી; કરતઉં, લેતઉં; ઇત્યાદિ ઘણી પરિ સમાનકાલિક ક્રિયા શબ્દનઇ છેહિ જિહાં 'તઉ' બોલીયઇ તિહાં ત્રિહું લિંગે, સાતે વિભકતે, ૨૧ વચને 'અન્' ઇસિઉ આવઇ । અનઇ વિશેષ્ય આગલિ જે લિંગ વિભક્તિ વચન હુઇં તે પ્રત્યય પરઇં આણીયઇ । કરસણી હલ ખેડતઉ બીજ વાવઇ ॥ **(વર્તમાન કૃદંત)**

(૫) કરણહાર, લેણહાર, દેણહાર ઇત્યાદિ બોલિવઈ ક્રિયા શબ્દનઇ અંતિ જિહાં '**ણહાર**' કહીયઇ તિહાં ત્રિહુ લિંગે, ૭ વિભકતે 'તૃ' ઇસિઉ આવઇ । ધર્મ્મ કરણહાર જીવ સુખ પ્રામઇ ॥ **(કર્તૃ-વાચક કૃદંત કે ભવિષ્ય કૃદંત)**

(૬) કીજતઉ, લીજતઉ, પઢીતઉ; કીજતી; કીજતઉં, ઇત્યાદિ બોલિવઇ જિહાં 'ઇજતઉ' '**ઇજતી**' 'ઇજતઉં' કહીયઇ તિહાં '**યમાન**' ઇસિઉ આવઇ । સૂત્રધારઇ કીજતઉ પ્રાસાદ; અથવા કીજતી વાવિ; અથવા કીજતઉં દેહરઉં; લોક દેખઇ ।

**પ્રયોગઃ—**

(૧) જિહાં ઉક્તિ માંહિ કર્તાની અપેક્ષાં ક્રિયા આગલિ અર્થ, અનઇ વચન હુઇં તે કર્ત્તા ઉક્તિ 'પાધરી' કહીયઇ । તિહાં કર્ત્તા આગલિ પ્રથમા, કર્મ્મ આગલિ દ્વિતીયા, ક્રિયા આગલિ પ્રાહિં **પરસ્મૈપદ** તણાં નવ વચન હુઇ ॥ **(કર્તરિ પ્રયોગ)**

---

૧ "કરી સકઇ, કરી જાણઇ" એ સંયુક્ત ક્રિયાપદોનો પ્રયોગ આટલો જૂનો છે. મુ.+ઐા.-કાર આ "ઈ" ને તુમ્-નો વિકાર કહે છે, તે "કરિવા" એ અપ. ૩૫ ઉપરથી "કરિઉ" થઇ "કરી" સમજવું.

(૨) જિહાં કર્મ્મની અપેક્ષાં ક્રિયા આગલિ અર્થ અનઇ વચન હુઈ, અનઇ જિહાં ક્રિયાનઇ છેહિ વર્ત્તમાનકાલિ 'ઈયિઉ, ઈજિત' બોલાઇ તે કર્મ્મિ ઉક્તિ 'વાંકુડી' કહીયઇ। તિહાં કર્ત્તા આગલિ તૃતીયા, કર્મ્મ આગલિ પ્રથમા, ક્રિયા આગલિ આત્મનેપદ તણાં નવ વચન હુઇ। (કર્મણિ પ્રયોગ)

(૩) અનઇ જિહાં વાંકુડી ઉક્તિ માંહિ કર્મ્મ ન હુઇ તે ભાવિ ઉક્તિ કહીયઇ। (ભાવે પ્રયોગ)

| | |
|---|---|
| ૧. એ ગ્રંથ સુખિ પઢાયઇ | (ભાવે વર્તમાન) |
| ૨. ઇહાં સોનઉં સહુંગઉં વીકાઇ | ( ,, ) |
| ૩. શ્રાવકિઇં દેવુ પૂજિઉ | (ભૂ. કૃ. નો કર્મણિ પ્રયોગ) |
| ૪. ચૈત્રુ ગામિ ગિઉ | ( ,, કર્તરિ ,, ) |
| ૫. તારઉ ઊગિઉ | ( ,, ,, ,, ) |
| ૬. લોક ઊઠિઉ, સૂતઉ, જાગિઉ | ( ,, ,, ,, ) |

(૪) અમુકઇ હુંતઇ કરતઇ; અથવા અમુકઇ હુઈતઇ અમુકઇ કીજતઈ; અથવા અમુકઉ કરઇ ઇત્યાદિ બોલિવઇ કર્ત્તા કર્મ્મ ભાવ આગલિ જિહાં 'ઇ'કાર કહીયઇ, અનઇ જીણઇં આપણી ક્રિયાં કરી મૂલગાં કર્તા ક્રિયા સૂચીયઇં તે ભાવલક્ષણ ત્રિહું ભેદિ હુઇ। તિહાં સપ્તમી। તિહાં કર્તાં ભાવ-લક્ષણ, અકર્મક, સકર્મક, હુઇ। મેઘિ વરિસતઇ મોર નાચઇં। ગુરિ અર્થુ કહતઇ પ્રમાદીઉ ઊંઘઇ। (સતિ સપ્તમીનો પ્રયોગ-કર્તરિ)

(૫) ગોપાલિઇં ગાએ દોહીતીએ ચૈત્રુ આવિઉ। (સતિ સપ્તમીનો પ્રયોગ-કર્મણિ)

(૬) ચૈત્રિઇં ગાઇતઇ મૈત્રુ નાચઇ। (સતિ સપ્તમીનો પ્રયોગ-ભાવે)

આ ઉપરથી ખડું થતું વ્યાકરણ પરિશિષ્ટ-૩ જામાં આપવામાં આવ્યું છે, એટલે અહીં વિસ્તાર કરવામાં ન આવતાં કુલમંડને જે

કેટલાંક અવ્યય અને વિશેષણો ગ્રંથાંતે સંગ્રહ્યાં છે, તેમાંનાં ઉપયોગી અહીં નોંધવામાં આવે છે; જેવાં કે ઊપરિ, હેઠિ, કન્હઇ, જઇ (અવ્યય જે, જો), તઉ, જાં, તાં, પાખલિ, પાખઇ (વિના), ઈહં, તિહાં, જિહાં, કિહાં, હવડાં, તિવારઇં, કિવારઇં, જિવારઇં, અનેરી વાર, કિમ, જિમ, તિમ, ઇમ, અહુણ (હોણુ–આ વર્ષે), પઉર (પોર ગયે વર્ષે), પરારુ (આવતે વર્ષે), આજુ, કાલિ, આગલિ, પાછલિ, ડાવા ગમા, જિમણા ગમા, બિહું ગમા, સવિહું ગમા, બાહિરિ, ઊપિલું, હેઠિલું, આગિલું, બાહિરલું, તાહરઉં, માહરઉં, અમ્હારઉં, તમ્હારઉં, તેહ–જેહ–અનેરા–એહ–કિહ તણઉં, કિસઉં, જિસઉં, તિસઉં, અનેસઉં (અન્ય જેવું), ઇસઉં; સરીષઉં, જેતલઉં, તેતલઉં, એતલઉં, કેતલઉં, જેવડઉં, કેવડઉં, એવડઉં, જેતલા, તેતલા, કેતલા, જઇય અથવા જહીંઇ લગઇ, તઇય અથવા તહીંઇ લગઇ, અજી (હજી), કાંઇ, અઈય (એય !), અનઇ, હઉ (હં !), આથઉ (આંથું–અહીંથી), ઓથઉ (એથું–એથી), જેથઉં (જેથું–જ્યાંથી) તેથઉં (તેથું–ત્યાંથી), હેઠઉં, કેથઉં (કયાંથું–કયાંથી), ઓરહઉં કે ઉરહઉં (ઓરું–નજીકનું), ઓલિઉ (ઓલ્યો–પેલો), પઇલઉ (=પેલો, તે), પહિલઉં, પાછિલઉં, આગિલઉં, છેહિલઉં, માહિલઉ, પૂર્વિલઉં, વેગલું, પરાયું, વહિલઉં, મઉડઉં (મોડું)

તણઉ, નઉ, ણઉ, કઉ એક જ અર્થમાં એટલે કે છઠ્ઠીના અર્થમાં પ્રયોજાયા હોય તેવાં ઇહા–તણઉ (અહીંનું), આજૂ–નઉં (આજનું), અહુણો–કઉં (હોણનું), કાલૂણઉં (કાલનું) રૂપો મળે છે. બીજા પણ ઘણા ઉપયોગી શબ્દો મળી આવે છે. ગૂજરાતી ભાષા મધ્ય. ગૂજ.ની ૧લી ભૂમિકા–રૂપે સ્થાપિત થઇ તે ચોક્કસપણે "મુગ્ધાવબોધ ઔક્તિક"થી. બેશક આમાં પણ પ્રથમા–એકવચનમાં ઉકાર કેટલીકવાર પ્રયોજાયેલો મળે છે; પણ તે થોડા જ સંયોગોમાં. આપણે ત્યાં કર્મણિ પ્રયોગમાં શકયાર્થે "આય" પ્રત્યય "બોલાય" એમ પ્રયોજાય છે, તે સૌથી પ્રથમ મુ.+ઔ. માં મળે છે; જેમકે "કિસઉં પૂછાઇ, અર્થ, જં પૂછાઇ તં કર્મ્મ"–શું પુછાય ? અર્થ. જે પુછાય તે કર્મ્મ. "પૂછીઇ" "પૂછીયઇ" એ રૂપો

હજી કર્મણિમાં જ મળતાં હતાં; જે પાછળથી કર્તરિમાં આવી વર્તે. ૧લા પુ. બ. વ. નાં રૂપો મોડેથી થયાં છે: "અમે પૂછિયે" વગેરે < મધ્ય. ગૂ. अम्हइं पूछीजइ–पूछीयइ–पूछियइ–पूछीइ–पूछीयि–पूछियिમાંથી.

૬. દેવસુંદરસૂરિના એક બીજા શિષ્ય ગુણરત્નસૂરિએ સં. ૧૪૬૬માં "ક્રિયારત્નસમુચ્ચય"[1] નામનો સં. ધાતુકોશ રચ્યો છે, એમાં એમણે તત્કાલીન ભાષામાં ક્રિયાપ્રયોગ કેમ થતા તેનાં ઉદાહરણ નોંધ્યાં છે;[2] જેમકે

**કર્તરિ–વર્તમાન કાળઃ**

(૧) એઉ કરઇ, લિઅઇ, દિઅઇ, જાયઇ, આવઇ, જાગઇ, સુઅઇ
એ ઘણા કરઇં, લિઇં

(૨) તૂં કરૈં, લિઍં, દિઍં
તુમ્હે કરઉ, લિઅઉ, દિઅઉ

(૩) હૂં કરઉં, લિઉં, દિઉં
અમ્હે કરઉં

**ભાવે–વર્તમાન કાળઃ**

(૧) દેવદત્તાઇં, તઇં, મઇં હુઇઅઇ, સુઇઅઇ બઇસીઅઇ, (એ. વ.)

**કર્મણિ–વર્તમાન કાળઃ**

(૧) કીજઇ, લીજઇ, દીજઇ (એકવચન)
કીજઇં, લીજઇં, દીજઇં (બહુવચન)

(૨) તૂં કીજં (એ. વ.) તુમ્હે કીજઉ

(૩) હૂં કીજઉં (એ. વ.) ...

**ભવિષ્યકાળઃ**

(૧) પાછઇ ગામ જાયસિ (૨જો પુરુષ એ. વ.)

---

૧ યશોવિજયજી–જૈ. પાઠશાળા બનારસ–દ્વારા પ્રસિદ્ધ (૧૯૦૮ ઈ. સ.)
૨ પૃષ્ઠ ૧૬–૧૯

**વિધ્યર્થ કૃદંતઃ (સામાન્ય કૃદંત)**

(૧) કરેવઉં, લેવઉં, દેવઉં

**વિધ્યર્થ:**

(૧) તૂં કરિજે, લેજે, દેજે (એ. વ.)
તુમ્હે કરિજો, લેજો, દેજો (બ. વ.)

(૨) હૂં કરિજઉં, લેજઉં, દેજઉં (એ. વ.)
અમ્હે „ „ „ (બ. વ.)

(૩) કરત, લેઅત, દેત (એકવચન)

**વાકયો:**

(૧) શ્રાવકઇં વિનઉ જિન-રહઇં કરિવઉ

(૨) જન્મનઉં ફલ લેજઉં, દેજઉ; દાન દેવઉં.
અમ્હે ભીખ જિમવી; જૂનઉં વસ્ત્ર પહિરવઉં

(૩) ગુરિ અણુજાણિઉ ચેલઉ વ્યાકરણુ પઢત (કર્તરિ)

(૪) તીણઇં કીજઇત (કર્મણિ)

(૫) હુઇઅત (ભાવે)

**આજ્ઞાર્થઃ** (કર્તરિ)

(૧) કરઉ, લિઉ, દિઉ, હુઉ (બ. વ. ૨ જો પુરુષ)
તૂં કરિ, લઇ, દઇ, જા, આવિ, પઢિ, ગુણિ
દેવદત્ત, વહિલઉં જિમિ (એ. વ.)

(૨) એઉ રાજ્ય કરઉ, એહના વઇરી મરઉ.

**આજ્ઞાર્થઃ** (કર્મણિ)

(૧) કીજઉ, લીજઉ

**ભૂતકાળઃ**[1]

(૧) આજુ કીધઉં, લીધઉં, દીધઉં
(સેહિ આવશ્યકુ પઢિઉં)

---

૧ ભૂતકાળના સંસ્કૃતમાં અદ્યતન, હ્યસ્તન અને પરોક્ષ એવા ત્રણ ભેદ છે, તેને માટે "આજનઉ" "કાલનઉ" અને "તેહ પહિલઉ" એવી સંજ્ઞા ગુણરત્ને આપી છે; બધાને સ્થાને પ્રયોગ ભૂત કૃદંતના આપ્યા છે.

(૨) કાલિ દીધઉં, લીધઉં

**સામાન્ય ભૂતકાળઃ**

(૧) આગઇ કરતઉ, લેતઉ, (એ. વ.) } કર્તરિ
આગઇ કરતા, લેતા (બ. વ.) }

(૨) આગઇ કીધઉં, લીધઉં, દીધઉં—કર્મણિ

**વાક્યોઃ**

(૧) લહુડપણિ દિહાડી પ્રતિ હૂં બિ કરસ ઘી જિમતુ.
(૨) એઉ પાંચ જોઅણ ભૂમિ ચાલતઉ.
(૩) તૂં દિહાડી પ્રતિ ૫૦ શ્લોક વ્યાખ્યાનિ ભણતઉ.
(૪) આગઇં એ ચેલા દિહાડી પ્રતિ બિ સહસ્ર સજ્ઝાય ગુણતા.
(૫) તુમ્હે ત્રિન્નિ સઇ ગ્રન્થ લિખતા.
(૬) અમ્હે સઉ શ્લોક પઢતા.
(૭) એઉ ગામિ ગિઉ. (કર્તરિ ભૂ. કૃ.)
(૮) ઇણિઇં ધર્મુ કીધઉ. (કર્મણિ ભૂ. કૃ.)
(૯) ઇણિઇં પુરુષઇં દસ ગ્રામ પામ્યાં. ( ,, )
(૧૦) ઇણિઇ વસ્ત્ર વીકર્યાં. ( ,, )
(૧૧) સ્મરઇં હો સહ્ય, સાથઇ શ્રીશત્રુંજઇ શ્રીગુરુ ચાલિઆ.
(૧૨) જાણઉં હો મિત્ર, અહે દિહાડે આપણિ જલકેલિ કરતા.
(૧૩) જાણઉં હો, આપણિ દેવપણઇ તીણઇ વિમાનિ વસતા.
(૧૪) મ કરે, મ કરિજે, મ કરિસિ, મ દિઇ, મ દેજે, મ દેસિ, મ જા, મ રહિજિઉ.
(૧૫) મ કીધુ, મ લીધુ, મ દીધુ, મ જઇઉ (ભૂ. કૃ.), રખે જીવતઉ, રખે જાતઉ, રખે કરતઉ (વર્ત કૃ.)
(૧૬) રખે જીવતઉ જે પરાવરજ્ઞાઇં છતીઇં જીવઇ.

**ક્રિયાતિપત્તિ :**

(૧) જઇ કિમઇ અમુકં કરત, લિઅત, દિઅત–તઉ અમુકં હુયત.

ભવિષ્યકાળ:[1]

(૧) કરસિઇં, લેસિઇ, દેસિઇં (૩જો પુરુષ)

(૨) તૂઁ કરિસિઇ, લેસિઇ, દેસિઈ–તુમ્હે કરિસિઉં (૨ જો „ )

(૩) હૂં કરિસુ—અમ્હે કરિસિઉં (૧ લો „ )

આશીર્વાદાર્થ:

(૧) કરિજ્યઉ, પઢિજ્યઉ, મરિજ્યઉ, હુજ્યઉ.

ગુણરત્ને આટલું જ માત્ર સૂચન કર્યું છે; પણ એ કેટલું મહત્ત્વનું છે તે સ્વરૂપ જોતાં માલૂમ પડશે; ક્રિયાપદોનાં બધાં પ્રચલિત રૂપોનો તેમાં સમાવેશ કરી દેવામાં આવ્યો છે. મધ્યકાલીન ગૂજરાતીની ૧ લી ભૂમિકાનું વ્યાકરણ રચવામાં આમ આની ઉપયોગિતા ઘણી છે. આ ગ્રન્થની હાથપ્રત સં. ૧૪૭૦ અને ૧૪૯૮ની મળે છે.[2] "હૂ"; "તૂ" એ વગેરે રૂપો આટલાં જૂનાં મળે છે, તે લક્ષ્યમાં લેવા જેવું છે: જો કે કરઉં, દીધઉં, કરેવઉં વગેરેમાં અ+ઉં જુદા રાખવામાં આવ્યા છે.

વિભક્તિના પ્રત્યયોમાં તૃતીયાનો इ જુદો સચવાયો છે; દ્વિતીયાનો ઉકાર હજી રહ્યો છે ("આવશ્યકુ" માં). કર્માર્થે रहइं પ્રત્યય હજી સચવાયેલો છે. સપ્તમીનો ए મળે છે ("દિહાડે"માં), છતાં इ પણ મળે છે ("લહુડપણિ" "દિહાડી"). "રખે" એ અવ્યયાત્મક રૂપ લગભગ પહેલું જ પ્રયોજાયેલું મળે છે.

૭. તરુણપ્રભના ગદ્ય પછી ૫૫ વર્ષે જ લેખકના નામનિર્દેશ વિનાની સં. ૧૪૬૬ની "શ્રાવકવ્રતાદિ–અતિચાર"[3] નામક ગદ્યકૃતિ મળે છે. આ ટિપ્પણ જેવું ગદ્ય છે. અગાઉ આવેલા "અતિચાર" ના નમૂના સાથે સરખાવવાથી ભાષાસ્વરૂપનું તારતમ્ય ખ્યાલમાં આવશે:

---

૧ ભવિષ્યકાળના ત્રણ ભેદ: અદ્યતન, શ્વસ્તન અને પરતસ્તન કહ્યા છે, જેને માટે "આજનઉ" "કાલનઉ" અને "તેહ પરહઉ" શબ્દો પ્રયોજ્યા છે.

૨ વસંત, વર્ષ ૧૩મું, પૃ. ૨૦૦ અને પ. જૈ. મ. પ્ર. સૂ. પૃ. ૩૦૧

૩ પ્રાચીન ગૂ. ગદ્યસંદર્ભ, પૃ. ૬૦–૬૬

જ્ઞાનાચારિ દર્શનાચારિ ચારિત્રાચારિ તપાચારિ વીર્યાચારિ પંચવિધ આચારિ જુ કો અતીચારુ પક્ષ-દિવસ માહિ સૂક્ષમ બાદર હૂઉ તે સવિહુ મનિ વચનિ કાંઇ કરી મિચ્છા મિ દુક્કડં । × × × કાલવેલા તથા કાજુ અણ ઉધરિઉં પઢિઉં, વિનયહીન પઢિઉં, ઉપધાનહીનુ પઢિઉં, બહુમાનહીન પઢિઉં । અનેરા કન્હઇં પઢી અનેરુ ગુરુ કાહિઉ । દેવ-વંદણ-વાંદણઇ, પડિક્કમણઇં સજ્ઝાઉ કરતાં, પઢતાં, ગુણતાં કુડઉ અક્ષર કાન્હઇં માત્રિ ઓછઓ આગલુ ભણિઓ । કૂડઉ અર્થ બેકૂડા કહિયા । જ્ઞાનોપગરણ પાટી, પોથી, ઠવણી, કમલી, સાંપુડાં, સાંપુડી, દસ્તરી, વહી, ઓલીયાં પ્રતિ પગ લાગુ, થૂકુ લાગઉં । થુંકિઇ અક્ષર માંજઉ, સીસઇ દીધઉં । કન્હિ છતઇં આહાર નીહાર આશાતન હુઇ × × × × ।

પ્રથમા-દ્વિતીયાનો ઉકાર પ્રાયઃ લુપ્ત થયો છે. વધુમાં "ઓછઓ" અને "ભણિઓ" જેવાં અર્વાચીન રૂપો પ્રવેશ પામવા લાગ્યાં છે. પણ હજી સાહાય્યકારક ક્રિયાપદ તરીકે છઇ દેખા દેતું નથી.

૮. "રંગસાગરનેમિ ફાગુ"ના કર્તા સોમસુંદરસૂરિ(સં. ૧૪૩૦-૧૪૯૯)એ અનેક બાલાવબોધ લખ્યાનો આ પૂર્વે નિર્દેશ કરવામાં આવ્યો છે.[1] ઉપદેશમાલા અને યોગશાસ્ત્રના બાલાવબોધોમાંની કેટલીક કથાઓ પ્રસિદ્ધમાં આવી છે.[2] લેખકનો જન્મ સં. ૧૪૩૦માં હોવાને કારણે બીજાં ૨૫-૩૦ વર્ષે એમની ગદ્યસેવાનો આરંભ માનિયે તો સં. ૧૪૫૫-૬૦ થી આ ગદ્ય કથાઓ લખાઈ હોઇ શકે. સં. ૧૪૯૯ પર્યંત એમનું જીવન લંબાયું હતું, એટલે ક્રમમાં અહીં ઠજું સ્થાન બંધબેસતું થઈ રહેશે.

કાદંબરી અટવીઇં વટવૃક્ષ ૨ સૂડા સગા ભાઇ હૂતા । એક સૂડઓ ભીલે લીધઓ । પર્વત પાલિ માંહિ બાધિઓ તેહ ભણી ગિરિ-શુક કહીવરાઇ । બીજઓ સૂડઓ તાપસે લીધઓ તેહના તપોવન માંહિ વાધિઓ તેહ ભણી તે પુષ્પ-શુક કહીઇ । એકવાર વસંતપુરનુ સ્વામી વિપરીત શિક્ષિત ઘોડઇં અપહારિઓ । અટવી માંહિ આવિઓ । ગિરિશુક રાયહૂઇં કહઇ-

૧ જુઓ પૃ. ૩૩૧ અને ૩૫૭

૨. પ્રા. ગૂ. ગદ્ય સંદર્ભ, પૃ. ૬૭ થી ૧૨૬

ભો ! ધાઓ, ઘોડા આભરણ સહિત રાજા જાઇં છઇં; તુમ્હે લિઓ । તે વાત સાંભલી રાજા ગાઢઓ બીહનુ । રાજા ચાલી ઊતાવલુ તાપસનઈં આશ્રમિ ગિઓ । તિહાં પુષ્પશુક કહઇં–ભો તાપસો ! ઊઠઓ, તુમ્હારઈં અતિથિ રાજા આવિઓ; આસન માંડઓ, પરહુણાઇ કરઓ । તાપસે આસન માંડિઉ; વનફલ વારૂ ભોજન કરાવિઉં । રાજા સુસ્થિઓ થિકુ પૂછઇ–તુમ્હે બિ સૂડા સરિષા જ દેષુ છું; અનઇ એવડઉં બોલવાનૂં આંતરૂં કાંઇ । પુષ્પશુક કહિવા લાગિઓ–રાજન્ ! એ સંસર્ગનુ વિશેષ । નહી તુ અમ્હે બેહૂ સગા ભાઈ । સાંભલિ, અમ્હારૂં સ્વરૂપ–× × × × ઇસિઉં સૂડાનૂં વચન સાંભલી રાજા હર્ષિઓ । વલી આપણઇં સ્થાનકિ પુહુતુ । એહવા બેહુ સૂડાનઇં ઉદાહરણિ દૃષ્ટાંતિ સંસર્ગજ દોષ ગુણનૂં સ્વરૂપ જાણંત ॥[1]

આ વાકયખંડ મધ્ય ગૂજ.ની ૧ લી ભૂમિકાના પછીના સ્વરૂપનો એક સુંદર નમૂનો છે, તેમાં બીજી ભૂમિકાની લાક્ષણિકતાઓ સ્ફુટ થવા લાગી છેઃ જેવી કે–

૧. અ+ઉને સ્થાને અ+ઓઃ સૂડઓ, વાધિઓ વગેરેમાં; ક્યાંક માત્ર ઉ: સંસર્ગનુ, પુહુતુ, વસંતપુરનુ વગેરેમાં;

૨. અ+ઉં ને સ્થાને દીર્ઘ ઊંઃ સૂડાનૂં, અમ્હારૂં વગેરે; (હ્રસ્વ પણ મળે છેઃ દેષુ છું વગેરે).

૩. છઇ, છઉં (છું)નો સાહાય્યકારક ક્રિયાપદ તરીકે ઉપયોગઃ રાજા જાઇં છઇં, સરિષા જ દેષુ છું.

આમાંના છઇ–છઉં નો સાહાય્યકારક ક્રિયાપદ તરીકેનો પ્રયોગ ખાસ લક્ષ્યમાં લેવા જેવો છે. ગૂજરાતી ભાષાનું એ અસાધારણ લક્ષણ છે. સ્વ. નરસિંહરાવભાઇએ તેના સમય વિશે લખતાં કહ્યું છે કે—

"× × × it may be inferred pretty correctly that છે came into predominance as a suffix and made the verb analytical some time after 1500 V. S., and still later."[2]

---

૧ એજન, પૃ. ૯૦ ૨ Guj. Lang. & Lit. Vol, II. p. 43

–"છે વિક્રમ સં. ૧૫૦૦ પછી કેટલેક સમયે, અને તેનાથીયે મોડો અનુગ તરીકે વપરાવા માંડયો હતો, એમ સિદ્ધ રીતે કહી શકાય."

આ મત હવે બદલવો પડશે. શ્રી. ક. મા. મુનશીએ જે કહ્યું છે કે,

"V. About 1400 (ie. V. S. 1456) **છઇ** begins to be used as an auxiliary verb."[1]

—એટલે કે "**છઇ**નો સાહાય્યકારક તરીકે ઉપયોગ ઈ. સ. ૧૪૦૦ (વિ. સં. ૧૪૫૬)ની આસપાસ શરૂ થયો છે."

—એ વધુ વાજબી લાગે છે. સોમસુંદરે તો આવાં ઘણાં ઉદાહરણો આપ્યાં છે.

સોમસુંદરનાં ઉદાહરણોમાં હજી **હૂઇં** (=**રહઇં**-ને) પ્રત્યય રહ્યો છે, તે લક્ષ્યમાં લેવા જેવું છે. આમ છતાં **નઇ** પણ દ્વિતીયાના પ્રત્યય તરીકે મળે છે:

સુકુમાલ લક્ષણોપેત રાયના પગ દેખી સાનુરાગ થકી **રાયનઈં** કહઇ–જઇ મઝરઇં પરિણું તુ એક વાત કહઉં । રાઇં કહિઉં–પરણિસુ । પછઇ તે કહઇ–આગઇ જે પોટલઉ ઊપાડી આવઇ **તેહનઈં** પગ ધોવાનઇં મિસિઇં પાછલિ તેહનઇં કૂઇ લાષઉં । તાહરઇ રૂપિ મોહી કહઉં છઉં–તમ્હે જાઉ । રાજા ઊઠી જાવા લાગઉ । તીણઇં **સ્ત્રીઇં** વાહિવિઉં પરહણઉ નાઠઉ । એતલઇં મંડિક ચૌર કંકલોહનઉં ખાંડઉં લેઈ કેડાં ધાઇઉ । રાજાઇં **એક** ઠુંઠઉ આપણઇ વસ્ત્રિ આચ્છાદી થાંભઉ આંતરઇ દેઇ રહિઉ । ઠુંઠઉ આહણી પાડી ચોર પાછઉ વલિઉ । રાજા નીકલી પાછઉ અવાસિ આવિઉ । બીજઇ દીહાડઇ રાજાઇ રવાડી જાતઇં તૂનારાનઉં કામ કરતઉ તે ચોર દીઠઉ । રાત્રિ દીઠાનઇં અનુસારિઇં ઓલખિઉ । રાજાઇં તેડાવી અતિહિં માન દેઈ બહિનિ માગી । ચોરિ જાણિઉં હઉં રાજાઇં લાધઉં । પછઇ પેલઇં અવસર જાણી બહિન **રાયનઇં** પરિણાવી ।[2]

---

1 Guj. & its Lit. p. 86

૨ પ્રા. ગૂ. ગદ્યસંદર્ભ, પૃ. ૧૦૭

આમાં છેલ્લો રાય–નઈમાં નઇ સંપ્રદાનના અર્થે છે, તે લક્ષ્યમાં રાખવા જેવું છે. આ અહીં આવેલો વાક્યખંડ જોતાં હવે તે ગૂજરાતી નથી તેમ કોણ કહી શકશે ? સ્વ. નરસિંહરાવભાઈને તેને "ગૌર્જર અપભ્રંશ" કહેવાની ઇચ્છા રહેલી;[૧] પણ "ગૌર્જર અપભ્રંશ" એ તો પ્રાચીન ગૂજરાતી જેને કહી શકાય તે છે; આ તો અપભ્રંશની લાક્ષણિકતા વટાવી મધ્યકાલની વિશિષ્ટ ભૂમિકાઓમાં આવેલું ભાષા-સ્વરૂપ છે; જેના સાહિત્યકીય સ્વરૂપનો ચોક્કસ સીમાપ્રાંત સં. ૧૪૫૦નું "મુગ્ધાવબોધ ઔક્તિક" છે.

તરુણપ્રભ અને સોમસુંદરના ગદ્યનો સંપૂર્ણ અભ્યાસ હજી થયો નથી; કોઈએ કર્યો જાણ્યામાં નથી. એ અભ્યાસ થયે મધ્યકાલીન ગૂજ. ભાષા ઉપર અનેરો પ્રકાશ પડશે.

૯. સંસ્કૃત અને પ્રાકૃત ભાષાઓમાં સુંદરમાં સુંદર ગદ્યકથાનકો મળે છે. સંસ્કૃત ભાષામાં તો ગદ્યકથાનકોના કથા, આખ્યાયિકા, ચંપૂ વગેરે અનેક ભેદો પણ મળે છે; પણ અપભ્રંશ પછીની લોકભાષાઓમાં એ દિશામાં કોઇ પણ જાતનો વિકાસ થયો નથી. માત્ર શપથ ખાવા મધ્ય. ગૂજ.માં એક ગદ્યકથા મળે છે કે જેને સાચા સ્વરૂપમાં ગદ્ય–કથા કહી શકાય. તે "પૃથ્વીચંદ્રચરિત." એ ગદ્યકાદંબરીનો લેખક તે ત્રિભુવનદીપક–પ્રબંધ–કાર અંચલગચ્છીય જયશેખરસૂરિનો એક શિષ્ય માણિક્યસુંદરસૂરિ છે. ગુરુનો સમય સં. ૧૪૦૦–૬૨ નિશ્ચિત છે, એ ઉપરથી શિષ્યનો સમય વિક્રમના ૧૫ મા શતકનો મધ્યભાગ સં. ૧૪૨૫–૭૫ માનવામાં બાધ નથી, અને "પૃથ્વીચંદ્રચરિત"ની પુષ્પિકામાં સં. ૧૪૭૮નું વર્ષ મળે જ છે; જેમકે,

श्रीमदञ्चलगच्छे श्रीगुरुमाणिक्यसूरिणा ।
पृथ्वीचन्द्रनरेन्द्रस्य चरित्रं चारु निर्मितम् ॥

---

૨ જુઓ : Guj. Lang. & Lit. p. 46

**संवत १४७८ वर्ष श्रावण सुदि ५ रवौ पृथ्वीचन्द्रचरित्रं पुरुषपत्तने निर्मितं समर्थितम् ।**[1]

છેલ્લા શ્લોકનો રચનાર તો માણિક્યસુંદરસૂરિનો કોઈ શિષ્ય છે; કેમકે તેને તે ગુરુ કહે છે. એ શિષ્યનું કહેવું એમ જણાય છે કે ગુરુએ સં. ૧૪૭૮ના શ્રાવણ સુદિ ૫ ને દિવસે પુરુષપત્તન=પાલણપુરમાં આ ગ્રન્થનું નિર્માણ કર્યું, જેનું શિષ્યે સમર્થન કર્યું. સમર્થન કરવાની મિતિ પેલી માનીએ તો તે પૂર્વે આ ચરિત રચવામાં આવ્યું હશે.

માણિક્યસુંદરસૂરિએ સંસ્કૃત ભાષામાં એક "શુકરાજકથા" લખી છે, જેમાં વચ્ચે ગૂજરાતી ભાષાનાં સુભાષિતો પ્રચલિત સાહિત્યમાંથી વીણી આપ્યાં છે. ગૂજરાતીમાં વૃત્તબદ્ધ રચના થતી હતી, તે તેમાંથી મળી આવી છે, કેમકે તેણે શાલિસૂરિના વિરાટપર્વમાંથી એક કડી સ્વાગતાની ઉતારી છે,[2] અને ન જાણ્યા ગ્રન્થમાંની એક ઈંદ્રવજ્રા પણ લીધી છે; જેવી કે,

> પુણ્યપ્રભાવિ શશિસૂર્ય ચાલઇ પુણ્યપ્રભાવિ ફલ વૃક્ષ આલઇ,
> પુણ્યપ્રભાવિ જલુ મેઘ મૂકઇ સમુદ્રમર્યાદ થકી ન ચૂકઇ.

એનો રસાસ્વાદ કેટલો બહુવિધ હશે તે આનાથી જણાય છે. એ જ કવિ શબ્દ-અર્થના અલંકારોથી વિભૂષિત વિશિષ્ટ પ્રકારનું ગદ્ય ધરાવતી મધ્ય. ગૂજ.ની ૧ લી ભૂમિકામાં "પૃથ્વીચંદ્રચરિત" એ કથા આપી માતૃભાષાને વિભૂષિત કરે છે.

પાંચ ઉલ્લાસમાં વિભક્ત થતી આ કથાનું બીજું નામ "વાગ્વિલાસ" રાખવામાં આવ્યું છે. પ્રત્યેક ઉલ્લાસને અંતે શ્રી-પૃથ્વીચન્દ્રચરિત્રે वाग्विलासे प्रथमोल्लासः–द्वितीयोल्लासः વગેરે એ રીતે એ નામનું સૂચન છે. વસ્તુ તરીકે કથા બહુ જ સ્વલ્પ છે. પંડિતાણના

---

૧ પ્રા. ગૂ. ગદ્યસંદર્ભ, પૃ. ૧૬૦, પ્રા. ગૂ. કા. સં. પૃ. ૧૩૦, બંનેમાં આ ચરિત છપાયેલું છે.

૨ આ વિશેના સૂચન માટે જુઓ: રૂપસુંદરકથા: શ્રી ભો. જ. સાંડેસરા સંપાદિત : પ્રસ્તાવના, પૃ. ૭

રાજા પૃથ્વીચંદ્રનાં લગ્ન અયોધ્યાના રાજા સોમદેવની કુંવરી રત્નમંજરી સાથે થાય છે. લગ્ન થયા પછી ધર્મતીર્થંકરના ઉપદેશથી પૃથ્વીચંદ્ર રાજા સાધુ બને છે, અને પુત્ર મહીધર પિતાની પાછળ ગાદીએ આવે છે. આટલી વસ્તુ ઉપર કવિએ એક સમર્થ ગદ્યકાવ્ય ઊભું કર્યું છે. તેમાં દ્વીપ, ક્ષેત્ર, દેશ, નગર, રાજસભા, નાયક–નાયિકા, ઋતુ, વન, સેના–હાથી, ઘોડા, પદાતિ, રથ, ઘોર અટવી, યુદ્ધ, સામૈયું, સ્વયંવર, લગ્નોત્સવ, ભોજનસમારંભ, સ્વપ્ન, જ્ઞાતિઓ, એ વગેરેનાં આલંકારિક વર્ણનો અત્યંત વિશદતાથી આપવામાં આવ્યાં છે. આટલી વિશદતા છતાં ભાષામાં શ્લેષમૂલક રચના જરા પણ થવા દીધી નથી, તેથી કરી ગદ્ય પ્રાસાદિક બન્યું છે. નમૂના તરીકે પ્રથમ અહીં વસંત–વર્ણન જોઈએ:

> તિસિઇ આવિઉ વસંત, હૂઉ શીત તણઉ અંત । દક્ષિણ
> દિસિં તણઉ શીતલ વાઉ વાઇં, વિહસઇં વણરાઇં ।
> " સવ્વે ભલ્લા માસડા પણ વઇસાહ ન તુલ્લ ।
> જે દવિ દાધા રૂંષડાં તીંહ માથઇ ફૂલ્લ ॥"
> મઉરિયા સહકાર, ચંપક ઉદાર, વેઉલ બકુલ, ભ્રમરકુલ–સંકુલ, કલરવ કરઇં કોકિલ તણાં કુલ । પ્રવર પ્રિયંગુ પાડલ, નિર્મલ જલ, વિકસિત કમલ । રાતા પલાસ, સેવંત્રી વાસ । કુંદ મુચકુંદ મહમહઇં, નાગ પુન્નાગ ગહગહઇ । સારસતણી શ્રેણિ, દિસિ વાસીઇં કુસુમરેણિ । લોકતણે હાથિ વીણા, વસ્ત્રાડંબર ઝીણા. ધવલ શૃંગાર સાર, મુક્તાફલ તણા હાર । સર્વાંગસુંદર, વનમાંહિ રમઇ ભોગ પુરંદર । એકિ ગીત ગવારઇં, દાન દિવારઇં । વિચિત્ર વાદિત્ર વાજઇં, રમલિ તણાં રંગ છાજઇં, એકિ વાદિઇં ફૂલ ચૂટઇં, વૃક્ષતણા પલ્લવ ચૂંટઇં । હીંડોલઇં હીંચઇ, ઝીલતાં વાહિઇં જલિઇં સીંચઇ । કેલિહરાં કઉતગિ જોઅઇં, પ્રીતમંત હોયઇં ।[1]

અટવીની ભયાનકતા કેવી હોઇ શકે તેનું વર્ણન આપતાં કવિ લખે છે:

---

૧. પ્રા. ગૂ. ગદ્યસંદર્ભ, પૃ. ૧૦૨

માર્ગિ જાતાં આવી એક અટવી......જેહ અટવી માહિ...
......વૃક્ષાવલી દીસઈ, બીહંતાં સૂર્યતણાં કિરણ માહિ ન
પઇસઇં । અનઈ કિહાંઇ સિવા તણા ફેત્કાર, ધૂક તણા ધૂત્કાર ।
વ્યાઘ્ર તણા ધુરહરાટ, ન લાભઈ વાટ નઇ ઘાટ । માહિ
વાનરપરંપરા ઉછલઇ, મદોન્મત્ત ગજેંદ્ર ગુલગલઈ, સિંહ–
નાદભયભીત મયગલ યલભલઇં । જિસ્યા દવિ દાધા થીલ,
તિસ્યા ભીલ । સૂઅર ઘુરકઈ, ચીત્રા બુરકઇં, વેતાલ
કિલકિલઇં, દાવાનલ પ્રજ્વલઇં; રીંછ સાંચરઇં, વિરુ તણા
યૂથ વિચરઇં । ઇસી મહારૌદ્ર અટવી ॥[1]

સ્વયંવરમંડપનું વર્ણન આપતાં કવિ ટૂંકમાં જણાવે છે:

તેતલઇં સૂત્રહારે સ્વયંવરમંડપ નીપાયુ, પોયણિને
પાને છાયુ । કર્પૂર કસ્તૂરી મહમહઇં, ઊપરિ ધ્વજ
લહલહઇં । ચંદ્રૂઆતણી વિચિત્રાઇ, પૂતલી તણી કાવિલાઈ,
થંભ કુંભીતણા મનોહર ઘાટ, પઠઇ ભાટ । રત્નમઇ
તોરણ નઇ મોતીસરિ, અલંકરિઉ કુસુમતણે પ્રકરિ ।
વાદિત્ર વાજઇં, માંગલિકય ગીત છાજઇં । આરીસા
ઝલકઇં, ચાલતાં સ્ત્રીના નેઉર યલકઇં । ઇસિઇ મંડપિ
રાયયોગ્ય માંડયાં નામાંકિત સિંહાસણ, માગણહારનઈ
પગિ પગિ દીજઇ વાસણ ।[2]

ઉપરના નમૂનાઓમાં આડંબરી પદ્ધતિ નહિ જણાય. પણ આ નીચે સ્વપ્ન–પ્રસંગે કવિએ સ્વપ્નમાંના પદાર્થોનું વર્ણન આપતાં જે વર્ણન કર્યું છે, તેમાં આડંબર–વાગાડંબર જરા દેખાશે, તે એ કે એમાં સમાસબહુલ સં. પદો જ પ્રયોજ્યાં છે; જેવાં કે

પ્રહ ચતુર્દશ મહાસ્વપ્ન તણઉં સાંભલઉં જૂજૂઉ વર્ણન
વ્યતિકર । રાણી પ્રથમ દીઠઉ ગજેંદ્ર । કિસિઉ ગજેંદ્ર–ચતુ–
ર્દંત, વિનયવંત, સપ્તાંગ પ્રતિષ્ઠિત, ગજેંદ્રગુણિ અધિષ્ઠિત,

---

૧ એજન, પૃ. ૧૩૭–૩૮, આમાંથી વનસ્પતિનાં નામ મેં વિસ્તારભયે ત્યજી દીધાં છે.

૨ એજન, પૃ. ૧૪૩

વિશાલકુંભસ્થલ, વિલોલકર્ણાચલ, ઉદ્દંડશુંડાદંડ, તેજિ કરી
પ્રચંડ, મદજલવાસિત-કપોલમૂલ, ભ્રમરકુલ-અનુકૂલ, પરિત્યક્ત-
સકલ દોષ, ઉત્પાદિતસકલજનનયનસંતોષ, પ્રધાન, ઐરાવણ-
ગજસમાન, મહાકાય, પ્રર્વતપ્રાય, ભદ્રજાતીય, અદ્વિતીય;
જેહ તણી ગતિ પ્રશસ્તી, એવંવિધ દીઠઉ હસ્તી ॥......
કિસિઉ તે સીહ-રૂપ્યપિંડપાંડુર, અદ્ભુતપ્રભાડંબર, રક્તો-
ત્પલસુકુમાલતાલ, તાલૂઇ લાગી આરક્ત જિહ્વા જિસિઉ
હુઇ અશોકપ્રવાલ, વિસ્તીર્ણકેશસટાશોભિતસ્કંધ, વજ્ર-
સારશરીરબંધ, પ્રવરપીવરપ્રકોષ્ઠ, કમલદલ-રક્તોષ્ઠ, તીક્ષ્ણ-
દાઢાવિડંબિતવદન, પરાક્રમ તણઉં સદન, પુચ્છછટાં પૃથ્વી
આસ્ફાલતઉ, પીતલોચનિ ભૂમિકાંતિ નિહાલતઉ, મૂષાગત
સુવર્ણસમાન ફિરતા પિંજર-નેત્ર; શૌર્યવૃત્તિ તણઉં
ક્ષેત્ર, અકલ અગંજિત, સબલ અપરાજિત, અબીહ,
એવંવિધ દીઠઉ સીહ ॥[1]

કવિએ લીધેલી મહેનતનો આનાથી ખ્યાલ આવશે. વર્ણનો તાદૃશ બનાવવાનો કવિએ પ્રયત્ન કર્યો છે, તેમ છતાં પ્રસાદ ગુણ જવા નથી દીધો. ટુકડાઓમાં લીધેલી અનુપ્રાસપદ્ધતિ પ્રસાદ ગુણ ન હોય તો કર્ણકટુ થઈ પડે. તે ન થાય તેવું સતત ધ્યાન કવિએ રાખ્યું છે.

આ ગદ્યકાદંબરી ભૂગોલ, સમાજશાસ્ત્ર, વિદ્યાઓ, એ વગેરે વિષયો પણ સિફતથી ચર્ચે છે. ૯૮ દેશનો નામનિર્દેશ કરતાં વધારાનાં નામોમાં આદન, હબસા, મુગદિ, વગેરે દૂર દેશોનો પણ નિર્દેશ કર્યો છે. ચૌટાનાં વર્ણન કરતાં ૮૪ પ્રકારની બજારો પણ બતાવી છે, જેમાં ૮૪ પ્રકારના ધંધાઓનો નિર્દેશ થઈ જાય છે. રત્નમંજરીના વિદ્યાધ્યયન પ્રસંગે ૬૪ કલાઓ-વિદ્યાઓનો, ૧૮ પુરાણોનો અને ૧૮ સ્મૃતિઓનો પણ કવિએ નામનિર્દેશ કર્યો છે. આ વગરે જોતાં કાવ્યના ફલમાં વ્યવહારવિત્તિ છે, તેનું સાર્થક્ય-આ ગદ્યકાવ્યમાં થતું લાગે છે.

અને ભાષાની દૃષ્ટિએ જોતાં તો મુગ્ધાવબોધ ઔક્તિકની જેમ જ

૧ એજન, પૃ. ૧૪૯-૫૦

પ્રાચીન ગૂજરાતી અને મધ્ય. ગૂજ.નો સીમાપ્રાંત નક્કી કરી આપે છે. એમાં પ્રથમા–દ્વિતીયાના એ-વ. નો उ પ્રત્યય ક્યાંય પણ જોવામાં નથી આવતો; જ્યાં છે ત્યાં અર્વાચીન ગૂજરાતીમાં આવવાના ओ ના પૂર્વવર્તી अ+उ કે उ તરીકે જ આવ્યો છે; જેમકે **નીપાયુ**=નીપાયો, **છાયુ**=છાયો, **અલંકરિઉ**=અલંકર્યો, **ઠાકુર-નઉ**=ઠાકોરનો, **માંકડનુ**= માંકડનો, વગેરે. નાન્યતર જાતિમાં अ+उं ને उं કે ऊं એમ ત્રણે પ્રકાર મળે છે; જેમકે **પીપળાનું પાન, નદીનૂં પુર, લક્ષ્મી તણઉં, જોયું, હું–હૂં**, વગેરે.

ક્રિયાપદમાં अ+इ પૃથક્ મળે છે. અપવાદ તરીકે "તુ મનિ ગર્વ આણે, માહરી વાત જાણે" પ્રયોગ મળે છે; પણ વિભક્તિના પ્રત્યય તરીકે अ+इ, इ, ए એ ત્રણે પ્રકાર મળે છે; જેમકે **છાટે કાને, સૂથઇ વાનિ, ત્ર્યંબક તણે ત્રહત્રહાટિ જાણે ત્રિન્હઇ ત્રિભુવન દલવલિવા લાગા, રોષિં હૂઉ વિકરાલ**, વગેરે.

પ્રત્યયોમાં रहइं–रहिं–हूइं એ જૂનો પ્રત્યય દ્વિતીયાના અર્થમાં મુ.+ઔ. જેમ અહીં પણ ચાલુ છે; પણ તે ઉપરાંત તે જ અર્થમાં नइ પ્રત્યય પણ મળે છે, કે જે પછીથી ગૂજ. માં ઊતરી આવ્યો છે, જ્યારે પૂર્વનો નષ્ટ થયો છે; જેમકે **ચોરદંડ તુઝનઇ હોસિઇ** (તાદર્થ્યે), **તેહનઇ પુત્ર હૂઆ દસ** (સંબંધે), **માગણહારનઇં પગિ પગિ દીજઇ વાસણ** (સંપ્રદાને), **જે એહનઇ રાષઈ તે ઠોર** (કર્માર્થે).

મુ+ઔ. માંનું સમગ્ર વ્યાકરણ આ ગદ્યકાવ્યમાં પ્રયોજાયેલું છે, એટલું કહેવાથી લાઘવ સચવાશે. **પરિશિષ્ટ-૩** જામાં એ દૃષ્ટિ ખ્યાલમાં રાખી રૂપાખ્યાનો આપવામાં આવશે, એટલે બીજી બીજી કૃતિનો પરિચય આપતાં પૃથક્કરણ કરવામાં આવ્યું છે, તેવું અહીં નથી કર્યું.

કવિના સમયમાં અરબી, ફારસી શબ્દોની શરૂઆત થઇ ચૂકી હતી તે આ કાવ્યથી પણ સમજાય છે. નીઝામઉ, સૂકાણી, સૂકાણુ, માલિમ, એ ચાર વહાણને લગતા શબ્દો એણે પ્રયોજ્યા છે.

શબ્દનો તો ભંડાર જ આપે છે. અને "શબ્દકોશ" માટે વિપુલ સામગ્રી રજૂ કરી આપે છે.

૧૦. કારક પ્રક્રિયાને બતાવતી षट् कारक નામની એક કૃતિ મળે છે, જેની સં. ૧૪૮૫ ની નકલ મળે છે.[૧]

યથા છ કારક સાતમુ સંબંધ કર્ત્તા કર્મ કરણ સંપ્રદાન અપાદાન સંબંધ અધિકરણ ।

(૧) જે કરઇ સ કર્તા.

(૨) જે કીજઇ તં કર્મ.

(૩) જિણઇ કરી ક્રિયા કીજઇ તં કરણ.

(૪) જેહ દેવાતણઇ ઇચ્છા જેહ રુચઇ કાંઇ જે ધરીઇ કાંઇ તં કારક સંપ્રદાન.

(૫) જે-હતુ અપાય વિશ્લેષુ હુઇ જે-હતુ આદાન ગ્રહણ હુઇ તં કારક અપાદાનુ.

(૬) જેહ કહ્નઇં જેહ માઝિ જેહ પાસિ જેહ તણઉ જેહ તણી જેહ સરઇ જે કહિઇ ઇત્યાદિ સંબંધ.

(૭) ગામિ પાદ્રિ ખલઇ ક્ષેત્રિ પર્વતિ માહિ બાહિરઇ ઇત્યાદૌ આધાર.

આમાં સાતે વિભક્તિઓના અર્થ આપવામાં આવ્યા છે, એમાંથી નીચે મુજબ પ્રત્યયો તરી આવે છે:

| | | | | |
|---|---|---|---|---|
| પ્રથમા વિભક્તિ | એ. વ. | – | વિકલ્પે उ પ્રત્યયઃ | અપાય, વિશ્લેષુ, ભય, સાતમુ (વગેરે) છતાં "તં" પણ |
| દ્વિતીયા | ,, | – | ,, | अम् સં. પ્રત્યય–જં |
| તૃતીયા | ,, | – | ,, | પ્રત્યય (अ)इ–જીણઇ |
| ચતુર્થી | ,, | – | ,, | –(કોઇપણ ઉદાહરણ નથી) |
| પંચમી | ,, | – | ,, | પ્રત્યય हतु–જેહતુ (જેનાથી) |
| ષષ્ઠી | ,, | – | ,, | –નામયોગી तणउ, तणी, तणइ, (એ અર્થ લાવવા कहइं, माझि, पासि, सरइ, कहिइ |

૧ ૫મી સા. પરિ. રીપોર્ટ, સ્વ. દલાલનો લેખ, પૃ. ૩૭

પ્રયોજવા લેખકને ઇષ્ટ છે; જે બધામાં સપ્તમીનો પ્રત્યય રહેલો છે.)

સપ્તમી „ – „ –પ્રત્યય इ કે (अ)इ ગામિ, પાદ્રિ, ખલઇ, ક્ષેત્રિ, માહિ, બાહિરઇ.

આમાંથી શબ્દવિભાગ નીચે મુજબ મળી આવે છે:

સર્વનામ—જે, જં, તં (તે), જીણઇ (તૃ. વિ.) કાંઇ

વિશેષણ—સાતમુ

વર્તમાનકાળ—એ. વ.–કરઇ (કરે), રુચઇ (રુચે), હુઇ (થાય).

„ કર્મણિ—કીજઇ (કરાય), ધરીઇ (ધીરવામાં આવે)

અત્યારનાં પ્રચલિત નામયોગીમાંનાં કરી, તણુઉ, કન્હઇ, માઝિ, પાસિ, માહિ (જેમાંનો આ છેલ્લો તો "માં" રૂપે આજે પ્રત્યયાત્મક બની ગયો છે તે) આટલાં જૂનાં મળે છે. "કરી"નો પ્રયોગ શિષ્ટ બોલીમાં આજે વ્યાપક નથી, છતાં સાધનના અર્થમાં તેમ જ સંબંધક ભૂતકૃદંત સાથે માત્ર પાદપૂરક જેવું આજે પ્રયુક્ત છે; જેમકે "દીવાએ કરી અજવાળું કર" અને "ખેલી કરી છોકરા નવરા થઈ ગયા" વગેરે રૂઢ પ્રયોગો.

## ઉપસંહાર

ગૌર્જર અપભ્રંશ કિંવા પ્રાચીન ગૂજરાતીની આરંભકાળથી માંડી જે સાહિત્યકૃતિઓ ઉપલબ્ધ છે, તેમ જ નરસિંહ મહેતાનો કવનકાળ સં. ૧૪૯૦ આસપાસ શરૂ થાય ત્યાંસુધીની મધ્ય. ગૂજરાતીની ૧લી ભૂમિકાની પદ્ય અને ગદ્ય કૃતિઓ જે કાંઈ ઉપલબ્ધ છે, તેનો યુગવાર પરિચય આપવાનો આ રીતે પ્રયત્ન કરવામાં આવ્યો છે. આ. હેમચંદ્રથી ગૌર્જર અપભ્રંશની નિશ્ચિત સ્વરૂપે શરૂઆત છે. ત્યાંથી પ્રથમ ભૂમિકા શરૂ થઇ, તે હેમયુગના અંતે વિકાસ સાધતા રાસયુગથી દ્વિતીય ભૂમિકા (જેને આજે જૂની ગૂજરાતી કહેવામાં તો કોઇને પણ સંકોચ નથી, તે)માં પરિણત થઇ. ત્યારથી આપણા કવિઓની

સ્પષ્ટ કૃતિઓ આપણને મળવા લાગી છે. અનેક કવિઓએ અનેક કૃતિઓ રચી હશે, પણ આજે બધી જ કાંઇ ઉપલબ્ધ નથી; ઉપલબ્ધ છે તેવીમાંથીએ માત્ર જૂજ કૃતિઓ જાણવામાં આવી છે; તેમાંથી ઘણી જ સ્વલ્પ પ્રસિદ્ધ થઇ છે. જેને માટે કાંઇ પણ માહિતી મળી છે, તે યથાશક્તિ અને આવશ્યકતાનુસાર આપવાનો આ પ્રયત્ન કરવામાં આવ્યો છે.

ભાષાનો ક્રમિક વિકાસ કેમ સધાયો તે જાણવાને માટે પ્રાપ્ય ગદ્યકૃતિઓનો પણ પરિચય આપવામાં આવ્યો છે. ગદ્યકૃતિ–કારોને, એઓ વિશિષ્ટ કાવ્યત્વ ધરાવતી કૃતિ અર્પતા ન હોય તો કવિ ન કહી શકાય; પણ તે સાથે એટલું પણ ચોક્કસ કે પદ્યમાં પોતાની કૃતિઓ રચી હોય છતાં તેમાં કવિતાનો અંશ પણ ન હોય; એ બધાઓએ પોતપોતાની કૃતિઓ દ્વારા ગૂજરાતી ભાષાના વિકાસમાં જે ફાળો આપ્યો છે, તે બતાવવાના ઉદ્દેશે આ ગ્રંથમાં પ્રાપ્ય ગદ્ય–પદ્ય કૃતિઓનો સમાવેશ કરવામાં આવ્યો છે.

સાહિત્યવિકાસની દૃષ્ટિએ અહીં હૈમયુગ અને રાસયુગ એવા બે યુગો આપવામાં આવ્યા છે. રાસયુગને છેક નરસિંહયુગના આરંભ સુધી લંબાવવામાં આવ્યો છે; તેમ કરતાં ગૌર્જર અપભ્રંશ કિંવા પ્રાચીન ગૂજરાતીની દ્વિતીય ભૂમિકાના અનુસંધાનમાં વિકસિત થયેલી મધ્યકાલીન ગૂજરાતીની પ્રથમ ભૂમિકાની કૃતિઓનો પણ તેમાં સમાવેશ થઈ ગયો છે. અગાઉનાં શતકોની જેમ જ વિક્રમના પંદરમા શતકમાં વિવિધ સ્વરૂપે રાસો વિકસ્યા છે, અને સાથોસાથ સં.૧૪૦૦ આસપાસથી મધ્ય ગૂજ. નો વિકાસ કેમ થયો તે તે કૃતિઓએ બતાવી આપ્યું છે. એ આખો સૈકડો મધ્યકાલીન ગૂજરાતીની પ્રથમ ભૂમિકાનો વિકાસ સાધી આપે છે. નરસિંહયુગની ભાષાનો વિચાર કરતાં તેમાં મધ્ય. ગૂજ.ની બીજી ભૂમિકાનો વિકાસ મને વધુ જણાય છે. અને સોમસુંદરસૂરિની કથાઓમાં અને સં. ૧૪૭૮ લગભગના

"પૃથ્વીચંદ્રચરિત"માં તે વિકાસનાં બીજો સ્પષ્ઠ જોવામાં પણ આવે છે. **નરસિંહયુગથી તેથી** મધ્ય. ગૂજ.ની ૨જી ભૂમિકાનો વિકાસ માનિયે તો "કાન્હડદે પ્રબંધ" (વિ. સં. ૧૫૧૨) એ વગેરે કૃતિઓમાં તે ભૂમિકાનું પ્રતિનિધિત્વ ગતાર્થ થઈ શકે. સં. ૧૪૭૫ થી ૧૫૫૦ એ ૨ જી ભૂમિકાનો સમય આ પૂર્વે બતાવાયો જ છે.[1]

**રાસયુગને** અહીં અટકાવવામાં આવ્યો છે, તે નરસિંહ મહેતાની વિશિષ્ટ સાહિત્યપ્રવૃત્તિનો આરંભ અને તે સાથે તેણે જે જૈનેતર કવિઓને આખ્યાનપદ્ધતિનાં કાવ્યોનાં વહેણ સાધી આપ્યાં અને પદ-પ્રકારમાંથી વિસ્તૃત કડવાપદ્ધતિનો આવિષ્કાર થયો તે વિશિષ્ટતા બતાવવાને માટે. આમ **નરસિંહયુગ** સ્વતંત્ર અસ્તિત્વને લાયક બન્યો છે. પણ તેથી એમ ન જ સમઝવું જોઇયે કે રાસો લખાતા બંધ થયા. રાસો તો છેક છેલ્લા શતક સુધી લખાયા જ કર્યા છે; માત્ર **રાસયુગમાં** જે પ્રાધાન્ય હતું, તે ન રહેતાં ટૂંકાં કાવ્યોમાંથી લાંબા બનતાં એ સમગ્ર ગૂજરાતી વાઙ્મયના વિકાસમાં અંગરૂપ થઈ ગયા છે, તે એટલે સુધી કે ચાલુ આખ્યાનપદ્ધતિમાં જ તે આવી ગયા. અને ખરું જોતાં **રાસયુગના** રાસોમાં આખ્યાનપદ્ધતિનાં બીજક દેખાય જ છે: એમાં જૈન કથાઓ અપાયેલી છે. અને શાલિભદ્રસૂરિનો પંચ પડવ ચરિતરાસ તેમ જ શાલિસૂરિનું વિરાટપર્વ તો જૈનેતર કવિઓની આખ્યાનપદ્ધતિના નિદર્શક જેવાં જ છે.

**રાસયુગને** વિક્રમના ૧૫મા શતકની છેલ્લી પચીશીમાં નરસિંહના કવનકાળની મર્યાદા સાથે અટકાવવામાં આવ્યો હોવાને કારણે પાછલી કૃતિઓને **રાસયુગમાં** આપી નથી; દયાસાગરસૂરિનો ધર્મદત્તરાસ (ર. સં. ૧૪૮૬), જયસાગરનાં વયરસ્વામિ-ગુરુરાસ (જૂનાગઢમાં ર. સં. ૧૪૮૯) અને કલ્યાણમંદિર ભાષા-ચઉપઈ, મેધા-મેહાનાં તીર્થમાળા-સ્તવન અને રાણકપુરસ્તવન ( ર. સં. ૧૪૯૯ ) દેવરત્નસૂરિશિષ્યનો દેવરત્નસૂરિ ફાગ (ર. સં. ૧૪૯૯), નાયલગચ્છીય ગુણરત્નસૂરિના

૧. જુઓ, પૃ. ૧૨

ઋષભરાસ અને ભરતબાહુબલિ પ્રબંધ, ભાવસુંદરનું મહાવીરસ્તવન, સાધુકીર્તિના મત્સ્યોદરકુમારરાસ અને વિક્રમકુમારરાસ (ર. સં. ૧૪૯૭), માણિક્યસુંદરની ચંદ્રધવલધર્મ દત્તકથા (છેલ્લી પચીશીની કૃતિ), તેજવર્ધનનો ભરતબાહુબલિ–રાસ, કોઈ અજ્ઞાતનો કીર્તિરત્ન-સૂરિફાગુ, એવી જ એક કૃતિ ભાવપ્રભસૂરિગીત, તેમ જ અજ્ઞાત કર્તૃત્વવાળી શિવચૂલા–ગણિની–વિજ્ઞપ્તિ એ કૃતિઓને **નરસિંહયુગ** માટે અનામત રાખી છે. "વસંતવિલાસ" અને "ફાગુ" એ બે જૈનેતર કૃતિ પણ નરસિંહ મહેતાના કવનકાળના આરંભ લગભગની છે. એ પણ તેથી જ અનામત રાખવામાં આવી છે.

આ પ્રમાણે ભાષાએ વિકાસ સાધ્યો છે તે સાથે ગૂજરાતી કવિતાએ પણ વિકાસ સાધ્યો છે, તે વસ્તુ પણ **રાસયુગ**માં ફાલેલા રાસ, ફાગ, કક્કા, બારમાસી, છૂટક પદો, મોટા પ્રબંધો એ વગેરે સાહિત્યના પ્રકારો ઉપરથી સમઝવામાં આવશે. બેશક કાવ્યો મળ્યાં પણ મહાકાવ્યો નથી મળ્યાં તે છેક છેલ્લી ઘડી સુધી. વસ્તુ તરીકે આ સાહિત્યમાં ધાર્મિક આખ્યાનો–ચરિત્રો વગેરે જ મુખ્યત્વે લેવામાં આવ્યાં છે. માત્ર ૧૫ મા શતકમાં થોડી લોકકથાઓ દેખા દે છે. લોકરુચિ કેવા પ્રકારની હતી, એ આ ઉપરથી અટકળી શકાય. મોટા ભાગની કૃતિઓ જૈન સાધુઓની છે. તેમણે લોકોને ધર્માભિમુખ રાખવાને માટે મોટે ભાગે ધાર્મિક કથાનકો પસંદ કર્યાં અને કવિતા-વિસ્તાર સાધ્યો; તેમણે લોકકથાઓને પણ ધાર્મિક પદ્ધતિએ આપવા સાવચેતી લીધી, પણ અસાઇત, ભીમ વગેરેએ માત્ર સામાજિક દૃષ્ટિબિંદુ જ લક્ષ્યમાં રાખ્યું.

**રાસયુગ**માં ઐતિહાસિક રાસ લખાયા છે, પણ મોટા ભાગના એ કોઇ અને કોઈ આચાર્યના પટ્ટાભિષેકની હકીકત સાચવનારા જ છે. સમરારાસ, પેથડરાસ વગેરે રાસો ઐતિહાસિક દૃષ્ટિએ મહત્ત્વના છે. રણમલ્લછંદ તો સ્પષ્ટ ઐતિહાસિક કાવ્ય છે.

કાવ્ય તરીકે જ માત્ર જુદું તરી આવતું કાવ્ય "સંદેશક રાસ" ગણાય. એમાં બીજો કોઈપણ વિશિષ્ટ હેતુ કવિને નથી. માત્ર કવિતાદેવીની ઉપાસના જ એનું ધ્યેય છે. આ જાતનાં કાવ્યો ગૂજરાતી ભાષામાં સધાયાં જ નથી. સધાયાં હોત તો એક નવો જ પ્રકાર મળત.

બંધની દૃષ્ટિએ તપાસ કરતાં લાંબાં કાવ્યોમાં માત્ર બે પ્રકાર જ પ્રાપ્ત થાય છે: (૧) કડવાં–ભાસા–ઠવણી–ઢાળ એમ વિભાગ પાડતાં ગેય રાસકાવ્યો અને (૨) ખંડ પાડતાં અથવા તો સળંગ કાવ્યો. આ બીજા પ્રકારમાં અસાઇતની હંસાઉલી, ભીમની સદયવત્સકથા, શાલિસૂરિનું વિરાટપર્વ એ કાવ્યો ગણાવી શકાય. હંસાઉલી તો "પવાડો" (સં. प्रबन्ध) હોવાનું કહે જ છે. સદયવત્સકથા અને વિરાટપર્વને પણ "પવાડો" કહી શકાય. પવાડાની વ્યાખ્યા એવી બાંધી શકાય કે જેમાં મુખ્યત્વે ચોપાઇ–બંધ હોય, વચ્ચે જૂજ પ્રમાણમાં દૂહા અને ક્વચિત અન્ય છંદો આવે કે ન આવે, તેમ જ જુદા જુદા રાગમાં ગવાતાં પદો આવે કે ન આવે. હીરાનંદનું કાવ્ય વિદ્યાવિલાસ પણ પવાડો છે. આમાંનો પાછલો પ્રકાર શિવદાસ, શામળ વગેરેના અપવાદે પાછળથી ખાસ બહુ વિકાસ સાધી શક્યો નથી; પણ પૂર્વનો પ્રકાર વિકાસ સાધી કડવાબદ્ધ આખ્યાન–કાવ્યોમાં પરિણત થયો છે. પાછલાં જૈન કાવ્યોમાં "ઢાળ" એ મથાળે આ જ પદ્ધતિ છે. છૂટાં પદોનો પ્રકાર રાસયુગમાં મહત્ત્વ ધરાવતો ન હતો; કાં તો પદોમાં જ કાવ્યો રચાતાં (સરખાવો રેવંતગિરિરાસુ, સમરારાસુ વગેરે), કાં તો પદો કાવ્યના અંગમાં જ આવી જતાં હતાં; પણ નરસિંહ મહેતાએ એ પ્રકારને ખૂબ વિકસાવ્યો; મીરાંએ પણ પદો જ આપ્યાં; ભાલણે શરૂઆતમાં છૂટાં પદોમાં કાવ્યો લખવા માંડયાં; દશમસ્કંધમાં શરૂમાં તેમ કર્યું, પછીથી કડવાબદ્ધ પ્રકારને આદર આપ્યો. પદપ્રકાર આમ વિલાયો અને વિક્રમના ૧૬મા –૧૭મા–૧૮મા શતકમાં કડવાબદ્ધ કે ઢાળ–બદ્ધ આખ્યાનકાવ્યો પછી તે જૈનેતર કે જૈન, એ વિકાસ પામ્યાં; જૈનકાવ્યો "ઢાળ" મથાળે. ૧૮મા શતકના અંત ભાગમાં અને

૧૯મા શતકમાં પાછો પદપ્રકાર ખીલ્યો, અને રામકૃષ્ણ, રણછોડ, રૂગનાથ, દયારામ, મયારામ, શિવાનંદ, સ્વામિનારાયણ સંપ્રદાયના કવિઓ, એઓ વગેરેએ પુષ્કળ છૂટક પદસાહિત્ય સરજી આપ્યું.

૧૫ મા શતકમાં વૃત્તબદ્ધ કાવ્યરચના પણ થઇ છે. મોટું સ્વતંત્ર એક જ કાવ્ય તે શાલિસૂરિનું "વિરાટપર્વ" છે. પછીના યુગોમાં પણ માધવની રૂપસુંદરકથા, ગોપાલનું ફૂલાં–ચરિત્ર વગેરે થોડા થોડા પ્રયત્નો થયા કર્યા છે.

આ. હેમચંદ્રથી માંડીને છેક છેલ્લી સદી સુધીમાં કદી અંધકાર-યુગ[1] આવ્યો નથી, એ વસ્તુ હવે ભુલાવી ન જોઇયે. કોઇપણ જાતના રાજકીય બનાવોએ ગૂજરાતી કવિતાના વિકાસને રોક્યો નથી. રાજકીય ફેરફારો અવારનવાર થયા કરતા હતા, છતાં ગૂજરાતી કવિઓએ શક્તિ મુજબ કવિતા દેવીની ઉપાસના કર્યે જ રાખી છે. જૈન ભંડારોમાં હજી કેટલુંએ ન જોયેલું અને ન જાણેલું સાહિત્ય પડેલું છે. જે મળ્યું છે તે જ, કદી અંધકારયુગ આવ્યો નથી, એમ બતાવવા પર્યાપ્ત છે, તો પછી એ બધાં માત્ર જાહેર થશે, ખૂણે ખાંચરે દટાયેલું જૈનેતર કાવ્યસાહિત્ય પણ શોધાઇ બહાર આવશે, ત્યારે મહાન ઉજ્જ્વલ યુગો ગૂજરાતી ભાષાએ જોયા છે, એટલું કહી નહિ અટકતાં ગૂજરાતી સાહિત્યે અનેક પ્રકારોમાં કવિતાદેવીને રસથાળ ધર્યો છે, એ સ્પષ્ટ થશે.

**इति शम् ।**

---

૧ જુઓ : Guj. & its Lit. pp. ? જ્યાં શ્રી મુનશી ઇ. સ. ૧૨૯૭થી ઇ. સ. ૧૪૦૦ ને A Century of Chaos કહે છે. હિંદમાં ધાર્મિક વાતાવરણ એટલું પ્રબળ રહ્યા કર્યું છે કે ગમે તેવી આફતમાં ધાર્મિકતા સાથે સંકળાયેલી પ્રવૃત્તિઓએ કદી અંધકાર જોયો નથી.

## પરિશિષ્ટ-૧

# દ્વૈતીયિક પ્રાકૃતોની વર્ણમાલા

પ્રાથમિક પ્રાકૃતનું કાંઈ પણ સાહિત્ય મળતું નથી. દ્વૈતીયક પ્રાકૃતોમાં સૌથી જૂનું સાહિત્ય પાલિ ભાષાનું મળે છે. પાલિ એ સાહિત્યકીય ભાષા થઈ ચૂકી હતી, એટલે આજે એનું સિદ્ધ સ્વરૂપ મેળવવાની સુવિધા છે. આ નીચે દ્વૈતીયિક પ્રાકૃતોમાં ઉપયોગી વર્ણમાલા આપવામાં આવે છે:

સ્વરો

अ, आ, इ, ई, उ, ऊ, ए (હ્રસ્વ), ए, ओ (હ્રસ્વ), ओ, ं(અનુસ્વાર), ँ(અનુનાસિક).

વ્યંજનો

क, ख, ग, घ, (ङ), च, छ, ज, झ, (ञ),
ट, ठ, ड, ढ, ण, त, थ, द, ध, न,
प, फ, ब, भ, म, य, र, ल, व,
श, स, ह, ळ

ઉપર બતાવેલા સ્વરોમાં ए અને ओ ની પછી જોડાક્ષર હોય છે ત્યારે ए–ओ બધી જ પ્રાકૃતોમાં હ્રસ્વ છે. ऋ સ્વર પ્રાકૃત ભાષાઓમાં નથી; માત્ર આ. હેમચંદ્રે અપભ્રંશ ભાષામાં તેનો વિકલ્પે પ્રયોગ સ્વીકાર્યો છે, અને ત્યાં પણ એ માત્ર તત્સમ શબ્દ પૂરતો જ છે. વિસર્ગ અને ऋ, ॠ, ऌ, ऐ, औ પ્રાકૃત ભાષાઓમાં અપ્રયુક્ત છે. માત્ર માગધીમાં જિહ્વામૂલીયનો પ્રયોગ क्षની અવેજીમાં છે; (જેમકે यक्षः > य×के વગેરે). અનુનાસિકનો પ્રાકૃત (standard) અને અપ-

ભ્રંશમાં પ્રયોગ મળે છે; અપભ્રંશમાં તેનું પ્રમાણ ખૂબ વધતેરું છે. પાલિમાં એનું અસ્તિત્વ પકડી શકાતું નથી.

વ્યંજનોમાં ङ, ञ અને न નો ઉપયોગ વિકલ્પે પરસવર્ણ કરતી વખતે જ છે. પાલિમાં ञ સ્વતંત્ર પણ છે. માગધી અને પૈશાચીમાં પણ તે સ્વતંત્ર છે. ચૂલિકા પૈશાચીમાં र ને સ્થાને ल અને માગધીમાં र–स ને સ્થાને ल–श જ મળે છે; જ્યારે ज ને સ્થાને પણ માગધીમાં य જ પ્રયુક્ત થાય છે. અનાદિ દશામાં छ નો પ્રયોગ પણ માગધીમાં ખાસ નથી મળતો. નકારનો ઉપયોગ પાલિમાં છે, પણ પૈશાચી અને ચૂલિકા પૈશાચીમાં તો ण ને સ્થાને પણ न જ પ્રયુક્ત થાય છે. સામાન્ય રીતે બાકીની પ્રાકૃતોમાં न ને સ્થાને સર્વત્ર ण પ્રયોજાય છે.

ळ નો ઉપયોગ માત્ર પાલિ અને પૈશાચીમાં જ મળે છે.

વ્યજનોના પ્રયોગમાં આમ જે ભેદો મળે છે, તે તે પ્રાકૃતો જુદા જુદા પ્રાંતની દેશભાષા હોવાને કારણે છે. આમાં એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં જતી પ્રજાઓને કારણે પણ ઉચ્ચારણભેદ સંભવે છે. ळ કાર એવો એક વર્ણ છે. પાલિમાં એ હોવા છતાં આજે મધ્ય હિંદુસ્તાન અને તેની બંને બાજૂના તેમ જ ઉત્તરના પ્રદેશોમાં એ ઉચ્ચારણ નથી. ઓરિસ્સા, પંજાબ, મારવાડ, ગૂજરાત અને મહારાષ્ટ્રમાં આર્ય બોલીમાં એ જળવાઈ રહ્યો છે, છતાં સોરઠમાં અને ચરોતર તેમ જ ઉત્તર ગૂજરાતમાં આજે પણ તે ઉચ્ચારણના સ્થાનમાં र કાર ઉચ્ચારિત થાય છે.

જોડાક્ષરોનો બધી જ પ્રાકૃતોમાં અનાદિ દશામાં ખૂબ પ્રયોગ છે, પણ તેમાં ક્યાંય પણ રકાર પ્રયુક્ત થતો નથી. અપવાદરૂપે પાલિમાં અશોકની લિપિમાં અને અપભ્રંશમાં શબ્દારંભે જોડાક્ષરના બીજા વર્ણ તરીકે ક્વચિત્ જ પ્રયોજાય છે. બાકી શબ્દારંભે પ્રાકૃતોમાં જોડાક્ષરોનો કદી પ્રયોગ થતો નથી. પ્રાકૃત ભાષામાં શબ્દાંતે કદી વ્યંજન આવતો નથી.

# પરિશિષ્ટ–૨

## દ્વૈતીયિક મુખ્ય પ્રાકૃતો

### ૧. અશોકની ભાષા

**દ્વૈતીયિક** પ્રાકૃતોમાં ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં સૌથી જૂનું સ્વરૂપ અશોકની ધમ્મલિપિઓનું છે. તેમાં પુષ્કળ પ્રાંતિક ભેદો મળે છે. એ પ્રાંતિક ભેદોને ગાળી નાખતાં યે ત્રણ મુખ્ય પ્રાંતિક ભેદો તરી આવે છેઃ તે (૧) ગિરનાર–પશ્ચિમ હિંદ, (૨) મન્સેરા–વાયવ્ય હિંદ અને (૩) જૌગઢ–પૂર્વ હિંદ. એ ત્રણે નમૂનાઓ અહીં ઉતારવામાં આવે છે.

#### (૧) ગિરનારના લેખમાંથી

इयं धंमलिपि देवानं प्रियेन प्रियदसिना राञा लेखापिता । इध न किंचि जीवं आरभित्पा प्रजूहितव्यं । न च समाजो कतव्यो । बहुकं हि दोसं समाजम्हि पसति देवानं प्रियो प्रियदसि राजा । अस्ति पि तु एकचा समाजा साधुमता देवानं प्रियस प्रियदसिनो राञो । पुरा महानसम्हि देवानं प्रियस प्रियदसिनो राञो अनुदिवसं बहूनि प्राणसतसहस्रानि आरभिसु सूपाथाय । से अज यदा अय धंमलिपी लिखिता ती एव प्राणा आरभरे सूपाथाय द्वो मोरा एको मगो । सोपि मगो न ध्रुवो । एतेपि त्री प्राणा पछा न आरभिसरे ॥

#### (૨) જૌગઢના લેખમાંથી

इयं धम्मलिपि खपिंगलसि पवतसि देवानं पियेन लाजिना लिखापिता । हिद नो किछि जीवं आलभितु पजोहितविये नापि समाज कटविये । बहुकं हि दोसं समाजस दखति देवानं पिये पियदसि लाजा । अथि पि चु एकतिया समाजा साधुमता देवानं पियस पियदसिने लाजिने । पुलुवं महनससि देवानं पियस पियदसिने लाजिने अनुदिवसं बहूनि पानसतसहसानि आलभियिसु

सुपठाये । से अज अदा इयं धंमलिपी लिखिता तिनि येव पानानि आल-भियंति दुवे मजुला एके मिगे । सेपि चु मिगे नो धुवं । एतानि पि चु तिनि पानानि पछा नो आलभिथिसंति ॥

## (૩) મન્સેરાના લેખમાંથી

अयि ध्रमदिपि देवन प्रियेन प्रियद्रशिन रजिन लिखपित । हिद नो किचि जिवे अरभितु प्रयुहोतविये । नो पि च समज कटविय । बहुक हि दोष समजस देवनं प्रिये प्रियदर्शि रज देखति । अस्ति पि चु एकतिय समज साधुमत देवनं प्रियस प्रियदर्शिने रजिने । पुर महनससि देवन प्रियस प्रियदर्शिस रजिने अनुदिवसं बहुनि प्रणशतसहस्रनि आरभिसु सुपथये । से इदनि यद अयि ध्रमदिपि लिखित तद तिनि येव प्रणनि अरभियंति दुवे मजर एके म्रिगे । से पि चु म्रिगे नो ध्रुवं । एतनि पि चु तिनि प्रणनि पच नो आरभिसंति ॥[1]

---

૧ સંસ્કૃત છાયા અને અનુવાદ

इयं धर्मलिपिः देवानांप्रियेण प्रियदर्शिना राज्ञा लेखिता । इह नो कश्चित् जीवः आलभ्य प्रहोतव्यः । न च समाजः कर्तव्यः । बहुकं हि दोषं समाजे पश्यति देवानांप्रियः प्रियदर्शी राजा । अस्ति (सन्ति) अपि तु एके समाजाः साधुमताः देवानांप्रियस्य प्रियदर्शिनः राज्ञः । पुरा महानसे देवानाम्प्रियस्य प्रियदर्शिनः राज्ञः अनुदिवसं बहूनि प्राणशतसहस्राणि आलभ्यन्त सूपार्थाय । तद् अद्य यदा इयं धर्मलिपिः लिखिता त्रयः एव प्राणा आलभ्यन्ते सूपार्थाय । द्वौ मयूरौ एकः मृगः । सोऽपि मृगः न ध्रुवः । एतेऽपि त्रयः प्राणाः पश्चात् न आलभ्येरन् ॥

દેવોના પ્રિય પ્રિયદર્શી રાજાએ આ ધર્મલિપિ લખાવી. અહીં સંહાર કરી કોઈ જીવનો હોમ કરવો નહિ. અને સમાજ (સામાજિક મેળો) ન કરવો. દેવોને પ્રિય પ્રિયદર્શી રાજા સમાજમાં બહુ દોષ ખરેખર જુએ છે. પરંતુ કેટલાક મેળાઓ દેવોના પ્રિય પ્રિયદર્શી રાજાને સારી રીતે ગમે છે. દેવોના પ્રિય પ્રિયદર્શી રાજાના રસોડામાં પહેલાં દરરોજ ઘણાં સેંકડો હજારો પ્રાણી ભોજનને

પ્રાંતિકતાની દૃષ્ટિએ આ ત્રણે લેખમાં જે ભેદ છે તે જુઓ :

| ગિરનાર | જોગઢ | મન્સેરા |
|---|---|---|
| (૧) પાલિ જેમ રકારઃ आरभितु, राजा | (૧) માગધી જેમ લકારઃ आलभितु, लाजा | (૧) પાલિ જેમ રકારઃ अरभितु, रज |
| (૨) જોડાક્ષરની હસ્તીઃ कतव्यो, द्वो, प्रिय | (૨) જોડાક્ષરનો અભાવઃ कटविये, दुवे, पिय | (૨) વૈકલ્પિક સ્થિતિઃ कटविय, दुवे સાથોસાથ રકાર-વાળાં प्रिय વગેરે રૂપો |
| (૩) ऋના લોપે દંત્યઃ सूपाथाय | (૩) ऋના લોપે મૂર્ધન્યઃ सूपठाये | (૩) ત્યાં દંત્ય જઃ सूपथये |
| (૪) ऋને સ્થાને अः मगो | (૪) ऋને સ્થાને इः मिगे | (૪) ऋને સ્થાને रिः म्रिगे |
| (૫) વૈદિક ध પ્રત્યયઃ इध | (૫) ध > ह ને વ્યત્યયઃ हिद | (૫) તે જઃ हिद |
| (૬) ज्ञને સ્થાને ञः राञा | (૬) ત્યાં जः लाजिना | (૬) ત્યાં પણ जः रजिन |
| (૭) ૧લીના એ.વ.માં ओः समाजो, पियो, सो | (૭) ત્યાં ए પ્રત્યયઃ समाजे, पिये, से | (૭) अकार–एकार समज, से, प्रिये |
| (૮) સાતમીમાં म्हिः समाजम्हि | (૮) ત્યાં सि महानससि | (૮) ત્યાં પણ सि महानससि |
| (૯) કર્મણિ ૩. પુ. બ. व. आरभिसरे | (૯) ત્યાં अंतिः आलभियिसंति | (૯) ત્યાં પણ अंति आरभिसंति |

---

માટે કપાતાં હતાં. તો આજે જ્યારે આ ધર્મલિપિ લખાય છે ત્યારે ત્રણ જ પ્રાણી ભોજનને માટે કપાય છેઃ બે મોર અને એક મૃગ. તે મૃગ પણ નક્કી નહિ. આ ત્રણ પ્રાણીઓ પણ હવે પછી નહિ કપાય.

આ નવ ભેદ જોતાં એ માલૂમ પડશે કે ગિરનારના લેખમાં એક પ્રકારનો પ્રાંતિક ભેદ છે, જ્યારે જૌગઢમાં બીજો જ છે, જે માગધીની લાક્ષણિકતા ધરાવે છે. મન્સેરાના લેખમાં બંનેની મિશ્રતા છે. આની પૃથક્કૃતિથી મને ત્રણ જુદા પ્રકારો નીકળી આવતા જણાય છે :

| ગિરનાર | મન્સેરા | જૌગઢ |
|---|---|---|
| \| | \| | \| |
| પાલિ | અર્ધમાગધી | માગધી |

ડૉ. વુલ્નરે આ લેખો ઉપરથી તુલનાત્મક રૂપો આપ્યાં છે; જેવાં કેઃ—

| સંસ્કૃત | પાલિ | ગિર. | મન્સેરા | જૌગઢ | માગધી | અર્ધમાગધી |
|---|---|---|---|---|---|---|
| धर्मः | धंमो | धंमो | ध्रमो | धंमे | धंमे | धंमे |
| मृगः | मिगो–मगो | मगो | म्रिगे–म्रगो | मिगे | मिगे | मिगे |
| प्रियस्य | पियस्स | प्रियस<br>पियस | प्रियस<br>पियस | पियस | पियश्श | पियस्स |
| अर्थाय | अट्ठाय | अथाय | अथ्राये | अथाये | ... | अट्ठाए |
| अर्थे | अट्ठे | अथम्हि | अथ्रे | अठसि<br>अथसि | अस्ते<br>अस्ताहि | अट्ठासि |
| अवरोधने | ओरोधने | ओरोधनम्हि | ओरोधने | ओलोधनसि | ओलोधणे | ओलोहणंसि |
| उत्थाने | उट्ठाने | उस्टानम्हि | उठानसि<br>–उठाने | उठानसि | उस्टाने | उट्ठाणंसि |
| शीले | सीले | सीलम्हि | शीले | सीलसि | शीले | सीलंसि |
| मयूराः | मोरा | मोरा | मजुरा | मजूला | मोला<br>मऊला | मोरा–मऊरा |
| वृक्षः | रुक्खा | व्रछा | रुछ | लुखानि | लुक्खा<br>लुस्का | रुक्खा |
| हस्तिनः | हत्थी | हस्तिनो | हस्तिने<br>हस्तिनो | हथीनि | हश्तिणे | हत्थी |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| राज्ञा | रञ्ञा<br>राजिना | राञा<br>राजिना | राञा | लाजिना | लञ्ञा | रन्ना–रण्णा |
| अन्येषु | अञ्ञेषु | अञेसु<br>अंञेसु | अञेसु<br>अणेसु | अंनेसु<br>अनेसु | अञ्ञेशु | अन्नेसु |
| क्षुद्रक– | खुद्दक–<br>(छुद्दो) | छुदक– | खुद्दक– | खुदक– | खुद्दअ– | खुड्डग– |
| यद् | यं | य | यं–अं | अं–यं | यं | जं |
| इह | इध | इध | इअ–हिद | इद–हिद | इध | इह |
| करोति | करोति | करोति | करोति | कलेति | कलेदि | करेइ |
| अस्ति | अत्थि | अस्ति | अश्ति | अथि | अस्ति | अत्थि |
| भवति | भवति | होति-भवति | भोति | होति | भोदि | होइ–हवइ |
| *कर्ष्यति | कस्सति<br>कासति | कासति | कसति | कछति | (कलिश्शदि) | काहिइ<br>(करिस्सइ) |
| वसेयुः | वसेय्युं | वसेयु | वसेयु | वसेयुँ | ... | वसेज्जा<br>(એ. ૧.) |
| स्थित्वा | ठत्वा | ... | तिस्तितु | चिठितु | चिष्ठिऊण | चिट्ठित्ता |
| *परित्यजित्य | परिच-<br>जित्वा | परियजित्पा | परितिजितु | पलितिजितु | ... | परिचइत्ता |
| कर्तव्यम् | कत्तब्बं | कतव्यं | कटव | कटविये | कडब्बं | कायव्वं |
| आराधयि-<br>तुम् | आराधेतुं | आराधेतु | ... | आलाधयि-<br>तवे | आलाधेदुं | आराधेत्तए |
| क्षमितुम् | खमितुं | छमितवे | (छमनये) | खमितवे | खमिदुं | खमित्तए |

## ૨. પાલિ અને અર્ધમાગધી

આ શિલાલેખોના સાહિત્ય પછીનું નોંધાયેલું સાહિત્ય તે પાલિ અને અર્ધમાગધીનું છે. અહીં આ બંને ભાષાના નમૂના ઉતારું છું. આમાં મૂળ નમૂનો અર્ધમાગધીનો છે અને તે સામે તેનું જ પાલિ આપવામાં આવ્યું છે.

| અર્ધમાગધી | પાલિ |
|---|---|
| [1]से भगवं अरहा जिणे जाए | सो भगवं अरहा जिनो जातो, |
| सव्वन्नू सव्वभाव-दरिसी सव्व- | सब्बञ्ञू सब्बभाव-दस्सी सब्ब- |
| देवमणुयासुरस्स लोयस्स | देव-मनुज-असुरस्स लोकस्स |
| पज्जाये जाणती। तं जहा— | पञ्ञाय जानाति। तं यथा- |
| आगतिं, गतिं, ठिर्तिं, चवणं, | आगतिं, गतिं, ठितिं, चवनं, |
| उववायं, आवि-कम्मं, रहोकम्मं | उपपाद, आविकम्मं, रहोकम्मं |
| जाणमाणे पासमाणे एवं विहरइ ॥ | जानमानो पस्समानो एवं विहरति ॥ |
| तहा विमुक्खस्स परिन्नचारिणो | तथा विमुत्तस्स परिञ्ञ-चारिणो |
| धितीमतो दुक्ख-खमस्स भिक्खुणो। | धितीमतो दुक्ख-खमस्स भिक्खुनो। |
| विसुज्झती जंसि मलं परे कडं | विसुज्झति यस्मिं मलं पुरे कतं |
| समीरियं रुप्पमलं व जोतिणा ॥१॥ | समीरितं रुप्पमूलं व जोतिना ॥१॥ |
| इमम्मि लोए परतो य दोसु वि | इमम्हि लोके परतो च द्वेसु पि |

૧. સંસ્કૃત છાયા

सः भगवान् अर्हन् जिनः जातः सर्वज्ञः सर्वभावदर्शी सर्वदेवमनुजासुरस्य लोकस्य प्रज्ञातान् जानाति। तद् यथा—आगतिं, गतिं, स्थितिं, तपनं, उपपादं, आविष्कर्म, रहःकर्म, जानानः पश्यन् एवं विहरति ॥

तथा विमुक्तस्य परिज्ञचारिणः धृतिमतः दुःखक्षमस्य भिक्षोः।
विशुध्यते यस्मिन् मलः पुराकृतः समीरितः रौप्यमलः इव ज्योतिषा ॥१॥
अस्मिन् लोके परतः च द्वेषः अपि न विद्यते बन्धनं यस्य किंचिदपि।
सो हि निरालम्बने अप्रतिष्ठिते कथं-कथीभावपथं विमुञ्चति ॥२॥

| | |
|---|---|
| न विज्जती बन्धणं जस्स किंचि वि । | न विज्जति बन्धनं यस्स किं चि पि, |
| सेहु निरालम्बणे अप्पतिट्ठिते | सो हि निरालम्बने अप्पतिट्ठिते |
| कलं–कली–भाव–पहं विमुच्चइ ॥२॥ | कथं–कथी–भाव–पहं विमुच्चति ॥२॥ |

આ બંને રૂપોમાં પાલિનું રૂપ સંસ્કૃત ભાષાની સાથે વધુ મળતું આવે છે. ખાસ કરીને બે સ્વર વચ્ચેના વ્યંજનોને ક–ગ–ચ–જ–ત–દ–પ–ય–વ નું પાલિમાં અસ્તિત્વ છે, તેને બદલે અર્ધમાગધીના આ સ્વરૂપમાં લોપ થવાનું વલણ છે. ઉદાહરણ તરીકે જુઓ जाए, < સં. जातः, मणुय– < मनुज–, लोयस्स < સં. लोकस्य, विहरइ < સં. विहरति, लोए< સં. लोके, विमुच्चइ< સં. विमुच्यति, આમ છતાં भगवं< સં. भगवान्, आगतिं, विसुज्झती < સં. विशुध्यते એ વગેરે રૂપો પણ મળે છે.

રૂપરચના વગેરેની દૃષ્ટિએ નીચેનો ભેદ છે:

| પાલિ | અર્ધમાગધી |
|---|---|
| (૧) પ્ર. એ. વ. માં ओः | (૧) પ્ર. એ. વ. માં एः |
| जिनो, जातो | जिणे, जाए |
| (૨) સ. માં म्हि, स्मि, | (૨) ત્યાં (अं)सि, म्मि |
| यस्मिं, इमम्हि, | यंसि, इमम्मि |
| (૩) ભૂતકૃદંતમાં तः | (૩) ત્યાં ड : ને લોપ પણ |
| कतं | कडं, समीरियं |
| (૪) न નું અસ્તિત્વ: | (૪) न ને સ્થાને પ્રાયઃ णः |
| जिनो, जानाति, जानमानो | जिणे, जाणती, जाणमाणे |
| (૫) ज्ञ ને સ્થાને ञ्ञः | (૫) ત્યાં न्न; તેમ ण्णः |
| सब्बञ्ञू, पञ्ञाय | सव्वन्नू पण्णाये |
| (૬) બે સ્વર મધ્યવર્તી प નું અસ્તિત્વ: उपपादं | (૬) प ને સ્થાને वः |
| | उववायं |
| (૭) વ્યુત્પન્ન ब्ब ને સ્થાને ब्बः | (૭) વ્યુત્પન્ન व्वનું જ અસ્તિત્વઃ |
| सब्बञ्ञू | सव्वन्नू |

આ તારતમ્ય આ બંને ભાષા વચ્ચેના લાક્ષણિક ભેદનો માત્ર ખ્યાલ આપી શકશે. અર્ધમાગધીમાં માગધીનું પ્રથમા વિભક્તિ એકવચન પ્રયોજાયેલું છે, તેને બાદ કરતાં તેનું સ્વરૂપ મહારાષ્ટ્રી પ્રાકૃત (standard)ને મળતું વધુ છે; એ દષ્ટિએ પાલિનું રૂપ અર્ધમાગધીના હાલ મળતા રૂપ કરતાં વધુ જૂનું છે એ સમઝાશે.

## ૩. શૌરસેની–મહારાષ્ટ્રી પ્રાકૃત

પાલિ અને મહારાષ્ટ્રી પ્રાકૃત (standard) એના વચગાળાનું રૂપ શૌરસેની સાચવી રાખે છે. પ્રકૃત ગ્રંથના પૃ. ૭૨–૭૩ ઉપર શૌરસેનીની લાક્ષણિકતા આપવામાં આવી છે. શૌરસેનીની વૈકલ્પિક લાક્ષણિકતાઓ ઊડી જતાં ત્યાં મહારાષ્ટ્રી પ્રાકૃતનું રૂપ આવી જાય છે. ખરું જોતાં તો માત્ર त नो द એ એક જ સાચું સાહિત્યકીય શૌરસેનીનું રૂપ છે. આમાં क ના ग ને ઉમેરવો જોઇયે; જેમકે पचति=पचदि, शोकः =सोगो; જ્યારે મહારાષ્ટ્રી પ્રાકૃતમાં તે पचइ અને सोओ તરીકે આવી રહેશે. આ ઉપરથી મને એમ લાગ્યું છે કે પાલિના અઘોષ क–त ને સ્થાને ग–द થયા પછી તેનો લોપ થયે સાહિત્યકીય શૌરસેનીનું સ્વાભાવિક રૂપ આવી રહે. એટલે સાહિત્યકીય શૌરસેનીના મૂળરૂપની શૌરસેની ભાષા પાલિમાંથી અવતરી અઘોષના ઘોષમાં પરિણત થઈ પછી તેવા ઘોષ–સ્વરોના મધ્યમાં રહેલાનો લોપ થયે સ્વાભાવિક મહારાષ્ટ્રી પ્રાકૃત આવી, જેનું સાહિત્યકીય સ્વરૂપ એ આજ મળતી મહારાષ્ટ્રી પ્રાકૃત (standard) છે.

અહીં હવે એના નમૂના ઉતારિયે :

| **શૌરસેની** | **મહા. પ્રાકૃત** |
|---|---|
| [1]णं भणिदो म्हि इन्दीवरीआए, जधा अज्ज उववासणिअमट्ठिदा देवी | णणु भणिओ म्हि इन्दीवरीआए जहा अज्ज उववासणिअमट्ठिआ देवी |

---

૧. સંસ્કૃત છાયા

ननु भणितोऽस्मि इन्दीवरिकया यथा अद्य उपवासनियमस्थिता देवी वासवदत्ता स्वस्तिवाचननिमित्तं शब्दापयति इति । तद् यावद् धारागृहो-

| | |
|---|---|
| वासवदत्ता सोत्थिवाअणणिमित्तं सद्दावेदि त्ति । ता जाव धाराघरुज्जाणदिग्घिआए ण्हाइअ देवीपासं गदुअ कुक्कुडवादं करिस्सं । अण्णधा कधं अम्हाणं सरिसा बम्हणा राअउले पडिग्गहं करेन्ति । कधं एसो पिअवअस्सो अज्ज देवीए विरहुक्कण्ठाविणोदणणिमित्तं धाराघरुज्जाणं जेव्व पत्थिदो । ता जाव वअस्सेण सह ज्जेव्व गदुअ जधोदिदं अणुचिट्ठिस्सम् ॥ | वासवदत्ता सोत्थिवाअणणिमित्तं सद्दावेइ त्ति । ता जाव धाराघरुज्जाणदिग्घिआए ण्हाइअ देवीपासं गइअ कुक्कुडवाअं करिस्सं । अण्णहा कहं अम्हाणं सरिसा बम्हणा राअउले पडिग्गहं करेन्ति । कहं एसो पिअवअस्सो अज्ज देवीए विरहुक्कण्ठविणोअणणिमित्तं धाराघरुज्जाणं जेव्व पत्थिओ । ता जाव वअस्सेण सह ज्जेव्व गइअ जहोइअं अणुचिट्ठिस्सम् ॥ |

ઉપરના અવતરણમાં બંને ભાષાના ફકરા જોવાથી માલૂમ પડશે કે त નો द થવાનો વિકાર મુખ્યત્વે બાજૂએ રાખતાં ઝાઝો બીજો તફાવત નથી. गदुअ શૌરસેનીમાં છે, તો ण्हाइअ પણ છે; આમાં इअ પ્રત્યયવાળું રૂપ શૌરસેની–મહારાષ્ટ્રીમાં સામાન્ય છે, જેમાંથી ગૂજરાતી ઈ પ્રત્યય સંબંધક ભૂતકૃદંતનો ઊતરી આવ્યો છે. અહીં નીચે હવે રૂપબંધની દૃષ્ટિએ મહારાષ્ટ્રી પ્રાકૃત(standard)નાં રૂપાખ્યાનો આપવામાં આવે છે, જેનાથી એ ભાષાની રૂપરચનાનો ખ્યાલ મેળવવાની સરળતા થશે:

## નામોનાં રૂપાખ્યાનો

અકારાંત નરજાતિ: **जण** (सं. जन)

| વિ. | એ. વ. | બ. વ. |
|---|---|---|
| ૧ લી | जणो | जणा |
| ૨ જી | जणं | जणे, जणा |

---

द्यानदीर्घिकायां स्नात्वा देवीपार्श्वं गत्वा कुक्कुटवादं करिष्यामि । अन्यथा कथम् अस्माकं सदृशाः ब्राह्मणाः राजगृहे प्रतिग्रहं कुर्वन्ति । कथम् एषः प्रियवयस्यः अद्य देव्या विरहोत्कण्ठाविनोदननिमित्तं धारागृहोद्यानम् एव प्रस्थितः । तद् यावद् वयस्येन सह एव गत्वा यथोदितम् अनुष्ठास्यामि ॥

| | | |
|---|---|---|
| ૩ જી | जणेण, जणेणं | जणेहि–हिं–हिँ |
| ૫ મી | जणा, जणत्तो, जणाओ, जणाउ, जणाहि, जणाहिंतो | जणत्तो, जणाओ, जणाउ, जणेहि, जणाहिंतो, जणेहिंतो, जणासुंतो, जणेसुंतो |
| ૪ થી–૬ ઠ્ઠી | जणस्स | जणाण, जणाणं |
| ૭ મી | जणे, जणम्मि | जणेसु, जणेसुं |
| સંબોધન | जण, जणा, जणो | जणा |

આમાં પાંચમી વિભક્તિમાં जणाओ–जणाउ ને સ્થાને जणादो–जणादु એમ જ્યાં જ્યાં ओ-उ પ્રત્યય પાંચમીમાં છે ત્યાં दो-दु સ્વીકારવા; એટલો ફેરફાર કરતાં આ બધાં રૂપાખ્યાનો સાહિત્યકીય શૌરસેનીમાં સામાન્ય છે. નાન્યતર જાતિના અકારાંત શબ્દોનાં રૂપોમાં ૧લી–૨જી સંબોધનનાં જ સંસ્કૃત જેમ જુદાં રૂપો છે; જેવાં કે—

અકારાંત નાન્ય.: **वण** (सं. वन)

| વિ. | એ. વ. | બ. વ. |
|---|---|---|
| ૧ લી–૨ જી | वणं | वणाणि, वणाइं, वणाइँ |
| સંબોધન | वण | ,, ,, ,, |

ઇકારાંત નર.: **हरि** (सं. हरि)

| વિ. | એ. વ. | બ. વ. |
|---|---|---|
| ૧ લી | हरी | हरी, हरओ, हरउ, हरिणो |
| ૨ જી | हरिं | हरी, हरिणो |
| ૩ જી | हरिणा | हरीहि–हिं–हिँ |
| ૫ મી | हरिणो, हरित्तो, हरीओ, हरीउ, हरीहिंतो | हरित्तो, हरीओ, हरीउ, हरीहिंतो, हरीसुंतो |
| ૪ થી–૬ ઠ્ઠી | हरिणो, हरिस्स | हरीण, हरीणं |
| ૭ મી | हरिम्मि | हरीसु, हरीसुं |
| સંબોધન | हरि, हरी | हरी, हरओ, हरउ, हरिणो |

इकारांत नान्य.: **दहि** (सं. दधि)

| वि. | એ. વ. | બ. વ. |
| --- | --- | --- |
| ૧ લી–૨ જી | दहि | दहीणि, दहीइ, दहीइँ |
| સંબોધન | दहि | ,, ,, ,, |

બાકીનાં हरि પ્રમાણે.

ઉકારાંત નરજાતિ અને નાન્યતરજાતિનાં રૂપ ઉપરનાં અનુક્રમે हरि અને दहि જેવાં થાય.

આકારાંત નારી. : **साला** (સં. शाला)

| वि. | એ. વ. | બ. વ. |
| --- | --- | --- |
| ૧ લી | साला | साला, सालाओ, सालाउ |
| ૨ જી | सालं | ,, ,, ,, |
| ૩ જી | सालाअ, सालाइ, सालाए | सालाहि–हिं–हिँ |
| ૫ મી | सालाअ, सालाइ, सालाए, सालत्तो, सालाओ, सालाउ, सालाहिंतो | सालत्तो, सालाओ, सालाउ, सालाहिंतो, सालासुंतो |
| ૪ થી–૬ ઠ્ઠી | सालाअ, सालाइ, सालाए | सालाण, सालाणं |
| ૭ મી | ,, ,, ,, | सालासु, सालासुं |
| સંબોધન | साले, साला | साला, सालाओ, सालाउ |

ઇકારાંત નારી. : **रत्ति** (સં. रात्रि)

| वि. | એ. વ. | બ. વ. |
| --- | --- | --- |
| ૧ લી | रत्ती | रत्ती, रत्तीओ, रत्तीउ |
| ૨ જી | रत्तिं | ,, ,, ,, |
| ૩ જી | रत्तीअ, रत्तीआ, रत्तीइ, रत्तीए | रत्तीहि–हिं–हिँ |
| ૫ મી | रत्तीअ, रत्तीआ, रत्तीइ, रत्तीए, रत्तित्तो, रत्तीओ, रत्तीउ, रत्तीहिंतो | रत्तित्तो, रत्तीओ, रत्तीउ, रत्ती-हिंतो, रत्तीसुंतो |
| ૪ થી–૬ ઠ્ઠી | रत्तीअ, रत्तीआ, रत्तीइ, रत्तीए | रत्तीण, रत्तीणं |
| ૭ મી | ,, ,, ,, ,, | रत्तीसु, रत्तीसुं |
| સંબોધન | रत्ति, रत्ती | रत्ती, रत्तीओ, रत्तीउ |

આ જ પ્રમાણે હ્રસ્વ उकारांत, દીર્ઘ ऊकारांत, અને દીર્ઘ ईकारांत નારીજાતિના શબ્દોનાં રૂપાખ્યાનો થાય છે.

ऋकारांत નામોનાં રૂપોમાં ખૂબ વૈવિધ્ય છે. સંસ્કૃતમાં જ્યાં પહેલાં પાંચ રૂપોમાં વૃદ્ધિ થાય છે, તેવા પ્રકારના શબ્દોમાં आ અંતવાળું અંગ બધાં રૂપોમાં રહે છે જ્યારે ગુણ થાય છે તેવામાં अ અંતવાળું અંગ રહે છે. ઉપરાંત તે જ રીતે आर, अर એવાં અંગ પણ ૧લી–૨જી ના એકવચન ઉપરાંત પ્રયોજાય છે; જેમકે—

णेउ (સં. नेतृ)

| વિ. | એ. વ. | બ. વ. |
|---|---|---|
| ૧ લી | णेआ, णेआरो | णेआरा, णेउणो, णेअवो, णेअओ,<br>णेअउ, णेऊ |
| ૨ જી | णेआरं | णेआरे, णेआरा, णेउणो, णेऊ |
| ૩ જી | णेआरेण, णेआरेणं, णेउणा | णेआरेहि–हिं-हिँ, णेऊहि–हिं–हिँ |
| ૫ મી | णेउणो, णेऊओ, णेऊउ,<br>णेऊहि, णेऊहिंतो, णेआराओ<br>णेआराउ, णेआराहि, णेआराहिंतो | णेउणो સિવાયનાં એકવચનનાં<br>બધાં, વધારામાં णेऊसुंतो, णेआ-<br>रासुंतो |
| ૪ થી–૬ ઠ્ઠી | णेउणो, णेउस्स, णेआरस्स | णेऊण, णेऊणं, णेआराण–णं |
| ૭ મી | णेउम्मि, णेआरम्मि | णेऊसु–सुं, णेआरेसु–सुं |
| સંબોધન | णेअ, णेआरं | णेआरा, णेउणो, णेअवो, णेअओ,<br>णेअउ, णेऊ |

पिउ (સં. पितृ) શબ્દનાં રૂપાખ્યાનમાં ઉપર જ્યાં જ્યાં અંગમાં आ છે ત્યાં अ આવે તેટલો જ તફાવત છે.

આ બધાં રૂપાખ્યાનોમાં બે સ્વર વચ્ચે આવતાં अ–आ માં લઘુ પ્રયત્ન યકાર આવી શકે છે.

નારીજાતિનાં ઋકારાંત રૂપો પણ આ જ રીતે થાય છે; જ્યારે નાન્યતર જાતિનાં दधि પ્રમાણે થાય છે.

ઉપયોગી હોવાથી राजन् શબ્દનાં રૂપો અહીં પૂરાં આપવામાં આવે છે. પાલિમાં પણ આ શબ્દનાં રૂપોમાં ખૂબ વિવિધતા છે.

| | એ. વ. | બ. વ. |
|---|---|---|
| ૧લી | राआ | राआ, राआणो, राइणो, राआणा |
| ૨જી | राअं, राइणं, राअणं | राए, राआ, राआणो, राइणो, राआणे |
| ૩જી | राइणा, रण्णा, राएण-णं, राआणेण-णं | राएहि-हिं-हिँ, राईहि-हिं,-हिँ, राआणेहि-हिं-हिँ |
| ૫મી | रण्णो, राइणो, राअत्तो તેમ राइत्तो વગેરે | राअत्तो વગેરે, राइत्तो વગેરે |
| ૪થી-૬ઠ્ઠી | रण्णो, राइणो, राअस्स, राआणस्स | राईण-णं, राआण-णं, राआणाण-णं |
| ૭મી | राए, राअम्मि, राइम्मि, राआणम्मि | राईसु-सुं, राएसु-सुं, राआणेसु-सुं |
| સંબોધન | राआ, राअ | राआ, राआणो, राइणो |

આમાં राय અંગ કરીને પણ રૂપો કરવાં. એટલે अ, आ, ए એ સ્થળે य-या-ये પણ આવી શકે.

आत्मन् શબ્દનાં अप्प તરીકે राजन् જેવાં અને अप्पाण તરીકે जण જેવાં રૂપો થાય.

## સર્વનામોનાં રૂપાખ્યાનો

| | सव्व નર. (સં. सर्व) | | त નર. (સં. तद्) | |
|---|---|---|---|---|
| | એ. વ. | બ. વ. | એ. વ. | બ. વ. |
| ૧લી | सव्वो | सव्वे | स, सो | ते, णे |
| ૨જી | सव्वं | सव्वे, सव्वा | तं, णं | ते, ता, णे, णा |
| ૩જી | सव्वेण-ण | सव्वेहि-हिं-हिँ | तेण, णेग, तिणा | तेहि-हिं-हिँ |

| | | | | |
|---|---|---|---|---|
| ૫મી | सव्वत्तो वगेरे | सव्वत्तो वगेरे | तम्हा | નિયમિત |
| ૪થી-૬ઠ્ઠી | सव्वस्स | सव्वेसिं, सव्वाण-णं | तस्स, तास | तास, तेसिं |
| ૭મી | सव्वस्सि–म्मि -हिं–त्थ | सव्वेसु–सुं | ताहे, ताला तइआ | तेसु, तेसु વગેરે |

यद् શબ્દનો ज (નારીજાતિમાં जा, કોઈવાર जी),

किम् ,, क ( ,, का, ,, की),

इदम ,, इम

एतद् ,, एय, एअ આ બધાનાં સરખાં રૂપો થાય છે.

આમાં किम् શબ્દને પાંચમીમાં किणो અને कीस રૂપો થાય છે.

इदम् નરજાતિને ૧લી એ. વ. માં अयं ને इमो બંને થાય છે. નારી જાતિમાં તેને इमिआ ને इमा બંને ૧ લી એ. વ. માં થાય છે, બીજી એ. વ. માં इणं, इमं; ૬ ઠ્ઠી એ. વ. માં अस्स, इमस्स; ૭મી એ. વ. માં अस्सिं; इमस्सिं, इह વગેરે થાય છે. આ इदम् શબ્દનાં तद् ની માફક ण વાળાં રૂપો પણ થાય છે. इदम्, तद् અને एतद् ને ૬ઠ્ઠી એ. વ. માં से અને બ. વ. सिं પણ થાય છે.

अदस् નું બધાં રૂપોમાં અંગ अमु થાય છે. ત્રણે જાતિના રૂપમાં ૧ લી એ. વ. अह અને ૭મી એ. વ. નરજાતિ अयम्मि, इयम्मि અને अमुम्मि થાય છે. બાકી उકારાંત નિયમિત રૂપો છે.

સંખ્યાવાચક વિશેષણોમાં एक्क–एग 'એક' માટે છે, અને તે सव्व માફક છે.

द्वि નાં दो કે बे એમ બે રીતે રૂપો થાય છે; એ રીતે ૧લી-૨જી दुवे, दोण्णि, बेण्णि; ૩જી दोहिं, बेहिं; ૫મી दोहिंतो, बेहिंतो; ૬ઠ્ઠી दोण्हं, बेण्हं; ૭મી दोसु, बेसु થાય છે.

त्रि નું અંગ ती થાય છે; પછી तिण्णि, तीहिं, तीहिंतो, तिण्हं, तीसु એ રીતે ૧–૨, ૩, ૫, ૪–૬, ૭મીનાં રૂપો થાય છે.

चतुर् નું चत्तारो, चउरो, चत्तारि; चऊहि; चऊहिंतो, चउण्हं, चऊसु એ ક્રમે ૧–૨, ૩, ૫, ૪–૬, ૭મીનાં રૂપો થાય છે.

अन् વાળા બધા સંખ્યાવાચક શબ્દો અકારાંત બને છે.

अस्मद्-युष्मद् નાં રૂપો ખાસ મહત્ત્વનાં છે, તે અહીં નોંધી લેવામાં આવે છેઃ

## अस्मद्

| વિ. | એ. વ. | બ. વ. |
|---|---|---|
| ૧લી | म्मि, अम्मि, अम्हि, हं, अहं, अहअं | अम्ह, अम्हे, अम्हो, मो, वयं, मे |
| ૨જી | णे, णं, मि, अम्मि, अम्ह, मं, मम, मिमं, अहं | अम्हे, अम्हो, अम्ह, णे |
| ૩જી | मि, मे, ममं, ममए, ममाइ, मइ, मए, मयाइ, णे | अम्हेहि, अम्माहि, अम्ह, अम्हे, णे |
| ૫મી | मइत्तो, ममत्तो, महत्तो, मज्झत्तो (આ અંગોને ફરી उ, सो, हि, हिन्तो લાગીને રૂપો થાય. मत्तो પણ ખરું) | ममत्तो, अम्हत्तो (આ બંનેના અંગને ફરી उ, ओ, हिन्तो, सुन्तो લાગીને રૂપો થાય. हिन्तो-सुन्तोमां ममा-ममं, अम्हा-अम्हे બંને અંગ થાય) |
| ૪થી-૬ઠ્ઠી | मे, मइ, मम, मह, महं, मज्झ, मज्झं, अम्ह, अम्हं | णे, णो, मज्झ, अम्ह, अम्हं, अम्हे, अम्हो, अम्हाण-णं, ममाण-णं, महाण-णं, मज्झाण-णं |
| ૭મી | मि, मइ, ममाइ, मए, मे, अम्हम्मि, ममम्मि, महम्मि, मज्झम्मि | अम्हेसु, ममेसु, महेसु, मज्झेसु, अम्हसु, ममसु, महसु, मज्झसु, તેમ अम्हासु એમ આકારથી પણ ચાલે. |

## युष्मद्

| વિ. | એ. વ. | બ. વ. |
|---|---|---|
| ૧લી | तं, तुं, तुवं, तुह, तुमं | मे, तुब्भे, तुज्झ, तुम्ह, तुय्हे, उय्हे, तुम्हे, तुज्झे |
| ૨જી | तं, तुं, तुमं, तुह, तुमे, तुए | वो, तुज्झ, तुब्भे, तुय्हे, उय्हे, मे, तुम्हे, तुज्झे |
| ૩જી | मे, दि, दे, ते, तइ, तए, तुम, तुमइ, तुमए, तुमे, तुमाइ | तुब्भेहिं, उज्झेहिं, उम्हेहिं, तुय्हेहिं, उय्हेहिं, तुम्हेहिं, तुज्झेहिं, मे |
| ૫મી | तइत्तो, तुवत्तो, तुमत्तो, तुहत्तो, तुब्भत्तो, तुम्हत्तो, तुज्झत्तो (ઉપરાંત ओ, उ, हि, हिन्तो લાગીને પણ तइओ વગેરે રૂપો થાય), तत्तो, तुय्ह, तुब्भ, तहिन्तो, तुम्ह, तुज्झ | तुब्भत्तो, तुय्हत्तो, उय्हत्तो, उम्हत्तो, तुम्हत्तो, तुज्झत्तो, (ઉપરાંત અંગને ओ, उ, हि, हिन्तो પણ લાગીને) |
| ૪થી-૬ઠ્ઠી | तइ, तु, ते, तुम्हं, तुह, तुहं, तुव, तुम, तुमे तुमो, तुमाइ, दि, दे, इ, ए, तुब्भ, उब्भ, उय्ह, तुम्ह, तुज्झ, उम्ह, उज्झ | तु, वो, मे, तुब्भ, तुब्भं, तुब्भाण–णं, तुवाण-णं, तुमाण-णं, तुहाण-णं, उम्हाण-णं, तुम्ह, तुज्झ, तम्हं, तुज्झं, तुम्हाण-णं, तुज्झाण-णं |
| ૭મી | तुमे, तुमए, तुमाइ, तइ, तए, तुम्मि तुवम्मि, तुमम्मि, तुहम्मि, तुब्भम्मि, तुम्हम्मि, तुज्झम्मि | तुसु, तुवेसु, तुमेसु, तुहेसु, तुब्भेसु, तुम्हेसु, तुज्झेसु, ઉપરાંત तुवसु, तुमसु, એમ એકાર વિનાનાં તેમ ત્યાં આ-કારવાળાં तुवासु વગેરે રૂપો પણ પ્રચારમાં છે. |

આ રૂપાખ્યાનો આટલી બધી વિવિધતા ધરાવે છે.

## ક્રિયાપદનાં રૂપાખ્યાનો

### कर्–કરવું (સં. कृ): વર્તમાનકાળ: કર્તરિ પ્રયોગ

| | એ. વ. | બ. વ. |
|---|---|---|
| ૧લો પુ. | करमि, करामि, करेमि, करं | करम–मु–मो, कराम–मु–मो, करेम–मु–मो, करिम–मु–मो[1] |
| ૨જો પુ. | करसि–से, करेसि–से | करित्था, करह, करेह |
| ૩જો પુ. | करइ, करए, करेइ, करइरे | करन्ति–न्ते, करिरे |

### अस्નાં રૂપાખ્યાન: વર્તમાનકાળ

| | | |
|---|---|---|
| ૧લો પુ. | म्हि, अत्थि | म्हो, म्ह, अत्थि |
| ૨જો પુ. | सि, अत्थि | अत्थि |
| ૩જો પુ. | अत्थि | अत्थि |

### કર્મણિ પ્રયોગ

ईअ, इज्ज પ્રત્યય લગાડી करीअमि, करीआमि, करिज्जमि, करिज्जामि વગેરે રૂપો કર્તરિ પ્રયોગમાંના પ્રત્યયોથી થાય છે.

### પ્રેરકનાં રૂપો

પ્રેરકનાં રૂપોમાં अ, ए, आव,[2] आवे એવા ચાર પ્રત્યય ધાતુને લાગે છે; જેમકે कारइ, कारेइ, करावइ, करावेइ, પણ भ्रम् ધાતુને आड પણ થાય, જેમકે भामइ, भामेइ, भमावइ, भमावेइ, भमाडेइ, भमाडइ.

---

૧. આ પ્રત્યય અકારાંત સિવાયનાં ક્રિયાપદોમાં ન થાય: જેમકે ठाम–मु–मो, ठासि, जासि, होसि વગેરે વગેરે.

भू ધાતુમાં हो અંગ તરીકે રૂપો થાય છે, તે લક્ષમાં રાખવું જોઇયે.

૨. ભૂતકૃદંતમાં अवि વિકલ્પે થાય છે. शोषितम्=सोसिअं કે सोसविअं બાકી સામાન્ય રીતે आवि વિકલ્પે થાય છે; જેમકે कारितम्=कारिअं, कराविअं વગેરે.

### આજ્ઞાર્થ-વિધ્યર્થ

| | એ. વ. | બ. વ. |
|---|---|---|
| ૧લો પુ. | करामु | कराम-मु-मो |
| ૨જો પુ. | करहि, करसु, करेज्जे, करेज्जहि, करेज्जसु[1] | करत्त, करह, करेत |
| ૩જો પુ. | करउ | करन्तु, करेयु |

### ભવિષ્યકાળ

પ્રત્યય તરીકે इस्स આવે છે; અકારાંત સિવાયમાં માત્ર स्स; પણ સાથેસાથ તે રીતે इह, इहि, ह પણ થાય છે, અને પછી વર્તમાનકાળ પ્રમાણે રૂપો થાય છે. करिस्समि, करिस्सं, करिहामि, करिहिमि, करिहं વગેરે. આ સામાન્ય નિયમો છે. ઉપરાંત જુદા જુદાં ક્રિયાપદો પૂરતાં જુદાં પણ રૂપો થાય છે.

### ભૂતકાળ

ભૂતકાળ પ્રાયઃ લુપ્ત થયો છે; ભૂતકૃદંત જ વપરાય છે; છતાં कृ, अस नां અદ્યતન-સં. નાં રૂપોના વિકારો ક્વચિત્ પ્રયોજાય છે.

### કૃદંતો

ભૂતકૃદંતઃ इअ; અકારાંત ન હોય ત્યાં अ, करिअ, हूअ, जाअ
હેત્વર્થકૃદંતઃ इउं, एउं; ,, करेउं करिउं, होउं
વિધ્યર્થકૃદંતઃ एअव्वं, इअव्वं; ,, करेअव्वं, करिअव्वं, होअव्वं
સંબંધકભૂતકૃદંતઃ एऊण, इऊण; ,, करेऊण, करिऊण; इअ, करिअ
વર્તમાનકૃદંત કર્તરિઃ अन्तो; करन्तो
,, કર્મણિઃ ईअन्तो, इज्जन्तो; करीअन्तो, करिज्जन्तो

આ તો માત્ર દિશાસૂચન પૂરતું આપવામાં આવ્યું છે.

---

૧. અકારાંત સિવાયમાં તો સાદા सु અને हि જ થાય.

## ૪. માગધી

બુદ્ધ અને મહાવીરના સમયની તેઓના દેશ મગધની (પ્રાચ્ય) ભાષાનું સ્વરૂપ કેવું હતું તે જાણવાનું આપણી પાસે સ્પષ્ટ સાધન નથી; પણ પછી એ દ્વૈતીયિક પ્રાકૃતોની બીજી ભૂમિકાની ભાષાઓ પાલિ અને અર્ધમાગધી મળે છે. અને અર્ધમાગધીમાં માગધ ભાષા-સ્વરૂપના કેટલાક અંશો સચવાયેલા છે. વૈયાકરણોએ આપેલી માગધી તો મોડાંની લાગે છે અને તે શૌરસેનીમય છે, પણ તેમાં માગધ ભાષાપ્રકાર સ્પષ્ટ છે. આ. હેમચંદ્રે આ નવી સાહિત્યકીય માગધીનાં લક્ષણો નીચે પ્રમાણે આપ્યાં છે:

(૧) નરજાતિ ૧ લી એ. વ. માં ए પ્રત્યય; જેમકે एषः पुरुषः >एशे पुलिशे, પ્રા. શૌ. एसो पुरिसो

(૨) र અને स ને સ્થાને અનુક્રમે ल અને श; ઉદાહરણ ઉપર મુજબ.

(૩) स અને ष સંયુક્તાક્ષરમાં હોય ત્યારે स પડયો રહે છે; (પ્રાકૃતમાં પરસવર્ણ થાય છે); જેમકે प्रस्खलति >पस्ख-लदि; પ્રા. पक्खलइ, શૌ. पक्खलदि

(૪) ट्ट (ष्ट) અને ष्ठ ને સ્થાને स्ट થાય; पृष्टः >पस्टे; सुष्ठु >शुस्टु જ્યારે પ્રા. पुट्ठो, सुट्ठु

(૫) स्थ અને र्थ નો स्त થાય; सुस्थितः >शुस्तिदे; अर्थः >अस्ते, सार्थवाहः > शस्तवाहे; જ્યારે પ્રા. सुट्ठिओ, अत्थ, सत्थवाहो

(૬) ज, द्य, અને य ને સ્થાને यકાર; जानाति >याणादि; जनपदः >यणवदे, अर्जुनः > अय्युणे; मद्यम् >मय्यं, अद्य किल विद्याधरः आगतः >अय्य किल विय्याहले आगदे, જ્યારે પ્રા. जाणइ, जणवओ, अज्जुणो, मज्जं, अज्ज किल विज्जा-हरो आगओ.

(૭) न्य, ण्य, ज्ञ, ञ्ज ને સ્થાને ञ्ञ; अभिमन्युः >अहिमञ्ञु, पुण्यवान् >पुञ्ञवन्ते, सर्वज्ञः >शव्वञ्ञे, धनञ्जयः >धणञ्ञए, જ્યારે પ્રા. अहिमण्णु, पुण्णवन्तो, सव्वण्णो, धणञ्जओ

(૮) व्रज् ધાતુમાં ज નો ञ थाय; व्रजति, वञ्जदि, પ્રા. वञइ,

(૯) छ નો અનાદિ દશામાં श्च થાય; गच्छः >गश्चे વગેરે.

(૧૦) क्ष નો × क; જેમકે यक्षः >य × के, પ્રા. यक्खो; અપવાદ તરીકે प्रेक्षते >पेस्कदि પ્રા. पेक्खइ; आचक्षते >आचस्कदि પ્રા. आचक्खइ

(૧૧) तिष्ठ નો चिष्ठ; तिष्ठति >चिष्ठदि

(૧૨) અકારાંત નામને છઠ્ઠી એ. વ. માં आह વિકલ્પે પ્રત્યય છે.

(૧૩) ,, બ. વ. માં हँ વિકલ્પે છે.

(૧૨) अहम् અને वयम् ને સ્થાને हगे.

બાકીના વિકારો શૌરસેની જેવા છે.

આ પ્રમાણે મુખ્ય ભેદોની ઝાંખી થશે. પૈશાચી, ચૂલિકા પૈશાચી, તેમ જ માર્કંડેયે આપેલી પ્રાકૃતો વગેરે અનેક છે, તેનાં રૂપ અહીં બહુ ઉપયોગી ન જણાતાં આપ્યાં નથી. થોડી જ મહેનતે તે જાણી શકાય તેવાં છે.

આ દ્વૈતીયિક પ્રાકૃતો પછી તાર્તીયિક પ્રાકૃતો આવે છે, જેનો સમય ઈ. સ. ૧૦૦૦ પછીથી આજ સુધીનો છે. આ બધી પ્રાંતિક બોલીઓના તે તે અપભ્રંશો તે સમયમાં હતા, એ સ્વીકારવામાં બાધ નથી. તે પછી બધી બોલીઓ ક્રમિક રીતે આજને સ્વરૂપે આવી રહી છે.

# પરિશિષ્ટ—૩

## સં. ૧૨૪૧ નું રાસકાવ્યઃ ભરતેશ્વરબાહુબલિ રાસ

અત્યાર સુધીમાં પ્રાપ્ત થયેલી ગૌર્જર અપભ્રંશ કિંવા પ્રાચીન ગૂજરાતીની દ્વિતીય ભૂમિકાનાં રાસકાવ્યોમાં સૌથી જૂનામાં જૂનું રાસકાવ્ય તે સં. ૧૨૪૧નું "ભરતેશ્વરબાહુબલિ રાસ" છે. આ વિશે માત્ર નોંધપૂરતી સૂચના પ્રકૃત ગ્રંથના પૃ. ૧૫૬–૧૬૧ ઉપર કરવામાં આવી છે. શાલિભદ્રસૂરિની આ કૃતિ અને ત્યાં જ બતાવેલી તેમની બીજી કૃતિ "બુદ્ધિ રાસ" એ બંનેનું સંપાદન મુનિશ્રી જિનવિજયજીને હાથે "ભારતીય વિદ્યા"માં[1] સ્વતંત્ર રીતે અનુપૂર્તિ–રૂપે થયું છે. આ કાવ્ય તે પ્રકારનું જૂનું હોઈ તેમ જ તે એક મહત્ત્વનું વીરગાથાત્મક (romantic) કાવ્ય પણ હોઈ તે વિશે થોડીક વિશેષ માહિતી અહીં આપવાનો પ્રયત્ન કરવામાં આવે છે, તે અભ્યાસકોને ઉપયોગી થઈ પડશે.

મુનિશ્રી જિનવિજયજીએ જે હાથપ્રત ઉપરથી "ભરતેશ્વરબાહુબલિ રાસ" છપાવ્યો છે, તે હાથપ્રતમાં નકલ થયાનું વર્ષ નથી, પણ તેઓશ્રી માને છે કે એ હાથપ્રત 'અનુમાને ૪૦૦થી ૫૦૦ વર્ષ જેટલી જૂની હોય તેમ જણાય છે.'[2] એટલે સં. ૧૫૦૦–૧૬૦૦ દરમિયાનમાં થયેલી તે નકલ છે. એમાં ભાષાનું જૂનું રૂપ સારી રીતે સચવાઈ રહેલું છે. મારા તરફથી પૃ. ૧૫૬–૫૭ ઉપર લીધેલાં અવતરણ "જૈન ગૂર્જર કવિઓ"–ભાગ ૧લા માંથી લેવામાં આવ્યાં છે, તે અને આ વચ્ચે પાઠભેદો તેમ જ કાંઈક ભૂમિકાભેદ પણ છે; એટલે કે "જૈન ગૂર્જર કવિઓ"વાળી પ્રત મને સહેજ જૂની વધુ લાગી છે; છતાં મોટો ભેદ નથી જ; અહીં બંનેની થોડી સરખામણીથી એ ખ્યાલમાં આવશે.

---

૧. ભારતીય વિદ્યા–ભાગ ૨, અંક ૧, ઓકટોબર ૧૯૪૨ઃ અનુપૂર્તિ

૨. એજન, પૃ. ૫

**૧. જૈ. ગૂ. કવિઓ**

રિસહ જિણેસર પય પણમેવિ
સરસતિ સામિણિ મનિ સમરેવિ
નમિવિ નિરંતર ગુરુચરણ ।
ભરહ નરિંદહ તણઉં ચરિત્તો
જે જગિ વસુહીંડઇ વદીતો
બાર વરસિ બિહુ બંધવહ ।।૧।।
હઉં હિવ એ ભણિસુ રાસહ છંદિહિં
તં જણમણહર મણઆણંદિઇં
ભાવિઇં ભવિયણ સાંભલઉ ।
જંબુદીવિ ઉવઝાઉવર નયરો
ધણ કણ કંચણ રયણિહિં પવરો
અવર પવર કિરિ અમરપુરો. ૨

**૨. જિનવિજયજી**

રિસહ જિણેસર પય પણમેવી
સરસતિ સામિણિ મનિ સમરેવી
નમવિ નિરંતર ગુરુચલણા ।।૧।।
ભરહ નરિંદહ તણું ચરિત્તો
જં જુગી વસહાંવલય વદીતો
બાર વરિસ બિહું બંધવહં ।।૨।।
હું હિવ પભણિસુ રાસહ છંદિહિં
તં જનમનહર મન આણંદિહિં
ભાવિહિં ભવીયણ સંભલેઉ ।।૩।।
જંબુદીવિ ઉવઝાઉરિ નયરો
ધણિ કણિ કંચણિ રયણિહિં પવરો
અવર પવર કિરિ અમર પરો ।।૪।।

આ અવતરણો જોતાં એવી સ્થિતિ દેખાય છે કે ૧લા અવતરણમાં તણઉં, હઉં, જણમણહર, મણ એ જૂની ભૂમિકામાં છે, જયારે ૨જા અવતરણમાં તણું, હું, જનમનહર, મન એમ આ બાજૂ આવતી ભૂમિકાનાં રૂપો છે; એથી ઊલટું ૧લા અવતરણમાં જે, ચરણ, આણંદિઇં, ભાવિઇં, સાંભલઉ એ આ બાજૂ આવતી ભૂમિકાનાં રૂપો છે, જયારે ૨જા અવતરણમાં જં, ચલણ, આણંદિહિં, ભાવિહિ, સંભલેઉ એ જૂની ભૂમિકાનાં રૂપો છે. આ ઉપરથી નિર્ણય બાંધવો હોય તો એમ બાંધી શકાય કે સંક્રાંતિકાલની ભાષામાં થયેલી નકલો આ બેઉ છે; મૂળનું રૂપ તેથી જૂની ભૂમિકાનું હોવું જોઇયે એ સ્પષ્ટ થાય. આમ જૂનાં રૂપોની દૃષ્ટિએ આ કૃતિની પ્રતિકૃતિ આપણને અવશ્ય ઉપયોગી તો છે જ. પ્રાચીન ગૂજરાતીની ૨જી ભૂમિકાનાં રૂપો જેટલા પ્રમાણમાં સચવાઈ રહ્યાં હોય તેટલા પ્રમાણમાં તે અભ્યાસકોને ખૂબ માર્ગદર્શક થાય તેમ છે. આ કાવ્યમાંથી રૂપરચના વગેરેની દૃષ્ટિએ આ નીચે તારવી કાઢેલાં રૂપાખ્યાનો ભાષાભૂમિકાની દૃષ્ટિએ મને મહત્ત્વનાં લાગ્યાં છે; જેવાં કે

## નામનાં રૂપાખ્યાન

| | એ. વ. | બ. વ. |
|---|---|---|
| ૧ લી | ભલ્લુ, સાહમુ | પાય, ગુરૂચલણા |
| ૨ જી | લાસ, ઘાઉ, બાપ | પાય |
| ૩ જી | ધણિ, કણિ, કંચણિ, આણંદિહિં[1] | છંદિહિં |
| ૫ મી | ... | ... |
| ૬ ઠ્ઠી | પરહ, ભરતેસરહં, નરિંદહ તણુ, કલહ તણુઇ, ભરહેસરહ તણુ, રાજ તણીં, સેન તણી, પોયણપુર કેરઉ, રિસહેસર કેરા, ભરહરાય કેરા | બંધવહં |
| ૭ મી | જંબુદીવિ, મુહે, તલસારે, નીસાણે, ભજ્જં (=ભાંગવામા) | અંગોઅંગિઇ |

## સર્વનામનાં રૂપાખ્યાનો

| | હું | | તૂં | |
|---|---|---|---|---|
| | એ. વ. | બ. વ. | એ. વ. | બ. વ. |
| ૧ | હું,હૂં,હૂંય | અમ્હ, અમ્હિ | તૂ, તૂંય | તુમ્હ, તુમ્હિ |
| ૨ | ... | ... | ... | ... |
| ૩ | મઇં | ... | તઇં | ... |
| ૫ | ... | ... | | ... |
| ૬ | મઝ, મુઝ, મૂંય, | અમ્હ, અમ્હારઇ, અમ્હારૂ | તુહ,તુઝ,તૂંય | ... |
| ૭ | ... | ... | ... | ... |

આપણું વગેરે "પોતાના" અર્થમાં વપરાયેલ છે (૧૬૮).

## સર્વનામનાં જુદાં જુદાં રૂપો :

તહિં, તિત્થુ, તિહાં; જહિં, જિત્થુ; જં, તં: પહિલું–પહિલઉં, પહિલૂં; સહૂ, સવિ, કોઇ, કાઈ, કાંઇ; જિ, જસ; તેય, તેણ, તેણિ, તિણિ, તીહં, તસુ, તાય; સો; સુ; એવડુ: સિઉં; તીહ તણઈ, કુણ, કવણ, વગેરે.

1. સિઉં તૃતીયા સાથે વપરાયેલો મળે છે: જેમકે મઈસિઉં (૧૩૦)

### સર્વનામાત્મક અવ્યયો :

કમ્હઇં. કિમઇ, તીમ, જીમ, હવડા, જુ, તુ-તઉ-તો, આજ, તઉ પુણ, વગેરે.
કિ આશ્ચર્યવાચક યા અથવાવાચક પ્રયોજાયેલો મળે છે,
(જુઓ કડી ૪૬, ૧૪૨ વગેરે): નવિ, ન, મ એ નકારાર્થે છે.

### વર્તમાનકાળ-કર્તરિ :

| | એ. વ. | બ. વ. |
|---|---|---|
| ૧ | અણુસરઉં, કહું-કહૂં, ભજઉ, ઊતારઉ, તારઉ | ... |
| ૨ | ... | ... |
| ૩ | દિયઇ-દિયએ-દિઇ: વીનવઇ, મનાવે, અછઇ, જાઇ, માઇ, જોઇ, હોઇ, થાઇ | કરઈ, વસંતિ |

### વર્તમાનકાળ કર્મણિ :

૩જો પુરુષ. સેવીઇ, કીજઇ, કરીજઇ, ભેટીજઇ, સુણીજઇ વગેરે અનેક કર્મણિનું આ રૂપ કર્તરિ પ્ર. પુ. બ. તરીકે આજે અર્વાચીન ગૂજરાતીમાં આવી ગયું છે; તેની શરૂઆત મને "ભરતેશ્વરબાહુબલિ રાસ" જેટલી જૂની મળી આવી છે; જેવી કે 'અમ્હિ સેવ કિજ્જઇ' (૧૩૮).

### પ્રેરકનાં રૂપો :

૩ જો પુરુષ બોલાવઇ, ડોલાવઇ, બૂઝવઇ, દિવરાવઇ, જણાવઇ, પલણાવઇ, દિવારઇ, જણાવીઇ (કર્મણિ), મનાવીય—ચડાવીય (બંને ભૂત કૃદંત), લિવારિઆ (ભૂ. કૃ.)

### આજ્ઞાર્થ :

| | એ. વ. | બ. વ. |
|---|---|---|
| ૨ જો પુ. | હણિ, જણાવે, ચલાવે | સંભલેઉ, કરઉ |

### ભવિષ્યકાળ :

| | એ. વ. | બ. વ. |
|---|---|---|
| ૧ લો પુ. | પમણિસુ, લેસુ, પણમેસો-લેસો | મિલિસિઉં |
| ૨ જો પુ. | લાઇસિ, જંપિસિ, સહેસિ, વહેસિ | ... |
| ૩ જો પુ. | મિલસિઇં, કરેસિઇ, ધરેસિઇ | ... |

## કૃદંતો :

**ભૂતકૃદંત :** ઊઠીઉ, ઊપન્નૂં, સંતૂઠઉ, કીધા, લીધા, હણીઉ, દાખીઉ, હવું, દીઠઉં, માંડિઉ, વગેરે.

**હેત્વર્થક:** મારિવુ, જીવિવા, રહવા વગેરે.

**સંબંધક ભૂત:** દેષી, જાઈ, થાપીય, આપીય, ભિડિય, પણમેવી, નમવિ વગેરે

**વર્તમાન :** દેતુ, ઝૂઝંત, ઝાલંતઉ, પઇસંતુ, વદીતો (કર્મણિ)

ભાષાના સ્વરૂપને અનુલક્ષીને મેં નીચે મુજબના પ્રયોગો, રૂપો વગેરે તારવી કાઢ્યાં છે તે અભ્યાસકોને ભાષાભૂમિકા સમઝવામાં ઉપયોગી થશે:

જાણુ હવું ભરહેસરહ (૧૨), ધ્રસક્કો (૧૩), નીસાણે (૧૭), ન બેટા મિલઇ બાપ (૩૧), દૂંક (૩૬), ઊજુઆલઇ આયુધ તાણઇ (૩૭), જમલે (૩૯), વરતઇ આણ (૪૦), પામઇ (૪૧), મઉડુધ્ર સિઉં (૪૨), મઉડાધા (૮૧), રહવા તણુઉ (૪૭), ઊતરઇ–ઊછલીય (૫૭), પહૂતઉ રાયહરે (૬૮), ચઉડીય–બઇઠઉ (૬૯), ટોટર (૭૩), વાટ જોઇ (૮૩), વડઉ (૮૪), કાચું–સાચું (૮૫), કાછઇ--પાછઇ (૮૬), મામ ન નીગમિ (૧૦૦), મેલાવઇ તેડાવઇ ૧૦૨), મન સિઉં (૧૦૧), આગઇ (૧૦૧), ઝૂઝ (યુદ્ધ–૧૦૨), હિયડઇ (૧૦૨), તઉ લિણિ સિઉં ન કરીજઉ દાવઇ (૧૦૩), હત્થીયાર–હત્થ (૧૦૬), ગાઈ વાઘિણિ ખાઇ (૧૦૭) ચડિઉ પલાડઇ (૧૧૦), છપિઉ ફૂટઇ (૧૧૦), મરિ મ અપૂટઇ (સતિ સપ્તમી-૧૧૦), ગમાર (૧૧૨), કૂંભાર (૧૧૪), ઊગતઈ (સતિ સપ્તમી–૧૧૮), ઢાલઇં-ઊલાલઈ (૧૨૧), અસવાર (૧૨૩), ધૂજઇ છાઈય, ઊછલીય (૧૨૭), કિમ્હઇ તુ મરઇ અપૂટઇ (૧૩૦), ઈંધણ આણઇ (૧૩૩), ઊતારા—ઝીલીય (૧૩૪), **સાબાણ** (ફારસી શબ્દ=તંબુ–૧૩૪), પાસિ (૧૩), સિઉં (પ્રશ્નાર્થે–ઉત્પ્રેક્ષાર્થે–૧૩૭ વગેરે), ખર ઉલઝ્ઝઇ (૧૩૮), ફૂટઇં (૧૪૦), સવાર અસૂર (૧૩૮), અમૂંઝઇ (સતિ સપ્તમી ૧૪૨), જય **જોષિમ** જીણઇ જીવીઇ (૧૫૦–આમાં **જોષિમ** ફારસી શબ્દ છે.)

આ રાસમાં અવહઠ્ઠ (ચારણી)ના સંસ્કાર કવચિત્ મળી આવે છે. એ સંસ્કાર એટલે ન હોય શકય, ત્યાં પણ બેવડા વ્યંજન પ્રયોજવા તે; જેમકે નાયક્ક (૧૪૦), ચલ્લિઉ (૧૨૮), તુલ્લઈ (૭૬) વગેરે રૂપો.

ઉપર નોંધ અપાઈ છે તેમ સાબાણ અને જોષિમ એ બે ફારસી શબ્દો આમાં ધ્યાન ખેંચે છે.

આ કાવ્યની બંધની દષ્ટિએ નીચે મુજબ મહત્તા છે:

આરંભ—૧૬+૧૬+૧૩ માત્રાનાં ત્રણ પદની દોઢની ૧૫ કડી

વસ્તુ—૧૬-૧૭ મી કડી

ઠવણિ ૧—પ્રત્યેક અર્ધને અંતે તુ સાથે આખી ઠવણિ દોહરામાં છે. તેવી ૧૯-૪૨ કડી.

ઠવણિ ૨—કાંઇક અનિયમિતતાથી અર્ધ કડીને અંતે एकार સાથે સોરઠાની ૪૩-૭૬ કડી.

વસ્તુ—૭૭-૭૮ મી કડી

ઠવણિ ૩—આરંભમાં ૭૯ મી ધ્રુવા જેવી તૂક, પછી ચોપાઇ-ચરણાકુલના મિશ્રણવાળી ૮૦-૮૪ કડી.

ઠવણિ ૪—તે જ પ્રકારે ૮૫મી ધ્રુવા, પછી તેવી જ ૮૬-૮૯ કડી.

ઠવણિ ૫—તે જ પ્રકારે ૯૦મી ધ્રુવા, પછી તેવી જ ૯૧-૯૪ કડી.

વસ્તુ—૯૫ મી કડી.

ઠવણિ ૬—૯૬-૯૮ ચરણાકુલ-ચોપાઇનું મિશ્રણ

ઠવણિ ૭—૩જી ઠવણિ જેમ ૯૯મી ધ્રુવા, પછી ઉપર મુજબ ૧૦૦-૧૦૩ કડી.

વસ્તુ—૧૦૪ મી કડી

ઠવણિ—૧૦૫-૧૦૭ ચરણાકુલ-ચોપાઇનું મિશ્રણ.

ઠવણિ—૧૦૮ મી ધ્રુવા પછી, ઉપર જેમ ૧૦૯-૧૧૭ કડી.

વસ્તુ—૧૧૮-૧૧૯ કડી.

ઠવણિ ૧૦—રોળાની ૧૨૦-૧૩૬ કડી.

વસ્તુ—૧૩૭-૧૩૮ કડી.

ઠવણિ ૧૧—રોળાની ૧૩૯-૧૪૩ કડી

ઠવણિ ૧૨—**હવિં સરસ્વતી ધઉલ:** આમાં ૧૪૪-૧૫૨ એ નવ કડીઓ **ધઉલ, ત્રૂટક, ધઉલ, ત્રૂટક, ધઉલ, ત્રૂટક, ઉલ, ધત્રૂટક, ધઉલ** એમ કડીઓ આવેલી

છે. આમાં ધઉલ છે તેની પ્રત્યેક લીટી ચોપાઈ + દોહરાનું સમ ચરણ, આવાં ચાર ચરણની યોજના છે, જ્યારે ત્રૂટકમાં બે અર્ધ ૧૧+૧૧ માત્રાનાં દોહરાના સમ પદ જેવાં ચાર પદનાં છે, પછી શુદ્ધ હરિગીતનાં ૨૮ માત્રાનાં ચાર ચરણો છે. હરિગીતના માપનો આ પ્રયોગ આટલો જૂનો છે એ લક્ષ્યમાં લેવા જેવું છે.

ઠવણિ ૧૩—ચરણાકુલ–ચોપાઈનું મિશ્રણ કડી ૧૫૩–૧૮૯.

ઠવણિ ૧૪—રેવંતગિરિ રાસુના ૪ થા કડવામાં આવે છે તે પ્રમાણે સોરઠાની ૧૯૦–૨૦૩ કડીની દેશી છે, જેમાં પ્રત્યેક અર્ધમાં પ્રથમ શબ્દ પછી એકાર ગેયતાને માટે યોજાયેલો છે. એ વિશે સૂચન ૧૬૦ મે પૃષ્ઠે આ પૂર્વે કરવામાં આવ્યું જ છે.

ગેય દેશીઓનાં મૂળ આમ આટલાં જૂના મળી આવે છે, એ લક્ષ્યમાં લેવા જેવી વસ્તુ છે.

કવિતાની દૃષ્ટિએ આ એક નાનું વીરગાથાત્મક (romantic) કાવ્ય છે. આટલું જૂનું આવા પ્રકારનું કાવ્ય હજી સુધી મળ્યું નથી. નીચે આપવામાં આવતું અવતરણ કવિનું શબ્દપ્રભુત્વ તેમ જ તેની પ્રતિભાનો અવશ્ય ખ્યાલ આપશે:

ચંદ્રચૂડ વિજ્જાહર રાઉ, તિણિ વાતઇં મનિ વિહીય વિસાઉ ।
હા કુલમંડણ હા કુલવીર. હા સમરંગણિ સાહસધીર ॥૧૫૩॥
કહીઉં કહિ નઇં કિરિઉં ઘણું, કુલ ન લજાવિઉં તઇં આપણઉં ।
તઇં પુણ ભરહ ભલાવિઉ આપ, ભલુ ભણાવિઉ તિહૂયણિ બાપુ ॥૧૫૪
સુ જિ બોલઇં બાહૂબલિ પાસિ, દેવ મ રોહિલુંઇં હીઇ વિમાંસિ ।
કહિ કુણ ઊપરિ કીજઇ રોસુ, એહ જિ દૈવહ દીજઇ દોસુ ॥૧૫૫॥
સામીય વિસમુ કરમવિપાઉ, કોઇ ન છૂટઇ રંક ન રાઉ ।
કોઇ ન ભાંજઇ લિહિયા લીહ, પામઇ અધિક ન ઓછા દીહ ॥૧૫૬॥
અજઉં ભૂયબલિ ભરહ નરિંદ, મઇં સિઉં રણિ ન રહઇ સુરિંદ ।
ઇમ ભણિ બરવીય બાવન વીર, સેલઇ સમહરિ સાહસ ધીર ॥૧૫૭॥

ધસમસ ધીર ધસઇં ધડહડઇં, ગાજઇ ગજદલિ ગિરિ ગડયડઇં ।
જસુ ભુઇ ભડહડ હડઇ ભડક્ક, દલ દડવડઇ જિ ચંડ ચડક્ક ॥૧૫૮॥
મારઇ દારઇ ખલ દલ ખણઇ, હેડ હણોહણિ હયદલ હણઇ ।
અનલવેગ કુણ કૂખઇં અછઇ, ઇમ પચારીય પાડઇ પછઇ ॥૧૫૯॥
નરુ નિરુવઇ નરનરઇ નિનાદિ, વીર વિણાસઇ વાદિ વિવાદિ ।
તિન્નિ માસ એકલ્લઉ ભિડઇ, તઉ પુણ પૂરઉં ચક્રહ ચડઈ ॥૧૬૦॥
ચઉદ કોડિ વિદ્યાધર સામિ, તઉ ઝૂરઇ રતનારી નામિ ।
દલ દંદોલિઉં દઉઢ વરીસ, તઉ ચક્કિઇં તસુ છેદીય સીસ ॥૧૬૧॥
રતનચૂડ વિદ્યાધર, ધસઇ, ગંજઇ ગયઘડ હીયડઇ હસઇ ।
પવન જય ભડ ભરહુ નરિંદ, સુ જિ સંહારીય હસઇં સુરિંદ ॥૧૬૨॥
બાહુલીક ભરહેસર તણુ, ભડ ભાંજણીય ભિડીઉ ઘણુ ।
સુરસારી બાહૂબલિજાઉ, ભડિઉ તેણુ તહિં ફેડીય ઠાઉ ॥૧૬૩॥
અમિતકેત વિદ્યાધર સાર, જસ પામીઇ ન પૌરુષ પાર ।
ચલ્લિઉ ચક્કધરવાજઇ અંગિ, ચૂરિઉ ચક્રિહિં ચડિઉ ચઉરંગિ ॥૧૬૪॥

× × ×

મહેન્દ્રચૂડ રથચૂડ નરિંદ, ઝૂઝઇં હડહડ હસઇં સુરિંદ ।
હાકઇં તાકઇં તુલપઇં તુલઈં, આઠિ માસિ જઇ જિમપુરિ મિલઈં ॥૧૬૭॥
દંડ લેઈ ધસીઉ ચુરદાદિ, ભરતપૂત નરનરઇ નિનાદિ ।
ગજીઉ બલિ બાહૂબલિ તણઉ, વંસ મલ્હાવિઉ તીણિ આપણુ ॥૧૬૮॥

× × ×

સૂરિજ સોમ સમર હાકંત, મિલિયા તાલિ તોમર તાકંત ।
પાંચ વરિસ ભર ભેલીય ધાઇ, નીય નીય ઠામિ લિવારિઆ રાઇ ॥૧૭૨॥
ઇકિ ચૂરઇં ઇકિ ચંપઈં પાય, એકિ ડારઈં એકિ મારઇં ધાઇ ।
ઝલઝલંત ઝૂઝઇ સેયંસ, ધનુ ધનુ રિસહેસરનુ વંસ ॥૧૭૩॥
સક મારી ભરહેસરજાઉ, રણુ રસિ રોપઇ પહિલઉ પાઉ ।
ગિણઇ ન ગાંઠઇ ગજદલ હણઇ, રણુરસિ ધીર ધણાવઇ ધણઇ ॥૧૭૪॥

× × ×

બિહું દલિ વાજી રણિ કાહલી, ખલદલ ખોણિ ખે ખલભલી ।
ધ્રૂસઇં ધસકીય ધડ થરહરઇં, વીર વીર સિઉં સયવર વરઇ ॥૧૭૭॥
ઊડીય ખેહ ન સૂઝઇ સૂર, નવિ જાણીઇ સવાર અસૂર ।
પડઇં સુહડ ધડ ધાયઇં ધસી, હણઇં હણોહણિ હાકઇં હસી ॥૧૭૮॥

આથી પણ વધુ જોસદાર ભાષા કવિએ પ્રયોજી છે. આમ આ કાવ્ય એક જૂનું અને પછીના કવિઓને વિશિષ્ટ રાહ બતાવનારું રચાયું છે, એ સમઝાય તેમ છે.

"બુદ્ધિ રાસ" એ કૃતિ સૌમ્ય છે. એમાં ઉત્તમ પ્રકારની કવિતા નથી, પણ ઉપદેશ સારો છે. કાવ્યબંધની દૃષ્ટિએ જોતાં તેમાં ચાર ખંડ છે:

આરંભ : ૧ લી કડીમાં ધ્રુવા પછી ૨–૧૪ કડીમાં ચરણાકુલ-ચોપાઇનું મિશ્રણ

ઠવણિ ૧ : પ્રાયઃ પ્રત્યેક અર્ધને અંતે एકારવાળી સોરઠાની દેશી, કડી ૧૫–૨૩.

ઠવણિ ૨ : ૧૬+૧૬+૧૩ નાં ત્રણ પદની દોઢ ૨૪–૪૫.

ઠવણિ ૩ : કોઈ કોઈ સ્થળે વિષમ પદને અંતે एકારવાળો દોહરો, કડી ૪૬–૬૩.

આ બંને કાવ્યની ભાષાભૂમિકાના વિષયમાં પૃ. ૧૫૮–૧૫૯ ઉપર આપેલી ભાષાશાસ્ત્રીય સૂચનાઓ અનુસંધિત કરવી. ગૂજરાતી-પણું આમાં ક્યાં છે તે તેનાથી સમઝી શકાશે.

આ કૃતિઓ શુદ્ધ સ્વરૂપમાં પ્રસિદ્ધ કરવા બદલ મુનિશ્રી જિન-વિજયજીનો આ વિષયના રસિયાઓ ઉપર અસાધારણ ઉપકાર છે, તે નોંધતાં આનંદ થાય છે.

## પરિશિષ્ટ–૪

# ગૂજરાતી ગરબીઓનું મૂળ[1]

આજે ગૂજરાત તેના ગરબી–ગરબા સાહિત્યથી સાહિત્યજગતમાં એક અનોખી ભાત પાડી આપે છે. ગૂજરાતણોના "રાસ" હિંદના બીજા પ્રાંતોમાં પણ સાશ્ચર્ય દૃષ્ટિથી આદર પામી રહ્યા છે. ગૂજરાતના સાહિત્યેતિહાસમાં આ રાસ–સાહિત્ય કે ગરબી–ગરબા સાહિત્યની આજે પણ અત્યંત વિપુલતા છે. જૂનું પણ ઘણું છે, નોંધાયેલું પણ ઘણું છે, વણનોંધાયેલું પણ ઘણું છે, નવા દષ્ટિબિંદુથી છેલ્લા સૈકામાં રચાયું પણ ઘણું છે, અને તેમાંનું પ્રસિદ્ધ પણ ઘણું થઈ ચૂકયું છે, તેમ હજી ઘણું રચાયુંયે જાય છે:

"રાસ" શબ્દથી તો આપણે તેના એક કરતાં વધુ અર્થથીયે વાકેફ છિયે. તેના પ્રચલિત અર્થો આ તો વ્યાપક છેઃ

૧. યુવક અને યુવતીઓ કે યુવક અથવા યુવતીઓ ગોળ કુંડાળામાં તાળીઓ કે દાંડિયાથી તાલબદ્ધ જે એક પ્રકારનું સમૂહનૃત્ય કરે છે તે. આ અર્થ કૃષ્ણની "રાસલીલા" જેટલો જૂનો છે.

૨. જૈન તેમ જ જૈનેતર ગૂજરાતી સાહિત્યમાં રચાયેલું ધાર્મિક તેમ જ સામાજિક કવિતાસાહિત્ય; ઉપદેશરસાયનરાસ, ભરતેશ્વરબાહુબલિ રાસ, રેવંતગિરિરાસ, કછૂલીરાસ, સમરારાસ, પેથડરાસ એ વગેરે જૈનકૃતિઓ અને નાકર જેવા જૈનેતર કવિનો નળદમયંતી–રાસ વગેરે અનેક કૃતિઓ સુપ્રસિદ્ધ છે. આજ "રાસ" > "રાસુ" કે "રાસઉ" થઈ "રાસો" થયે "પૃથ્વીરાજ રાસો" વગેરે પ્રતરપ્રાંતીય સાહિત્યમાં પણ પ્રયુક્ત છે.

---

૧. "ગૂજરાતી"નાં સને ૧૯૩૯ના "દીપોત્સવાંક"માંથી પુનર્મુદ્રિત, થોડા સુધારા સાથે.

૩. અત્યારે ગરબી-ગરબા-રાસ એ વગેરે ગીત-વિશેષ આ પ્રકાર સમૂહનૃત્યોમાં મોઢેથી લયબદ્ધ ગાવામાં આવે છે. પ્રથમ પ્રકારના અર્થમાં નૃત્યવિશેષ અને આ તૃતીય પ્રકારના અર્થમાં ગીતવિશેષ, એ બેઉનો કાર્યકારણભાવ જેવો સંબંધ છે: બંને બંને વિના અપૂર્ણ ગણાય છે.

આમ આ ત્રણ અર્થોમાં "રાસ" શબ્દ આપણે જાણિયે છિયે. પ્રાચીન સાહિત્યમાં પારિભાષિક અર્થે "રાસ" શબ્દનો પ્રયોગ આપણને ૧૦મી શતાબ્દીથી આ બાજૂ મળે છે. સરસ્વતીકંઠાભરણમાં ભોજે, અને કાવ્યાનુશાસનમાં આચાર્ય હેમચંદ્રે "રાસ" કે "રાસક" શબ્દનો રૂપક વિશેષે ઉપયોગ આપ્યો છે. આ પૂર્વે એ શબ્દનો ઐતિહાસિક પ્રયોગ આપણને પુરાણેતર સાહિત્યમાં નથી મળતો. એ અર્થમાં "રાસ" સમૂહનૃત્યમાં આપણે પ્રયોજિયે છિયે, એ અર્થમાં ભાસના "બાલચરિત" નાટકમાં આપણે સૌથી પ્રથમ મેળવિયે છિયે. હરિવંશ-માં એ પ્રકાર પ્રયુક્ત છે: પણ ત્યાં નામ નથી મળતું. તે નામ તે हल्लीसक એ નૃત્યવિશેષ છે. એમાં સ્ત્રી-પુરુષ બંને ભાગ લઈ શકે છે; પરંતુ નાયક એક જ હોય તેવું તેમાં મળે છે: अज्ज भट्टी दामोदलो इमस्सिं बुन्दावणे गोवकण्णआहि हल्लीषअं णाम पक्कीळिदं आअच्छदि (આર્ય, ભર્તા દામોદર આ વૃંદાવનમાં ગોપકન્યકાઓ સાથે હલ્લીસક નામનો નૃત્યવિશેષ ખેલવા આવે છે) હલ્લીસક જોવાને માટે ગોપ-બાલકો વૃંદાવનમાં જવા તૈયાર થાય છે. હરિવંશમાં એ પ્રકાર નીચે મુજબ નિર્દિષ્ટ છે:

एवं स कृष्णो गोपीनां चक्रवालैरलंकृतः ।
शारदीषु सचन्द्रासु निशासु मुमुदे सुखी ॥
(વિષ્ણુપર્વ ૨૦-૩૫)

આ જ નૃત્યવિશેષ "રાસ" છે, એવી હકીકત "બ્રહ્મપુરાણ"માં સૌથી પ્રથમ આપણને મળે છે:

गोपीपरिवृतो रात्रिं शरच्चन्द्रमनोरमाम् ।
मानयामास गोविन्दो रासारम्भरसोत्सुकः ॥
( અ. ૧૮૮–૨૧ )

અને ताभिः प्रसन्नचित्ताभिर्गोपीभिः सह सादरम् ।
रराम रासगोष्ठीभिरुदारचरितो हरिः ॥
( એજન, શ્લોક ૩૧ )

આ પછી પુરાણોમાં એ શબ્દ પુષ્કળ રૂઢ થઈ ગયેલો મળે છે. શાસ્ત્રીય ગ્રંથોમાં તેના એ પારિભાષિક અર્થમાં આપણે ઉપર બતાવ્યું તેમ ૧૦ મી શતાબ્દીથી મેળવિયે છિયે. વધુ સ્ફુટ વ્યાખ્યા મળે એ ખાતર કાવ્યાનુશાસનમાં જે સ્વરૂપનો નિર્દેશ છે, એ અહીં બતાવું છું;

गेयं डोम्बिका–भाण–प्रस्थान–शिङ्गक–भाणिका–प्रेरण–रमाक्रीड–हल्लीसक–रासक–गोष्ठी–श्रीगदित–रागकाव्यादि ॥

આમાં આપણને हल्लीसक અને रासक એ બે પ્રકારનાં ગેય ઉપરૂપકો મળે છે. પરંપરાપ્રાપ્ત લક્ષણો આ. હેમચંદ્ર તેનાં નીચે મુજબ નોંધ્યાં છેઃ

मण्डलेन तु तन्नृत्तं हल्लीसकमिति स्मृतम् ।
एकस्तत्र तु नेता स्याद्गोपस्त्रीणां यथा हरिः ॥
अनेकनर्तकीयोज्यं चित्रताललयान्वितम् ।
आचतुःषष्टियुगलाद् रासकं मसृणोद्धतम् ॥
( કા. શા. પૃ. ૪૪૫–૪૬, શ્રી ર. છો. પરીખ-સંપાદિત )

આમાં ૧. એક જ નેતાવાળું અનેક સ્ત્રી સાથેનું નૃત્ય તે હલ્લીસક અને ૨. અનેક નર્તકીઓએ યોજેલું, વિવિધ તાલ અને લયવાળું ૬૪ યુગલોથી માંડીને વધતેરું રાસકનૃત્ય છે. આમ કૃષ્ણની રાસક્રીડા એ શાસ્ત્રીય દૃષ્ટિએ હલ્લીસક છે; પણ પાછળથી આ પારિભાષિક અર્થ ગળાઈ ગયો છે અને સર્વ સામાન્ય સમૂહનૃત્ય તે પછી સ્ત્રી-પુરુષોનું મિશ્રિત હોય કે માત્ર સ્ત્રીઓનું જ હોય તેવું

રાસકનૃત્ય સ્વીકારાઈ ગયું છે, અને પાછળથી વિષય-વૈવિધ્ય પણ આવી ગયું છે.

પ્રાચીન ગૂજરાતીમાં "રાસ" શબ્દથી વ્યવહૃત કાવ્યસાહિત્ય, ઉપર જે બીજા અર્થમાં બતાવાયું છે, તે આપણને ૧૨મી સદીમાં સૌથી પ્રથમ મળે છે. તે જિનદત્તસૂરિનો "ઉપદેશરસાયનરાસ". કવિએ ૧૬ માત્રાના પદ્ધડિછંદમાં એ ઉપદેશાત્મક કાવ્ય લખ્યું છે. એની ગેયતા બતાવવા ટીકાકારે સૂચન કર્યું છે કે अयं सर्वेषु रागेषु गीयते गीतकोविदैः ।

આ ગીતકોવિદોથી ગવાતા ગેય-રાસમાં ચર્ચરી અને રાસ એવી બે સંજ્ઞાઓ મળે છે. આ બંને ગેય છે. આમાં "ચર્ચરી" દોહરા-બંધમાં મળે છે; "રાસ" વિવિધ બંધોમાં મળે છે. આપણી "દેશી"-ઓનો વિકાસ આપણે આ "ચર્ચરી" અને "રાસ"માં સારી રીતે જોઇ શકિયે છિયે.

એક વસ્તુનો અહીં ખ્યાલ રાખવો આવશ્યક થઈ પડે છે; અને તે એ છે કે સમૂહનૃત્યમાં તાલલયાન્વિત ગાનને માટે જે વસ્તુ પ્રયુક્ત થાય છે, તેનો "રાસસાહિત્ય"માં રવીકાર અભિપ્રેત છે; એટલે સાદા દોહરા-ચોપાઈ-પ્રબંધો=પવાડા અને નરસિંહ-ભાલણ-મીરાં વગેરેની કૃતિઓમાં મળે છે તેવાં ટૂંકા પદો, એ કોઈને તાલ અને લયની દૃષ્ટિએ આપણે નોખાં પાડી શકિયે નહિ. માત્ર ત્યાં કોનો કેટલા પ્રમાણમાં ઉપયોગ થાય છે, તેટલો માત્ર પ્રસંગપરત્વે ભેદ માત્ર જોઈ-જાણી શકિયે. નામ ભલે જુદાં રહ્યાં પણ પ્રાણમાં એકતા-અનન્યતા તાલલયની દૃષ્ટિએ છે, એ સિદ્ધ વાતની ઉપેક્ષા લેશ પણ કરવી ન જોઈયે. કડવાબદ્ધ કાવ્યને આપણે દેશીબંધ તરીકે જેમ સ્વીકારિયે છિયે તે જ પ્રમાણે પ્રબંધો=પવાડા અને પદો એ પણ દેશીબંધ જ છે. આ દેશીબંધ જ આપણા "રાસ"માં અનુસ્યૂત રહેલો છે, એ તજ્જ્ઞોને અજ્ઞાતપૂર્વ ભાગ્યે જ હશે. આ ચેતવણી એ માટે આપવી પડે છે કે એક નાના પદમાંથી જ વિકસિત સ્વરૂપ

પામી પવાડાના રૂપમાં કે કડવાના રૂપમાં દેશીબંધ આવી રહ્યો છે, એ વાતના અજ્ઞાનને કારણે આ એક ને બીજું જુદું, પદ જુદાં ને ગરબી જુદી, ગરબા જુદા ને આપણા રાસ જુદા, એવા અશાસ્ત્રીય ભ્રમમાં આપણે ગોથાં ખાવાં પડે છે. ધાર, ટેકરો, ડુંગરી, ડુંગર અને પહાડમાં જે ભેદ છે, એવા ભેદ સિવાય આમાં ભાગ્યે જ બીજું જોવા મળશે, અને નીચે એ વસ્તુ સ્વતઃ અત્યંત સ્પષ્ટ થઈ જશે.

**આપણી દેશીઓનો** ઉદ્ગમ ક્યારથી ? નાટ્યશાસ્ત્રકારે ધ્રુવાઓના અનેક પ્રકાર આપ્યા છે; પણ એનો સૌથી પ્રથમ પ્રયોગ આપણને કાલિદાસના વિક્રમોર્વશીયમાંના અપભ્રંશ વિભાગમાં મળે છે. એમાં કેટલાયે વિવિધ માત્રામેળ છન્દો પ્રયુક્ત છે. આપણા જાણીતા દોહરા, ચોપાઈ, ચરણાકુલ અને પ્લવંગમ કે જે ત્રણે છેક આજના સમયના "રાસ" સુધી ઊતરી આવ્યા છે, એ એમાં ખાસ ધ્યાન ખેંચે છે:

**દોહરોઃ**—मइं जाणिउ मिअलोअणी णिसअरु कोइ हरेइ ।
जाव णु णवतलि सामलउ धाराधरु वरिसेइ ॥ ७ ॥

**પ્લવંગમઃ**—जलहर संहरु एहु कोपि आढत्तओ
अविरलधारासारदिसामुहकन्तओ ।
ए मइं पुहवि भमन्तो जइ पिअ पेक्खिमि
तव्वे जं जु करीहिसि तंतु सहीहिमि ॥ ८ ॥

**ચોપાઈઃ**—परहुअ महुरपलाविणि कन्ति
णन्दणवण सच्छन्द भमन्ति ।
जइ पइं पिअअम सा महु दिठ्ठी
ता आअक्खहि महु परपुठ्ठि ॥ १४ ॥

**ચરણાકુલઃ**—हउं पइं पुछ्छिमि अक्खहि गअवरु
ललिअपहारा णासिअ-तरुवरु ।
दूरविणिज्जिअससहरकन्ती
दिठ्ठी पिअ पइं संमुह जन्ती ॥ २२ ॥

આ ચાર ચાલુ બંધ ઉપરાત એક બંધ જે વિક્રમોર્વશીયમાં મળે છે, તે અનેરી જ ભાત પાડે છે. એ જ બંધ મુખ્યત્વે પાછળથી આપણી દેશીઓમાં જયદેવના ગીતગોવિંદથી માંડી અત્યાર સુધી ખૂબખૂબ વ્યાપક બની રહ્યો છે. આ બંધ તે સવૈયા ચાલની ચોપાઈ દાવટી: એના મૂળમાં ચરણાકુલનું વિષમ ચરણ અને દોહરાના સમપદનું સમચરણ તરત પકડી શકાય તેમ છે:

पसरिअखरखुरदारिअमेइणि वण-गहणे अविचालु ।

परिसप्पइ पेछ्छह लीणो णिअ–कज्जुज्जुअ[ओ] कालु ॥२३॥

આપણી ગરબીઓમાં પ્રચલિત પાચે બંધ વિક્રમોર્વશીયના ચોથા અંક જેટલા જૂના છે. કાલિદાસનો સમય ઈ. સ. પૂર્વે ૧ લી સદીથી ઈ. સ. ની ૪ થી સદી સુધીમાં છે. વિક્રમોર્વશીયનો રચનકાળ પણ એ જ ગાળામાં છે. માત્ર ચોથા અંકમાંના અપભ્રંશવિભાગના વિષયમાં કોઈ કોઈ વિદ્વાન્ કાલિદાસના કર્તૃત્વને શંકાસ્પદ માને છે. અપભ્રંશ સાહિત્યની ભાષા તરીકે તો વલભીકાળમાં સ્વીકારાયેલી જ હતી; એટલે એ ત્રણ સદી આગમચના વિક્રમોર્વશીયમાં અપભ્રંશ-વિભાગ ખુદ કાલિદાસે રચ્યો હોય તો તેમાં ન બનવા જેવું કાંઈ નથી. આ. હેમચંદ્રના સમયમાં તો તેમના સમય સુધીના બધા છંદો–વૃત્તો–બધો "છંદોનુશાસન"માં સ્વીકારાઈ ગયેલા હતા; એટલે આપણી ગરબીઓ–દેશીઓનાં મૂળ તેટલાં જૂનાં હોવામાં તો હવે કશી શંકા નથી. આ. હેમચંદ્રના સમય લગભગમાં બંગાળમાં કવિ જયદેવે "ગીતગોવિંદ"ના રમણીય બંધો પ્રબંધો સંખ્યાબંધ રચી આપ્યા છે. આ બધા જ દેશીબંધો છે.

ઉપર આપેલા પાંચ બંધોમાંના દોહરાનો અને પ્લવંગમનો એ બે બંધ જયદેવે પ્રયોજ્યા નથી, બાકીના ત્રણ પ્રયોજ્યા છે. એમાં પણ સવૈયા ચાલની ચોપાઈ દાવટીમા કેટલુંક વૈવિધ્ય પણ આપ્યું છે. આ ઉપરાત જયદેવે ગૂજરાતને ચિરપરિચિત હરિગીત ચાલની ચોપાઈ દાવટી અને ૩૪ માત્રાના ઝૂલણાનો બંધ ઉપરાંત ૩૭

માત્રાના ઝૂલણાના ૨૦+૧૭ નાં પદોને પ્રત્યેકને લઈ જુદા બે પ્રબંધ પણ લીધા છે, જેમાં ૧૭ માત્રાવાળા પદની સાથોસાથ ૧૫ માત્રાનું પદ પણ બીજા ચરણ તરીકે પ્રયોજાયું છે. આ બધાનાં ઉદાહરણો અહીં ઉપયોગી થઈ પડશે. સર્વત્ર ધ્રુવપદો જુદા જુદા માપનાં છે, તે અહીં લક્ષ્યમાં રાખવું જોઈયેઃ

ચોપાઈઃ—अनिलतरलकुवलयनयनेन तपति न सा किसलयशयनेन
सखि या रमिता वनमालिना ॥ १ ॥
विकसितसरसिजललितमुखेन स्फुटति न सा मनसिज-
विशिखेन ॥ सखि या० ॥ २ ॥
(પ્રબંધ ૧૬ મો)

ચરણાકુલઃ—स्मरसमरोचितविरचितवेशा गलितकुसुमदरविलुलितकेशा ।
कापि मधुरिपुणा, विलसति युवतिरधिकगुणा ॥१॥
हरिपरिरम्भणवलितविकारा कुचकलशोपरि तरलितहारा ॥ कापि०॥२॥
(પ્રબંધ ૧૪ મો)

સવૈયા ચાલની ચોપાઈ દાવટી (૧) ललितलवङ्गलतापरिशीलनकोमलमलयसमीरे
मधुकरनिकरकरम्बितकोकिलकूजितकुञ्जकुटीरे ।
विहरति हरिरिह सरसवसन्ते
नृत्यति युवतिजनेन समं सखि विरहिजनस्य दुरन्ते ॥
(પ્રબંધ ૩ જો)

(વૈવિધ્ય) (૨) रतिसुखसारे गतमभिसारे मदनमनोहरवेशम् ।
न कुरु नितम्बिनि गमनविलम्बनमनुसर तं हृदयेशम् ॥
धीरसमीरे यमुनातीरे वसति वने वनमाली ।
गोपी–पीनपयोधरमर्दनचञ्चलकरयुगशाली ॥ १ ॥
(પ્રબંધ ૧૧ મો)

(૧ માત્રા ઓછી) (૩) समुदितमदने रमणीवदने चुम्बनवलिताधरे ।
मृगमदतिलकं लिखति सपुलकं मृगमिव रजनीकरे ॥
रमते यमुनापुलिनवने विजयी मुरारिरधुना ॥ १ ॥
(પ્રબંધ ૧૫ મો)

આ ત્રણ જૂના ઉપરાંતઃ

હરિગીતની ચાલની ચોપાઈ દાટવી } मामियं चलिता विलोक्य वृतं वधूनिचयेन ।
सापराधतया मयापि न वारिताऽतिभयेन ।
हरिहरि हतादरतया गता सा कुपितेव ॥ १ ॥
किं करिष्यति किं वदिष्यति सा चिरं विरहेण ।
किं धनेन जनेन किं मम जीवितेन गृहेण ।हरि०।२।

(પ્રબંધ ૭ મો)

૩૪ માત્રાનો ઝૂલણાઃ—वदसि यदि किंचिदपि दन्तरुचि कौमुदी
हरति दरतिमिरमतिघोरम् ।
स्फुरदधरशीधवे तव वदनचन्द्रमा
रोचयतु लोचनचकोरम् ।
प्रिये चारुशीले, मुञ्च मयि मानमनिदानम् ॥१॥

(પ્રબંધ ૧૯ મો)

૨૦ માત્રાનું ઝૂલણાનું પદ } कथितसमयेऽपि हरिरहह न ययौ वनं
मम विफलमिदममलरूपमपि यौवनम्
यामि हे, कमिह शरणं सखीजनवचनवञ्चिता ॥१॥

(પ્રબંધ ૧૩ મો)

૧૭ માત્રાનું ઝૂલણાનું પાછલું પદ પૂર્વપદ તરીકે } मञ्जुतरकुञ्जतलकेलिसदने
विलस रतिरभसहसितवदने ।
प्रविश राधे माधवसमीपमिह ॥ १ ॥

આ જાણીતા બંધો ઉપરાંત ત્રણ બંધ જયદેવે એવા આપ્યા છે કે જેનો પ્રચાર ગૂજરાતી દેશીઓમાં જોવામાં ખાસ નથી આવતો; હોય તો મારા જોવામાં નથી આવ્યો તેઃ

(૧) प्रलयपयोधिजले धृतवानसि वेदम्
विहितवहित्रचरित्रमखेदम् ।
केशव धृतमीनशरीर जय जगदीश हरे ॥ १ ॥

(પ્રબંધ ૧ લો)

આમાંનું સમચરણ ચરણાકુલનું છે.

(૨) श्रितकमलाकुचमण्डल धृतकुण्डल ए
कलितललितवनमाल जय जय देव हरे ॥ १ ॥
(પ્રબંધ ૨ જો)

આમાંનું कलित...माल એ દોહરાનું સમપદ છે.

(૩) वहति मलयसमीरे मदनमुपनिधाय
स्फुरति कुसुमनिकरे विरहिहृदयदलनाय ।
तव विरहे वनमाली सखि सीदति ॥ १ ॥
(પ્રબંધ ૧૦ મો)

આ પ્રમાણે વિક્રમની ૧૨ મી સદીમાં આપણા પરિચિત કેટલાક બંધો જયદેવ વાપરે છે એ બધી જ દેશીઓ છે. એ પ્રબંધો—અષ્ટપદીઓના રાગ પણ આપણી દેશીઓમાં સવસામાન્ય એવા (૧–૧૩) માલવ, (૨–૫–૭–૧૧–૧૫–૧૮) ગુર્જરી, (૩–૧૪–૨૦) વસંત, (૪–૨૪) રામકરી, (૬) માલવગૌડ, (૮) કર્ણાટ, (૯) દેશ, (૧૦–૧૬–૧૯) દેશી વરાડી, (૧૨) ગોંડકરી, (૧૭) ભૈરવી, (૨૧–૨૨) સાદો વરાડી અને (૨૩) વિભાસ, એ ૧૨ રાગો છે. આમાંનો ગોંડકરી (?) સમજાયો નથી, બાકીના તદ્દન જાણીતા છે. વરાડીના બે પ્રકાર મળે છે: સાદો અને દેશી. આમા ગુર્જરી રાગમાં ૨–૫–૭–૧૧–૧૫–૧૮ એ ૭ અષ્ટપદીઓ છે, આ ખાસ લક્ષ્યમાં લેવા જેવી વસ્તુ છે. સંસ્કૃત ભાષામાં આવા પ્રકારની દેશીઓનાં કાવ્યો, એકાદ બે અપવાદ સિવાય પછી હાથ નથી આવતાં. આજકાલમાં આપણું જૂની ગૂજરાતીનુ સાહિત્ય ધીમે ધીમે શાંત વિકાસ સાધતું આવે છે. એ કાલના રાસસાહિત્ય તરફ નજર દોડાવતાં આપણી દેશીઓનાં દર્શન આપણને થાય છે. લાંબાં એ કડવાં, ટૂંકાં એ પદો. આ પાછલાં પદો એ ગરબી અને લાંબાં કડવાં, એ ગરબાં, આ સમજ આપણને બહુ બહુ મોડી મોડી આવે છે.

હવે આપણે અહીં આપણી જૂની ગૂજરાતીના સાહિત્યમાં જે કાંઈ મળે છે, તે તરફ નજર દોડાવિયે. પ્રાચીન ગૂર્જર કાવ્યસંગ્રહ (ગા. ઓ. માળા)માં છપાયેલા રાસ સૌથી પ્રથમ આપણું ધ્યાન ખેંચે છે.[1] એનાથી પહેલાંનું સાહિત્ય ઘણું હશે, છતાં આજે આપણા હાથમાં નથી. ઉપર જયદેવના ગીતગોવિંદમાંથી અવતરણો આપતાં કયા કયા બંધોમાં દેશીઓ મળી છે, તે બતાવવામાં આવ્યું છે. જેને હું રાસયુગ કહું છું તે વિ. ની ૧૩ મી અને ૧૪-૧૫ મી સદીમાં જૈન રાસોનો જે ધોધ વહ્યો છે, તેમાંથી ઘણા ઓછા પ્રસિદ્ધ થયા છે, જે પ્રસિદ્ધ થયા છે, તે પણ દેશીઓ અને ગરબીઓનાં મૂળ શોધી આપવામાં સારી રીતે મદદગાર થઈ શકે છે. દોહરાબંધ એ તો આ કાળમાં ગેય કવિતાઓને માટે પુરાણકાળના અનુષ્ટુભ અને પ્રાકૃત કાળની ગાથાઓની જેમ વ્યાપક બંધ છે. આ સાથોસાથ તેનાથી ઊલટો એવો સોરઠો પણ ગેય કવિતામાં પ્રયુક્ત થયેલો મળે છે. પ્રથમ ઉદાહરણ તરીકે હું અહીં "રેવંતગિરિ રાસુ" લેવા માગું છું; તેમાં જે ચાર કડવાઓ છે, તેમાંનું પ્રથમ કડવું શુદ્ધ દોહરામાં આપવામાં આવ્યું છે. તે ગવાતું હશે તેને માટે કશી પણ શંકા નથી લાગતી; સમજ કે ચોથું કડવું જે સોરઠા બંધમાં આપવામાં આવ્યું છે, તે તો એવી રીતે આપવામાં આવ્યું છે કે જે બરોબર ગાઈ શકાતું હોય.

ગિરિગરુયાસિહરિ ચડેવિ અંબજંબાહિં બંબાલિઉં એ ।
સંમિણી એ અંબિકદેવિદેઉલુ દીઠુ રમ્માઉલં એ ॥ ૧ ॥
વજ્જઇ એ તાલકંસાલ વજ્જઇ મદ્દલ ગુહિરસર ।
રંગિહિં [એ] નચ્ચઇ બાલ પેખિવિ અંબિકમુહકમલુ ॥ ૨ ॥
સુભકરુ એ ઠવિઉ ઉચ્છંગિ વિભકરો નંદણુ પાસિક એ ।
સોહઇ એ ઊજિલસિંગિ સામિણિ સીહસિંઘાસણી એ ॥ ૩ ॥

---

૧. અને આ પૂર્વે પરિશિષ્ટ ૩જા મા આપેલા "ભરતેશ્વરબાહુબલિ રાસ"નું અનુસંધાન કરવા વિજ્ઞપ્તિ છે.

દાવઇ એ દુખ્ખહ મંગુ પૂરઇ એ વંછિઉ ભવિયજણુ ।
રખ્ખઇ એ ચઉવિહુ સંઘુ સામિણિ સીહસિધાસણી એ ॥ ૪ ॥

વધુ કડીઓ નથી ઉતારતો. આ પંક્તિઓ આપતો, एકાર અત્રતત્રથી કાઢી લેવામાં આવે તો સ્પષ્ટ થશે કે, એ બંધ ચોખ્ખો સોરઠાબંધ છે. અહીં એ પ્રશ્ન સહજ છે કે एકાર આમ વચ્ચે શા માટે ઘુસાડવામાં આવ્યો છે? આ કાવ્ય સ્વયં **રાસ** છે. **રાસ**ને માટે જિનદત્તસૂરિના "ઉપદેશરસાયન રાસ"નો ટીકાકાર સ્પષ્ટ જણાવે છે કે अयं सर्वेषु रागेषु गीयते **गीतकोविदैः** । આમ આ રાસ ગવાતો હોય તો જ एકાર તે તે સ્થળે દાખલ કરવો વાજબી છે; નહિતર તેની કોઈ પણ જરૂર નથી. આ **રાસ** સ્પષ્ટરૂપે ત્રેતાલ તેમ જ દાદરા કિંવા હીંચના તાલમાં ગાઈ શકાય છે. કોઇને અહીં એ જાતની શંકા ઉત્પન્ન થશે કે આ **રાસ** તાલબદ્ધ ગવાય છે, એવો તત્કાલીન કોઈ તટસ્થ પુરાવો ખરો?

આનો જવાબ બહુ સરલ છે, તે સમયમાં હીંચ અને દાંડિયારાસ પૂર્ણ પ્રચારમાં હતાં. 'સપ્તક્ષેત્રિરાસુ''માં આપેલા નીચેના ઉલ્લેખ તરફ હું મારા રસિક વાચકોનું ધ્યાન ખેંચવા રજા લઉં છું:

બઇસઇ સહૂઇ શ્રમણસંઘ સાવય ગુણવંતા ।
જોયઇ ઉચ્છવુ જિનહ ભુવણિ મનિ હરષ ધરંતા ।
તીછે **તાલારસ** પડઇ બહુ ભાટ પઢંતા ।
અનઇ **લકુટારસ** જોઈઇ ખેલા નાચંતા ॥ ૧૪૮ ॥

આ "તાલારાસ" તે હીંચ–હમચી કે સ્ત્રીઓ આજે હાથની તાળી દઈ જે રાસડા લે છે, તે છે. જ્યારે 'લકુટારાસ" વગર શંકાએ દાંડિયારાસ છે. 'સપ્તક્ષેત્રિરાસુ''માં આ રોળાઓની નીચે જ એક એવા પ્રકારનો બંધ મળે છે, જે ચોખ્ખો "રાસડો" કહો "ગરબી" કહો તેવો છે. એનો બંધ દોહરાબંધ છે, પણ વિષમ ચરણને અંતે પ્રત્યેક પંક્તિમાં એક એક જુદું પદ અધિક ખાસ તાલ માટે પ્રયોજવામાં આવ્યું છે; જેમકે:

ત્રીજઉ ક્ષેત્રુ સુ સંભલઉ એ વરલોયણે જં ભણિઉં વીયરાઈ ।
ગણગંભીર સો જિણહ વયણુ મૃગલોયણે તસુ નવિ ઉપમ કાઈ ॥ ૫૬ ॥
વચન ઈકેકા મૂલુ નહી વરલોયણે જં બોલઇ ભગવંતુ ।
ત્રિહુ ભુવણે ચૂડામણિ ય મૃગલોયણે સહૂ જાણઇ અરિહંતુ ॥ ૫૭ ॥

આ બે કડીઓમાં વરલોયણે અને મૃગલોયણે શા માટે દાખલ કરવામાં આવ્યાં છે ? સં. ૧૩૨૭ માં રચાયેલા "સપ્તક્ષેત્રિરાસુ"માં આમ વિશિષ્ટ લય માટે ચાલુ શુદ્ધ બંધોમાં વિશિષ્ટ ઉમેરણ ધ્યાન ખેંચે છે.

થોડીગે વિશિષ્ટતા માટે અહીં સં. ૧૨૬૩ ના "કચ્છૂલીરાસ"ને પણ આપણે ઉદાહરણ તરીકે લઈ શકિયે. એમાં માત્ર બે જ ગેય દેશીબંધ મળે છે. એક તો જાણે કે વર્તમાનકાલીન અંજનીગીત[1] જેવો છે; બીજો દોહરા બંધમાં જ ઉત્તર કડીમાં શબ્દાવૃત્તિથી ગેયતાની સાખ પૂરે છે. એ બંને અહીં નમૂના તરીકે ઉતારું છું:

ગણવઇ જો જિમ દૂરીઉવિહંડણુ
રોલનિવારણ તિહુયણમંડણુ
પણમવિ સામીઉ પાસજિણુ ॥
સિરિભદ્દેસરસૂરિહિં વંસો
બીજી સાહઉ વાંનસુ શરો
ક્રમાય રોલુ નિવારીઉ ॥

આમાં બે ચરણ ચરણાકુલનાં અને ત્રીજું જુદા માપનું છે. આ પ્રકારની ઠર્ચાણુઓ જૈન કૃતિઓમાં પુષ્કળ વપરાયેલી છે; અને ભાલણસુત ઉદ્ધવે પણ પ્રયોજી છે

વિશ્વામિત્ર આવ્યો દળ લેઈ,
અનેક તાપસને દુઃખ દેઈ:
ખ્યાત બળ દેખાડતોય.

---

૧. "ભરતેશ્વરબાહુબલિ રાસ"ના આરંભમાં સં. ૧૨૪૧ જેટલો જૂનો આ બંધ મળે છે.

વસિષ્ઠ ઋષિને આશ્રમ આવી,
વિદ્યાર્થીને બળે બીહાવી,
સેનાની સંખ્યા નહિય.
(ઉદ્ધવકૃત રામાયણ પૃ. ૬૭)

"પંચપંડવરાસ"માં તો આ પ્રકારની ઠવણીઓ ખૂબ પ્રયોજાયેલી છે: જેમકે:

નેમિ-જિણિંદહ પય પણમેવી
સરસતિ સામિણિ મણિ સમરેવી
અબિકિ માડી અણુસરઉ ॥ ૧ ॥
આગઇ દ્વાપર માહિ જુ વીતો
પંચહ પંડવ તણઉ ચરીતો
હરખિ હીયાનઇ હું ભણઉં ॥ ૨ ॥

આપણું અંજનાગીત આટલું જૂનું ક્યાંથી ઊભરી નીકળ્યું હશે? આજે ૨ જા-૩ જા ચરણ વચ્ચે એક ૧૬ માત્રાનું વધુ ચરણ ઉમેરાતાં ચાર ચરણવાળું માપ એનું બંધાયેલું મળે છે: ત્રીજા પદમાં ૧૨ માત્રાને કારણે ઉપરના અવતરણોમાં ત્રીજા પદમાં જે કાંઈ બંધશૈથિલ્ય છે, તે ગેયતાની દૃષ્ટિએ ટાળી શકાય તેમ છે. ખેર, હવે બીજો બંધ તપાસિયે. "કછૂલીરાસ"માં એક દોહરાબંધ મળે છે. એમાં ગાયકે જે વૈવિધ્ય સાધ્યું છે. તે જુઓ:

ધવલ જિણહરિ રુવિ મિલિય રાણાલોય અસેસ ।
ઉદયસૂરિ સંઘિહિ સહીઉ નિવસઇ એ નિવસઇ એ
નિવસઇ વરહરિ પીઠિ ॥

ઉત્તરાર્ધમાં નિવસઇ એનું આવર્તન શા માટે? સાદા દોહરાબંધમાં આ વૈશિષ્ટ્ય વિશિષ્ટ પ્રકારના લય માટે ન હોય તો બીજા શાને માટે હોઈ શકે?

બીજા બંધો કરતાં ગાયકોને જાણે કે દોહરા-બંધ ખૂબ પસંદ પડી ગયો હોય તેમ જણાય છે.[1] સં. ૧૩૭૧ આસપાસ રચાયેલા

---

૧. અને સં. ૧૨૪૧ ના "ભરતેશ્વરબાહુબલિ રાસ"માં તેમ જ "બુદ્ધિરાસ"માં દોહરાની દેશી પ્રયોજાયેલી છે જ.

"સમરારાસુ"માં એ બંધ વૈવિધ્ય સાધે છે. પહેલી ભાષામાં એ બંધ નીચે મુજબ મળે છે:

હાટ ચહુટા રૂઅડા એ મઢમંદિરહ નિવેસુ ત ।
વાવિકૂવઆરામઘણુ ધરપુરસરસપએસ ત ।
ઉવએસગચ્છહ મંડણઉ એ ગુરુ રયણપ્પહસૂરિ ત ।
ધમ્મુ પ્રકાસઇં તહિ નયરે પાઉ પણાસઇ દૂરિ ત ॥ ૧ ॥

નવમી ભાષામાં એ બંધ સારું વૈચિત્ર્ય સાધે છે:

સંઘવાછલ્લુ કરી ચીરિ ભલે
માલ્હન્તડે પૂજિય દરિસણ પાય ।
સુણિ સુંદરે પૂજિય દરિસણ પાય ।
સોરઠદેશ સંઘુ સંચરિઉ માલ્હ૦ ચઉડે રયણિ વિહાઇ ॥ ૧ ॥
× × × ×
દામોદરુ હરિ પંચમઉ માલ્હ૦ કાલમેઘો ક્ષેત્રપાલુ । સુણિ૦ ।
સુવનરેહા નદી તહિં વહએ માલ્હ૦ તરુવરતણઉં ઝમાલુ ॥ ૫ ॥

જ્યારે અગિયારમી ભાષામાં સોરઠાબંધ દેખાય છે:

સંઘુ રયણાયરતીરિ ગહગહઇ એ ગુહિરગંભીરગુણિ ।
આવિઉ દીવનરિંદુ સામુહઉ એ સંઘપતિસબદુ સુણિ ॥ ૨ ॥

બેશક આમાં વિષમપદાંતે અંત્યાનુપ્રાસ પ્રાપ્ત નથી. ૧૨ મી ભાષા ઉપર "કછૂલીરાસ"માં દોહરાના ઉત્તરાર્ધમાં વિષમપદ પછીનું ચરણ ત્રણવાર આવૃત્ત થાય છે, તેના પ્રકારનું છે. સમરારાસુની ત્રીજી ભાષામાં સોરઠો છે, તે "રેવંતગિરિરાસુ"ના ચોથા કડવાને મળતો છે જ્યારે આ રાસમાં એક બંધ ખાસ ધ્યાન ખેંચે છે. આ બંધ તે નરસિંહ મહેતાનો પ્રિય ઝૂલણા બંધ છે. આપણે જયદેવના ગીત-ગોવિંદમાં ૩૪ માત્રાનો ઝૂલણા જોયો છે, તેમ જ ૩૭ માત્રાના ઝૂલણાનાં ૨૦ અને ૧૭ માત્રાનાં પદો સ્વતંત્ર રીતે પ્રયોજાયેલાં જોયાં છે. "સમરારાસુ"માં ૩૭ માત્રાનો ઝૂલણા પ્રયોજાયેલો છે:[1]

---

૧. નરસિંહના સમય પહેલાં સં. ૧૪૩૨ માં મેરુનન્દને (જુઓ પૃ. ૨૯૧), તે પૂર્વે ઘણા જૂના સમયમાં એક કડી સં. ૧૨૭૭માં થયેલી પણ મળે છે. (જુઓ પૃ. ૨૨૯)

ચલઉ ચલઉ સહિયડે સેત્રુંજિ ચડિય એ
આદિજિણપત્રીઠ અમ્હિ જોઇસઉં એ ।
માહસુદિ ચઉદસિ દૂરદેસંતર
સંઘ મિલિયા તહિં અતિ અબાહ ॥ ૧ ॥
માણિકે મોતિએ ચઉકુ સુર પૂરઇ
રતનમઇ વેહિ સોવન જવારા ।
અશોક વૃક્ષ અનુ આમ્રપલ્લવદલિહિ
રિતુપતે રચિયલે તોરણમાલા ॥ ૨ ॥

કાલિદાસથી માંડીને અંબદેવસૂરિના આ "સમરારાસુ" સુધીમાં દેશીઓએ જે વિકાસ સાધ્યો છે, તેનો આ ઉપર આપેલાં ઉદાહરણોથી પરિચય મેળવી શકાશે. વિક્રમના ૧૫ મા શતકમાં આપણે નરસિંહ મહેતાને મેળવિયે છિયે. એ અનેક પદો રચી આપે છે. એના બંધોમાં દોહરા, ચોપાઇ, ઝૂલણા, હરિગીતની ચોપાઇ દાવટી અને સવૈયાની ચોપાઇ દાવટી પ્રયોજાયેલી છે. એણે પુષ્કળ વૈવિધ્ય સાધ્યું છે. એનાં પદોનો ગરબી તરીકે ઉપયોગ થતો હશે કે નહિ તે જાણવાનું કોઇ ઐતિહાસિક સાધન આપણી પાસે નથી. એનાં પદોની સં. ૧૬૫૦ પૂર્વની આપણને હાથપ્રત મળતી નથી. આમ છતાં જે કાંઈ અત્યાર સુધીમાં મળ્યું છે, તે ઉપરથી એમ કહી શકાય તેમ છે કે જેમ તેનાં પદ નરસિંહ પોતે ગાતો હતો તેમ બીજાંઓ પણ ગાતાં હશે જ. રાસસહસ્રપદીમાંનું નમૂના તરીકે નીચેનું એક પદ જ લઇયે; તેનું સ્વરૂપ શા પ્રકારનું છે?

"વાહલા મારા! વૃંદાવનરે ચોકચ કે વિઠ્ઠિલા પધારજો રે લોલ.
ગોકુલ ગામ તણી વ્રજનારચ કે વેગિ બોલાવજો રે લોલ.
અમ્હને રાસ રમ્યાના કોડ કે નાથસંગિ બેવડી રે લોલ.
લેવા મુખડાના મકરન્દ કે મ્યલી તેવતેવડી રે લોલ.
રૂડો બંસીબટનો ચોક કે કુંજશોભા ઘણી રે લોલ.
× × × ×
નાચે નરસૈંઓ સુખ જોઇ કે લીલા નારની રે લોલ."

(રાસસહસ્રપદી, પૃ. ૨૮)

અને પેલી જાહેર ગરબી—

નાગર નંદજીના લાલ, રાસ રમતાં મારી નથની ખોવાણી૦
એક એક મોતી માંહે સોના કેરો તાર,
સોળશત ગોપી માંહે કાહના રાખો મારો ભાર:
ભાર, ભાર, નાગર૦

આપણે "ચાતુરીઓ" જોઇયે તો એમાંનાં નાનાં પદો "રાસડા" માટે ઉપયોગમાં આવતાં હોય તેવાં મેળવિયે છિયે; જેના બીજા નમૂના આપણને કેશવદાસના કૃષ્ણક્રીડાકાવ્યમાં અને ભીમની હરિલીલામાં ત્રોટક અને પ્રબંધો જોવા મળે છે, જે આ જ જાતનાં ગેય કાવ્યો છે. પણ ભાલણ અને જનાર્દનની કૃતિઓ જ્યારે આપણે જોઇયે છિયે ત્યારે તો કાંઇ પણ શંકાનું કારણ નથી રહેતું. જેને આપણે અત્યારે ગરબીઓ કહિયે છિયે, તે ભાલણ અને જનાર્દનમાં ખૂબ મળે છે: કાદંબરીનું પેલું પદ જુઓ:

ઉન્મત્ત ઊતાવલી સુણિ સુંદરી,
ઊઢણૂં આપ સંભાલિ ગિહિલી કુણિ કરી ?
કચલટ મુખ પરિ લટકતી સુણિ સુંદરી,
કરિ કરી પાછી વાલિ ગિહિલી કુણિ કરી."
(કાદંબરી પૃ. ૫૮)

રામબાલલીલાનું ૧ લું પદ જુઓ:

થયા મંગલ તેજ પ્રકાશ એ રૂપ કુણ કળે,
અવનિકારણ અવિનાશ, મહારૂપ કુણ કળે;
કિરીટ મુકુટ શિર સાર, એ રૂપ કુણ કળે;
શોભે દિનકરનો ઝળકાટ, મહારૂપ કુણ કળે.

બંધની દૃષ્ટિએ આ બંને તપાસિયે તો પ્રથમનો દોહરાબંધ છે, પછીનો ચોપાઇબંધ છે. આ બંને જનાર્દનમાં પ્રયુક્ત છે. ભાલણે પ્લવંગમનો ઢાળ કાંતના "સુરતાની વાડીના મીઠા મોરલા"નો અદલોઅદલ પ્રયોજ્યો છે, આજે સાડા ચારસેં વર્ષ પૂર્વે:

બાઇ જાઓ મંદિર સહુકો આપણે રે,
સોડ બલાઈ ફોકટ લેતાં આજ હો;
ઓલંભા દાહાડી એના લાવતા રે,

સાંભળીને મુજને થાતી લાજ હો.”

(દશમસ્કંધ, પૃ. ૪૧)

ભાલણની “સાંભળ રે તું સજની મારી રજની કયાં રમી આવીજી” એ સવૈયાની ચાલની ચોપાઈ દાવટીની ગરબી તો સુપ્રસિદ્ધ છે. દોહરા, સોરઠા, ચોપાઈ, ચરણાકુલ, પ્લવંગમ, રોળા[1] વગેરે બંધો ગરબીને અનુકૂળ છે. પ્લવંગમ–રોળા સિવાયના બંધ આપણે જનાર્દનમાં જોઇયે છિયે. એમાંના દોહરાબંધમાં કેટલુંક વૈવિધ્ય છે પહેલો કડવા ૧ લામાં સાદો દોહરાબંધ છે. કડવા ૭ મામાં વિષમપદને અંતે एकार ઉમેરાયલો મળે છે; જેવો કે:

નિજ ગુરુ માગઇ વધામણી એ, રાધરિ બેઠી પાઉ–ધારિ.
રૂપિ તે ત્રિભુવનમોહની એ, લક્ષણ નઇ ગુણ સાર.

જ્યારે કડવા ૧૦ મામાં એ જ બંધમાં વિષમ તેમ જ સમપદોને છેડે એક નવું પ્રતીક ઉમેરાયેલું મળે છે. અહીં આપણે ઉપર આવેલા “સમરારાસુ”ના મેલ્હતઙે પૂજિય दरिसण पाय અને सुणि सुन्दरि पूजिय दरिसण पाय તેમ જ ભાલણ–નાકરના सुणि सुन्दरि, गिह्लिी कुणि करी એ પ્રતીકોના પ્રકારનું સામ્ય અનુભવી શકિયે છિયે:

આદિ ઉષાએ આલોચિઉં, સાહેલડી રે,
ગવરીવર ! કરિ સાર, સાહેલડી રે;
ભવ ભવાની રીઝવ્યાં, સાહેલડી રે.
વર આપું સંસારિ, સાહેલડી રે. ૧

કડવા ૧૭મામાં દોહરાબંધ જ છે, પણ તેમાં માત્ર સમપદને છેડે જ એક પ્રતીક ઉમેરવામાં આવ્યું છે;

વનિતા વચન સુણી આકુલી વ્યંકુલી અંગ ઢલાય,
મલ્યા મન મેલવ્યો એ.
ઉષા ભલી લલી પાય લાગઇ માગઇ વર લીલવિલાસ,
મલ્યા મન મેલવ્યો એ,

૧. રોળા–બંધ છેક સં. ૧૨૪૧ ના “ભરતેશ્વરબાહુબલિ રાસ” જેટલો જૂનો મળે છે. એ પછી પણ તેનો પ્રયોગ જૈન રાસોમાં પુષ્કળ મળે છે.

સહીનઇ વારિ કુમારડી, સારડી નહિ! કરુ રે!
મલ્યા મન મેલજ્યો એ.

આગઇ ઉમયાઇ પરઠિઉ સોરઠિઉ કૃષ્ણકુમાર,
મલ્યા મન મેલજ્યો રે.

કડવા ૨૩ મામાં, જેમ ૭મા કડવામાં એ વિષમ પદને અંતે મળે છે, તેમ રે મળે છે. ૨૭ મા કડવામાં ૭ મા કડવા જેવી સ્થિતિ છે, પણ ત્યાં "હરગોપાલા રે" પ્રતીક પ્રત્યેક પદને અંતે આપવામાં આવ્યું છે.

કડવું ૩૧ મું સોરઠામાં છે; પ્રત્યેક અર્ધને અંતે એકાર ઉમેરાયેલો મળે છે.

જનાર્દને ચોપાઈમાં એક વિવિધતા આપી છે:

પંચશબ્દ મૃદંગ વાજઇ પુરિ, શ્રીરંગ આવ્યા ઉષા અનિરુદ્ધસ્યૂં.
મંગલ દીપ દિઇ ઘરિ ઘરિ, ,,
રુક્મિણી અતિ રલિયાત થાય, ,,
સોલ સહસ્ર મનિ હરખ ન માય. ,,

ચરણાકુલમાં અગાઉ જાણવામાં આવેલી ઢવણિનો પ્રકાર જનાર્દને સ્વીકાર્યો છે. ૧૪ મું અને ૧૫ મું એ બંને કડવાં એ પ્રકારનાં છે. આ ઉપરાંત સવૈયાની ચોપાઈ દાવટીનાં પણ કેટલાંક કડવાં છે. હવે એણે જે અજાણ્યા બંધોની વિવિધતા આપી છે, તે અહીં જોઇયેઃ

૧. વૈરોચન સુત જાણુ રે બલિસુત બાણુ રે,
કારણ હુંતું તેહ તપ કરઇ રે.

શ્રીગંગાનઇ તીરિ રે આસન વાલ્યું વીરિ રે,
શરીરિઇ ધ્રુમરપાન અસુર કરઇરે.

૨. સાંભલુ દેવ્યા એ હિમાચલની ધિયા એ,
એહનઇ પુત્ર ભણી પરઠિઉ એ.

× × × ×

વરચ્છ વર માગુ એ, ધ્યાનથી જાગુ એ,
ભાજી ભાવઠી પેલા ભવતણી એ.

૩. બલવન્ત બાણ વધાવિઉ એ કૌભણ્ડ પ્રધાન તે આવિઉ એ,
વિવિધ ભણ્ડાર ભલા ભર્યા એ તેડા નઇ રાયની દૃષ્ટિ કર્યા એ.

૪. બાણાસુર કૈલાસિ સંચરુ પરણમિ એ, સામીય એ,
દાયક પદ તણઉ એ.
સેવક સંગ્રામ માગઇ બલ ભર્યુ એ કિમ કર્યું એ સ્વામી!
મુઝ બલ તોલીઇ એ.

૫. બોલઇ બાલા સૂત્રધાર તેડીઇ, મેડીઇ મંદિરિ મણિ જડુ એ.
નીપાઉં ધવલહર માલિયાં, જાલિયાં રચુ રતનમઇ એ.

૬. સખી સીખામણ આપુ, અહ્મ વર જોએ બાપુ.
કરઇ રે કાલ સંતાપુ, શું કીજઇ જેણિ ન લાગઇ પાપ?

૭. ઉષા માઝમ રયણી જાગી રે, અંગ અનંગજ્વાલા લાગી રે.
મુહનઇ કલંક લાગ્યું રે, કન્યાવ્રત માહારૂં ભાગૂં રે.

૮. ઉચ્ચરઇ સમરી રે, તૂં કાય મરઇ રે
મન દૃઢ કરી રહિ ઉષા રે.
હૂં તુજ વરનઇ રે, બાંહી ગ્રહીનઇ રે
ક્ષણ એકમાં જઈ લાવૂં રે.

૯. દેવ નઇ દાનવ વૈરી તૂં જાણિ, પ્રાણિ પ્રીતિ ન પામઈ.
ન પરણૂં રે અસુરકુંઆરી?
પૂછિનિ તારા પિતાની પિરિ, ઘરિ પાલુ રે શંબર તણઇ,
કાંઇ ન પરણે રે અસુરકુંઆરી?

૧૦. તિહાં બોલઇ બાણાસુર ઉરિ કોપિ ચડયુ એ.
કુણ છઇ રે કુબુદ્ધિ કૂડ? મૂઢ મરસિ દૃષ્ટિ પડયુ એ.

૧૧. પહુતા રે પુરુષોત્તમ વાડીઇ ઊતરિઆ
ઠરિયા રે યાદવ યોધ તરુવરિ તરવરિઆ.

૧૨. યાદવ રાય થયા રલિયાત, શ્રોણિતપુર માંહિ આવિયા એ.
વધાવઇ મોતીઇ મુરારિ, નારિ અસુરસૂં ઉચ્છવ કરઇ એ.

આમ આ બીજી બાર તરજ છે. આમાંના બંધો પ્રાયઃ મિશ્ર-બંધો છે. આ બધા જ જુદા જુદા રાગોમાં ગવાતા બંધો છે. એમાંની કેટલીક તરજ આજે ગવાય છે; કેટલીક વપરાશમાંથી ગઈ છે. જનાર્દન અને દયારામ વચ્ચે લગભગ ૩૦૦-૩૫૦ વર્ષનો ગાળો છે, આ ગાળામાં સાહિત્યમાં આ બંધોમાં વૈવિધ્ય બહુ ઓછું મળે છે; પણ જનસાજમાં પુષ્કળ વૈવિધ્ય પ્રચારમાં હશે, જે દયારામની ગરબીઓમાં ખૂબ દેખા દે છે. એટલું બધું વૈવિધ્ય છે કે માત્ર દયારામે એ નવું ઉપજાવી કાઢ્યું સંભવે તેમ નથી. આમ છતાં દયારામના ગરબીના અને ગરબાના કે તે પૂર્વેના વલ્લભ ધોળા વગેરેએ ગરબાઓમાં કે દીવાન રણછોડજીના ચંડીપાઠના ગરબાઓમાં સ્વીકારાયેલા બંધો ઉપરના કોઈ અને કોઈ બંધમાં અંતર્ગત થતા હોય છે. આ બંધોની તુલના કરવાથી આ લેખનું કદ અસાધારણ વધી જાય તેમ હોવાથી કોઈ બીજા પ્રસંગ ઉપર રાખી અત્યારે તો આપણી ગૂજરાતી ગરબીઓ–તેમાં વપરાતા કેટલાક બંધો એ છેક વિક્રમોર્વશીય જેટલા જૂના છે, અને બીજા ઘણા તો જનાર્દનના સમય વિ. સં. ની ૧૬ મી શતાબ્દી જેટલા તો જૂના છે જ એ બતાવવાનો આ નાના લેખમાં પ્રયત્ન કરવામાં આવ્યો છે. આ પ્રયત્ન, મારે અહીં કબૂલ કરવું જોઈએ કે બહુ ઝડપથી કરવામાં આવ્યો છે, એટલે એમાં પુષ્કળ ખામી પણ હશે. સ્વતઃ કે પરતઃ એ ખામીઓ પ્રાપ્ત થતાં ભવિષ્યમાં મારા તરફથી અથવા બીજા કોઈ વિદ્વાન તરફથી સ્વતંત્ર પ્રયત્ન થશે, તેમાં ઉપર સૂચવાયેલું દિશાસૂચન ઉપયોગી થશે, તો મારો આ નાનો પ્રયત્ન પણ સફળ થયો છે, એમ સમઝીશ.